पुस्तक
८३-८४

विविध ग्रन्थमाला

वर्ष ७ मुं
सं. १९७२.

# सस्तुं साहित्य वर्धक कार्यालयनी
# उत्पत्ति स्थिति ने भविष्य

સં. ૧૯૭૨ સુધીનાં દશ વર્ષના અહેવાલ
અને હિસાબ સહિત.

प्रकाशकः—सस्तुं साहित्य वर्धक कार्यालय

સ્થળ—
મુંબઇ, ૨

અને
અમદાવાદ.

विविध ग्रंथमाला: अंक ८३-८४: वर्ष सातमुं-सं. १९७३.

# सस्तुं साहित्य वर्धक कार्यालयनी

# ઉત્પત્તિ સ્થિતિ અને ભવિષ્ય

સં. ૧૯૭૨ સુધીનાં દશ વર્ષના અહેવાલ
અને હિસાબ સહિત.

એજ સંસ્થાને માટે લેખક અને પ્રકાશકઃ
ભિક્ષુ-અખંડાનંદ. ઠે. કાલબાદેવી-મુબઈ.

આવૃત્તિ ૧ લી. પ્રત ૬૦૦૦. સને ૧૯૧૮. સંવત ૧૯૭૪.

મૂલ્ય ૦।= પાકું પૂઠું ।। પો. માફ.

# નિવેદન.

---

વિવિધ ગ્રંથમાળાના સાતમા વર્ષનું આ છેલ્લું પુસ્તક હોઇને તે વર્ષ પૂરૂં થયા પછી ચાર માસ જેટલી મુદ્દતે નિકળી શકયું છે.

શ્વાનદંશ અને અગ્નિના અકસ્માત પછીથી અંતર પ્રકૃતિમાં આવેલી શિથિલતાને લીધે, તેમજ સંસ્થાની બીજી ચાલુ રોકાણો વચ્ચે તથા અંતરાત્માને કાંઇક સંતોષ મળે એવા ધોરણે આ પુસ્તકનું કાર્ય બજાવવાનું હોવાથી તેની પાછળ ધારવા કરતાં વધુ સમય નિકળી ગયો છે. અમદાવાદનો સખ્ત પ્લેગ પણ ઢીલમાં કારણરૂપ થયો છે.

માત્ર સાદો સીધો હિસાબ અને અહેવાલજ આપવાનું રાખ્યું હોત તો પચાસ પોણોસો પૃષ્ઠમાં સમાવેશ થઇ જઇને તે સત્વર બહાર પડી શકત; પરંતુ વિગતોના લુખ્ખા ટુકડાઓની સાથે બીજી પણ થોડીક વાનીઓ પીરસવાની જરૂર હતી. સંસ્થાને દેશજનોના હાથમાં મૂકવાના પ્રસંગને લઇને વાંચકવર્ગની અને દેશસેવાના ઉમેદવારો, સંસ્થાના ભાવિ કાર્ય કર્તાઓ તેમજ સહાયકો વગેરેના સેવામાં કેટલીક હકીકતો, વિચારો અને સૂચનાઓ વગેરે રજુ કરવાની આવશ્યકતા હતી.

વળી અન્ય ભાષાઓ અને પ્રાંતો કે જ્યાં સસ્તા સાહિત્યની આવશ્યકતા ગુજરાત કરતાં પણ વધારે છે, તે પ્રાંતોના—આ સંસ્થાન કાર્યથી અજાણ્યા એવા—અનેક લાયક સજ્જનોના વાંચવામાં પણ આ પુસ્તક આવનારૂં હોવાથી, તેમજ ગુજરાતમાં પણ ઘણાકો આ સંસ્થાને "બહોળી આર્થિક ઉદારતા" વડે ચાલતી ધારતા હોવાથી તેમન ધ્યાનપર આ કાર્યનું સાચું ધોરણ આવે, તે માટે પણ કેટલીક બાબતે ખુલાસાવાર લખવાની જરૂર હતી.

આ પત્રાવલિને એકાદ હિસાબ રિપોર્ટના ટાયલા જેવી સમજીને

કોઈ છેટેથીજ હાથ ધોઈ નાખશે તો તે ભૂલ કરશે. એમાંની વાનીઓમાં કંઈ સ્વાદનો અંશ જણાય તો તે પ્રેરક તરફનોજ હોઈને સેવક તો સ્વદોષથી ઓછું અદકું પડી જવાના અને બેસ્વાદના ખડખડાટનોજ ભાગી છે. માલિકના ઘરની સામગ્રી તો એવી.એવી હોય છે કે અન્ય સારા પાચકો તેના વડે બત્રીશી રસોઇ બનાવીને ફરીથી ભૂખ-દુઃખ કે જરા-મરણ પણ ન જાગે એવી એવી વાનીઓ પીરસી શકે. પરંતુ સારામાં સારા રસોઇયાદ્વારા તૈયાર કરાયલી ઉમદાથી ઉમદા વાનીઓ અને પત્રાવલીઓ પણ જે દેશના ઘણા ખરા લોકો એમની એમજ છાંડી દેવાનું અને છેક ભૂખ્યા મરવાનું અથવા તો રાજસી તામસી આહારજ શોધવાનું શીખ્યા હોય; અને કોઇ કોઇ બે ગ્રાસ સાત્વિકના ભરે તેઓ પણ તેને ગળાની હેઠે (વાણીમાંથી આચારમાં) ભાગ્યેજ ઉતરવા દેતા હોય; ત્યાં પછી તુષ્ટિ પણ ક્યાંથી ને પુષ્ટિ પણ ક્યાંથી ! શ્રેય પણ ક્યાંથી ને પ્રેય પણ ક્યાંથી ? સુખ પણ ક્યાંથી ને સંપત્તિ પણ ક્યાંથી ? જ્યાં ઘણું ખરૂં આમજ ચાલતું હોય, ત્યાં પછી નવા નવા ઉત્તમ રસોઇયા ને પત્રાવળીઓનું કામ પણ શું ? "નાગન કે ગામન મેં ધોબીન કો કામ કહા ?"

પરંતુ ભારતીય ભાઇબહેનો ! જ્યારે આ ધર્મભૂમિમાંજ આવી પડ્યાં છો, ને સ્થૂલ સૂક્ષ્મ ભૂખ દુઃખથી આટલાં બધાં પીડાઓ છો; તો પછી તે ચરાચર પતિ જેવો સર્વ શક્ત, સર્વજ્ઞ, સર્વ ઐશ્વર્ય સંપન્ન અને ઓલો દોલો ( અતિ ઉદાર ) પ્રભુ માથે હોવા છતાં અને ઉત્તમોત્તમ રસોઇયા (મહાન પુરૂષો)ની કૃપાથી વ્યવહાર પરમાર્થ ઉભયની ભૂખ ભાગનારી વિવિધ વાની (વાણી)ઓનો વરસાદ વરસી રહેલો હોવા છતાં શા માટે તે અમૃતમયી વૃષ્ટિને ઝીલતા નથી? સ્વાદ અને ગુણ બંને એમાં પુષ્કળ હોઇને માત્ર હૃદય પાત્રોને તેના તરફ ફેરવવાની અને ખુલ્લાં મૂકવાનીજ વાર છે. જઠર નિર્મળ થયા વિના સ્થૂળ ખોરાક

મળશે તોપણ ભારે પડી જશે. યૂરોપ, અમેરિકા ને જાપાન તરફ ઉપર ઉપરથી જોવાનુંજ નથી પણ ઉંડાણુથી શીખવાનું પણ છેજ. તેમણે પણ જાણુતે અજાણુતે હૃદય પાત્રોને તે તરફ ફેરવીને મહાન પુરૂષોના સુબોધામૃતને થોડું ઘણું ઝીલીને પચવવાથીજ (વિચાર અને આચારમાં ઉતારવાથીજ) સ્થૂળ સત્તા સંપત્તિને મેળવી તથા જાળવી છે. તમે તો વળી ઋષિ મુનિનાં સંતાન હોઇને સારાસાર તથા કર્ત્તવ્યાકર્ત્તવ્યને બોધનારી ગીતા, ઉપનિષદ તથા શ્રુતિસ્મૃતિઓ જેવી અનેકવિધ ઉત્તમોત્તમ વાનીઓવાળી પત્રાવલિઓના સીધેસીધા વારસદાર છો; એટલુંજ નહિ પણ રામતીર્થ અને વિવેકાનંદ, દયાનંદ અને વિદ્યાસાગર, બંકિમ, અને બિસેંટ, તીલક અને ટાગોર, ગોખલે અને ગાંધી ઇ૦ જેવા દેશકાળને અનુસરતા નવીન રસોઇયાઓ પણ તમને મળતાજ રહે છે. માટે જો દેશકાળપાત્રાદિના વિવેકપૂર્વક સમજી વિચારીને ઉત્તમ વાનીઓને તનમનમાં પચાવી શકો—જ્ઞાન અને ચારિત્રમાં ઉતારી શકો—તો ભોગ અને મોક્ષ ઉભયનાં સાધનોને કુદરતના અખૂટ પદાર્થસાગરમાંથી આપોઆપજ આવીને હાજર થવું પડે તેમ છે.

એ ઉમદા ચારિત્રને દર્શાવી આપનારી ધજાનું નામ "ઉદારતા" છે. "ચારિત્ર્ય" નો ખરો ચળકાટ પોતાથી ઉતરતી કોટીવાળાઓ પ્રત્યે ઉદારતા દર્શાવવામાંજ દ્રશ્યમાન થાય છે.

જેમ કોઠીના નીચલા છિદ્રને વહેતું રખાય તોજ ઉપરથી જગા ખાલી થઇને તેમાં બીજા કિંમતી પદાર્થ ભરી શકાય છે; તેમ જેઓ પોતાની અહંમમત્વરૂપી કોઠીમાંના તન-મન-ધનરૂપી પદાર્થોને પોતાથી ઉતરતી સ્થિતિવાળાઓ તરફ વહેવા દે છે, તેઓજ પોતાથી ઉપરની સ્થૂલ સૂક્ષ્મ સત્તાઓ પાસેથી યથેચ્છ કિંમતી પદાર્થો મેળવી પચાવી શકે છે. આટલા માટેજ સૃષ્ટાએ સૃષ્ટિ સૃજતી વખતે મનુષ્યોના એક અતિ કલ્યાણકારી મિત્ર તરીકે "યજ્ઞ"ની રચના કરી તે મિત્રના સંગમાં સદા રહેવા માટે મનુષ્ય જાતિને નીચલો મંત્ર આપી રાખ્યો છેઃ—

देवान्भावयतानेन ते देवा भावयंतु वः ।
परस्परं भावयंतः श्रेयः परमवाप्स्यथ ॥
इष्टान्भोगान्हि वो देवा दास्यंते यज्ञभाविता ।
तैर्दत्तान प्रदायैभ्यो यो भुंक्ते स्तेन एव सः ॥

ભગવદ્‌ગીતા અ. ૩ શ્લોક ૧૧–૧૨

અર્થાત્—આ યજ્ઞવડે તમે દેવોને સંતુષ્ટ કરો અને તે દેવો તમને સંતોષ આપો. આ પ્રમાણે એક બીજાને સંતોષ આપતા રહેવાથી તમે પરમ કલ્યાણને પામશો. પરંતુ યજ્ઞથી સંતુષ્ટ થયેલા દેવો તમને જે મન વાંછિત ભોગો આપશે; તે ભોગો તેમને અર્થે (પ્રભુ પ્રીત્યર્થે) દાનમાં આપ્યા વિના જે મનુષ્યો ભોગવશે તેઓ ચોરજ છે.

એ યજ્ઞ તે હાલના સમયમાં ભૂતદયા છે, અને દેવ એટલે સર્વના અંતર્બાહ્ય વ્યાપી રહેલા સર્વેશ્વર છે. તન, મન અને ધન પૈકી પ્રાપ્ત પદાર્થોવડે સહાયપાત્રોની સવિવેક સેવા થવાથી એ દેવ પ્રસન્ન થઇને સેવા કરનારનું પરમ કલ્યાણ કરે છે. અગ્નિમાં આહુતી આપવા ઇ૦ પાછળ મોટા મોટા ખર્ચો કરવા, એ યજ્ઞ તો દેશમાં જ્યારે કોઇ દુઃખી અને દાન લે તેવું ન મળતું તે સમયને માટેજ યોગ્ય ગણાય તેમ છે.

વિદ્વત્તા અને ધનિકતા કરતાં પણ ગરીબાઇ કે જે ધારી બેસે તો આરોગ્ય, સાદાઇ અને શ્રમશીલતાનાં વિશેષ સત્વો ધરાવે છે, તે લોક-સેવાનાં કાર્યોમાં વધારે મહત્વનો ભાગ ભજવી શકે છે. માટે ગરીબ સ્થિતિવાળા મનુષ્યો પણ આ પુસ્તકમાં જણાવેલી હકીકતો, વિચારો, ભાવનાઓ અને આવશ્યક્તાઓને ધ્યાનપૂર્વક વાંચશે, વિચારશે, તથા એક અકિંચન ભિક્ષુને નિમિત્ત બનાવીને ચલવાયલા આ યત્કિંચીત કાર્ય ઉપરથી કાંઇપણ ઉત્તેજન લઇને પોતાના આત્મવિશ્વાસને ખીલવશે; તો તેઓ પણ દેશસેવાના કાર્યમાં કોઇ નહિ ને કોઇ રીતે જગતના મહાન વ્યવસ્થાપક પ્રભુના હથીયારરૂપ બની શકશેજ. હિંદમાં અને સર્વત્ર એવા અસંખ્ય નરદેવો બહાર આવે એવી પ્રભુપ્રાર્થના પૂર્વક ૐ તત્ સત્.

વસંતપંચમી સંવત્ ૧૯૭૪. ભિક્ષુ–અખંડાનંદ.

**તાજા કલમ.**

૧—આ પછી આપેલા શુદ્ધિપત્રક મુજબ આ પુસ્તક પ્રથમથી સુધારીનેજ વાંચવા વિનતિ છે.

૨—આવતું પુસ્તક વી. પી. થવું; ચાલુ વર્ષનો પૃષ્ઠ મેળ; મહાભારતનાં વધુ ગ્રાહક નોંધવાનું તેમજ આદિ-સભાપર્વ નિકળવાનું હાલ મુલ્તવી રહેવું; વિવિધ ગ્રંથમાળાનાં નવા વર્ષનાં પુસ્તકો તથા નિયમો; સ્વામી રામતીર્થના પાંચ ભાગ ફરીથી છપાઇ બહાર પડવા; રામતીર્થ ભાગ ૬ થી ૯, વિવેકાનંદ ભાગ ૧ થી ૪, ટુંકી વાર્તાના ત્રણ ભાગ, વગેરે પુસ્તકો બહોળી માગણીને લીધે છુટક આપવાનું શરૂ થવું; વગેરે બાબતો વિષે આ પુસ્તકની છેવટના ભાગમાં અપાયલી માહિતી તરફ પ્રત્યેક વાંચકનું ખાસ લક્ષ્ય ખેંચવામાં આવે છે.

૩—બહારનાં જે પુસ્તકોમાંથી આમાં ઉતારા લેવામાં આવ્યા હોય તેને માટે તેના માલીકોનો આભાર માનવામાં આવે છે.

૪—આ પુસ્તકના એક પ્રકરણમાં શ્રીયુત તિલક કૃત "ગીતા રહસ્ય" ગુજરાતીમાં બહાર પડવા વિષે જણાવેલું છે તે પુસ્તક હવે બહાર પડી ચૂક્યું છે, અને પુનામાં કેસરી ઑફીસમાં રૂા. ૩) થી મળી શકે છે. ડેમી અષ્ટ પત્રી પૃષ્ઠ સંખ્યા ૯૦૦) અને ટાઇપ આ લખાણમાં છે તેવા કદના તથા પૂઠું મજબુત બાંધણીનું પાકું છે. ટપાલ ખર્ચ રૂ. ૦ાા છે. જોઇએ તેમણે તુરતમાંજ મંગાવી લેવું, કેમકે પ્રતો ચોથા ભાગની પણ હવે ભાગ્યેજ રહી હશે.

૫—આ પુસ્તકના પાન ૧૧૭ માં સેવકના જાતખર્ચ વિષે લખાયલી હકીકતના અનુસંધાનમાં જણાવવાનું કે:—

સંસ્થાના હિસાબમાં એ ખર્ચ બદલ લખાયલી અગીયારસો લગભગની રકમ તેમજ તે પછી જે કાંઇ લખાઇ હોય અને લખાય

તે સર્વ રકમો—સેવકનો જાતખર્ચે કઢાવી લેવાની સંસ્થાની ગમે તેટલી ફરજ હોવા છતાં—સેવકને મન તો તે કર્જરૂપજ છે અને રહેશે; કેમકે એ રકમ ગૃહસ્થોની કે અન્નક્ષેત્રો તરફની ભિક્ષા રૂપે નહિ પણ સ્વસત્તા નીચેની એક સંસ્થામાંથી સ્વહસ્તે લઇ ખર્ચાયલી છે.

ગૃહસ્થાશ્રમી સમાજ સેવકોની વાત જુદી છે; પરંતુ ત્યાગી સાધુ સંન્યાસીની સેવા તો એવા કાંઈ પણ સીધા બદલા કે બોજા વિનાની અને પૂર્ણ નિષ્કામતાવાળીજ હોવી જોઇએ, અને તેણે પોતાની અન્ન વસ્ત્રની આવશ્યકતા બહારની ભિક્ષાવડેજ ચલવી લેવી જોઇએ; માટે આ બાબતમાં એક ત્યાગી તરીકે ઉલટો દાખલો આપવા કરતાં સંસ્થાના કરજદાર ગણાવું, એજ ઠીક માન્યું છે. ખુશામત અથવા તો ત્યાગીને અનુચિત સકામ ધંધો કે નોકરી આ જન્મમાં સ્વીકારાય તેમ નહિ હોવાથી આ કર્જમાંથી આ જન્મમાં છુટવાનો કોઇ માર્ગ નહિજ નિકળી આવે, તો પછી તે ભરવા માટે એકાદ વધુ જન્મ લેવાને પણ હરકત નથી.



# આ પુસ્તકની ઓળખાણ.

આ પુસ્તક ત્રણ ભાગમાં વહેંચાયલું જણાશે. તેમાંના **પહેલા ભાગમાં** શરૂનાં ૭ પ્રકરણોમાં કાર્યના પ્રાથમિક વિચાર તથા કાર્ય-પ્રવેશથી માંડીને ૧૯૭૨ સુધીનાં દશ વર્ષનો અહેવાલ અપાયલો જણાશે. સંસ્થાના કામકાજને લગતા જુદા જુદા તબકકાઓ કેવી રીતે વિચારમાં અને ક્રિયામાં આવ્યા તેની માહિતી એ અહેવાલમાં સમાયલી જણાશે. સાતમા અને આઠમા પ્રકરણમાં આ સંસ્થાનું કિંમતનું ધોરણ તથા હિસાબને લગતું વિવેચન—તેને લગતા કેટલાક આંકડા, ખુલાસા તથા વિવેચન સહિત અપાયલું જણાશે. નવમા અને દશમા પ્રકરણમાં સંસ્થાના હાલના ફંડ વિષેની માહિતી એટલે કે બહારની સહાય, તેમજ કરકસરના સામાન્ય અને અસામાન્ય પ્રકારો વગેરે બાબતો અપાઇ છે. અગીયારમામાં આભાર અને ધન્યવાદ; બારમામાં અનુકરણ, સ્પર્ધા, નવિનતા, ઇ૦ નો વિષય; અને તેરમામાં ગુ૦ વ૦ સોસાયટી પ્રત્યે કેટલીક પ્રાર્થના છે. ચૌદમા પ્રકરણમાં કેટલીક પ્રકીર્ણ હકીકતો અને ખુલાસાઓ છે; તથા પંદરમા પ્રકરણમાં ટીકા—દ્વેષ—મતભેદ, ગ્રંથોની પસંદગી, અનુવાદો, વગેરેને લગતી કેટલીક હકીકત અપાયલી જણાશે.

સોળમા પ્રકરણમાં આ સંસ્થાના પુસ્તકોની ઘટમાળની હદે પહોંચેલી સંખ્યા તેમજ સંસ્થાની હાલની આર્થિક વગેરે પરિસ્થિતિ, તથા સંસ્થા પાસેનાં કાર્ય ઇ૦ ને લગતી વિગત અપાઇ છે.

સત્તરમા પ્રકરણમાં સેવક ( આ લખનાર )ની વર્તમાન સ્થિતિ તથા ધારણાને લઇને સંસ્થાનો વહિવટ તેમજ હવે પછીની ખીલવણી અથવા માંડવાળ કરવાનું કાર્ય એક ટ્રસ્ટના રૂપમાં કેટલાક દેશજનો-દ્વારા દેશનાજ હાથમાં મૂકવાને લગતી હકીકત જણાશે.

અઢાર તથા ઓગણીશમા પ્રકરણોમાં દેશ જો સંસ્થાને સ્થાયિ અને વ્યવહારિક બનાવવા તેમજ ખીલવવા ઇચ્છે તો સ્વયંસેવકોની તથા સ્વતંત્ર મકાન અને પ્રેસની અને તેને લગતા ખર્ચની સગવડ કેટલા પ્રમાણમાં દેશે ઉભી કરવી પડે; અને તે ગોઠવણો બની આવતાં તેના વડે સંસ્થાનું કાર્ય લઘુ ગ્રંથમાળા, સસ્તું માસિક ઇ૦ કઇ કઇ રીતે અને કેટલા પ્રમાણમાં ખીલી શકે; તથા દેશ ભાષા હિંદીની, નાગરી લિપીની, દેશના અન્ય પ્રાંતો તથા પ્રાંતિક ભાષાઓની, તેમજ સંસ્કૃત ભાષાની સેવા પણ કઇ કઇ રીતે અને કેટલા પ્રમાણમાં બજાવી શકાય તે વિષે; તેમજ બોધપ્રદ ચિત્રોની એક અતિ ઉપકારક અને મોટા પાયા ઉપરની યોજના વિષે લખાયલું જણાશે. સાથે એ પણ જણાવાયું છે કે ખીલવણીનો પ્રશ્ન હાલ ગૌણ રાખીને સંસ્થાનું કાર્ય સામાન્ય રીતે ચલવવું હોય તો પણ સ્વતંત્ર મકાન, પ્રેસ અને થોડા સ્વયંસેવકોને લગતી ગોઠવણને માટે કમમાં કમ દોઢ લાખ રૂ. ની સગવડ તો દેશે પોતાના હિતને માટે ઉભી કરવીજ પડશે.

**બીજા વિભાગમાં** સંસ્થાનો સંવત્ ૧૯૬૩ થી ૭૨ સુધીનો દશ વર્ષનો હિસાબ, સરવૈયું અને તેને લગતાં અગીઆર કોષ્ટકોનો સમાવેશ છે.

**ત્રીજો વિભાગ** પરિશિષ્ટોનો બનેલો છે. પહેલા પરિશિષ્ટમાં ગ્રંથ સેવનનો મહિમા તથા સાર્થક્ય ઇ૦ ની સૂચનાઓ તથા ઉતારાઓ આપેલા છે.

બીજા પરિશિષ્ટમાં આ સંસ્થાની અસામાન્ય ખીલવણીનો વિષય આપેલો છે. શું કરવાથી વિવિધમાળા તેમજ ગીતાઓને હાલના કરતાં પણ અર્ધ મૂલ્યે આપી શકાય; અને બાઇબલ સોસાઇટીના ધોરણ-પર તે કામ કરવામાં આવતાં તેનો પ્રચાર તથા ઉપકાર કેટલો વધી શકે અને તેને માટે કેવું બહોળું ફંડ તથા પ્રેસ વગેરે યોજવું પડે તે બાબત એમાં આપેલી છે.

ત્રીજા પરિશિષ્ટમાં ફરતાં પુસ્તકાલયોની એક વિસ્તૃત યોજના કે જેની રૂએ હરકોઇ માણસ વગર ખરીદે ગુજરાતનાં તમામ સારાં સારાં પુસ્તકો ઘેર બેઠે વાંચી શકે, તે વિષે જણાવવામાં આવ્યું છે.

ચોથા પરિશિષ્ટનું નામ " લોકશિક્ષણ " છે. એમાં પરભાષા-દ્વારા અને ગોખણીયા રીતે બહુ કામનાં ન થાય એવાં પુસ્તકો ભણાવવાની હાલની શિક્ષણ પદ્ધતિ વિષે તથા ખરા હિતના રાષ્ટ્રિય શિક્ષણ વિષે જણાવ્યા પછી લોકશિક્ષણના બીજા રહી જતા કેટલાક ખાસ જરૂરના વિભાગોની બાબતમાં કેટલુંક લખાયલું જણાશે.

પાંચમા પરિશિષ્ટમાં સમાજસેવા તરફ યૂરોપ અમેરિકાના વિદ્વાનો, ધનવાનો અને સરકાર તરફથી અપાતા ધ્યાનને લગતી કેટલીક હકીકતો અને તે ઉપરથી હિંદ જેવા દીન હીન અને અતિ બહોળી વસ્તી ધરાવનારા દેશને માટે કેટલા બહોળા પ્રમાણમાં વિવિધ પ્રકારની સમાજસેવાઓ બજાવવી જોઇએ તે વિષે લખાયલું જણાશે. બાદ હિંદની સેવા માટે સુશિક્ષિત યુવકોએ આત્મભોગ આપવાની અને દેશ સેવાનેજ પોતાનો ધંધો બનાવીને તેની પાછળ આખો વખત ગાળ-વાની જરૂર વિષે સ્વામી વિવેકાનંદ, મહાત્મા ગોખલે વગેરેએ હિંદના યુવકોને આપેલા ઉપદેશના ઉતારા જણાશે.

છઠ્ઠા પરિશિષ્ટનો વિષય "સમાજ સેવક" હોઇને તેમાં સામાન્ય તેમજ અસામાન્ય સમાજ સેવકોના સંબંધમાં કેટલીક હકીકતો, વિચારો ઉતારા વગેરે અપાયલું જણાશે.

સાતમા પરિશિષ્ટમાં સમાજસેવાના કામમાં પૈસા તેમજ બીજી રીતનાં સાધનો અને સહાયની જરૂર હોવા છતાં ખરો સમાજ સેવક પોતે પોતાના તન–મનથી જે બનતું કરી બજાવે છે તો બહારનાં સાધનો પણ તેને આવી મળે છેજ; એ વિષય ઉપર વિવેચન, ઉતારા, દાખલા વગેરે છે; તથા અયાચીપણે અથવા મુંગી રીતે કાર્ય કરવા ઇચ્છનાર સંબંધે કેટલીક હકીકત છે.

આઠમા પરિશિષ્ટમાં ધનિકો તથા શિક્ષિતોને વિનતિરૂપ બે બોલ છે.

પરંતુ આ સર્વ છતાં પણ એક મુદ્દામ બાબત તો આ પુસ્તકમાં નથીજ આપી શકાઈ. ચોથા પરિશિષ્ટમાં લોકશિક્ષણનાં રહી જતાં ખાસ જરૂરી અંગો અથવા વિભાગોની બાબતમાં જે હકીકત અને સૂચનાઓ છે; તેને અનુસરતી લોકશિક્ષણની એક યોજના કે જે પ્રથમ નાના પાયાપર શરૂ થાય તોપણ કેવા ક્રમથી એક વિશ્વવિદ્યાલય (યુનિવર્સિટી) ની હદે એક અસામાન્ય સમાજ સેવક તેને પહોંચાડી શકે, કે જે વિશ્વવિદ્યાલય દેશને ધાર્મિક વૃત્તિના, પવિત્ર આચારવાળા, ઉદાર વિચાર ધરાવનારા તથા મજબૂત મન સાથે, લોખંડી સ્નાયુ અને વજ્રવત્ હાડ ધરાવનારા સમાજસેવકો દર વર્ષે સેંકડોની સંખ્યામાં પૂરા પાડી શકે; અને જે પણ ઇચ્છે તે ગામ, શહેર કે જ્ઞાતિવાળાઓ તે સેવકોનો લાભ સુગમતાથી લઇ શકે; અને ખર્ચની ગોઠવણ પણ ઘર દીઠ અમુક અનાજના કે બીજા પ્રકારના ખાનગી લાગાઓદ્વારા ઉભી થઇ શકે; પરંતુ નિવૃત્તિની અતિ આવશ્યકતાવાળું મગજ આ વિષયને વિચારી–ગોઠવીને બીજાને ગળે ઉતરે તેવી રીતે આલેખવા પાછળ આઠ દશ દિવસ મથવા છતાં નિષ્ફળજ ગયું, એટલે હાલ તે વાત બાજુ રાખવી પડી છે. એવી નવીન અને મહત્વની યોજનાઓમાં આત્મા રૂપ મુખ્ય પદાર્થ તો તન–મનના ઉત્તમ બળવાળો કુશળ સમાજ સેવકજ છે. દેશમાં એવાં અનેક હૃદય પડયાં હશે કે જ્યાં આવા આવા અનેક વિચારો આવ્યા કરતા હોઇને તેઓ જો ધારી બેસે તો આવડત, તન્મયતા તથા આત્મશ્રદ્ધાની સાધનાને યોગે સર્વ બાહ્ય સાધન મેળવી શકીને જનસેવાનાં અનેકવિધ કાર્યો સિદ્ધ કરી શકે. પરમાત્મા એવા એવા અસામાન્ય નરદેવોને એવી રૂડી બાબતો અધિક બળથી સ્ફુરાવે અને ક્રિયાક્ષેત્રમાં તેમને સત્વર બહાર લાવે એજ પ્રાર્થના. ૐ લેખક.

# શુદ્ધિપત્ર.

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૪૧ | ૧૧ | સાડાત્રણ વેં | સાડાત્રણ વર્ષે |
| ૪૬ | ૧૨ | થય હતા. | થયા હતા. |
| ૪૬ | ૧૬ | કા લાગનારી | કામે લાગનારી |
| ૮૯ | ૧૩ | કટકવાળી | કટકાવાળી |
| ૯૨ | ૨૪ | રૂ. ૧૮ સાબે | રૂ. ૧૮, ને હિસાબે |
| ૯૫ | ૨૪ | તેમ રીને | તેમ કરીને |
| ૯૬ | ૧ | ઇચ્છીએ છીએ | ઇચ્છીએ છીએ કે, |
| ૧૦૯ | ૧ | કા ન | કાર્યને |
| ૧૧૧ | ૧૬ | હોવાને લી | હોવાને લીધે |
| ૧૨૧ | ૨૫ | વગાનાં | વર્ગોનાં |
| ૧૩૪ | ૧ | માપ | માપ તે ઉપરથી |
| ૧૩૪ | ૯ | કરી છે | કરીને |
| ૧૬૦–૧૧ | ૧૯ | ફેલાવવાના | ફેલાવીને |
| ૧૬૦–૨૨ | ૨૧ | આવી શકતી | આપી શકતી |
| ૧૬૦–૨૬ | ૨૨ | ૧૦૦૦ | ૨૦૦૦ |
| ૧૬૦–૪૩ | ૧૭ | કાર્યને | કાર્યની |
| ૧૬૦–૪૭ | ૧૧ | અંતર મુર્ખતા | અંતર્મુખતા |
| ૧૬૦–૪૯ | ૨૨ | નિકાલના | નિકાલ |
| ૧૬૦–૫૦ | ૫ | પરચિત | પરિચિત |
| ૧૬૦–૫૬ | ૨૩ | ન હોય | ન હોય ત્યાં |
| ૧૬૦–૬૭ | ૧૦ | હસ્તપત્રો | હસ્તપત્રો અથવા |

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧૬૦—૭૧ | ૧૮ | સેવા પણ | સેવા માટે પણ |
| ૧૬૦—૭૮ | ૧૯ | નાકિય | નારકીય |
| ૧૬૦—૭૯ | ૪ | અર્શ | આદર્શ |
| ૨૨૮—૨૧ | ૨૧ | કૂદી | કદી |
| ૨૩૧ | ૫ | મષ્યની | મનુષ્યની |
| ૨૩૧ | ૧૪ | શ્રેષ્ઠ સા | શ્રેષ્ઠ સાધન |
| ૨૩૩ | ૨૦ મી લાઈન પછી ૨૨ મી વાંચવી અને પછી ૨૧ મી વાંચવી | | |
| ૨૪૧ | ૧૪ | એક | એ |
| ૨૪૧ | ૨૩ | કહે | કહેશે કે, |
| ૨૬૩ | ૧ | વીશ | વીશ વર્ષે |
| ૨૬૫ | ૧૧ | લાઇ જાય | ફેલાઇ જાય |
| ૨૬૬ | ૨૪ | કુશ | નિરંકુશ |
| ૨૯૭ | ૨૫ | કહેવાનુંજ | કહેવાનુંજ શું ? |
| ૩૧૧ | ૨૩ | સહાનુભૂતિ | સહાનુભૂતિ અને પ્ર-યત્ન પૂરેપ |
| ૩૧૨ | ૧ | બધ | બધાં |
| ૩૧૪ | ૧૮ | પરણુત | પરિણુત |
| ૩૧૫ | ૨૨ | જરૂર | જરૂર છે. |
| ૩૧૬ | ૧૨ | કહીશ | કરીશ |
| ૩૧૯ | ૨૨ | પ્રાણ સુ ાં | પ્રાણ સુદ્ધાં |
| ૩૨૦ | ૧૫ | ધનને | ધનનો |
| ૩૨૬ | ૧ | ઐ ધ | ઔષધ |

# અનુક્રમણિકા.

## ભાગ ૧ લો.

## ભાગ ૨ જો.



## ભાગ ૩ જો.





# કાર્યના પ્રાથમિક વિચારો.

( સંવત્ ૧૯૫૯ થી ૬૨. )

---

બારેક વર્ષ અગાઉ પુસ્તકો ખરીદવાના કેટલાક પ્રસંગો સેવકને મળ્યા હતા. દરેક પ્રસંગે મનને ગમતાં પુસ્તકો લેવામાં ખર્ચ તો લાગે તેટલો કરવોજ પડતો; પરંતુ તેની સાથે પુસ્તકોના કદ અને મૂલ્ય તરફ પણ દ્રષ્ટિ જાય અને તેમાંનાં અનેક સારાં પુસ્તકોનું મૂલ્ય બીજાં કેટલાંક તેવાંજ પુસ્તકોના મૂલ્ય કરતાં પ્રમાણમાં બમણું ત્રમણું જણાય ત્યારે તે ખરીદવામાં મનને કંઇક સમજાવવું પડે એ પણ સ્વાભાવિકજ હતું. પુસ્તકો વાંચવા આપવાના અને ગ્રંથસહવાસની ભલામણ કરવાના પ્રસંગોમાં પણ ઘણેભાગે એમજ બનતું કે અનેક મનુષ્યો પુસ્તકો મંગાવવાને ઇચ્છતા; પરંતુ અમુક અમુક સારાં છતાં દેખીતી સામાન્ય કિંમતવાળાં પુસ્તકો મંગાવવાને તેઓ જેટલી તત્પરતા દર્શાવતા તેથી દશમા ભાગની પણ આકરી કિંમતનાં પુસ્તકો માટે દર્શાવતા નહિ. કોઇ કોઈ સમયે આનું કારણ માત્ર નવે નવી અદ્રઢ રૂચિનુંજ જણાતું; પરંતુ ઘણાખરા પ્રસંગોમાં તો લોકોની ગરીબ અવસ્થા અને પુસ્તકોની વધારા પડતી કિંમતજ ખાસ અંતરાયરૂપ સમજાતી. વળી કેટલાંક ઉતરતી કોટીનાં તથા છેક હલકી કોટીનાં પુસ્તકો માત્ર સસ્તાં અને જ્યાં ત્યાં મળી શકતાં હોવાને લીધેજ અનેક સ્થળે પ્રચલિત જણાતાં; અને મધ્યમ તથા ગરીબ સ્થિતિના મનુષ્યો, સારાં પુસ્તકોની માહિતી અને સુલભતાને અભાવે માત્ર એવાંજ પુસ્તકો જગતમાં હયાતી ધરાવતાં હોય તેની પેઠે સ્વભાવથી અથવા દેખાદેખીથી તેનાવડે મનરંજન કરતા જણાતા. નાનાં ગામો અને ગરીબ લોકોમાં હજીએ બહુધા એજ પ્રકાર ચાલુ છે.

મનુષ્યપ્રાણીનું બંધારણજ એવું છે કે તેનું ભાવીજીવન ઘડવામાં બહુજ મહત્વની થઇ પડે એવી અનેક બાબતોના સંબંધમાં વિશેષ માહિતી ન હોય ત્યાં સુધી તે ઇરાદાપૂર્વકનું ત્યાગ–ગ્રહણ બહુજ થોડું કરી શકે છે; અને દેશ, કાળ, કુટુંબ, મિત્ર, પુસ્તક, શિક્ષણ, વગેરેના જેવા પણ બાહ્ય સહવાસો વચ્ચે તે મૂકાયલો હોય છે તેવા શુભાશુભ સંસ્કાર (છાપ–અસર) વગર ઇરાદે પણ તે મેળવતો ચાલે છે. લોકોના ખરા શુભેચ્છકો એજ કારણથી સામાન્ય જનવર્ગ તરફથી ઉત્તમ સહવાસોની માગણી થવાની વાટ જોવા ન રહેતાં લોકશિક્ષણના અનેકવિધ વિચારો અને ઉપાયોના પ્રયાસ કર્યા કરે છે.

" સારા ગ્રંથોનો સહવાસ " એ પણ લોકશિક્ષણના અનેકવિધ ઉત્તમ પ્રકારોમાંનોજ એક પ્રકાર હોવાને લીધે તે સહવાસ લોકોને સહેલાઇથી મળી શકે તેટલા માટે યુરોપ અમેરિકા આદિ દેશોમાં અનેક પ્રયાસો થાય છે. સારા સારા ગ્રંથોની સસ્તી આવૃત્તિઓ અને ગ્રંથમાળાઓ કહાડીને; લવાજમ વિનાની સ્થાયી અને ફરતી લાયબ્રેરીઓ યોજીને; તથા લોકો શુભવાંચન તરફ આકર્ષાય એવા બીજા પણ અનેક પ્રયત્નો કરીને, ત્યાંના સ્વદેશવત્સલ ઉદાર ધનિકો તથા સરકારો તરફથી તે પાછળ કરોડોનો ખર્ચ કરાતો રહે છે. પ્રાથમિક શિક્ષણ અને આર્થિક આવકની બાબતમાં હિંદ કરતાં અનેકગણી ઉન્નતિ ધરાવનારા ઉપલા દેશો માટે પણ ક્યાં આવા પ્રયાસો અને ખર્ચો થવા, અને ક્યાં આ તેમના કરતાં વીસમા ભાગની પણ વ્યવહારોન્નતિ નહિ ધરાવનારા દીન હીન ભારતમાં રહેલું શિક્ષણ તરફનું દુર્લક્ષ્ય !

આ સર્વ પ્રકાર જોઇને સારાં પુસ્તકો લોકોને સસ્તાં મળવાની જરૂર તરફ અનેકવાર લક્ષ ખેંચાયા કરે અને તેને પરિણામે પાછળથી પ્રસંગ વિના પણ તે સંબંધી વિચારો મનમાં આવ્યા કરે એ સ્વાભાવિકજ હતું. આશ્રમપરિવર્તન પછીના હિમાલય તરફના નિવાસ દરમીયાન

પણ આ વિચારો અને તેના ઉપાયોનું ચિંતન અનેકવાર થઇ આવતું; પરંતુ એ સમયે ઇષ્ટ અભ્યાસ આડે બીજી સર્વ બાબતો બાજુ રાખવાની હોવાથી એ ચિંતન વધુ ટકવા નહિ પામતાં એવા વિચારોને જગતના સર્વ શક્તિમાન વ્યવસ્થાપકના ચરણમાં એવી પ્રાર્થના સહિત અર્પણ થવું પડતું કે, " જે વિદ્વાનો અને ધનવાનો વગેરે આવાં કાર્યો કરવાની સગવડ અને આવડત ધરાવતા હોય તેઓ આવાં કાર્યો માટે યોગ્ય હોઇને પરમાત્મા તેમના હૃદયમાં પ્રેરણા જગાડવાને સમર્થ છે. "

# કાર્યમાં પ્રવેશ.

( સંવત્ ૧૯૬૩. )

## એકાદશસ્કંધ.

હિમાલય અને તેની સમીપનાં સ્થળોમાં એએક વર્ષ ગયા પછી ૧૯૬૨ માં સેવક થોડા સમય માટે ગુજરાત કાઠિયાવાડ તરફ આવ્યો. 'થોડા સમય માટે' એમ કહેવાનું કારણ એજ કે એ સાત્વિક ભૂમિના શુભ સંયોગોથી જે આંતરિક લાભ થયો હતો અને જન્મપ્રાપ્ત મેદઃપ્રધાન શરીરના હકમાં તથા વિસ્મૃતિ વગેરે મગજ સંબંધી વ્યાધિની બાબતમાં એ તરફનાં શુદ્ધ જળવાયુએ જે ઉપકાર કર્યો હતો તેને લઇને આયુષ્યનો બને તેટલો ભાગ તે તરફજ ગાળવાનો સેવકે નિર્ણય કર્યો હતો.

સંવત્ ૧૯૬૨ ના ચાતુર્માસમાં નડીઆદમાં ભાગવત વાંચવામાં આવતાં તેમાંના એકાદશસ્કંધની ખુબી ઓરજ જણાઇ. આધ્યાત્મિક વિષયો એમાં અધિક સ્પષ્ટતા અને વિસ્તારથી સમજાવેલા હોવાને લીધે આ ગ્રંથ ગીતા કરતાં પણ વધુ ગમ્યો. સંસ્કૃત જ્ઞાનને અભાવે

ભાષાન્તર ઉપરથી અર્થ સમજતા જઇ ભાગવતમાંના જ્ઞાન–ભક્તિવિષયક જે જે શ્લોક સરલ અને આકર્ષક લાગ્યા તેનો લાભ વારંવાર લેવાના હેતુથી તે જુદા ઉતારી લીધા. એમાં પણ ઘણા ખરા શ્લોક તો એકાદશનાજ આવતા હોવાથી તે લખી લેવા સમયે મનમાં વારંવાર આવતું કે આ સ્કંધ જો શ્લોકસહિત સસ્તામાં નીકળે તો કેટલા બધા લોકોને તેનો લાભ મળે ? "વેદધર્મસભા" નો એકાદશ એ સમયે એક રૂપીયાથી મળતો ખરો, પરંતુ તેમાં મૂળ શ્લોક ન હતા.

સં. ૧૯૬૩ ના ઉનાળામાં ફરી હિમાલય તરફ જવાનો વિચાર કર્યો અને હોળી ઉપર મુંબઇમાં 'શ્રેયઃસાધકવર્ગ' નો સાત દિવસનો સમારંભ હતો ત્યાંથી બારોબાર ત્યાં જવાનું ધારીને સેવક મુંબઇ ગયો. મુંબઇ આવ્યા પછી 'એકાદશ' નો વિચાર વિશેષ બળથી આવવા લાગ્યો. કાર્ય પરોપકારનું તો ખરૂં, પરંતુ આર્થિક આવશ્યકતાવાળું હોવાને લીધે તે ભિક્ષુની અકિંચન સ્થિતિ માટે બંધબેસતું ન હતું. વળી વ્યવહારપ્રધાન હોવાને લીધે સેવકની વ્યવહારિક અકુશળતા સાથે પણ તે બેસતું થાય તેમ નહતું.

પુસ્તક છપાવવું, બંધાવવું, ખપાવવું, નાણાં રોકવાં, ઇત્યાદિ સર્વ વ્યવસ્થા કોઈ સગવડવાળો ગૃહસ્થાશ્રમી જો ધારે તો પોતાના અન્ય વ્યવસાયભેગી સરળતાથી કરી શકે એમ મનમાં ઘણુંએ આવતું, પરંતુ કહેવું કોને ? વધુ માણસો સાથે પરિચય નહિ અને હોય તોપણ 'મોટા ભા' કહીને વાત કર્યા વિના સાંભળે કોણ ? વળી એવી મહેનત અને નાણાંની રોકાણ વેઠીને વગર નફે પુસ્તક છપાવવા તથા ખપાવવા જેટલી નિષ્કામ રૂચિ પણ કોને હોય ? માટે વિચાર મહારાજ ! વળી પણ અર્પણ થાઓ તે સર્વ પ્રેરકના ચરણમાં !

મહારાજ પધારી ગયા તો ખરા, પણ બીજેજ દિવસે પાછા કાર્યના અંકુરરૂપ થોડીક સ્મૃતિ અને કલ્પનાની જાળ લઇને પધાર્યા કે,

"મુંબઇમાં તો આવ્યાજ છીએ તો પછી આમ ને આમ બે મહિના વધુ રોકાઇને આટલું પુસ્તક છપાવી નખાય તો કેટલા બધા લોકોને તેનો લાભ મળે? વળી તે પડતર કિંમતે નિકળવાથી સસ્તાપણા તરફ પણ એક કામ થાય. અમુક માણસ પોતા પાસેની ધર્માદા રકમ સમાજ બેસાડી તેમાં વાપરી દેવા ઇચ્છે છે, તેને કહેવામાં આવતાં તે કાર્ય થોડો સમય મુલતવી રાખી તે રકમ આ કાર્યમાં રોકવા ના પાડશે નહિ. ભાષાન્તર પણ 'વેદધર્મસભા'નું કે 'ગુજરાતી પ્રેસ' નું મળી રહેશે, અને પુસ્તકો તૈયાર થયાં એટલે વેચવાનું તો કોઇએક બુકસેલરને સોંપી દઇને તથા નાણાં આવે તે પરબાર્યાં નાણાં રોકનારને પહોંચાડી દે એવી ગોઠવણ કરીને પછી જવું હશે ત્યાં ચાલ્યા જવાશે."

ઉપલા વિચારને પરિણામે મુંબઇમાં રોકાઇ જઇને "એકાદશ-સ્કંધ" સ્વહસ્તેજ છપાવવાનું ઠર્યું. સ્વર્ગના લેખક અમૃતલાલ સુંદરજી પઢીઆર એ સમયે મુંબઇમાં રહેતા હોવાથી વખતો વખત તેમનો મેળાપ થતાં એ વિષયની વાતો થયા કરતી, અને આવું સારૂં પુસ્તક સસ્તામાં નીકળે તો બહુજ સારૂં, એમ તેઓ વખતો વખત કહ્યા કરતા. ઉપલો નિર્ણય તેમને જણાવતાં તેઓ બહુ રાજી થયા. ખર્ચનો અડસટ્ટો તેમને પૂછી લઇને નાણાં માટે પૂછતાં બોરસદથી હરિલાલ મોહનલાલ અને લલ્લુભાઈ ગીરધરદાસે પોતા પાસેની ધર્મ ખાતાની ૮૦૦) ની રકમ હાલ આ કાર્યમાં રોકવા હા પાડી. ઑનરેબલ સર વિઠ્ઠલદાસનાં માતુશ્રી સ્વર્ગસ્થ નાથીબાઇ કે જેઓ તે સમયે હયાત હોઇને તેમના સંન્યાસી આશ્રમમાંજ સેવકનું આસન હતું, તેમણે સાધુ બ્રાહ્મણોમાં દાન આપવા સારૂ પોતાને માટે એક હજાર પ્રત વધુ છપાવી આપવાનું કહ્યું અને કુલ ચાર હજાર પ્રત છપાવવી ઠરી.

'એકાદશ' નાં ભાષાન્તર "વેદધર્મસભા" તથા 'ગુજરાતી' બન્નેનાં ઠીક હતાં; પરંતુ સ્વ. ઇચ્છારામભાઇએજ હા પાડવાથી

પછી 'વેદધર્મસભા'ને પૂછવાની જરૂર રહી નહિ. છાપવાનું કાર્ય પણ ગુજરાતી પ્રેસમાંજ સોંપાયું.

સંવત્ ૧૯૬૩ ના અષાઢમાં એકાદશસ્કંધ છપાઈ જતાં તેમાં અર્ધો આનો વેચનારના કમીશનનો અને અર્ધો આનો બીજા ખર્ચનો ચડાવી તેનું મૂલ્ય છ આના રખાયું.

આ પુસ્તકની પ્રસ્તાવનામાં સસ્તાં પુસ્તકો ફેલાવવાની જરૂર-વિષે કેટલુંક વિવેચન કરી શ્રીમાનોને તે કાર્ય ઉઠાવી લેવાની ભલામણ કરવા સાથે એ બાબતમાં સેવક તરફથી બનતી સલાહ વગેરે મળી શકવા જણાવ્યું હતું.

એકાદશની વેચાણવ્યવસ્થાનો સમય હવે આવી પહોંચ્યો, પરંતુ પ્રથમ જે ધારેલું કે તે કાર્ય "કોઇએક બુકસેલરને સોંપી દઇને પછી જવું હશે ત્યાં ચાલ્યા જવાશે" તે પ્રમાણે બની શકે એવું કામનો વખત આવતાં જણાયું નાહ. આ પ્રકારથી કામ લેવામાં કેટલાકોને કડવો અનુભવ મળેલો જણાયો, અને એકનેજ વ્યવસ્થા સોંપી દેવામાં પુસ્તકના પ્રચારમાં પણ ન્યૂનતા આવે તેમ લાગ્યું. જેથી તે વ્યવસ્થા મુંબઇમાંની એક બુકસેલરની દુકાન ઉપરાંત એક બે ફેરીઆઓને તેમજ બહારગામમાં પાંચ સાત પરિચિત ઠેકાણે સોંપવામાં આવી. બાવાજી હવે બહારગામનાં પારસલો પેક કરનાર અને તે ઉપડાવી જઇને સ્ટેશનેથી રીસીટ કરાવી લાવનાર બન્યા!

એકાદશની પ્રતો બંધાઇને મળતી ગઇ તેમ તેમ બુકસેલર અને ફેરીયાઓ વગેરેદ્વારા ઉપડતી જવાથી ચાર પાંચ અઠવાડીઆંમાંજ પહેલી આવૃત્તિ ખલાસ થઇ ગઇ; અને બીજી સેંકડો પ્રતોની માગણી ઉભી રહી. ફેરીઆઓ પાસેથી હિસાબ લેવા કારવવાનું કાર્ય અમૃતલાલ-ભાઇને ત્યાં લખવાનું કામ કરનાર વેણીશંકરને સોંપ્યું હતું.

# કાર્ય ત્રણ વર્ષ વધુ.

## ( સંવત્ ૧૯૬૪થી ૬૬ ).

---

### કાર્ય વધુ ચલવવું કે કેમ ?

એકાદશ સ્કંધની પહેલી આવૃત્તિનું કામ આટોપાઇ જતાં મુંબઇ છોડી શકાવાનો યોગ નજીક આવ્યો, પરંતુ તે અગાઉ નીચલા સંયોગો તૈયાર થઇ ચૂકેલા હોવાથી કાર્ય લંબાવવું કે કેમ તેનો વિચાર જાગ્યો. ( ૧ ) એકાદશનું ઉપલું પરિણામ મુંબઇનિવાસી એક ગૃહસ્થ (ભક્ત હરગોવિંદદાસ રામજી)ની જાણમાં આવતાં તેમણે તેની બીજી આવૃત્તિ માટે નાણાં રોકવા તત્પરતા બતાવી હતી. ( ૨ ) પહેલી આવૃત્તિમાં નાણાં રોકનારમાંના એક સજ્જને (હરિલાલ મોહનલાલે) પોતા તરફની ૪૦૦ )ની રકમ બીજી રીતે ખર્ચવા કરતાં આવા કામમાંજ આપી દેવાનું પસંદ કર્યું હતું. ( ૩ ) બીજા પણ એક બે ગૃહસ્થોએ બીજાં એકાદ બે પુસ્તકો માટે નાણાં રોકવાની તત્પરતા દર્શાવી હતી.

આગળ જણાવ્યા પ્રમાણે સારાં પુસ્તકો સસ્તાં નિકળવાની જરૂરનો તાજો દાખલો એકાદશસ્કંધના અનુભવે પુરો પાડ્યો હતો; પરંતુ આવાં કાર્યો જેટલા વધુ પ્રમાણમાં, જેટલાં સારાં, જેટલા સસ્તાપણાવાળાં અને જેટલા સ્થાયીપણાથી તથા સરળતાથી થવાની જરૂર હતી, અને તે સ્વાભાવિક ધોરણથી ચાલ્યા કરવાને માટે સ્થાયી ફંડની, યોગ્ય માણસોની, તથા વ્યવસ્થાનો બહોળો ખર્ચ પુસ્તકોપર ચડાવવો ન પડતાં બારોબારથી નભી રહે તે પ્રકારની જે જે સગવડોની જરૂર હતી, તે સગવડો અથવા તો તેવી સગવડો ઉભી કરવાની વ્યવહારકુશળતા સેવક પાસે ન હતી. એવી સગવડો ઉદાર ધનિકો, નિષ્કામ વિદ્વાનો, વગવાળા આચાર્યો અને સત્તાધારી રાજા મહારાજા-

ઓને સહજ પ્રાપ્ત હોવાથી અથવા દ્રવ્યબળવડે તેવી સગવડો તેઓ મેળવી શકે તેમ હોવાથી આવાં કાર્યો કરવાની ફરજ પણ તેમનેજ શિર રહેલી સેવક માનતો; પરંતુ દિલગીરી એ હતી કે તેવા ઘણા ખરાઓનું ધ્યાન તે તરફ ખેંચાયલું ન હતું. વળી ગુજરાતી સાહિત્યના વિષયમાં બહુજ પ્રતિષ્ઠિત એવા એક વિદ્વાનનો અભિપ્રાય તો એવી મતલબનો પણ જાહેર થઇ ચૂક્યો હતો કે "પુસ્તકો સસ્તાં કરવાથી તેનો વિશેષ ઉપયોગ થનાર નથી." પેલી ભપકાદાર નામવાળી "સાક્ષર સહાયક પ્રજા પ્રબોધક મંડળી"ના આશા આપનારા હેતુ, લલચાવનારા લેખો, બડી બડી બાતો અને બડેશાહી બંધારણ નીચે ગુજરાતના અનેક બાહોશ બડા સાહેબોને તથા સાક્ષર સજ્જનોને મોટા ભા બનાવીને તેમની પાસેથી સાહિત્યના નામપર મેળવેલી નાની મોટી રકમોવડે જે હજારોની થાપણ ઉભી કરવામાં આવી હતી; અને પછી સમખાવા જોગું એકાદ પુસ્તક કહાડીને છેવટે સર્વ રકમો સહિત તે સંસ્થાને આ અશાશ્વત જગતમાંથી ઉપાડીને ઠેઠ સ્વર્ગધામમાં પહોંચાડી દેવામાં જે કુશળતા (!) દર્શાવવામાં આવી હતી; તેને લીધે પણ સાહિત્યવિષયક નવીન સાર્વજનિક માર્ગોમાં ઠીક કાંટા પથરાઇ ચુક્યા હતા. આવા સંયોગોમાં સેવક જેવા એકમાર્ગી મનુષ્યથી આ દિશામાં કાંઇ પણ ઉપયોગી થઇ શકાય અને બીજાઓને વહેલે મોડે તે તરફ વાળી શકાય તે માટે એજ માર્ગ ખુલ્લો હતો કે, ઉપર જણાવેલી ઉછીદાખલની જુજ આર્થિક સગવડવડે પ્રાપ્ત તનમનરૂપ સંપત્તિનો બનતો ઉપયોગ કરવો. આથી છેવટે આવા કાર્યમાં બે ત્રણ વર્ષ લાગુ જોડાઇ રહેવાનો નિર્ણય થયો.

## એકાદશ સ્કંધની બીજી આવૃત્તિ.

સ્૭૦ નાથી માતાએ એકાદશની બીજી આવૃત્તિમાં પણ પોતાને માટે પોતાને ખર્ચે ૧૦૦૦) પ્રત વધુ છપાવી આપવાનું કહેવાથી તથા

આગળ જણાવેલી ૪૦૦ વાળી રકમ તથા એક શુભેચ્છક પાસેની દવાઓના કેટલાક મિત્રોએ ઉપનવી આપેલા રૂ. ૧૫૦) અને એકાદશની પહેલી આવૃત્તિમાંથી બચેલા રૂા. ૫૦) મળીને જે રૂા. ૬૦૦)ની રકમ હતી તે પણ એકાદશની બીજી આવૃત્તિમાં રોકવાનું રાખીને, તથા પૂઠાં બંધાવવાનો ખર્ચ પુસ્તકો વેચાતાં જાય તેમ પાછળથી કરવાનું રાખીને બીજી આવૃત્તિ દશહજાર પ્રતની છપાવવાની ભારતજીવન પ્રેસમાં ગોઠવણ કરી.

સં. ૧૯૬૪ ના ફાગણ માસમાં એ આવૃત્તિ તૈયાર થઇ. આમાં કાગળો સ્વદેશી વાપરવાથી, પુઠાં સ્વદેશી કપડાનાં કરાવવાથી તથા છબી, મકાનભાડું અને પગારનો ખર્ચ ઉમેરાયાથી તેનું મૂલ્ય છને બદલે સાડા છ આના રાખવામાં આવ્યું.

## ભગવદ્ગીતા અને સસ્તા વાંચનની સૂચના.

ભાવનગરનિવાસી શ્રીયુત પ્રાણજીવન ઉદ્ધવજી, સરલ ભાષાન્તર સહિત "શ્રીમદ્ભગવદ્ગીતા" છપાવવા ખાતે નાણાં રોકવા તત્પરતા બતાવી ચૂકેલા હોવાથી એકાદશની બીજી આવૃત્તિ છાપવા આપ્યા પછી એ પુસ્તક છપાવવાની ગોઠવણ કરવામાં આવી હતી. સુપાત્રને દાન આપવા સારૂ નાથી માતાએ પણ પોતાને માટે આ પુસ્તકની પાંચ હજાર પ્રત પોતાને ખર્ચે વધુ છપાવી આપવા કહેતાં તેની કુલ દશ હજાર પ્રત છપાવવામાં આવી હતી.

આ ગીતાની છેવટે જોડવા માટે "સસ્તા વાંચનની સૂચના" એ નામનું બે ફૉર્મનું એક નાનું ચોપાનીયું સં. ૧૯૬૪ ના શ્રાવણમાં તૈયાર કરવામાં આવ્યું હતું. આ ચોપાનીયામાં આવા ગરીબ દેશ માટે સારૂં વાંચન સસ્તું થવાની ખાસ જરૂર દર્શાવીને તે કાર્ય કરવાની જેમની ફરજ છે તેમને તે વિષેની ભલામણ કરવામાં આવી હતી; તથા

કેટલાંક ઉપયોગી ધાર્મિક પુસ્તકો કેટલાં સસ્તાં કરી શકાય,* તે જણાવવા સાથે તેવાં પુસ્તકો છપાવવા ખપાવવા ઇ૦ કાર્યમાં અત્ર તરફથી બનતી સહાય મળી શકવાનું જણાવ્યું હતું. પુસ્તકોના વ્યાપારીઓના હકમાં આ ચોપાનીયું નુકસાનકારક જણાવીને ગીતા-વાળા છાપખાનાના મેનેજરે તે છાપી આપવાની ના પાડવાથી આ ચોપાનીયું બીજા પ્રેસમાં છપાવી લેવું પડયું હતું.

## પુસ્તકોના એક વ્યાપારીનો દ્વેષ.

આ ચોપાનીયાની આઠ દશ હજાર પ્રતો છુટી કઢાવીને તે 'ગુજરાતી' પત્ર સાથે વહેંચાવવામાં આવી હતી; પરન્તુ તે પત્રના માલિક પણ પુસ્તકના ધંધાદારી હોવાથી તે તેમના વાંચવામાં આવતાં તેમણે '**शेषः कोपेन पूरयेत्**' એ વાક્યની સાર્થકતા દર્શાવતું "સાહિત્યનો અભ્યાસી" કે એવા કોઇ ગુપ્ત નામવાળું એક લાંબું લખાણ બીજેજ અઠવાડીએ તે પત્રમાં છાપીને આ યોજના તરફ તથા સેવક તરફ જે બળાપો કહાડયો હતો તે ઘણાકોને યાદજ હશે.

## વિરોધનો સદાકાળ માટેનો ખુલાસો.

લોકહિતની આ યોજનાથી પોતાના ધંધામાં નુકસાન માનનારા એવા કેટલાક માણસોએ બીજી પણ આડકતરી રીતે પોતાનો દ્વેષ દર્શાવવાનું શરૂ કરી દીધેલું હોઇને આગળ જતાં વધુ દર્શાવે એવો સંભવ હોવાથી તે વિષેનો ઉલ્લેખ અને સદાકાળ માટેનો ખુલાસો ઉપલા ચોપાનીયામાં પ્રથમથીજ નીચે પ્રમાણે કરી રાખવામાં આવ્યો હતો.

---

* કાર્યની વૃદ્ધિના પ્રમાણમાં અન્ય અવૈતનિક કાર્ય કરનારની અપ્રાપ્તિ અને તેથી ઘણું ખરૂં કાર્ય ખર્ચથીજ લેવું પડતું; તથા પગાર, કમીશન ઇ૦ ખર્ચોનું પ્રમાણ દિવસે દિવસે વધ્યે જતું; વગેરે કારણોને લીધે એ ચોપાનીયામાં દર્શાવાયલું સસ્તાપણાનું પ્રમાણ પાછળથી પુરેપુરૂં જળવાઈ શકયું નથી.

" આ પ્રમાણે સસ્તાં પુસ્તકો થવાથી પુસ્તકોના વેપારીઓને નુકસાન થશે, એવી વાત પણ કેટલાકોને કરતા સાંભળ્યા છે; પરંતુ ઉદ્યોગની વૃદ્ધિને અંગે વિવિધ ધંધાઓનું બહોળું ક્ષેત્ર ખીલતું અને ખુલતું ચાલે છે તેવા સમયમાં નાનાં બચ્ચાંના જેવીજ આ વાત છે. છાપખાનાંઓ નીકળવાથી લહીઆઓ ભૂખે મૂવા છે ? સંસ્કૃત પુસ્તકોનાં ભાષાંતરો થવાથી કથા કરી અર્થ સમજાવનાર વિદ્વાનો રખડી પડ્યા છે ? નહિજ. છતાં એવાં કામોની શરૂઆત વખતે પણ આવા વાંધા બતાવનાર મળ્યા તો હશેજ. ધારો કે તેમનો વાંધો સ્વીકારીને જગતમાં કોઇએ છાપખાનુંજ ન કહાડ્યું હોત તો આજે મનુષ્યવર્ગ શી દશામાં હોત ? અથવા ધારો કે એવા કારણથી આપણી પરોપકારી **વેદધર્મસભા**ના માનવંત સ્થાપકોએ પહેલ કરીને ગુજરાતી ભાષામાં ધર્મગ્રંથોનાં ભાષાન્તરો કરાવી બહાર પાડવાનું બંધ રાખ્યું હોત અને તે પછીથી બીજા સાહસિકોએ વેદધર્મસભાના પુસ્તકોનું કામ ઘટી જવાનો સંભવ વિચારીને તે પુસ્તકોને હાલના જેટલી ઓછી કિંમતપર લાવી ન મૂક્યાં હોત તો આજે શક્તિવાન અને મધ્યમ વર્ગ તેનો જે અનેક હજારની સંખ્યામાં લાભ લેતો થયો છે તેમ થયું હોત ?"

* * * * *

* * * * *

" છતાં તકરારને ખાતર માની લઇએ કે આવી યોજનાથી કોઇને કાંઇ નુકસાન પણ થાય છે, તોપણ તેથી કરીને શું હજારો અને લાખો મનુષ્યોના હિતની આ યોજનાની અગત્ય ઘટી જાય છે ?"

" વિદેશી વસ્તુના વેપારીનું વેચાણ ઘટી જવાનો વાંધો દર્શાવીને દેશના દારિદ્રને દૂર કરનાર પરમ ઉપકારક સ્વદેશી હીલચાલ માંડી વાળવાનું કોઇ કહે અથવા તો થોડાક દાણાવાળા કે કાપડીઆનો **વકરો ઘટી જવાનો વાંધો દેખાડીને પરોપકારી લોકોને કોઇ કહેવા**

નીકળે કે દુકાળમાં વગર નફે, ખોટ ખાઇને અથવા તો મફત અન્ન વસ્ત્ર વહેંચી લોકોના જીવ બચાવવાનું માંડી વાળો ! તો શું તેનો સ્વીકાર થઇ શકશે? જો આ વાતો સ્વીકારવી યોગ્ય હોય તોજ આ યોજના પ્રત્યેના તેવા કોઇ કોઇ મૂર્ખતા કે સ્વાર્થપરાયણતાજન્ય વાંધા સ્વીકારવા યોગ્ય ગણાય તેમ છે."

"દેશમાં દ્રવ્યનો અને અન્નનો દુકાળ છે તે કરતાં શરીરબળ, મનોબળ તેમજ સર્વ પ્રકારનાં બળોની મહાખાણરૂપ અધ્યાત્મબળનો દુકાળ શું હજારો અને લાખોગણો ફેલાયલો નથી? અને ક્ષુધાની પીડાથી રીબાઇને થોડા દિવસમાં શરીર છુટી જાય તે કરતાં ઉપર જણાવેલા મહા દુકાળોથી મનુષ્યો—તેઓની વંશપરંપરા સુદ્ધાંત અને તે પણ અમુક સમય માટેજ નહિ, પણ હંમેશ માટે અને જન્મોજન્મ-માટે—ઉપલાં બળોના અભાવે રીબાતાં રહે એ વાત શું અનેકગણા દુઃખની નથી?*"

* "પરોપકાર કરવામાં ગાડરીઆ પ્રવાહે વર્તી હરામીઓને લઠ્ઠ પઠ્ઠ બનાવનારા, અને સમુદ્રમાં ટીપાની પેઠે ભર્યામાં ભરતી કર્યા જનારા શ્રીમંતો ! અને તેઓપર સત્તા ભોગવતા ધર્મગુરૂઓ તથા રાજા મહારાજાઓ ! તમારી ઉંચી ઈમારતોની બારીઓમાંથી જરા બહાર ડોકું કહાડી દેશની વર્તમાન દુર્દશાનું સ્વરૂપ તો જરા જુઓ ! ઉપર જણાવ્યા જેવા મહા દુકાળોને સમજી શકવાની શક્તિ તમારી શું છેકજ મારી ગઈ છે? અન્ન, વસ્ત્ર અને દ્રવ્યના દુકાળો તો જેનાં એકેક ડાળ કે પાંદડા રૂપેજ છે, તેવા આ શારિરીક, માનસિક અને આધ્યાત્મિક મહાદુકાળોમાં રીબાતા તમારા કરોડો ગરીબ દેશબંધુઓનાં વિવિધ પ્રકારનાં દુઃખો સમજીને તેના દેશકાળને અનુસરતા આબાદ ઉપાયો સૂચવનારી આ તેમજ બીજી અનેક પ્રકારની યોજનાઓ અમલમાં લાવી ખરો પરોપકાર કરવાની અને ઉત્તમ યશ સાથે અનંતગણું પુણ્ય પ્રાપ્ત કરવાની સદ્બુદ્ધિ તમારામાં ક્યારે આવશે?"

"છતાં જેમ સર્વ જગત માટે હિતકારક છતાં સૂર્યનો ઉદય ઘુવડો અને ચોર લોકોને ગમતો નથી અને એક માત્ર પોતાની અનુકૂળતાને ખાતરજ તેઓ આખા જગતને અંધકારમાં ડુબાવનારી રાત્રિને જેમ ઇચ્છે છે; તેમ જનસમૂહના કલ્યાણની ગમે તેવી રૂડી યોજનાને પણ નાપસંદ કરનારા તો જગતમાંથી નીકળતા આવેલા છે ને નીકળવાનાજ."

"કોઇ કોઇ પુસ્તકના વેપારી તરફનો આવો મૂર્ખતાભરેલો અને સ્વાર્થપરાયણતાજન્ય વિરોધ આ યોજના પ્રત્યે પણ હવે પ્રતીત થવા લાગ્યો છે. પ્રજામાં સદ્ગૃહસ્થ, આગેવાન કે ધર્માત્મામાં પોતાને ખપાવનાર આવા કોઇ કોઇ મનુષ્યો પ્રજાધિક્કારના ભયને લઇને આવી યોજનાઓ પ્રત્યે સીધી રીતે તો વિરોધ દર્શાવી શકવા અસમર્થજ હોય છે; પરંતુ આવી કોઇ યોજના પાર પડશે તો પોતાના પુસ્તકોના વેપારને ગોદો લાગશે, ઇત્યાદિ વિચારોમાં તણાઇ તેઓ તરફથી આ યોજનાની બાબતમાં, પુસ્તકોની રજા મેળવવાના કાર્યમાં, તેમજ છપાવવાના કાર્યમાં આડાઅવળા અંતરાયો નાખવાનો મહાનીચ યત્ન પણ થતો જણાય છે."

"આ યોજના કોઇ પણ વ્યક્તિના હિત અહિતના વિચારથી નહિજ, પરંતુ લાખો અને કરોડો દેશબાંધવોના સામાન્ય હિતના આશયથીજ સુચવાતી હોવાથી તથા તે બાબત કોઇ પણ રીતે અને કોઇને પણ હાથે પાર પડો વા ન પડો એ વાત સમષ્ટિના પ્રારબ્ધ-ઉપર અવલંબી રહેલી સમજીને તે વિષે આ મંડળને ખાસ આગ્રહ જેવું નહિ હોવાથી, અને તેથી આવા સ્વાર્થીઓને ખુલ્લા પાડવાની અથવા તો તેમના કોઇ પણ પ્રયત્નનો ઉત્તર વાળવાની આ મંડળને ઝાઝી દરકાર જેવું પણ નહિ હોવાથી આ યોજના અથવા તેના ચાલકોની વિરૂદ્ધનો કોઇ પણ સીધો કે આડકતરો યત્ન કે ચર્ચાને

પ્રસંગે તેના મૂળમાં રહેલી મૂર્ખતા અને સ્વાર્થાંધતા પ્રજાજનો પારખી શકે તે સારૂજ આટલો ખુલાસો આ સ્થળે આપવાની અગત્ય વિચારવામાં આવી છે. ”

ઉપર પ્રમાણે હકીકત હોવાથી ગુજરાતીકારના એવા દ્વેષ અને હલકી ભાષાના ઉત્તર તરફ તેમજ એ પછી પણ કોઇ કોઇ સ્થળેથી કરાયલી દ્વેષ અથવા ભૂલભરેલી ટીકાઓ તરફ વિશેષ લક્ષ્ય આપવામાં આવ્યું નથી.

## સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય. (સં. ૧૯૬૪)

એકાદશ સ્કંધની પહેલી આવૃત્તિ સત્વર ખપી ગયેલી હોવાથી અને થોડો સમય પત્રવ્યવહાર ઇ૦ માટે બેસવા કરવાની સગવડ બુકસેલર તથા બુક બાંધનારની દુકાનોથી અને પઢીઆરની ઓરડી વગેરેથી નભ્યે જવાથી બારેક માસ સુધી તો સ્વતંત્ર મકાનની જરૂર પડી નહતી; પરન્તુ હવે એકાદશની બીજી આવૃત્તિ તૈયાર થવા ઉપરાંત ગીતા પણ છપાઇ જવા આવેલી હોવાથી એ પ્રકારે નભે તેમ નહતું. જેથી અ૦ સું૦ પઢીયાર કે જેઓ હવે પોતાનાં પુસ્તકોની વ્યવસ્થા કોઇને સોંપીને પોતાને ગામ રહેવા જવાના હતા તેમની વખારમાંજ આ ખાતાનાં પુસ્તકો પણ મૂકવાં તથા વેચવા વગેરેની વ્યવસ્થા ઉપર વેણીશંકરને રોકીને કામના પ્રમાણમાં પગાર ખર્ચ ફાળવી લેવો એમ ઠર્યું.

ઉપલી ગોઠવણને અનુસરીને એકાદશની બીજી આવૃત્તિ સંવત ૧૯૬૪ માં તૈયાર થતાં પુસ્તક મળવાના ઠેકાણા તરીકે તેમાં પઢીયારનું નામ છપાવવામાં આવ્યું; પરન્તુ એ વખાર ચાર પાંચ માળવાળા મકાનને ભોંયતળીએ છેક પાછલી બાજુએ મોટી મોટી ઇમારતોની વચમાં અને ત્રણ તરફ ગટરો તથા ચોથી બાજુ જાજરૂઓના ઘેરા વચ્ચે આવેલી હોવાથી અંધકાર અને દુર્ગંધને લીધે ત્યાં વધુ

સમય નિભાવ થઇ શક્યો નહિ. પુસ્તકો ખરીદવા આવનારાઓનો તો ઘડી ઘડીવાર અનુભવ લઇને ત્યાંથી છુટકો થઇ જતો, પરંતુ પત્રવ્યવહારાદિને માટે સેવકને એ સ્થળમાં વખત ગાળવાનું જરા ભારે થઈ પડતું. હિમાલયની હવા ખાધેલું બાવાજીનું મગજ અહીં માત્ર એકાદ કલાકમાંજ તરબતર બની જઇને પુરેપુરૂં રીસાઇ બેસતું! થોડા દિવસ આમ ચાલ્યા પછી મકાનના ઓટલા ઉપર જઇને લખવાનું રાખ્યું. સેંકડો માણસોની વસતી અને અવર જવરવાળા આ મકાનમાં **નાઽન્યઃ પંથા વિદ્યતેઽયનાય** એ વાક્યનો સાક્ષાત્કાર કરાવતો સર્વેને જવા આવવાનો જે એક અદ્વિતીય માર્ગ હતો તે એ બેસવાની જગાને અડીનેજ એક બાજુથી નીકળતો હતો; ત્યારે બીજી બાજુએ જાણે હિમાલયના એકાંત પ્રદેશની શાંતિના છેક સામા છેડાનો અનુભવ કરાવવાની ગોઠવણ કોઇએ કરી રાખી હોય, તેની પેઠે અડગ કુટસ્થ ભાવે એરણબાઇ ગોઠવાઇ બેઠેલાં હતાં; અને તેની ઉપર પડતા સોનીભાઇના હથોડાના મગજવેધી ધડાકાઓ બાદશાહી તોપોની પેઠે લોકસેવાની સલામી આપતાં કોઇકજ દિવસ અટકતા હતા! સાંજના એકેક કલાક આવા સંજોગો વચ્ચે જેમ તેમ પતાવી લઇને સેવક તો મહાલક્ષ્મી કે વાલુકેશ્વર જઇને રાત્રી ગાળે; પરંતુ વ્યવસ્થાપક વેણીશંકરને તો આખા દિવસ ઉપરાંત રાત્રે પણ બીજી સગવડને અભાવે એ મહાસ્થાનમાંજ સૂવું પડતું, જેથી બે ચાર અઠવાડીઆમાં તેના બાદલા શરીરપર ફીકાશની ધ્વજા ફરકતી જણાઇ. કાર્યની ત્વરા અને રોકાણને ખાતર સેવકને માટે પણ સવારસાંજ ઉપલાં દૂરનાં સ્થળોમાં જવા આવવાનું અગવડભર્યું બનતું જવાથી પછી ભારતજીવન છાપખાનાની સાંકડી ઑફીસનો ઉપયોગ રાત્રીવાસ માટે થવા માંડ્યો. અહીં માંકડોથી સજીવન રહેતા ટુંકા બાંકડાપર ટુંટીયું વળાઇને સાથરા પ્રમાણે શયન કરવાનું તો બની શકતું; પરંતુ આ

બાંકડ ગ્રામનો અનાદિ કાળથી ઉપયોગ કરી રહેલા બાંકા સ્વભાવના બાંકડ મહારાજો બસ માથાના એવા ફરેલા કે પોતાના આ સ્વતંત્ર સ્વદેશને—પોતાની આ સ્વર્ગાદપિ ગરીયસી એવી જનની જન્મભૂમિને—આમ બીજાના પ્રભુત્વમાં ગયેલી જોઇને તેને પાછી સ્વતંત્ર બનાવવા સારૂ સ્વલ્પ સમયમાંજ સત્તાવનના બળવાની પેઠે સામટો હલ્લો લઇ આવતા. છેવટે તેમનાથી થાકી હારીને તેમના એ બાંકા દુર્ગનો કબજો છોડી દેવો પડતો, અને તેની તળેટીમાં આવેલી મીયાં પગરખાંની ચાર પ્રહરી છાવણીવાળી જે જગ્યા રાતમાં ખાલી પડી રહેતી તે સાફ કરીને સમીપના મેજની નીચે પગ લંબાવીને સુવાની સગવડ કરવી પડતી. કેટલાક માસ આવી રીતે ગયા પછી એકાદશની બીજી આવૃત્તિ છપાઇ રહેતાં આ છાપખાના સાથેનો સંબંધ પણ પૂર્ણ થવા આવ્યો, જેથી હવે સ્વતંત્ર સ્થળની આવશ્યકતા દરેક રીતે અનિવાર્ય જણાઇ. ખર્ચનું પ્રમાણ કદાચ કોઇ અનિવાર્ય કારણસર ધાર્યા કરતાં વધુ આવી જાય તો તેનો ખાડો પુરવાને માટે પેલા છસોના ફંડની હુંફ તો હતીજ, એટલે પછી ઇશ્વરનું નામ લઇને ગીરગામ બેકરોડ પરના દુબાસ બિલ્ડીંગને મેડે એક ઓરડો માસિક સોળ રૂ. થી સંવત્ ૧૯૬૪ ના વૈશાખ સુદી ત્રીજ ( અક્ષયતૃતીયા ) ના દિવસથી ભાડે રાખવામાં આવ્યો.

ઉપર પ્રમાણે સ્થળની સગવડ થવાથી પુસ્તક મળવાના ઠેકાણા તરીકે હવેથી કાર્યને અનુસરતું "**સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય**" એ નામ યોજવામાં આવ્યું. આ નામ યોજવા છતાં પઢીયારનાં પુસ્તકો વેચવાનું કાર્ય તો દિવસને વખતે તેની તેજ ઓરડીમાં ચાલતું હોવાથી અને બંનેનું એ કામ વેણીશંકરનેજ બજાવવાનું હોવાથી આ ખાતાનાં પુસ્તકો વેચવાનું પણ તેમની ઓરડીમાંજ રહેતું; અને તેથી કાર્યાલયનું ઠેકાણું તથા નામનું પાટીયું થોડાક મહિના સુધી હનુમાન ગલીની એ ઓરડીમાંજ રહેતું.

## સસ્તું સાહિત્ય વર્ધક મિત્રમંડળ.

આ પ્રમાણે સ્થળનું નામ તો અપાયું, પરંતુ સ્વામિત્વ કોનું? ભૂતમાત્રપર ખરેખરૂં અને સદાનું સ્વામિત્વ ચરાચરપતિ મોટા બાવાજીનું જ હોવા છતાં વ્યવહારદ્રષ્ટિથી તો કાર્યાલય તથા પેલા છસોના ફંડ ઉપર આ સાડાત્રણ હાથના બાવાજીનુંજ સ્વામિત્વ ગણાય તેમ હતું; અને તેમ થાય એ ભિક્ષુની અંતરરૂચિ તેમજ બાહ્યધર્મથી વિરૂદ્ધ હતું. સાધુ સંન્યાસી માટે તો મોટા બાવાજી તરફનો સદાકાળ માટેનો વારસો 'તીન લોક જાગીરમેં' એજ હોઇ શકે; એ મહાન વારસો દૂર મૂકાઇ જઇને પાછું આવું અશાશ્વત સ્વામિત્વ ધારણ કરવાની અગત્ય ન હતી. ઉદ્દેશ પણ અમુક સમય સુધી દિશાસૂચક કાર્ય કરવા પુરતોજ હતો; છતાં કદાચ સમગ્ર આયુષ્ય તેમાંજ જવાનું હોય તોપણ તે સ્વામિત્વના સંબંધ કરતાં દાસત્વના સંબંધથી થાય એજ વિશેષ ઉત્તમ લાગતું હતું વળી સેવકનો કાર્ય સાથેનો સંબંધ છુટતાં કાર્ય ઠીક રીતે ચાલુ રાખવામાં આવે અથવા તો આટોપી લેવામાં આવે, તેને ખાતર પણ કંઇક પ્રબંધની જરૂર હતી.

વ્યવહારિક દ્રષ્ટિએ જોતાં 'વીલ' કરી રાખવાનો પ્રકાર સીધો અને સ્વાભાવિક હતો, પરંતુ સ્વામિત્વ એમાં હયાતી પર્યંત પુરેપુરૂં રહેતું હોવાથી 'પંચ' યાને 'ટ્રસ્ટની' ગોઠવણ ઠીક જણાઇ.

ઘણું કરીને તો કોઇએક તૈયાર મિલ્કત અથવા આવકનો અમુક પ્રકારે ઉપયોગ કે વ્યય કરવા માટેજ ટ્રસ્ટ અથવા પંચની યોજના કરવામાં આવે છે અને પછી નોકરોદ્વારા ટ્રસ્ટીઓ તેનો વહિવટ ચલાવે છે; પરંતુ આમાં તો દરેક વાતે શરૂઆત અને વિલક્ષણતાજ હતી. સ્થાયી મિલ્કત કે આવકને બદલે કરજારૂ નાણાં મેળવીને અને વધુ ખર્ચ ન આવે તેટલા માટે તેટલું કાર્ય જાતે બજાવીને, બને તેટલી ઓછી કિંમતે પુસ્તકો ફેલાવવાનાં હતાં; અને તેથી વિચારકની

સાથે વ્યવસ્થાપકનું તથા જરૂર પડતાં પુંજો વાળનારનું તથા થોડો ઘણો ભાર ઉપાડી જવાનું કામ પણ બજાવવાનું તથા બજાવવા લાગવાનું હતું. કરકસરથી કામ લેવાને ખાતર એકવચની પ્રેસો તથા કાગળવાળાઓને બદલે થોડા ખર્ચમાં સારૂં કામ કરી આપે એવાં ખૂણા-ખોચરાનાં અનિયમિત પ્રેસો વગેરેથી કામ લેવાનું હતું, અને પુસ્તકો છપાવવા માટે મેળવાયલાં નાણાં તેના વેચાણમાંથીજ પાછાં ભરી દેવા સાથે પગાર, ભાડું, ઇત્યાદિ સર્વ વ્યવસ્થાખર્ચ પણ તેમાંથીજ નિભાવવાનો હતો. આ પ્રમાણે આ બાબતમાં "સોંપી દઇ અલગ રહેવા" ને બદલે "અધરતાલ કામ લઈ જોડાઇ રહેવા"નુંજ હોવાથી તે સર્વ પૂર્ણ સ્વતંત્રતા અને તન્મયતાથી બની શકે અને તેમ છતાં સ્વામિત્વથી દૂર રહી શકાય, તે માટે નીચે મુજબની ગોઠવણ કરવામાં આવી.

સંવત્ ૧૯૬૪ માં ( તા. ૧૮ જુલાઇ ઇ. સ. ૧૯૦૮.) એક ખાનગી લખાણ લખી કહાડવામાં આવ્યું અને તેમાં આ કાર્ય તરફ સદ્ભાવ ધરાવનારા બીજા ત્રણ સજ્જનોની સામિલગીરી મેળવીને "**સસ્તું સાહિત્ય વર્ધક મિત્રમંડળ**"ની સ્થાપના થઇ. એ લખાણની મતલબ આ પ્રમાણે હતી:—

સેવક પાસેનું છસોનું ફંડ તથા સંસ્થાની માલિકી "સસ્તું સાહિત્ય વર્ધક મિત્રમંડળ"ની ગણાય; સેવકથી બને ત્યાં સુધી અને તેને પસંદ ન પડે એવી કોઇની પણ મરજીને તાબે નહિ થવું પડતાં પૂર્ણ સ્વતંત્રતાથી કાર્ય થઇ શકે તેમ હોય ત્યાં સુધી મંત્રી તરીકેનું કાર્ય પોતાને અનુકૂળ પડતાં સ્થળોએ રહીને બજાવશે; મંત્રીને કે કોઇ સભાસદને દૂર કરવાની, ખાલી જગ્યા પુરવાની, સભાસદો વધારવાની, કેટલાક નિયમોમાં તેમજ મંત્રીની સત્તામાં ફેરફાર કરવાની, અને હિસાબ રિપોર્ટ મંજુર કરવાની બાબતોમાં મંડળની સત્તા સર્વોપરિ રહેશે; બહાર પાડવાનાં પુસ્તકો વગેરે સેવકની સંમતિનાં હોવાં જોઇએ

અને સંસ્થાનું કામ આટોપી લેવું ઠરે ત્યારે છેવટે જે કાંઇ રહે તે કોઈ સારી પરોપકારી સંસ્થામાં કે કોઇ શુભ કાર્યમાં ખરચી દેવું જોઇએ.

નામીચા માણસો સાથે સેવકને વધુ પરિચય નહિ હોઇને સેવકનો હેતુ પણ માત્ર સ્વામિત્વથી દૂર રહેવા પૂરતોજ હોવાથી ઉપર જણાવ્યું તેમ નામીચા કે પૈસાદાર નહિ છતાં પરિચિત અને સહાનુભૂતિવાળાજ થોડાક સજ્જનોની પસંદગી મંડળ માટે કરવામાં આવી હતી.

એ સભ્યોમાં પાછળથી કેટલોક ફેરફાર થઇને હાલ સેવક તથા બીજા બે મળીને કુલ ત્રણ સભ્યો મંડળમાં છે. એ બે સજ્જનોનાં નામ વગેરે હકીકત આ પ્રમાણે છેઃ—

**વૈદ્ય અમૃતલાલ સુંદરજી પઢીયાર**–એઓ આર્થિક અથવા કારોબારી સહાય આપી શકે તેમ નહિ હોવા છતાં સસ્તા સાહિત્યના કાર્ય પ્રત્યે તેમની ખાસ સહાનુભૂતિ હોવાને લીધે તેમને સભ્ય નીમવામાં આવ્યા હતા. સંસ્થાના કામની શરૂઆત વખતે તેઓ મુંબઇમાં રહેતા હોવાથી અનેક વખત તેમનો મેળાપ થતો, અને સસ્તા સાહિત્યની વાતચીતમાં તેઓ બહુજ રસ લેતા. રહેવા જમવાની સગવડને માટે નાથીબાઇનો સંન્યાસી આશ્રમ શહેરથી બહુ દૂર હોવાથી કાર્યની સગવડને માટે અનેક વખત શહેરમાં રહેવું પડતાં જે ચાર પાંચ સ્થળોનો ઉપયોગ થતો, તેમાં અમૃતલાલભાઇની ઓરડીની ખીચડીમાં જે મોજ આવતી તેવી બીજે મિષ્ટાનમાં પણ ભાગ્યેજ આવતી. એક વખત તેમની પીછાણનાં એક ગૃહસ્થ કુટુંબનાં બાઇને તેમણે વાત કરવાથી તેઓ ગીતાની બીજી આવૃત્તિ છપાવવામાં નાણાં રોકવા તૈયાર થયાં હતાં; પરંતુ જાતે રહ્યાં બાઈ માણસ, એટલે કદાચ કોઇ વખત વચમાંજ નાણાં માગી બેસે તો મુશ્કેલી; માટે જો પઢીયાર પોતાના નામથી એ નાણાં લઇને સંસ્થાને આપે અને સંસ્થાને તે બાઇની

સાથે સબંધ ન રહે, તોજ તેમનું નાણું લેવું યોગ્ય લાગવાથી પઢીયારે ખુશીની સાથે તે પ્રમાણે કર્યું હતું. મુંબઇમાં જો તેમની પુસ્તકોની વખારવડે નિભી શક્યું હત તો સ્વતંત્ર સ્થળની સગવડ ન કરવી પડતાં ગમે ત્યાં સુધી તેમની વખારને‌ા ઉપયોગ કરવાની તેમની રજા હતી. સંસ્થા તરફની વિવિધ ગ્રંથમાળા માટે જ્યારે પણ માગણી કરવામાં આવે ત્યારે એકાદ બે અંકનું પુસ્તક કશોજ બદલો લીધા વિના લખી આપવાને તેઓ તત્પર રહેતા આવ્યા છે. એક માસિકમાં એક સમય એવી મતલબને‌ા લેખ આવ્યો હતો કે આ સંસ્થાના નેતા અને આત્મા તેઓ (પઢીયાર) છે, જેથી તે લખવું અયોગ્ય હોવાને‌ા ખુલાસો તેમણે તે માસિકપર પહોંચાડવા સારૂ લખી મોકલ્યો હતો; પરંતુ એવી નજીવી બાબત માટે તેમ કરવાની જરૂર સમજવામાં આવી ન હતી. પુસ્તકો છપાવવામાં ઉછી દાખલ નાણાં રોકનાર ભાગ્યેજ કોઇક નિકળી આવતું એવા સમયમાં એક પ્રસંગે તેમણે પોતાનાં શિલક પુસ્તકો ગીરવી મૂકવા સુધીની તત્પરતા બતાવી હતી; પરંતુ સેવક તેટલી હદ સુધી જવા માગતો ન હોવાથી તેમજ તેઓને પણ પોતાનાં પુસ્તકો કરજાઉ નાણાંવડેજ છપાવવાં પડતાં હોવાથી તે મુજબ કરવામાં આવ્યું ન હતું.

બીજા સભ્ય મુંબઈ નિવાસી રા. રા. **રણછોડદાસ વરજીવનદાસ પેટલાદી** છે. સભ્ય થવા સમયે આ સદ્‌ગૃહસ્થને‌ા હેતુ આ સંસ્થાનું મંત્રિપદ સ્વીકારવાને‌ા તેમજ મહેનત લઈ સંસ્થાનું ફંડ વધારવાને‌ા હતો. આ પ્રમાણે સંસ્થાને પોતાની બનાવી લઈ તેને સ્થાયિ અને સ્વાભાવિક ધોરણપર મૂકવા ઇચ્છનાર વ્યક્તિ નીકળી આવતાં સેવકને આનંદ થયો હતો; પરંતુ પાછળથી કેટલાંક કારણો અને શોકાણોને લીધે તેમનાથી તે મુજબ બની શક્યું ન હતું. આમ છતાં સંસ્થાના કાર્યમાં ઉપયોગી થવાય એમ તેઓ વખતો વખત ઇચ્છા

દર્શાવતા હતા. આગળ જતાં વેણીશંકરનો પગાર વધારવાની જરૂર હોવા છતાં સંસ્થામાં તેવી સગવડ નહિ હોવાથી એ ગૃહસ્થે પોતાની તરફથી માસિક પાંચ રૂ. વેણીશંકરને વધારાના આપવા શરૂ કર્યા હતા. આ પ્રકારે સં. ૧૯૭૦ સુધીમાં રૂા. ૩૩૫–૧૫–૦ની રકમ તેઓ તરફથી અપાઈ ચૂકી છે; જે આ સાથેના હિસાબમાં પરચુરણ આવક ખાતે જમા થએલી જણાશે.

## ગીતાની બીજી આવૃત્તિ.

ગીતાની પહેલી આવૃત્તિ સં. ૧૯૬૪ના શ્રાવણમાં નિકળી હતી. આ આવૃત્તિની અગાઉથી આવેલી માગણીઓ તથા બહાર પડ્યા પછીથી ચાલુ થએલી ખપત જોતાં તેની બીજી આવૃત્તિની ગોઠવણ તુરતમાંજ થવાની જરૂર હતી. આગળ જણાવાઇ ચૂક્યું તેમ એક વૈષ્ણવ બાઈ (ગં. સ્વ. સાકરબાઇ શેઠ લક્ષ્મીદાસ ખીમજીનાં વિધવા પુત્રવધૂ) તરફથી અ. સું. પઢીયારદ્વારા તે માટે નાણાંની સગવડ મળી આવતાં ગીતાની બીજી આવૃત્તિ ૧૬૦૦૦ પ્રતની મુબઈ વેંકટેશ્વર પ્રેસમાં છાપવા અપાઈ હતી. આ આવૃત્તિ માટે મળી શકેલા સ્વદેશી કાગળો મૂલ્યમાં વિલાયતી કાગળોના જેવાજ છતાં દેખાવમાં ઉતરતા હતા. આ આવૃત્તિ સં. ૧૯૬૫ માં પ્રકટ થઇ હતી.

## ભાગવતનો દશમસ્કંધ.

સં. ૧૯૬૫ ના શિયાળામાં વેદધર્મસભાની સમ્મતિ લઈ દશમસ્કંધના ભાષાન્તરની પ્રત ૪૦૦૦ રા. રણછોડદાસ વરજીવનદાસના ઉછીના દ્રવ્યવડે પ્રસિદ્ધ થઇ હતી; જેમાં અનેક સ્થળે ટીપ્પણ રૂપે અપાયલ આધ્યાત્મિક રહસ્ય ઉમેરી આપવા માટે મહારાજ શ્રી નથુરામ શર્માને વિનતિ કરતાં તેમણે તે સ્વિકારી હતી.

## વૈરાગ્ય મુમુક્ષુ પ્રકરણ.

આગળ જણાવેલા છસોના ફંડવડે યોગવાસિષ્ઠનાં વૈરાગ્ય મુમુક્ષુ

પ્રકરણની પ્રત ૪૦૦૦, (મૂળ શ્લોક તથા વેદધર્મ સભાવાળા ભાષાન્તર સહિત) એજ વર્ષના ઉનાળામાં ભાવનગરમાં છપાઇ તૈયાર થઇ હતી. ભાવ વિલાયતીના જેટલાજ બેસવા છતાં સ્વદેશી કારખાનાવાળાએ એક તો આ બે ત્રણ પુસ્તકો માટેના કાગળો બહુજ સુંદર (!) તૈયાર કરી મોકલેલા, અને તેમાં આ પુસ્તકની તો છપાઇ પણ સારામાં સારો ભાવ આપવા છતાં એવી અઠીક નિવડી હતી કે સંસ્થા તરફનાં તમામ પુસ્તકોમાં આ પુસ્તકે હજી સુધી એ બાબતમાં પોતાનું સર્વોપરિ (!) પદ જાળવી રાખ્યું છે ! બિચારો પૂઠાં બાંધનારો 'સ્વદેશી' બાઇન્ડર ગરીબ જાતિનો રહ્યો, એટલે સર્વ પુસ્તકોની પેઠે આ પુસ્તક પણ તેણે પ્રમાણિકપણે બાંધી આપીને પુસ્તકનું બાહ્ય અંગ બગડવા દીધું નહિ. આ પ્રમાણે દુર્દેશાવશ ભારતને જે બે વસ્તુઓએ સર્વનાશથી બચાવી રાખ્યો છે, તેજ બે વસ્તુઓના પ્રતાપથી આ પુસ્તકનાં નાણાં ઉપજી શકીને તેમાં રોકાયલું આ સંસ્થાનું તે સમયનું સઘળું ફંડ નષ્ટ થતું બચ્યું હતું. એ બે વસ્તુઓ કઈ ? એક તો પુસ્તકમાં તેના આત્માને સ્થાને રહેલી મહર્ષિ વસિષ્ઠપ્રણીત 'બ્રહ્મવિદ્યા' અને બીજી વસ્તુ "હિંદના ગરીબ લોકોની પ્રમાણિકતા" કે જેને લીધે પુસ્તકનું બાહ્ય અંગ ( પૂઠું ) સારૂં બની શક્યું હતું.

## રૂષીકેશ.

રૂષીકેશ, ઉત્તર કાશી વગેરે હિમગિરિના પ્રદેશ કે જ્યાંના સ્થૂળ સૂક્ષ્મ લાભોને લીધે બને તેટલો વધુ સમય તે તરફજ ગાળવાનો નિર્ણય કરેલો અને આ તરફ તો માત્ર થોડા સમયના વિચારથીજ આવવું થયેલું, તે પ્રદેશ છોડ્યાને ત્રણેક વર્ષ થઈ ગયેલાં હોવાથી અને એટલા સમયમાં મુંબઈનાં હવા પાણીની અસર પણ કેટલીક લાગુ થઇ ચૂકેલી હોવાથી, તથા મુંબઇમાં હાલ જાતે રહેવું પડે એવી કામકાજની ખાસ અગત્ય નહિ હોઇને સામાન્ય કાર્યે નિવેડી લેવાની તત્પ-

રતા વેણીશંકરમાં આવી ગયેલી હોવાથી, પત્રવ્યવહારનું કાર્ય કરવાનું સાથે રાખીને ૧૯૬૫ ના શીતકાળમાં ૠષીકેશ તરફ પાંચ છ માસ ગાળ્યા.

## સદ્ગુણી બાળકો.

ૠષીકેશથી બારોબાર ભાવનગર જઇ ત્યાં ચોમાસામાં 'સદ્ગુણી બાળકો' નામે પુસ્તક છપાવ્યું. સ્વ. નારાયણ હેમચંદ્રે પ્રસિદ્ધ કરેલાં ત્રણ બાળોપયોગી પુસ્તકોમાંનાં ઘણાંખરાં દ્રષ્ટાંતો, તેની ભાષામાં બનતો સુધારો કરીને આમાં લેવામાં આવ્યાં હતાં.

## સ્વ. કરસન મોહનલાલ સ્મારક ફંડ.

ઉપલું પુસ્તક પણ આગળ કહેલા ૬૦૦, વાળા ફંડવડેજ છપાવવામાં આવ્યું હતું. એ ફંડમાંની ૪૦૦, ની રકમ સ્વ૦ કરસન મોહનલાલ નિમિત્ત પરહિતના કાર્યમાં વાપરવા માટેની હોઈને છેવટે તે રકમ તેમના બંધુ હરિલાલે સર્વ સત્તા સાથે સેવકને સોંપેલી હોવાથી આ ફંડને સ્વ૦ કરસન મોહનલાલના નામનું ગણવાનું રાખ્યું હતું. એકાદશની બન્ને આવૃત્તિઓ તેમજ વૈરાગ્ય મુમુક્ષુ પ્રકરણ તથા ઉપર જણાવેલું સદ્ગુણી બાળકોનું પુસ્તક, એ સર્વ છપાવવામાં આ ફંડ ઉપયોગમાં આવ્યું હતું અને એ પુસ્તકોની કુલ પ્રતો પૈકીની અગીઆર હજાર પ્રત એ ફંડવડે બહાર પડી શકી હતી. સં. ૧૯૬૭ થી 'વિવિધ ગ્રંથમાળા' વગેરેની યોજના ચાલુ થતાં એ રકમ જુદી ન રાખતાં સંસ્થાના સહાયક ફંડમાંજ જમા લેવાય છે.

## વૈષ્ણવોના નિત્યપાઠનો ગુટકો.

ઉપર જણાવ્યા પ્રમાણે સંવત્ ૧૯૬૫ સુધીમાં એકાદશની બે આવૃત્તિ, ગીતાની બે આવૃત્તિ તથા દશમસ્કંધ, વૈરાગ્ય મુમુક્ષુ પ્રકરણ અને સદ્ગુણી બાળકોની એકેક આવૃત્તિ મળીને કુલ સાત પ્રસિદ્ધિઓ

સરતા સાહિત્યની દિશામાં થઈ ચૂકી હતી. કામની ધારેલી હદ આટલેથી પુરી થતી માનીને હવે એ સર્વે પુસ્તકો ખપી રહે તેનીજ રાહ જોવાની રહી હતી. એ અરસામાં વૈષ્ણવોના નિત્યપાઠના ૨૪ ગ્રંથનો ગુટકો છપાવવાની ઇચ્છા રા. રણછોડદાસ વરજીવનદાસ પેટલાદીને થઈ આવતાં તેમનાવતી તેની ચારહજાર પ્રત છપાવવા ગોઠવણ થઇ હતી. સં. ૧૯૬૬ ના ઉનાળામાં તે ગુટકો બહાર પડ્યો હતો.

## બહારનાં પુસ્તકો.

બહારથી પ્રકટ થયેલાં કેટલાંક સારાં પુસ્તકો આ સંસ્થાના જેવીજ સસ્તી કિંમતે વેચી આપવાની પુછપરછ થતાં ખાતાના ઉદ્દેશને અનુસરતી તે બાબત હોવાથી જાંગડના ધોરણપર તે સ્વીકારવામાં આવી હતી.

એ સમયે સંસ્થા તરફથી નીકળતાં પુસ્તકોની કિંમત એવી રીતે રાખવામાં આવતી કે જેમાંથી જાહેરખબર, મકાનભાડું, નોકરખર્ચ, તથા સામટાં લેનારને આપવાનું કમિશન ઇત્યાદિ ખર્ચ સુમારે ૨૫ ટકા જેટલો બાદ થતાં બાકીની રકમમાંથી કાગળ, છપાઇ, બંધાઈ વગેરેનો ખર્ચ બંધ બેસી રહે. આ બહારનાં પુસ્તકો પણ એજ ધોરણથી સ્વીકારવામાં આવ્યાં હતાં.

આ પ્રકારે કુલ છત્રીસ પુસ્તકોની વ્યવસ્થા સ્વીકારવામાં આવી હતી; અને આ રિપોર્ટના સમય સુધીમાં તેની પ્રત ૧૬૦૦૩, રૂા. ૫૦૭૭-૬-૯ની કિંમતની વેચાઈ હતી, જેની વિગત આ સાથે પુસ્તકોના વેચાણના હિસાબમાં આપેલી જણાશે.

પાછળથી સંસ્થાના કામનું પ્રમાણ વધતું જતાં કામને પહોંચી શકાવાની મુશ્કેલીને લીધે, તેમજ સંસ્થાએ પોતે પ્રકટ કરેલાં પુસ્તકોની અપેક્ષાએ બહારનાં પુસ્તકોની ખપત છેક ઓછી થતી જણાવાને લીધે એ ધોરણ લગભગ બંધ કરવામાં આવ્યું છે. બહારનું કોઇ ખાસ ઉપ-

યોગી પુસ્તક આ સંસ્થાના જેવા મૂલ્યથી વેચવાની ઇચ્છા કોઈ જણાવે તો તેની મફત જાહેર ખબર લેવી, વાંચકોને ભલામણ કરવી, કાર્ડ અથવા હેંડબીલ વહેંચી આપવાં, એમાંથી યોગ્ય લાગે તે પ્રકારની સહાય હજી અપાતી રહે છે.

## કાર્ય આટોપી લેવાનો વિચાર.

સંવત્ ૧૯૬૬ ના ચાતુર્માસમાં પણ બે એક મહિના ભાવનગરમાં ગયા. રહેવાનું ગમે ત્યાં હોય પરંતુ કાર્યાલય સાથે અને બીજાઓ સાથે સંસ્થા સંબંધી પત્રવ્યવહારનું કાર્ય તો જાતેજ કરવાનું રહીને દિવસનો મોટા ભાગ તેમાંજ જતો.

શરૂઆતમાં માત્ર 'એકાદશ સ્કંધ' કહાડવા પુરતી ધારણા હતી, તે લંબાઇને સાડાત્રણ વ ર્ દરમીયાન પુસ્તકોની આઠ પ્રસિદ્ધિઓ થઇ ચૂકી હતી; જે દ્વારા પંદરેક હજારની કિંમતની ૫૪૦૦૦) ચોપન હજાર પ્રત નીકળી ચૂકી હતી. એમાંથી એકાદશ સ્કંધ સિવાય બીજાં પુસ્તકોની થોડી થોડી પ્રત હવે શીલક હોવાથી એવો વિચાર ગોઠવાયો કે, મુંબઇ જઇને શીલીક રહેલાં પુસ્તકો કેટલાક ઓછા મૂલ્યે કહાડી નાખી નાણાં બાકી હોય તેનાં આપી દેવાં અને તૂટ પડે તે પેલા ફંડમાંથી પૂર્ણ કરીને ખાતાનું કામકાજ આટોપી લેવું; તથા અત્યાર સુધીના કાર્યનો હિસાબ અને રિપોર્ટ બનતી સૂચનાઓ સાથે બહાર પાડીને કાર્યથી નિવૃત્ત થવું.

## આર્થિક અગવડ.

ઉપર જણાવેલાં સાડાત્રણ વર્ષ દરમીયાન બીજાં પણ કેટલાંક ઉપયોગી પુસ્તકો બહાર પાડી શકાયાં હોત; પરંતુ આર્થિક સગવડના અભાવે તેમ બની શક્યું ન હતું.

સ્વ૦ નારાયણ હેમચંદ્રે પ્રસિદ્ધ કરેલાં કેટલાંક ઉત્તમ ચરિત્રો તેની ભાષામાં સુધારો કરીને પ્રસિદ્ધ કરવામાં આવે તો બહુ ઉપયોગી

થઇ પડે એમ લાગતું હતું. આને માટે તેમના ભત્રીજા સ. વનમાળી વિઠ્ઠલ પાસેથી રજા મેળવી રાખવામાં આવી હતી, અને કેટલાંક ચરિત્રો સુધારી સુધરાવીને તૈયાર પણ કરી રાખવામાં આવ્યાં હતાં; પરંતુ ન તો નાણાં રોકનારને સેવક શોધે, કે ન તો સેવકને કોઇ શોધતું આવે !

બીજાં પણ અનેક સારાં પુસ્તકો પ્રસિદ્ધ કરવા જેવાં હતાં અને કોઇ કોઇ સમયે કોઇ કોઇ પુસ્તક માટે મનમાં વધુ વેગ થઇ આવતાં નાણાં રોકનારને શોધવાનું મન પણ થઇ જતું.

સંવત્ ૧૯૬૪ માં એક સમયે એવી વૃત્તિ થઈ આવી કે ધારેલા સમયમાં એકાદ મોટું પુસ્તક પણ ભેગાભેગું પ્રસિદ્ધ થઇ શકે તો સસ્તા વાચનની આવશ્યકતા લોકોને વધુ સમજાય. આ વૃત્તિએ વિશેષ જોર પકડવાથી એક ગૃહસ્થ કે જેમને ત્યાં કેટલીક વેળા સેવક ભિક્ષાર્થે જતો હતો તેમને વાત કરવામાં આવી. એ ગૃહસ્થના કહેવાથી સેવકે તેમની સાથે એક જાણીતા ગૃહસ્થને ત્યાં જઇને બનતી વાતચીત કરી. એ ગૃહસ્થને ભાગવત વધારે પસંદ પડવાથી તે પ્રસિદ્ધ કરવામાં નાણાં રોકવાની તેમણે હા કહી; અને વેદધર્મસભાના ભાષાંતરની રજા મેળવીને છપાવવાનું નક્કી થયું. ચાલો કામ થયું, એમ માની બાવાજીએ પઢીયાર પાસે જઇને વધામણી કહી. પઢીયારે પણ ખુશ ખુશ બની જઈને કહ્યું કે, ઠીક થયું, એકાદ એવું મોટું પુસ્તક સસ્તામાં નીકળી જવાથી ગૃહસ્થ વર્ગનું તમારા હેતુ તરફ વધુ ધ્યાન ખેંચાશે.

બીજા એક શ્રીમાન ગૃહસ્થ કે જેઓ આવાં કામોના બહુ શુભેચ્છક છતાં અજાણપણાને લીધે તથા એક બે કામમાં કોઇ ખરાબ માણસોએ થાપ આપેલી હોવાને લીધે અજાણ્યા ભિક્ષુપર વધારે ભરોસો મૂકી શકે તેમ તો નહોતું જ, પરંતુ વખતો વખત સારી સારી વાતો અને ભિક્ષા કરાવવામાં તેમજ કોઇ ઈશ્વર ઉચ્ચરનું કામ કરવા જેવું

હોય તો તેમાં ઠીક ઉત્સાહી જણાતા હતા. આ ગૃહસ્થને ઉપલી હકીકત કહેતાં વેદધર્મસભાના મંત્રીજી પાસે કેટલાક ફેરા ખાઇને તેઓ ભાગવતના ભાષાન્તરની રજા લઈ આવ્યા.

ભાગવતની રજા મળી ચૂકવાની વાત ઉપલા નાણાં રોકનાર ગૃહસ્થને કહેવામાં આવી. એ સમયે તેને ત્યાં કોઇ એક બ્રહ્મદેવ બેઠેલા હતા. તેમણે કહ્યું કે " આના કરતાં તો બ્રાહ્મણનાં બાળકોને વિદ્યાભ્યાસ તથા ધર્મનું જ્ઞાન આપવાના કામમાં મદદ કરો તો ઠીક. ખરી દેશસેવા તો એ જ છે. બ્રાહ્મણો છેક અજ્ઞાન ને નિરાધાર થઇ ગએલા હોવાથી તેમને મદદ મળે નહિ ત્યાં સુધી બધુંજ નકામું." સેવકે કહ્યું કે, દેશમાં અવદશા તો સર્વ વર્ણ અને આશ્રમની થઈ પડી છે, માટે બ્રાહ્મણોની સાથે અન્ય વર્ણોને પણ સહાયપાત્ર ગણવી જોઇએ.

ભૂદેવ કે જેઓ શેઠના ઓળખીતા હોઇ કોઇ ખાનગી સંસ્કૃત શાળાની મદદને સારૂ ત્યાં આવેલા જણાતા હતા, તેમનું ચોકઠું હવે ખસ્યું. તેઓ શેઠની સામે જોઇને બોલી ઉઠયાઃ " જોયું ? સંન્યાસી થઇને સનાતન ધર્મની વિરૂદ્ધ બોલે છે ! કોઇ આર્યસમાજી કે સુધારાવાળા જેવું લાગે છે ! બ્રાહ્મણ તો સર્વનું મૂળ છે. મૂળને પાણી સિંચીએ એટલે ડાળાં પાદડાંને ( અન્ય વર્ણોને ) એની મેળેજ પહોંચે છે." સેવકે કહ્યું કે, બ્રાહ્મણોની સાથે બીજાઓ તરફ પણ લક્ષ અપાય તો પાણી તો શું પણ અનાજ પણ તેઓ એટલું બધું પકવતા થઇ જાય કે જેથી બ્રાહ્મણોને પાછા ખૂબ લાડુ મળવા માંડે અને તેઓ ભીખને બદલે ભણાવવાના કામથી આબરૂભેર અન્નપાણી મેળવતા થઇ જાય.

બસ, અગ્નિમાં ઘૃત હોમાયું ! શેઠ તરફ જોઇને કહેવામાં આવ્યું કે સાંભળ્યું ને ! શેઠે પાછળથી કહી દીધું કે પૈસા રોકવા મારો વિચાર નથી.

એ શેઠને ત્યાં ઉપલો નિકાલ આવ્યો તે પહેલાં એ ગૃહસ્થ ભાગ-

વત છપાવતા હોવાની વાત નાથીબાઇની જાણમાં આવતાં તેમણે એક વખત રૂબરૂમાં કહેલું કે "હું રહી ગઈ, ભાગવત તો મારેજ છપાવવા જેવું હતું." પાછળથી ઉપલા ગૃહસ્થે ના પાડયાની વાત તેમને જણાવતાં બહુ ખુશીથી પૈસા રોકવાની તેમણે હા પાડી; પરન્તુ જે ગૃહસ્થ વેદધર્મસભાના ભાગવતની રજા લઇ આવ્યા હતા તેઓ નાથીબાઇના ખાસ સગા હોવાથી તેમનો મત નાથીબાઇને એવો મળ્યો કે અજાણ્યાનો ભરોસો શું ? અસ્તુઃ ભાગવત છપાવવાની ઇતિ શ્રી !*

જુદા જુદા સમયના વેગો અને નવી નવી મળ્યા કરતી સૂચનાઓને અનુસરીને બીજે પણ પાંચ દસ ઠેકાણે ઉછીની આર્થિક સગવડ માટે સીધા સાદા યત્નો કરી જોવાયા હતા, અને એ સ્થળો ઘણેભાગે માલદાર, ઉદાર તથા સાહિત્યના વિષયમાં ઉત્સાહી પણ હતાં; પરંતુ ખુશામત અને અતિશયોક્તિરૂપ ચાવીઓ–કે જેના વિના એક અજાણ્યા માણસનું વ્યવહારકુશળતાનું ઝુમખું અધુરૂંજ નિવડે છે,–અને બીજી પણ કેટલીક વ્યવહારિક ચાવીઓનો સેવક પાસે અભાવ હોવાથી ( ચોખ્ખી ભાષામાં કહેતાં કંઇક બંદા ચક્રમ અને કંઇક દુનિયાં દિવાની હોવાથી ) એમાંના એક પણ સ્થળનાં હૃદયકપાટ ઉછી દાખલની આર્થિક સગવડને ખાતર પણ ઉઘડી શકયાં ન હતાં.

અમદાવાદમાં એક ગૃહસ્થને ત્યાં કોઇ વૈષ્ણવની કેટલીક રકમ વૈષ્ણવ ગ્રંથો છપાવવા નિમિત્તની પડેલી હોવાથી તેમણે કેટલીક પૂછ-પરછ કરી હતી, પરંતુ ધનિકોની દ્રષ્ટિનું સદ્ધરપણું બાવાજી પાસે ન

* ઉપલી વાત પાછળથી એજ ગૃહસ્થે આ સેવકને કહી હતી. સમય જતાં પાછળથી એજ ગૃહસ્થનો એવો ભરોસો બેસી ગયો છે કે સંસ્થાને વખતોવખત ઉછીનાં નાણાં આપવામાં તેમણેજ સર્વ કરતાં અધિક ભાગ લીધો છે.

જણાયાથી તેમનું મન માન્યું ન હતું. સં. ૧૯૬૪ માં કહાડેલા 'સસ્તા વાંચનની સૂચના'વાળા ચોપાનીયામાં સસ્તાં કહાડવા યોગ્ય કેટલાંક મોટાં પુસ્તકોનાં નામ આપવા સાથે જણાવવામાં આવ્યું હતું કે, તે અથવા અન્ય ઉપયોગી પુસ્તકો સસ્તામાં કહડાવવા માટે ઉછીનાં નાણાં રોકનાર નીકળી આવતાં બાકીની સર્વે વ્યવસ્થા આ સંસ્થા કરી લેશે; પરંતુ અત્યારસુધી ગીતાની એકાદ વધુ આવૃત્તિ તથા એકાદ બે બીજી નાની બુકો સિવાય બીજી બાબતો માટે કે કોઇ મોટા પુસ્તક માટે નાણાં રોકનાર નીકળી આવ્યું ન હતું. મુંબઇ જેવાં સ્થળોમાં એવાં કામો સહેલાઇથી કરી કરાવી શકે એવાઓનો ટોટો ન હતો; પરંતુ ટોટો આગળ જણાવ્યું છે તેમ તેમની પાછળ ફર્યા કરવાનો અને વ્યવહાર-કુશળતાથી કામ લેવાનો હતો.

મિત્રમંડળના બંધારણ સમયે ૬૦૦)ની રકમ મંડળના સ્વામિત્વમાં આપીને સંસ્થાના ફંડની શરૂઆત કરવામાં આવેલી તે વિષે ૧૯૬૪ માં નીકળેલી "સસ્તા વાંચનની સૂચના"માં ઉલ્લેખ કરીને સંસ્થાના ફંડની વૃદ્ધિની બાબતમાં જણાવવામાં આવ્યું હતું કેઃ—

"અનાયાસે સંસ્થાને પ્રાપ્ત થયેલું ફંડ જો એજ પ્રકારે—એટલે"
"કે પોતાની મરજીથી ભરનારાઓથી ભરાઇને—વધશે; તો તેટલે દરજ્જે"
"ઉપર જણાવ્યા પ્રમાણેનો સસ્તું વાંચન ફેલાવવાને લગતો પ્રયત્ન"
"પણ વધવાજ પામશે."

પરંતુ તે વાતને પણ બે વર્ષ વીતી જવા છતાં એવી "સ્વેચ્છા" કોઇએ કરી નહતી.

વચમાં એક ત્રીજા ગૃહસ્થ સાથે પ્રસંગ મળ્યો હતો. આમ કરીશું ને તેમ કરીશું, ને મારી ઓળખાણવાળા વેપારીઓ છે તેમની પાસે ફંડ ભરાવીને અમુક મોટા ગ્રંથ છપાવીશું, એવી એવી વાતો તેઓ કહ્યા કરતા; પણ બારેક માસ સુધી કશુંજ જણાયું નહિ. યાદી

આપતાં 'હા હવે કરવા માંડું' એમ કહ્યું. પ્રથમ તો ફંડ ભરાવવામાં પોતાનાજ પગમાં કુહાડો મારવો જોઇએ એમ તેમને સૂચવાતાં તેમણે ૧૦૦ )ની રકમ ભરવા મરજી બતાવી, પણ મથાળાની આવી રકમ હશે તો કાર્ય જીવ જેવું થશે નહિ એમ સેવકે કહેવાથી "કહો તે ભરૂં" એવો ઉત્તર મળ્યો. "પાંચસો" કહેવામાં આવતાં તેટલી રકમની તેમણે હા પાડી; પરંતુ વિશેષ પ્રયાસ તેઓ કશોજ કરી શક્યા નહિ. એ પછી સેવકનું રૂષીકેશ તરફ જવું થતાં ત્યાં આ વિષે વધુ વિચાર આવતાં એમ લાગ્યું કે ૫૦૦)ની રકમ પણ સેવકના કહેવાથીજ તેમણે કબૂલ કરેલી હોઇને અંતરના ખરા ઉમળકાની તો તે નથીજ; માટે એ રકમમાંથી મુક્ત થવાનો માર્ગ તેમને આપવો જોઇએ. પછી આ વિષે તેમને લખી જણાવવામાં આવતાં તેઓ તેમાંથી મુક્ત થયા હતા.

જ્ઞાનેશ્વરી ગીતા તરફ પણ ૧૯૬૫ની સાલથી લક્ષ્ય ખેંચાઈ રહેલું હોઇને એ ઉપયોગી ગ્રંથ ગુર્જર પાઠકોના હાથમાં સ્વલ્પ મૂલ્યે મૂકાયલો જેવાની આતુરતા અનેક સમય પ્રકટી આવતી; પરંતુ કાર્ય અને ધનવાનો વચ્ચેના પૂલ તરીકે કામ લાગનારી વ્યવહાર કુશળતાના અભાવે તે આતુરતા કૃષ્ણાર્પણજ થયા કરતી.

## હૃદયની ગડમથલ.

આ પ્રમાણે જ્યાં ઉછીનાં નાણાંનાજ સાંસા હોય ત્યાં પછી સ્થાયી સગવડ તો હોયજ ક્યાંથી કે જેનાવડે પસંદગીનાં બીજાં નાનાં મોટાં પુસ્તકો કહાડી શકાય? કહેવત છે કે "દુનિયાં ઝુકતી હૈ પણ ઝુકાને વાલા ચાહિએ."

આગળ જણાવાઇ ચૂક્યું તેમ સેવકનું આ કાર્ય સાથેનું જોડાણ તેની વ્યવહારકુશળતાને લીધે નહિ, પરંતુ લાગણીને લીધેજ હતું.

તેની પ્રકૃતિનો બંધબેસતો અને રસપ્રદ વિષય વ્યાવહારિક પ્રસંગોથી બને તેટલું અલગ રહીને એકાંત અને અંતરાભ્યાસનું સેવન કરવાનો હતો. તેનો સ્વભાવ વ્યાવહારિક મીઠાશને બદલે તીખાસવાળો અને રોકડું પરખાવવાનો હતો. સ્મરણશક્તિ પણ તેની એટલી બધી હતી કે અગાઉ અનેકવાર લક્ષમાં આવી ચૂકેલા મુદ્દા જરૂરને વખતે યાદ આવવા મુશ્કેલ, અને વાત કરતાં કરતાં વિસ્મૃતિની દિવાલ ખડી થઇ જઇને કેટલીક વેળા ઉલટુંજ પરિણામ આવી જાય!

વ્યવહારમાં એવી એવી અયોગ્યતા હોય તેને હાથે થતા કાર્યમાં ઓછપ રહેવા સાથે કાર્ય કરનારના પોતાના હકમાં પણ અનેક વ્યાવહારિક અગવડ, વિક્ષેપ, શ્રમ, વગેરે ભોગવવાનું આવે એમાં નવાઇ નથી. આવા કોઈ કોઇ પ્રસંગે તો મનજીભાઇ કંટાળીને એટલા બધા ચસ્કી જતા કે કાર્યને જેમનું તેમ મૂકી દઇને ચાલ્યા જવાના વિચારે પણ ચડી જતા; પરંતુ પાછળથી જરા ઠંડા પડતાં ભાન આવતું કે એમ કરવાથી જે અવ્યવસ્થા અને અપયશ ઉદ્‌ભવે, તે જનસમાજના હકમાં અને આગળ ઉપર આવાં કામો કરવા માગનારના હકમાં કેવાં ખરાબ નિવડે? માટે કાર્યમાંથી મુક્ત થવાનો માર્ગ તેને અધરતાલ મૂકી દેવામાં નહિ, પરંતુ નવાં કાર્યો ઉમેરાવા નહિ દઇને જુનાં કાર્યોને આટોપતા રહેવામાંજ છે.

આવી આવી આંતરિક ગડમથલ અનેકવાર થયા કરતી હોવાથી દરેક નવું પુસ્તક કે આવૃત્તિ છપાવવાનો પ્રસંગ આવતાં આ વાત યાદ આવ્યા વિના રહેતી નહિ કે, વ્યાવહારિક કુશળતા વિનાના ભિક્ષુએ માત્ર લાગણીથીજ દોરવાઇને નવીન પ્રસંગો સ્વીકારવા, એ હાથે કરીનેજ વિક્ષેપ અને શ્રમની વિશેષતા વહોરી લેવા જેવું છે; પરંતુ " બીજા બધા સંયોગો તૈયાર હોઇને માત્ર પોતાનીજ શાંતિને ખાતર અમુક સારૂં પુસ્તક હજારોના વાંચનમાં જતું અટકે છે; " અને " થોડો

વખત વધુ ખેંચવાથી આ લોકહિતના વિષયમાં કેટલી બધી વૃદ્ધિ થશે;" વગેરે લાગણીઓ પાછી ઉપડી આવતી; અને જાતની અયોગ્યતા, વિક્ષેપ, વગેરેના વિચારોને દબાઇ જવું પડીને કાર્યનો આરંભ થઇજ જતો. આ પ્રમાણે એકવાર આરંભ થયો, એટલે તો પછી વચમાં વિક્ષેપ વિષાદ ગમે તેટલા આવો, પરંતુ કાર્યનું વહન કર્યે જ છુટકો રહેતો.

---

# બીજાં ત્રણ વર્ષ અને તે દરમીયાન શરૂ થએલી ત્રણ ગ્રંથમાળાઓ.

---

( સંવત ૧૯૬૭ થી ૬૯. )

---

## ૧–વિવિધ ગ્રંથમાળા.

આગળ જણાવેલા સર્વ વિચારો વગેરેને લીધે સંસ્થાનું કાર્ય આટોપી લેવાની ધારણાથીજ સં. ૧૯૬૬ ના ભાદરવા માસમાં સેવકનું મુંબઇ આવવું થયું; પરંતુ "આદર્યાં અધવચ રહે ને ધાર્યાં ધણીનાં થાય." તેની પેઠે મુંબઇ આવ્યા પછી "વિવિધ ગ્રંથમાળા"ની એક એવી યોજના જાગી આવી કે જેની વિશેષ લોકહિતાવહતાથી આકર્ષાઇને માંડી વાળવાને બદલે વિસ્તારવાનોજ માર્ગ લેવાયો!

આ (વિવિધગ્રંથમાળા) પણ એક નવીજ શરૂઆત હોવાથી તેના સંબંધમાં પણ આગલા પ્રકરણમાં જણાવ્યા જેવી ગડમથલ મનમાં થઇ ચૂકી હતી, પરંતુ બીજી બાજુએ લોકહિતની આ નવીન યોજના પણ એવી આકર્ષક હતી કે જે વર્ષોનાં વર્ષો સુધી ચાલુ રહીને તે દ્વારા સદ્ગ્રંથોની લક્ષાવધિ પ્રતોનો જનસમાજને લાભ મળે

તેમ હતું; અને જે યોજના વિષે આશા રહેતી હતી કે તેની સ્થિરતાને માટે જોઇતાં બે હજાર ગ્રાહકો બેએક વર્ષમાં નીકળી આવશેજ. વળી એવી પણ આશા રહેતી હતી કે કામકાજની બાબતમાં મુખ્ય તરીકે કામ લાગે એવા બેએક નવીન માણસો ( એક સાહિત્યના વિષયમાં તથા એક વ્યવસ્થાના વિષયમાં ) જોઇશે તે પણ એટલા સમયમાં મળી આવશે અને તેમને માટેનો માસિક ૭૦–૮૦ જેટલો ખર્ચ એ યોજનામાંથી નિભાવી શકાશે. આ આશાઓ પાર પડતાં સંસ્થાના વહીવટને લગતા ચિંતન અને કાર્યમાંથી મુક્ત થઇ શકાશે અને પછી ગ્રંથસંપાદનનું કાર્ય તો ગમે ત્યાં રહીને પણ એકાદ માણસને મદદમાં રાખીને બજાવી શકાશે એમ લાગતું હતું. વળી અત્યાર સુધી છુટાં છવાયાં પુસ્તકો છપાવવા તથા ખપાવવાની વ્યવસ્થામાં એટલે કે દરેક પુસ્તક લોકોની જાણમાં લાવવાને માટે તેની જુદી જુદી જાહેર ખબરો ફેલાવવી, દરેક મંગાવનારને દરેક પુસ્તક વી. પી. થી મોકલી જુજ જુજ રકમો વસુલ કરવી તથા તે સંબંધી હિસાબ અને પત્રવ્યવહાર રાખવો, વગેરે બાબતો કરવા કરાવવામાં સમય અને શક્તિનો જે વ્યય થતો, તેવું આ નવીન યોજનામાં તેના વિસ્તાર અને ઉપકારકતાના પ્રમાણમાં ઓછું કરવું પડે એમ હતું; અર્થાત્ ગ્રાહકોની સંખ્યા, વાર્ષિક મૂલ્ય, વાર્ષિક કદ વગેરેના નિયમિતપણાને લીધે છુટક પુસ્તકોના જેટલી કડાકુટ આ યોજનામાં ન હતી. વળી છુટાં પુસ્તકો છપાવવામાં સર્વેથી મોટી અગવડ એ હતી કે જ્યાં સુધી કોઇ નાણાં રોકનાર ન નીકળી આવે ત્યાં સુધી ગમે તેવું ઉપયોગી પુસ્તક પણ છપાવી શકાતું નહિ; ત્યારે આ યોજનામાં પ્રત્યેક વર્ષની શરૂઆતમાંજ લવાજમ લેવાનું ધોરણ રાખી શકાય તેમ હોઇને પ્રત્યેક ગ્રાહક પોતેજ પોતાના શરાફની ગરજ સારે તેમ હતું. આ પ્રમાણે આ નવી યોજનાની વિશેષતા હોવાથી છેવટે એજ

વિચાર નક્કી થયો કે "વિવિધ ગ્રંથમાળા"નું કાર્ય શરૂ કરવું, અને આમ ને આમ બીજાં બે ત્રણ વર્ષ વધુ ખેંચવાં.

"વિવિધ ગ્રંથમાળા"ની શરૂઆત ૧૯૬૭ના કાર્તિકથી કરવામાં આવી હતી. તેનું કદ દર વર્ષે રોયલ સોળ પેજી ૧૫૦૦ પૃષ્ઠનું રાખીને જુદી જુદી જાતના કાગળો તથા પૂઠાંના પ્રમાણમાં તેનું વાર્ષિક મૂલ્ય રૂ. ૧૫, ૩, ૬, ને ૧૨ રાખવામાં આવ્યું હતું, તથા એક સહાયક વર્ગ રૂ. ૨૪ નો રાખવામાં આવ્યો હતો. એમાં નીચલા વર્ગો ઉપર વ્યવસ્થાખર્ચનું પ્રમાણ ઓછું રાખીને તેનો બદલો ઉપલા વર્ગોથી તથા સહાયક વર્ગથી વળી રહે એવી ગોઠવણ હતી.

પાછળથી મળેલા અનુભવે ઉપલી બન્ને કલ્પનાઓ ખોટી પાડી હતી. સહાયક વર્ગની વાત તો બાજુએ રહી, પરન્તુ વાર્ષિક ૧૨ વાળા વર્ગમાં પણ છેક નહિ જેવાંજ ગ્રાહકો થવાથી તે વર્ગ તુરતમાંજ બંધ કરવો પડયો; અને ૬ વાળા વર્ગમાં પચીસ પચાસ ગ્રાહકોજ થવાથી તે એક વર્ષ સુધીજ જેમ તેમ ચાલુ રહી શક્યો. પાછળથી આ વર્ગને કેટલાક ફેરફાર સાથે સાડા ચારનો બનાવવામાં આવ્યો હતો અને છેવટે બંધ પાડીને માત્ર દોઢ અને ત્રણવાળા બેજ વર્ગો ચાલુ રાખવામાં આવ્યા હતા.

ઉપર પ્રમાણે થવાથી દોઢ અને ત્રણવાળા વર્ગોપર વ્યવસ્થાખર્ચનો જે ન્યૂન ફાળો ગણેલો તે વડે નભી શકવું મુસ્કેલ થઇ પડત; પરંતુ બીજા હાથપર બે વર્ષમાં બે હજાર ગ્રાહકો થવાં ધારેલાં તેને બદલે પહેલા વર્ષમાંજ ચાર હજારની સંખ્યા નીકળી આવવાથી એ મુસ્કેલી બહુ નડે તેમ રહ્યું નહિ. વળી થોડા સમયમાં પાંચ હજાર ગ્રાહકો થઈ જઇને આ માળાનાં પુસ્તકો રફને બદલે ગ્લેજ કાગળો ઉપર છપાવવાનું બની શકશે એમ પણ એ ઉપરથી આશા બંધાઇ.

ગ્રાહકોની વૃદ્ધિ માટે એ પછી કેટલીક વેળા યત્ન કરી જોવાયો,

પરંતુ ૧૯૭૦ સુધી તે સંખ્યા જેમની તેમજ ચાલુ રહી હતી. ફેર માત્ર એટલોજ પડતો કે અગાઉથી ચેતવણી અપાયા છતાં દર વર્ષે પાંચસો સાતસો બુદ્ધિમાનો (!) વી. પી. પાછાં વાળનારા નીકળ્યા કરતા, અને વર્ષ પુરૂં થવા સુધીમાં પાછાં તેટલાં ગ્રાહકો થોડે થોડે કરી ઉમેરાઈ રહેતાં.

પ્રથમ વર્ષમાં આ માળાનાં કેટલાંક પુસ્તકો બબ્બે અને ત્રણ ત્રણવાર છપાવવાં પડવાથી તથા શરૂના મણુકાઓ રફ કાગળ ન મળવાને લીધે ગ્લેજ કાગળપર છપાવવા પડવાથી અને છપાવવાની યોગવાહી બહાર ગામ ખાતે તરતમાં ન બની શકતાં કેટલાંક પુસ્તકો મુંબઇમાં મોંઘે ખર્ચે છપાવવાં પડવાથી એ વર્ષમાં વિવિધ ગ્રંથમાળામાં કેટલોક ખાડો પડે તેમ હતું. એ માળાના એ સમયના પુસ્તકમાં આ હકીકત જણાવીને તે બાબતમાં બહારની સહાય ઇચ્છવામાં આવતાં કેટલીક નાની રકમો મળી હતી. આ રકમોની વિગત, આપનારાઓનાં નામસહિત, વિવિધગ્રંથમાળાનાં તે તે સમયનાં પુસ્તકોમાં છપાઇ હતી. એ રકમો આ સાથેના હિસાબમાં કાર્યાલયના સહાયકફંડના પેટામાં જમા થએલી જણાશે.

'વિવિધ ગ્રંથમાળા' ની શરૂઆત સં. ૧૯૬૭ ના કાર્તિકથી ગણવા છતાં તેનું પહેલું તથા બીજું પુસ્તક 'આર્યધર્મનીતિ' અને 'ચાણુકયનીતસાર' એ વર્ષના પોષ માસમાં નીકળી શક્યું હતું, કેમકે તે છાપવા આપતી વખતની વિશેષ ચોકસીમાં જણાયું કે સ્વ૦ નારાયણ હેમચંદ્ર તરફની આવૃત્તિ જેમની તેમ છપાવવા જેવી નથી; જેથી એક સંસ્કૃત જાણનારને મહિનો દોઢ મહિનો રોકીને તેમાં સંશોધન કરવા કરાવવા પાછળ તેટલો સમય ખોવો પડયો હતો.

આ માળાદ્વારા નિકળેલાં પુસ્તકો તથા તેના લેખકોનાં નામ અને પુસ્તકોનાં કદ તથા મૂલ્ય વગેરે હકીકત માટે જુઓ કોષ્ટક ૧ લું.

આગળ જણાવ્યું તેમ વિવિધ ગ્રંથમાળામાં દરેક ગ્રાહકને તેનાં પુસ્તકો તેનાં પોતાનાંજ નાણાંવડે છપાઇને મળે એવી ગોઠવણ હતી, પરંતુ એકવાર ગ્રાહકો નિકળી આવે તે પછીજ એ ધોરણ અમલમાં આવે તેવું હોઇને શરૂઆતમાં તો આ યોજના માટે પણ આર્થિક સગવડની જરૂર હતી.

નીચલા સજ્જનોએ પ્રસંગોપાત કહી રાખ્યું હતું કે જરૂર હશે ત્યારે પોતાની શક્તિ મુજબની રકમો તેઓ ઉછી દાખલ મોકલવાને ખુશી થશે; જેથી આ યોજનાની શરૂઆતને માટે નીચેની રકમો તેમની પાસેથી મગાવી લેવામાં આવી હતી.

રૂ. ૪૦૦, બ્રહ્મભટ્ટ પુરૂષોત્તમ શામલદાસ, હાલ મુ. વડોદરા.

રૂ. ૨૦૦, ભટ્ટ કરૂણાશંકર ભવાનીશંકર, મુ. ભાવનગર.

આ પ્રમાણે સાદો ટુકડો ખાઇને સદાચારી જીવન ગાળનાર આ છેક સામાન્ય સ્થિતિના—છતાં અંતરની રૂડી સ્થિતિવાળા સજ્જનોના ઉછીના દ્રવ્યવડે વિવિધ ગ્રંથમાળાની શરૂઆત કરાઇ હતી.

ઉપલી રકમ શરૂના બે ત્રણ મણકા માટે પહોંચી વળે ત્યાં સુધીમાં ગ્રાહકો નીકળતાં ચાલીને તેમનું વાર્ષિક લવાજમ આવતું જાય તેનાવડે તેની પછીના મણકા છપાતા જાય, અને વર્ષના પાછલા ભાગમાં નાણાંની તંગી પડે તો (હમણાં હમણાં કોઇ કોઇ સજ્જનો સો બસો સુધીની રકમો આપવા ઇચ્છા દર્શાવતા હતા તેમની) ઉછીની રકમોથી ચલાવી લેવાય તથા બે ચાર માસમાં નવા વર્ષનું લવાજમ આવી પહોચતાં તે રકમો પણ પાછી અપાઇ જાય; એવી ગણતરીપર આ માળાનું કાર્ય શરૂ કરાયું હતું.

## સંસ્થાના સ્થાયિત્વની ભાવના.

અત્યાર સુધીની હકીકતમાં સમાયલા નીચલા મુદ્દાઓ ઉપરથી સમજાતું હતું કે સામાન્ય જનવર્ગના હિતમાટેની આ સંસ્થાને પર-

માત્મા હજી તેજ વર્ગના સ્વાશ્રય ઉપર રાખવા ઇચ્છે છે.

૧. સંસ્થાના પહેલા પુસ્તક ( એકાદશ સ્કંધ ) માટે તેમજ 'વિવિધ ગ્રંથમાળા'ની શરૂઆત માટે જોઇતી આર્થિક સગવડ પુરી પાડવામાં સામાન્ય સ્થિતિના મનુષ્યોનેજ ઇશ્વરે નિમિત્તભૂત કર્યાં હતા.

૨. સંસ્થાના ફંડમાં સર્વેથી પહેલી અને કંઇક ઠીક જેવી રકમો આપવામાં પણ એજ કોટીના મનુષ્યો નિમિત્તભૂત બન્યા હતા.

૩. "આર્થિક અગવડ"ના પ્રકરણમાં જણાવ્યા પ્રમાણે આ કાર્યના સંચાલનને માટે એક એવા અકિંચન ભિક્ષુને નિમિત્ત બનાવવામાં આવ્યો હતો કે જેની વ્યવહારકુશળતાની ખામીનેલીધે તથા તેના પ્રત્યેના સ્વાભાવિક અજાણપણાને લીધે નાણાની જરૂરી સગવડ કીછી દાખલ પણ શ્રીમાન વર્ગ હજી સુધી આપી શકતો ન હતો.*

૪. "વિવિધ ગ્રંથમાળા"ની યોજના ધનવાન વર્ગોનાં ગ્રાહકોના અમુક આધારપર રચાયલી હોવા છતાં થોડા માસમાંજ તે ધારણા ભૂલભરેલી જણાઇ હતી, અને સામાન્ય વર્ગનાં ગ્રાહકોએ ધારવા કરતાં વધુ પ્રમાણમાં નીકળી આવીને દર્શાવી આપ્યું હતું કે માત્ર તે વર્ગના આધારપર પણ તે યોજના ચાલી શકશે.

આ પ્રમાણે સામાન્ય જનવર્ગ પોતાનાજ આશ્રય ઉપર આવી બાબતો ખડી કરી શકે, તો પછી તેજ ધોરણ ઉપર આ સંસ્થાને વિશેષ ઉપકારક, વિશેષ સાધનસંપન્ન અને વિશેષ સ્થાયી પણ શા માટે ન બનાવી શકાય ? એવા વિચારો આવવા લાગે એ સ્વાભાવિકજ હતું.

ધનની સગવડ તન અને મનની સગવડ કરતાં ગમે તેટલી ઉત-

---

* વચગાળે એએક પુસ્તકો માટે એવી સગવડ પુરી પાડનાર ગૃહસ્થો વધુ પુસ્તકો માટે પણ કામ લાગી શકત; પરંતુ મુંબઈમાંના એક મોટા માણસે દેવાળું કહાડવાથી તેમની આર્થિક સ્થિતિ નબળી થઇ હતી.

રતી હોય તોપણ ત્રિગુણાત્મકતાના અબાધિત સિદ્ધાંતને લઇને આવા સ્થૂલ પ્રયોગોમાં તેની પણ જરૂર તો દેખીતીજ હતી; પરંતુ માત્ર તેનેજ સર્વશ્રેષ્ઠ આધારરૂપે માની લઇને અટકી રહેવું તેના કરતાં પ્રાપ્ત તન મન અને બીજા સંયોગોનો બનતો ઉપયોગ કરતા રહીને સ્વાશ્રયના ધોરણ પર સંસ્થાની ખીલવણી કરવાના રસ્તા શોધતા રહેવું એજ માર્ગ ઠીક જણાવાથી હવેથી તેજ માર્ગ તરફ વિશેષ વલણ રહેવા લાગ્યું.

સામાન્ય જનવર્ગના સ્વાશ્રયના ધોરણપર કયારે શું અને કેવી રીતે બની શકે? એ પ્રકારના વિચારો હવે ઉંડાણથી શોધાવા લાગ્યા. સાંજ સુધીના સમયમાં તો વ્યવસ્થા વગેરેની રોકાણ આડે વિચારોને અવકાશજ મળવો મુશ્કેલ હતો અને બની શકે ત્યાં સુધી રાત્રિનો બીજો પ્રહર તથા ચોથા પ્રહરનો પણ કેટલોક ભાગ કાંઇ નહિ ને કાંઇ કરવાનું રહેતુંજ. સૂર્યાસ્ત પછીને ફરવા જવાને સમયે ઘણું કરીને વેણીશંકર પણ સાથેજ હોય, એટલે તેની સાથે સંસ્થાની ચાલુ વ્યવસ્થા સંબંધી ધુંચવણીઆ બાબતોનો ઉકેલ કરવાનું રાખ્યું હતું. જેથી ઉપલા પ્રકારના વિચાર કરવા માટે નિદ્રા પૂર્વેનો સમયજ ઠીક પડતો. સર્વ હિતના સાગરરૂપ પરમાત્મદેવનાં દરેક અંતઃસ્ફુરણોને ઝીલી અને પાળી શકવા માટે તો સેવકના કરતાં વધુ યોગ્ય અને વધુ મહેનતુ એવાં અનેક શરીરો જોઇએ, માટે એમાંથી જે વિચારો ધીમે ધીમે શક્ય જણાઇને થોડા ઘણા પ્રમાણમાં અમલમાં આવી શકયા અથવા આવી શકે તેમ છે, તેજ અહીં જણાવીશું. પ્રથમ તો "શું શું હોય અથવા થાય તો સંસ્થા સ્થાયી અને વધુ ઉપકારક બને" તે વિષેના કડકે કડકે આવેલા વિચારો જણાવીશું.

(૧)—સંસ્થા વધુ પ્રમાણમાં કાર્ય કરી શકવી જોઇએ.

(૨)—નાણાંની સગવડ બાબતમાં તે સ્વાશ્રયી થવી જોઇએ.

(૩)—નોકર પગાર, જાહેર ખબર, બુકસેલર કમીશન વગેરે

ખર્ચો કંઈક વધુ છુટથી બની શકે એવું કિંમતનું ધોરણ રહેવું જોઇએ.

(૪)–સેવકનો સંબંધ સંસ્થા સાથે ન હોય ત્યારે નવાં પુસ્તકો ક્હાડવાનું ન બને તો નિકળી ચૂકેલાં પુસ્તકોની પુનરાવૃત્તિઓ વારાફરતી ક્હાડયા કરવાથી પણ સંસ્થાનું કામકાજ અને ઉપકારકપણું ચાલુ રહી શકે તેટલા માટે સોએક પુસ્તકો સંસ્થા તરફથી નીકળી ચૂકવાં જોઇએ.

(૫)–પુસ્તકોની પસંદગી એવી સારી થવી જોઇએ કે જેથી તેની માગણી સદા ચાલુ રહે અને પુનરાવૃત્તિઓ ક્હાડયા જ કરવી પડે.

(૬)–સાહિત્ય સિવાયની બીજી પણ હિતાવહ યોજનાઓ શરૂ કરવી હોય ત્યારે ( સસ્તા સાહિત્યના કાર્યની શરૂમાં નડી છે તેવી) આર્થિક અગવડ નહિ નડતાં સ્વાશ્રયથી પણ તેવાં સાહસ ખેડી શકાય તેમ થવું જોઇએ.

(૭)–પુસ્તકો પ્રસિદ્ધ કરવાનું કાર્ય છૂટથી અને સમયસર થઇ શકવા માટે સંસ્થાનું પોતાનુંજ પ્રેસ થવું જોઇએ.

(૮)–સંસ્થાનું પોતાનુંજ મકાન બનવું જોઇએ.

ઉપલી ધારણાઓ અમલમાં આવી શકે તેને માટે વિચાર અને આચારમાં આવેલી બાબતો નીચે પ્રમાણે—

(૧)–ચરિત્રોનું એક પુસ્તક છપાવવા માટે હજારેક રૂ. ની ઉછીની સગવડ મળે તેમ હતી તે વડે તે પુસ્તક છુટું ક્હાડવાને બદલે નિયમિત “ ચરિત્રમાળા ”ની શરૂઆત કરી જોવી.

(૨)–“ વિવિધ ગ્રંથમાળા”નાં સર્વ ગ્રાહકોના વાર્ષિક મૂલ્યથી વર્ષની શરૂઆતમાંજ પાંચ સાત હજારની જે રકમ આવી પડે છે, તે રકમ વર્ષની આખર સુધીમાં કડકે કડકેજ ખર્ચવાની હોવાથી વચ્ચેના સમયમાં તેનો બનતો ઉપયોગ કરી લઇ મોટા ગ્રંથો નીકળે તેમ કરવું.

(૩)–મોટાં પુસ્તકો તત્કાળમાં ખરીદનારની ઉપર ખર્ચ ઓછો

ચડાવીને તેમને તેટલી કિફાયત આપવી; જેથી જનવર્ગનું આકર્ષણ તે ગ્રંથો તત્કાળમાં ખરીદી લેવા તરફ રહે અને તેને પરિણામે એક સારી જેવી રકમ તત્કાળમાં ઉપજી આવીને તે "વિવિધગ્રંથમાળા"ની વપરાયલી રકમ પેટે પાછી કામ આવી જાય.* આમ કરવા છતાં પણ નાણાંની તુટ પડે ત્યારે ઉછી દાખલની રકમોથી (વિવિધગ્રંથમાળાનું નવા વર્ષનું લવાજમ આવતાં સુધી) થોડા માસ ચલાવી લેવું.

(૪)—સંસ્થાના ફંડમાં નક્કીપણે વૃદ્ધિ થતી ચાલે તેટલા માટે દરેક પુસ્તકની સો સો પ્રત વધુ છપાવતા રહેવી તથા બિગાડ ભેટ વગેરે ખાતે વપરાતી પ્રતો પાછળથી ખર્ચ ખાતે લખી વાળવી ન પડે તેટલા માટે તે નિમિત્તની પણ બસો બસો પ્રત વધારે છપાવતા રહેવી.+

(૫)—વિવિધ તથા ચરિત્રમાળાનાં પુસ્તકોની પ્રત ચાલુ ગ્રાહક-સંખ્યા કરતાં હજાર પાંચસો વધુ છપાવ્યા કરવી. આ વધારાની પ્રતો ઉપર કંપોઝ, લખામણી તથા વ્યવસ્થા વગેરેના ખર્ચો ફાળવવાનું નહિ રાખવાથી તેના મૂલ્યમાંથી—ખાસ વધારાનો ખર્ચ બાદ જતાં અર્ધોઅર્ધ રકમ બચી શકે તે સંસ્થાના ફંડમાં ઉમેરતા રહેવું.

(૬) સ્વરૂચિથી સહાય આપવા ઇચ્છનાર ઉદારાત્માઓ માટે સહાયક ફંડ છે તેમ જારી રાખવું.

(૭) વિવિધગ્રંથમાળાનાં પુસ્તકો મુંબઇમાં રહીને બહારગામ છપાવવા, બંધાવવા તથા તૈયાર થયેથી મુંબઇ મગાવી લઇને રવાનગી કરવામાં કામ સારૂં ન થતાં ખર્ચ અને અગવડ વધુ પડતી હોવાથી તથા

---

* આ ધોરણને અનુસરીને બૃહદ્ ગ્રંથમાળાના દરેક પુસ્તકના મૂલ્યમાં બેથી ચાર અઠવાડીઆંને માટે સગવડ મુજબ દશથી વીસ ટકા સુધીની છુટ મૂકાતી આવી છે. આ છુટની વિગત કોષ્ટક ત્રીજામાં અપાયલી જણાશે.

+ આ વધારાની ત્રણસો પ્રત પાછળ માત્ર કાગળ વગેરે જોગો જે જુજ ખર્ચ લાગે તેનો બદલો કરકસર અને ફંડ વૃદ્ધિથી વળી રહે તેમ હતું.

છપામણી ખર્ચની ખાસ કિફાયતને લીધે તે બહાર ગામ ખાતે છપાવવાની ગણત્રીથીજ એ માળાનું વાર્ષિક મૂલ્ય અંકાયલું હોવાથી કાર્યાલયની શાખા અમદાવાદ કે વડોદરામાં કહાડીને ત્યાંજ ઉપલી સર્વ વ્યવસ્થા રાખવી.*

ઉપલી સર્વ વિચારણાઓને અનુસરીને થએલા વહિવટ અને પરિણામની હકીકત રિપોર્ટના આ પછીના ભાગમાં અપાયલી જણાશે.

## ગીતાની વધુ આવૃત્તિઓ.

સં. ૧૯૬૬ના વર્ષમાં ભગવદ્‌ગીતાની બીજી આવૃત્તિ ખપી જવા આવેલી હોવાથી વિવિધ ગ્રંથમાળાનો વિચાર નક્કી થતાં તેની પણ ત્રીજી આવૃત્તિ છપાવવા ગોઠવણ થઇ. આ આવૃત્તિ માટે ઉછી દાખલ નાણું રોકનાર મુંબઈ નિવાસી શેઠ કરસનદાસ હરગોવિંદદાસ હતા. આ આવૃત્તિ ૧૬૦૦૦ પ્રતની ( સં. ૧૯૬૭ માં ) પ્રકટ થઇ હતી. બીજી આવૃત્તિથી ગીતાનાં પૂઠાં ચઢ ઉતર જાતનાં કરાવવાનું ધોરણ દાખલ કરીને ખર્ચના પ્રમાણમાં તેનું મૂલ્ય બે, ત્રણ, અને ચાર આના રાખવામાં આવ્યું હતું. આ ત્રીજી આવૃત્તિ સાથે ઉંચા કાગળ તથા અતિ સોનેરી તેમજ ફીનખાબનાં પૂઠાં વાળી આઠ આના મૂલ્યની પણ હજારેક પ્રત તૈયાર કરાવવામાં આવી હતી.

આ પ્રમાણે વધુ પૈસા ખર્ચી શકનારને માટે ગીતાની આઠ આનાવાળી આ સર્વાંગસુંદર પ્રતો તૈયાર થતાં તેની સાથે વધુ ગરીબ કોટીવાળાને માટે હજી વધુ સસ્તી—એક આનાવાળી—આવૃત્તિ પણ નીકળે તો ઠીક; એમ સમજીને ઉપલાજ ગૃહસ્થના દ્રવ્યવડે ચોથી આવૃત્તિ સહજ નાના અક્ષર, રફ કાગળ, અને સાદાં પૂઠાંવાળી ( સં. ૧૯૬૮ માં ) પ્રત દશ હજાર પ્રસિદ્ધ કરવામાં આવી હતી.

---

* વડોદરા કરતાં અમદાવાદનું સ્થળ કેટલીક રીતે વધુ ઠીક જણાયાથી સંવત્ ૧૯૬૭ની આખરમાં ત્યાંજ કાર્યાલયની શાખા ખોલવામાં આવી.

આ આવૃત્તિ છ એક માસમાં ખપી ગઇ હતી; પરન્તુ કાગળ તથા પૂઠાના છેક ઉતરતાપણાને લીધે તે ટકાઉપણામાં ઓછી હોવાથી ગરીબ ખરીદનારને માટે તે ઉલટી મોંઘી થઇ પડતી જણાઇ. ધનિક મનુષ્યો પણ "લપ કહાડવા જેવા દાનનું ફળ પણ લપ કહાડવા જેવુંજ થશે" તે વાતનો કે પુસ્તકના ટકાઉપણાનો કશોજ વિચાર કરવા નહિ રહેતાં માત્ર ઓછા ખર્ચનો વિચાર રાખીને દાનમાં આપવા માટે આ એક આનાવાળીજ ગીતાઓ લેતા જણાયા; જેથી એ જાત ફરીથી છપાવવામાં આવી નથી.

## ચરિત્રમાળા.

સં. ૧૯૬૬ માં કરસનદાસ શેઠે એક વખત છપાવવા જેવાં સારાં પુસ્તકો વિષે પૂછપરછ કરતાં સ્વ. નારાયણ હેમચંદ્રે પ્રસિદ્ધ કરેલાં ચરિત્રો વિષે તેમને કહેવામાં આવ્યું હતું; અને તેમણે તે છપાવવા ખાતે હજારેકની રકમ રોકવા વૃત્તિ દર્શાવી હતી. વિવિધ ગ્રંથમાળા શરૂ થયા પછી એ વિષય તરફ પણ લક્ષ્ય આપવા યોગ આવ્યો.

ના. હે. વાળાં કેટલાંક ચરિત્રો અત્યાર અગાઉ ઠીક ઠાક પણ કરી રખાયાં હતાં, પરંતુ તેમનાં સર્વ ચરિત્રો માટે વિચાર કરી જોતાં એમ જણાયું કે તેમની ભાષામાં સુધારો કરવામાં શ્રમ ઘણો પડવા છતાં પણ મૂળ ઉપરથી ફરીથી અનુવાદિત કરાવવા જેવી સારી તો તે બની શકશેજ નહિ. આ સિવાય બીજાં પણ અનેક સારાં ચરિત્રો બંગાળી, ઇંગ્રેજી, મરાઠી, હિંદી ઇ૦ ભાષાઓ ઉપરથી કહાડી શકાશે એમ જણાયું. એ પછી થોડાજ સમયમાં શ્રીયુત શિવપ્રસાદ દલપતરામ પંડિત કે જેઓ અમદાવાદના વતની હોઇ, મરાઠી, હિંદી, બંગાળી, ઉર્દુ તથા ઇંગ્રેજી ભાષાઓના જ્ઞાતા છે, તેઓએ ચરિત્રો પ્રસિદ્ધ કરવાની ભલામણ કરવા સાથે અન્ય ભાષાઓ ઉપરથી પોતાથી બનશે તેટલાં ચરિત્રો તૈયાર કરી આપવાની ઉત્સાહ-

ભરી તત્પરતા દર્શાવવાથી ઉપલા વિચારને ઠીક પુષ્ટિ મળી. કોરેકોરી સૂચના અને શુભેચ્છકતાવાળા સો મનુષ્યો કરતાં એકપણુ કાર્યતત્પરતાવાળા મનુષ્યની બલિહારી છે ! કેટલીક વિશેષ તજવીજ પછી ચરિત્રનાં પુસ્તકો છુટક કહાડવા કરતાં ' વિવિધ ગ્રંથમાળા 'ની પેઠે તેની પણ એક જુદી માળાજ કહાડવાનો વિચાર નક્કી થયો. શરૂઆત કરવા માટે જોઇતી નાણાંની સગવડ તો ઉપર જણાવ્યું તેમ કરસનદાસ શેઠ તરફથી મળે તેમ હતુંજ અને વધુ જરૂર પડે તો વિવિધ ગ્રંથમાળાના અગાઉથી મેળવાતા લવાજમની શીલક પણ કેટલેક અંશે કામ લાગે તેમ હતી. વળી એકાદ વર્ષ આ માળા ચલાવી જોવા છતાં પુરતાં ગ્રાહક ન નીકળી આવે તો પડી રહેલાં પુસ્તકો વહેલાં મોડાં પણ ખપીજ જાય અને ચરિત્રમાળાનું કામ બીજા વર્ષથી વિના નુકસાને બંધ કરી શકાય એ પણ ખુલ્લુંજ હતું. જેથી પ્રભુનું નામ લઇને સં. ૧૯૬૮ના વર્ષથી 'ચરિત્રમાળા'ની શરૂઆત કરવામાં આવી.

'ચરિત્રમાળા'ની યોજના 'વિવિધ ગ્રંથમાળા'ના ૧૯૬૮ ના પોષ માસમાં નીકળેલા ૧૫–૧૬મા પુસ્તક સાથે બહાર પાડવામાં આવી હતી. જીવનચરિત્રોના સાહિત્યની મહત્તા વિષે તેમાં જણાવવામાં આવ્યું હતું કે;—

" શરીરની કે ધનની, મનની કે વાણીની, વ્યવહારની કે પર-
" માર્થની, કોઈ નહિ ને કોઇ પણ પ્રકારની શ્રેષ્ઠતા મેળવવાની શુભેચ્છા
" કયા મનુષ્યના હૃદયમાં નહિ હોય ? એવી ઇચ્છાવાળા દરેક મનુષ્યે,
" વિવિધ પ્રકારની શ્રેષ્ઠતા મેળવી ચૂકેલાં અનેક મહાન સ્ત્રી પુરૂષોનાં
" ચરિત્રો અવશ્ય વાંચવાં જોઇએ."

" જગતમાં અગાઉ થઇ ગયેલાં અને વર્તમાન સમયનાં અનેક
" મહાન નરનારીઓની કયા અસાધારણ ગુણોને લીધે મહાન જનોમાં
" ગણના થઇ, તે ગુણો તેઓએ કેવી રીતે મેળવ્યા, કેવી રીતે દર્શાવી
" આપ્યા, અને અસાધારણ કસોટીના તેમજ લાલચોના પ્રસંગોમાં

" તે કેવી રીતે ટકાવી રાખ્યા, એ વગેરે બાબતો તેઓનાં જીવન-
" ચરિત્રોમાં એવી રીતે ગુંથાયલી હોય છે કે જેથી તે વાંચનારને
" તેમાં ઘણો રસ પડે છે, અને તેઓ તરફ તેમજ તેમના શ્રેષ્ઠ ગુણો
" તરફ પૂજ્યભાવનાથી તે આકર્ષાય છે. મનુષ્યમાત્રના હૃદયક્ષેત્રમાં
" થોડા યા ઘણા અસાધારણ ગુણોનાં જે સૂક્ષ્મ બીજ ગુપ્ત રહેલાં
" હોય છે, તે એવા વાચન, શ્રવણ ને મનનરૂપી પ્રકાશ અને જળના
" સંયોગે આપોઆપ ખીલવા માંડે છે; અને જેમ બીજમાંથી અંકુર,
" છોડ અને વૃક્ષ બની જઇ સુખદાયક ફળફૂલથી સુશોભિત થાય છે,
" તેમ તે સદ્દગુણોનાં બીજ ચરિત્રોના શ્રવણ અને વાચનમાંથી
" વિચારમાં, ઉચ્ચારમાં અને પછી આચારમાં પરિણામ પામ્યા વિના
" રહેતાં નથી. આ પ્રમાણે સદ્દગુણો આચારમાં મૂકાતાં તેમાં જે કાંઇ
" ન્યૂનતા કે બેડોળપણું હોય છે, તે વિવિધ પ્રસંગમાં ઘડાઈ ટીપા-
" ઇને દૂર થતાં, તે સદ્દગુણો સૂર્યપ્રભાની પેઠે પ્રકાશી નીકળે છે.
" સદ્દગુણોની આવી વિશુદ્ધિ એજ તેની અસાધારણતા. અસાધારણતા
" એજ સામાન્ય જનોની અપેક્ષાએ વિશેષતા. વિશેષતા એજ મહત્તા;
" અને મહત્તા એજ મહા પુરૂષોનું લક્ષણ હોવાથી, જીવનચરિત્રોનો
" ખરા શોખથી અભ્યાસ કરનાર સજ્જનમાં શુભ સંસ્કારોની સહજ
" સ્વભાવે વૃદ્ધિ થવા માંડે છે, અને પરિણામે તે પોતે મહાપુરૂષજ
" બની રહે છે. જીવનચરિત્રોના સાહિત્યની એવી મહત્તા હોવાને લીધેજ
" તેની ગણના શ્રેષ્ઠતર સાહિત્યમાં થાય છે."

'ચરિત્રમાળા'નું વાર્ષિક કદ રોયલ સોળ પેજી ૧૫૦૦) પૃષ્ઠનું અને મૂલ્ય રૂ. ૨, તથા પાકાં પૂઠાં સાથે રૂ. ૩, રખાયું હતું.

આ માળાને સં. ૧૯૭૨ ની આખરે પાંચ વર્ષ થયાં છે. જે દરમિયાન તેના દ્વારા પ્રકટ થયેલાં પુસ્તકો, તથા તેના લેખકોનાં નામ, પ્રતસંખ્યા, પૃષ્ઠસંખ્યા, ઇત્યાદિ હકીકત કોષ્ટક બીજામાં અપાયલી જણાશે.

આ માળા માટે બે હજાર ગ્રાહકો નિકળી આવવાની ગણત્રી રાખવામાં આવી હતી, પરંતુ ઉપલા દરેક વર્ષમાં તેની ગ્રાહક સંખ્યા ૧૨૦૦–૧૩૦૦ની આસપાસમાંજ રહેતી આવી છે. ચરિત્રોના વાંચનનું ઉપયોગીપણું જનસમાજમાં હજી જોઇએ તેવું નથી સમજાયું તેનુંજ એ પરિણામ છે.

## મોટા ગ્રંથો નિકળવાની શરૂઆત.

સં. ૧૯૬૮ ના વર્ષથી મોટા ગ્રંથો કહાડવાની શરૂઆત થઇ શકી હતી. પહેલો ગ્રંથ જ્ઞાનેશ્વરી ગીતા ૧૯૬૮ ના અષાડમાં, અને તે પછીના ગ્રંથો શિવાજી છત્રપતિ, ભાગવત ભાષાંતર અને રાજસ્થાનનો ઇતિહાસ ગ્રંથ ૧ લો, એ ૧૯૬૯ ના વર્ષમાં નિકળ્યા હતા.

આ પ્રમાણે ૧૯૬૬ ની આખરમાં "વિવિધ ગ્રંથમાળા" શરૂ કરતી વખતે બે ત્રણ વર્ષ કાર્યમાં વધુ જોડાઈ રહેવાનો નિર્ણય કરેલો, તે સમય ૧૯૬૯ માં પૂર્ણ થવા આવ્યો. એ સમય દરમિયાન ઉપર જણાવ્યું તેમ ગીતાની ત્રીજી તથા ચોથી આવૃત્તિઓ નીકળવા ઉપરાંત ૧૯૬૭થી "વિવિધ ગ્રંથમાળા"ની અને ૧૯૬૮ની શરૂમાં"ચરિત્રમાળા" ની તથા એજ વર્ષના ચોમાસાથી "બૃહદ્ ગ્રંથમાળા" ની શરૂઆત થઇ ચૂકી હતી. કરકસર વગેરેનાં આગળ જણાવેલાં ધોરણો એ દરેક ગ્રંથમાળાના વહીવટમાં અમલમાં મૂકાઇને ફંડની વૃદ્ધિનું કાર્ય પણ ચાલુ થઇ ચૂક્યું હતું. પરંતુ આ સર્વ છતાં હજી નીચલી અગવડો તો જેમની તેમજ ઉભેલી હતી. (૧) સર્વથી વધારે જરૂરની આવશ્યકતા કે જેની ઉપર ઉપલી માળાઓનો વહીવટ ચાલુ રહી શકવાનો મુખ્ય આધાર હતો, તે આવશ્યકતા "બેએક મુખ્ય અને યોગ્ય માણુસો"ની હતી. અમદાવાદમાં કાર્યાલય ખોલતી વેળાએ આ સગવડ ત્યાંથી મળી આવવાનાં જે સ્વપ્ન જોયલાં તે કેટલીક અજમાયશો કરી જોયા પછી ખોટાં જણાયાં હતાં. (૨) એ સગવડને અભાવે સંસ્થાનાં અનેક-

વિધ કાર્યોમાં જે અતિરોકાણ વેઠવી પડતી તેને લીધે સંસ્થાનો હિસાબ રિપોર્ટ પણ હજી એકકે વખત તૈયાર થઇ બહાર પડી શક્યો ન હતો. (૩) "વિવિધગ્રંથમાળા"ના નીચલા વર્ગમાં વપરાતા રદ્દ કાગળો બદલવા માટે જોઇતી ગ્રાહક સંખ્યા હજી સુધી ન નિકળી આવવાથી બીજો કોઇ રસ્તો કહાડીને આ માળાનાં સર્વ પુસ્તકો સારા કાગળોપર છપાય તેમ કરવાની જરૂર હતી. આથી કરીને એ સર્વ બાબતોના ઉકેલને માટે સં. ૧૯૭૦ ના વર્ષમાં પણ જેમનું તેમજ કાર્યમાં જોડાઇ રહેવાની જરૂર જણાઇ.

---

# સંવત્ ૧૯૭૦ નું વર્ષ.

---

## 'વિવિધ ગ્રંથમાળા'ના કાગળો વગેરેમાં ફેરફાર.

સર્વથી પહેલાં આ બાબતનો ઉકેલ કહાડવામાં આવ્યો. ગ્રાહકોની સંખ્યા હજારેકની વધીને પાંચ હજારની પુરી થાય તો વ્યવસ્થા-ખર્ચની આવક પણ તેટલા પ્રમાણમાં વધે, અને તે વડે કાગળોનો વધારાનો ખર્ચ ઘણેભાગે વળી રહે એવી ગણના હતી; પણ અનેકવાર યત્ન કરી જોવા છતાં હજી સુધી તેટલી સંખ્યા નહિ થયેલી હોવાથી એમ ઠર્યું કે એકવાર ફરી પણ યત્ન કરી જોવો, અને સફળતા ન મળે તો પછી બીજો કોઇ માર્ગ કહાડીને પણ કાગળો તો સારાજ વાપરવા. આ પ્રમાણે વિચાર નક્કી કરીને એન્ટ્રીક કાગળો યુરોપથી મગાવવાની ગોઠવણ સવેળાથી કરવામાં આવી.*

---

* એન્ટ્રીક કાગળો બજારના સામાન્ય ગ્લેજ કાગળો કરતાં મજબૂતીમાં અને જાડાઈમાં વધુ આવે છે, અને ઘુંટીને લીસા બનાવેલા કાગળોના જેવી ગરમી આવા ઘુંટયા વિનાના કરકરા કાગળો વાંચનારની આંખોને પહોંચાડતા નથી.

ગ્રાહકોની વૃદ્ધિનો છેલ્લો પ્રયત્ન પણ ફળીભૂત ન થવાથી 'વિવિધ ગ્રંથમાળા' માં સારા કાગળો વાપરવા બાબત નીચે જણાવેલો માર્ગ કહાડીને એ વર્ષના (૧૯૭૦ ના) વૈશાખ માસમાં છપાયેલા ૪૪–૪૫ મા પુસ્તકમાં પ્રસિદ્ધ કરવામાં આવ્યો હતો.

"આવતા ૧૯૭૧ ના વર્ષથી સારા કાગળો વાપરવાને ખાતર નીચે મુજબ ફેરફાર કરવાનો નિર્ણય કરવામાં આવ્યો છે."

૧ "કાગળો રૂા. ૧॥ વાળા વર્ગમાં પણ રૂા. ૩) ના વર્ગમાં આવે છે "તેવાજ—કે જેનું મૂલ્ય હાલના કાગળો કરતાં દોઢાથી પણ વધુ છે— "તે (૫૦ રતલી એન્ટ્રીક અથવા ગ્લેજ–લીસા) વાપરવા."

૨ "વર્ષ દિવસે પૃષ્ઠ ૧૫૦૦) ને બદલે એજ કદનાં ૨૦૦૦) પૃષ્ઠ "આપવાં અને મૂલ્ય પણ રૂા. ૧॥ ને બદલે રૂા. ૨) લેવું."

૩ "પાકાં પૂઠાંના મૂલ્યમાં કશોજ વધારો ન કરતાં હાલના ૩) માંજ "૧૫૦૦) ને બદલે ૨૦૦૦) પૃષ્ઠ આપવાં અને આ વર્ગમાં ઘણાં "ખરાં પુસ્તક જુદા પૂઠાંમાં બંધાયાથી વર્ષમાં નવ સુધી પાકાં "પૂઠાં આવતાં તેને બદલે હવેથી દરેક રવાનગી–પછી તેમાં પુસ્તક "એક હો કે બે હો–એકેક પાકા પૂઠાંમાંજ બાંધવાનું રહેશે, "જેથી પૂઠાંની સંખ્યા વર્ષનાં છ સુધીનીજ આવશે."

"ઉપલા નિર્ણય ઉપરથી પ્રત્યેક વાચક બંધુ જોઈ શકશે કે "સાદા પૂંઠામાં પણ કદના જેટલુંજ મૂલ્ય વધવાથી **મૂલ્યના પ્રમા- "ણમાં તો કિંચિત્ પણ વધારો થયો નથી; અને બન્ને "વર્ગને ઉલટા નીચલા લાભ એથી થશે."**

૧ "સાદાં પૂઠાંનાં ગ્રાહકો પાસેથી વધારાનાં પૃષ્ટ ૫૦૦) બદલ જે "આઠ આના વધુ આવશે તેમાંથી વધારાના પોષ્ટેજ ખર્ચમાં "૦)= તેમજ સારા કાગળ બદલના વધારાના ખર્ચમાં ૦)≡ જતાં "બાકી **માત્ર ૦)≡ માંજ ખરૂં જોતાં ૦|= ની કિંમતનાં**

"વધારાનાં પાંચસો પૃષ્ઠ મળવાથી દરેકને ૦)= જેટલો
"લાભ છે."

૨ "પાકાં પૂઠાંના વર્ગના ૧૫૦૦) પૃષ્ઠના રૂ. ૩) જોતાં ૨૦૦૦)
"પૃષ્ઠના રૂા. ૪) થાય; છતાં ત્રણજ કાયમ રહેવાથી મળતી રૂા. ૧)
"છુટમાંથી ત્રણેક પાકાં પૂઠાં ઓછાં થવા બદલના આઠેક આના
"બાદ કરીએ તોપણ બાકીના આઠ આનાનો લાભ આ વર્ગને
"પણ દેખીતોજ છે."*

## ગીતાની પાંચમી આવૃત્તિ.

ગીતાની પાંચમી આવૃત્તિ પ્રત (૨૦૦૦૦) ૧૯૭૦ માં છપાઈ હતી અને ૧૯૭૧ ની શરૂમાં પ્રસિદ્ધ થઇ હતી. સંસ્થાનું ફંડ હવે કંઇક પાયાપર આવતું ચાલવાથી આ આવૃત્તિ તેમાંથીજ પ્રસિદ્ધ થઇ શકી હતી.

આ પ્રમાણે સં. ૧૯૬૪ થી તે ૧૯૭૦ સુધીમાં ગીતાની પાંચ આવૃત્તિઓ નીકળીને તે દ્વારા કુલ ૭૨૦૦૦ પ્રત બહાર પડી હતી.

* ઉપર જણાવેલો ફેરફાર ૧૯૭૧ થી અમલમાં મૂકાઇ પુસ્તકો બંને વર્ગમાં એક સરખા સારા (ગ્લેજ અથવા એન્ટીક ) કાગળો ઉપર ૧૯૭૨ ની આખર સુધી છપાતાં રહ્યાં છે. આ ફેરફારને લીધે મૂલ્યના પ્રમાણમાં કશોજ વધારો ન થતાં ઉલટો સારા કાગળ મળવારૂપી લાભજ ગ્રાહકોના હકમાં થએલો હોવા છતાં એ ફેરફારની સાથે સાથેજ ગ્રાહકોની સંખ્યામાં પાંચસો સાતસોનો ઘટાડો થવા પામ્યો હતો. આ ઘટાડો રૂા. ૧॥ થી વધુ નજ ખર્ચી શકાય એવી અશક્તિને લીધે થયો હોય તે કરતાં લડાઇની અસરને લીધે થયો હોય એમજ માની શકાય છે; કારણ કે આ ફેરફાર કરવા પૂર્વે આ વાત પણ સૂચવાઇ ચૂકી હતી કે જેમને આગળની પેઠે રૂ. ૧॥ થીજ ગ્રાહક રહેવું હશે તેમને માટે આગલું (૧૫૦૦) પૃષ્ઠનું ધોરણ પણ જારી રખાશે, પરંતુ તેવી માગણી કરનાર માણસો દસ-પાંચથી વધુ નિકળ્યા ન હતા.

એમાંની પહેલી તથા ચોથી સિવાયની બાકીની આવૃત્તિઓ સ્વદેશી કાગળપર છપાઈ હતી. તેમાં બીજી આવૃત્તિના કાગળો વિલાયતીના જેટલોજ ભાવ બેસવા છતાં છેક ઝાંખા જેવા મળી શક્યા હતા, અને બાકીની આવૃત્તિઓ માટે સારી જાતના મળ્યા હતા.

પાંચમી આવૃત્તિની પણ ૧૯૭૨ આખરે થોડીજ પ્રત રહેવાથી અને લડાઇ મટતાં સુધી મોંઘારતને લીધે તે ફરીથી છપાવી શકાય તેમ નહિ હોવાથી તેની સામટી પ્રત વેચવાનું બંધ રખાવ્યું હતું, નહિ તો તે આવૃત્તિ પણ હાલ મળી શકતી નહોત.

'બૃહદ્‌ગ્રંથમાળા'ના ગ્રંથો આર્યભિષક, સ્વામીરામતીર્થ ગ્રંથ ૧ લો, અને શાન્તિપર્વ, પણ ૧૯૭૦ માંજ છપાયા હતા. જે વિષેની હકીકત હવે પછીના તે માળાના પ્રકરણમાં આવશે.

## લડાઇની શરૂમાં કરી લેવાયલો કાગળોનો સંગ્રહ.

સં. ૧૯૭૦ ના ચોમાસામાં લડાઇ જાગી ઉઠતાં આસ્ટ્રીયાથી મંગાવાયલા કાગળો આવવાનો સંભવ બંધ પડવાથી તથા તૈયાર મળતા કાગળોના ભાવ પણ થોડે થોડે વધવા લાગવાથી અને લડાઇ વધુ લંબાવાના સંભવ તરફ જોતાં આગળ ઉપર કાગળોના ભાવ બહુજ વધી જાય તેમ લાગવાથી બને તેટલા કાગળો સત્વેળાથી સંગ્રહી રાખવાની જરૂર જણાઇ હતી.

સંસ્થાનું ધોરણ લાગત કિંમતનું હોવાથી મોંઘારતનો બોજો કિંમતના વધારાના રૂપમાં ગ્રાહકોનેજ ભોગવવો પડે તેમ હતું; પરંતુ "મૂલ્યનું સસ્તાપણું" એ પણ સંસ્થાનો મુખ્ય હેતુ હોવાથી બનતાં સુધી તે હેતુમાં ઉણપ ન આવે તેમ કરવાની જરૂર હતી. આ જરૂરને અનુસરીને ૧૯૭૦ માં તેમજ ૧૯૭૧ માં જેટલી પણ રકમો ઉછીની મેળવી શકાઇ તેટલી મેળવીને કાગળોનો ત્રણેક વર્ષ ચાલે તેટલો જથ્થો લઇ રાખવામાં આવ્યો હતો. આમાંની ઘણી ખરી રકમો

મેળવી શકાવાનો આધાર સેવકની સંસ્થામાં શામિલગીરી હોવા ઉપર રહેલો હોવાથી કાગળો વપરાઇને એ રકમો પાછી ભરી દેવાતાં સુધી એ શામિલગીરી હજી પણ જેમની તેમ ચાલુ રાખવાની જરૂર જણાઇ. વળી હિસાબ રિપોર્ટનું કાર્ય પણ આવી નવી તેમજ બીજી ચાલુ રોકાણો આડે આ વર્ષ (૧૯૭૦)માં આટોપાઇ શક્યું ન હતું.

# સંવત ૧૯૭૧–૭૨.

આ બે વર્ષ દરમિયાન 'વિવિધ' તથા 'ચરિત્ર'માળાઓ ચાલુ રહેવા સાથે 'બૃહદ્ ગ્રંથમાળા'ના નીચલા ગ્રંથો પ્રસિદ્ધ થયા હતા. શ્રી યોગવાસિષ્ઠ મહારામાયણ ભાગ ૧લો, શ્રીમદ્ ભગવતી ભાગવત, શ્રી યોગવાસિષ્ઠ મહારામાયણ ભાગ ૨જો, આર્યભિષક્ અથવા હિંદુસ્થાનનો વૈદ્યરાજની ચોથી આવૃત્તિ અને શ્રી દાસબોધ. આ સિવાય ભાગવત ભાષાંતર, ભજનસંગ્રહ, સદ્‌ગુણી બાળકો, બાળકોની વાતો, બાળ સદ્‌બોધ, આરોગ્ય વિષે સામાન્ય જ્ઞાન, આ પુસ્તકોની પુનરાવૃત્તિઓ પણ આ બે વર્ષમાંજ નિકળી છે.

સંસ્થાનું અમદાવાદનું કાર્યાલય આ બે વર્ષ દરમિયાન બે વખત બદલવાની જરૂર પડી હતી. જેમાં પહેલી વખતની બદલી મકાનના માલિકમાં ફેરફાર થઇને નવા માલિક પોતેજ રહેવા આવવાથી તથા બીજી બદલી હાલનું મકાન વધુ સગવડવાળું અને વારંવાર ફેરબદારી કરવાની જરૂર ન પડે તેવી નિરાંત સાથે મળવાથી (૧૯૭૧ આખરે) કરવામાં આવી હતી.

સંસ્થાનો ૧૯૭૦ સુધીનો હિસાબ તૈયાર કરવાનું કાર્ય એ સમય દરમિયાન બે વખત લઇ બેસવામાં આવ્યું હતું, પરંતુ એક વખત સંસ્થાના બીજા કામ આડે તે અધુરૂં મૂકવું પડયું હતું અને બીજી

વાર (૧૯૭૨ માં) શરીરે દાઝી જવાયાથી અધુરૂં રહ્યું હતું. દાઝવાની પીડામાંથી મુક્ત થયા પછી એ કાર્ય સત્વર આટોપી લેવાશે એવી ધારણા હતી, પરંતુ એ બનાવ પછી શરીર અને મગજની શક્તિમાં કેટલોક ફેર પડી જવાથી કામ લઇ બેસતી વખતે તે વધુ શ્રમસાધ્ય જણાયું. વળી ભેગાભેગા ૧૯૭૧–૭૨ નાં વર્ષોનો હિસાબ પણ તૈયાર કરાવી લઇને આઠને બદલે દશે વર્ષનોજ હિસાબ રિપોર્ટ કહાડવાનું ઠીક લાગવાથી તથા મંદવાડના બેએક મહિનામાં જોઇએ તેટલું કામ નહિ બનવાને લીધે જાતે કરવા જેવાં જે જે કામો ચડી ગયેલાં તેનો અને બીજાં ચાલુ કામોનો પણ સાથે સાથે ઉકેલ કરતા રહેવાની જરૂર હોવાથી ચરિત્રમાળાનું કામ ૧૯૭૨ની દીવાળી પછીથી બંધ રાખવાની જરૂર પડી હતી.

૧૯૭૦–૭૧ માં લડાઇની શરૂઆતમાં લઇ રખાયલા કાગળોથી ૭૧–૭૨ નાં બે વર્ષ સુધી ત્રણે માળાઓનું કાર્ય ચાલ્યા પછી ૧૯૭૩ ના વર્ષ માટે વિવિધ તથા ચરિત્રમાળા માટેના કાગળો અર્ધું વર્ષ ચાલે તેટલા રહ્યા હતા. બાકીના અર્ધા વર્ષ માટે જોઇતાં બસોક રીમ હાલની મોંઘારતમાં ખરીદવા જતાં મૂળ ભાવ ઉપરાંત બે હજારની રકમ વધુ ખર્ચવી પડે તેમ હતું. આ કારણથી એવો નિર્ણય કરવામાં આવ્યો હતો કે જ્ઞાનેશ્વરીની નવી આવૃત્તિ માટે લઇ રાખેલા કાગળો–તે ગ્રંથ સુધારવા તથા છપાવવાનું ચાલુ વર્ષમાં પણ નહિ બની શકે તેમ હોવાથી–આ બે માળાઓનાજ ઉપયોગમાં લઇ લેવા; અને ખુટતાં સો સવાસો રીમ હાલ નવાં લેવાથી જે નુકસાની થાય તે સંસ્થાના ફંડમાંથી આપી લઇને ૧૯૭૩ ના વર્ષમાં પણ આ બંને માળાઓ જેના તેજ લવાજમથી ચાલુ રાખવી. પરંતુ પાછળથી ઉપર જણાવ્યું તેમ ચરિત્રમાળા બંધ રાખવી ઠરવાથી એ નુકસાની ખમવા અગત્ય રહી ન હતી.

# બૃહદ્ ગ્રંથમાળા.

સં. ૧૯૬૮ ના અષાઢમાં આ માળાનું પહેલું પુસ્તક નિકળ્યું ત્યારથી માંડીને ૧૯૭૨ ની આખર સુધીમાં આ માળાદ્વારા નીકળેલાં પુસ્તકો તથા તેને લગતી બીજી વિગત ત્રીજા કોષ્ટકમાં અપાયલી જણાશે. એ વિગતો ઉપરાંત કેટલાંક પુસ્તકોના સંબંધમાં વિશેષ જણાવવા જેવી હકીકત નીચે પ્રમાણે છે.

**"જ્ઞાનેશ્વરી ભગવદ્‌ગીતા"** બૃહદ્ગ્રંથમાળાનું આ પહેલું પુસ્તક છપાવવાની આર્થિક સગવડ, બીજા એક બે ગ્રંથોનું નાણું ભરી દેવાનું માલિકની સંમતિથી અમુક વખત માટે મુલતવી રાખીને તથા વિવિધ ગ્રંથમાળાના આવેલા લવાજમને કેટલોક સમય કામમાં લઇને અને સંસ્થા પાસેની જુજ આર્થિક સગવડનો ઉપયોગ કરીને ઉભી કરવામાં આવી હતી.

**"ભાગવત ભાષાન્તર"**ની બન્ને વખતની પાંચ પાંચ હજાર પ્રત આ ખાતાની વતીથી પોતાના દ્રવ્ય અને વ્યવસ્થાવડે છપાવવાનું કાર્ય બુકસેલર ઝવેરભાઇ ઉમેદભાઇને સોંપવામાં આવ્યું હતું. "વેદ ધર્મ સભા" વાળી આગલી આવૃત્તિમાં કોઇ કોઇ શ્લોકોનો અર્થ આપવો રહી ગયેલો તે તથા બીજી કેટલીક સામાન્ય ભૂલો એ સભા તરફની શ્લોક સહિતની આવૃત્તિને અનુસરીને આમાં સુધરાવી હતી તથા શ્લોકના અંક ઉમેરાવ્યા હતા. બૃહદ્ગ્રંથમાળાના અન્ય ગ્રંથોની પ્રત સામાન્ય રીતે બેથી ત્રણ હજાર સુધી છપાતી રહી છે, પરંતુ આ ગ્રંથની બન્ને વખત પાંચ પાંચ હજાર પ્રત છપાઇ હતી, અને પહેલી આવૃત્તિ એક વર્ષમાં તથા બીજી આવૃત્તિ દોઢેક વર્ષમાં ખપી ગઇ હતી. કાગળો મોંઘા ન થઇ પડયા હોત તો તેની ત્રીજી આવૃત્તિ પણ એ ગૃહસ્થ દ્વારા અત્યાર સુધીમાં છપાઇ ચૂકી હોત.

આ સંસ્થાની પોતાનીજ દરેક રીત અને વ્યવસ્થા નીચે ભાગવતની ઉપલી આવૃત્તિઓ નીકળી હોત તો તેમાં છપાઈ, કાગળ વગેરેમાં સંસ્થાને કંઇક અસંતોષ રહી ગયો તે ન રહેત; પરંતુ દર વખતે એવા મોટા ગ્રંથની પાંચ હજાર પ્રત પાછળ રોકવાં જોઈતાં નાણાંની સગવડ સંસ્થા તરફથી થઇ શકે તેમ ન હતું. કદાચ બની શક્યું હોત તો પણ તેના બદલામાં બીજાં અગત્યનાં પુસ્તકોનું કાર્ય તેટલા પ્રમાણમાં ઓછુંજ થઇ શક્યું હોત. વળી એક ઘડાયલો ધંધાદારી પોતાના ઉધાર સુધારના તથા અદલા બદલા વગેરેના ચાલુ ધોરણદ્વારા પુસ્તકોનો પ્રચાર જેવી ત્વરાથી કરી શકે, તેવું એક સંસ્થાથી બનવું મુશ્કેલ; અને તેથી કરીને દરેક આવૃત્તિ પાછળ કાંઇ નહિ તો બે ત્રણ વર્ષ તો નીકળીજ જાય. આમ થવાથી એટલી મુદ્દત સુધીના વીમો, પગાર, ભાડું, જાહેર ખબરો વગેરે પ્રકારના વ્યવસ્થાખર્ચનું પ્રમાણ પણ વધુજ આવે અને તેથી પુસ્તકનું મૂલ્ય પણ કાંઇક વધુજ રાખવું પડે.

'બૃહદ્ ગ્રંથમાળા' એ નામ શરૂઆતમાં રખાયું નહોતું, કેમકે પ્રથમ એવો વિચાર હતો કે જુદા જુદા વિષયના મોટા ગ્રંથો જુદી જુદી માળાઓનાં નામ નીચે કહાડવા. 'જ્ઞાનેશ્વરી ગીતા' એજ કારણથી "વેદાન્તમાળા"ના પહેલા પુસ્તક તરીકે ગણવામાં આવી હતી; પરન્તુ પછી "**બૃહદ્ ગ્રંથમાળા**" એવું એકજ નામ રાખવાનું વધારે અનુકૂળ જણાયાથી જ્ઞાનેશ્વરીને તેનો પહેલો ગ્રંથ તથા ભાગવતને બીજો ગણી લઇને "**શિવાજી છત્રપતિ**"ને તેના ત્રીજા ગ્રંથ તરીકેનો અંક આપવામાં આવ્યો હતો.

**"રાજસ્થાનનો ઇતિહાસ ભાગ ૧ લો."** કર્નલ ટૉડના સમય પછીના સંશોધનથી ઇતિહાસમાં થએલા સુધારાઓને લગતાં પંડિત શ્રી ગૌરીશંકરજી ઓઝા તેમજ સ્વ. પંડિત બલદેવપ્રસાદ મિશ્રના ઉપ-

યોગી ટીપ્પણો તથા પંડિત ગૌરીશંકરજી લિખિત ટૉડ સાહેબના જીવન વૃત્તાંત સહિત આ ગ્રંથ નીકળ્યો હતો.

**"આર્યભિષક્ અથવા હિંદુસ્થાનનો વૈદ્યરાજ"** આ ગ્રંથની પહેલી તથા બીજી આવૃત્તિ તેના મૂળ લેખક સ્વ. વૈદ્યશાસ્ત્રી શંકર દાજીપદેની હયાતીમાં રૂ. ૧૦) અને ૫) ની કિંમતે નીકળી ચૂકેલી હોવાથી આ સંસ્થાએ તેની પ્રકટ કરેલી આવૃત્તિ ત્રીજી હતી.* આ ત્રીજી આવૃત્તિમાં ગ્રંથકર્ત્તાનું જીવન ચરિત્ર તથા ચિત્ર દાખલ કરવામાં આવ્યું હતું, તેમજ બીજો કેટલોક સુધારો વધારો રા. પ્રાગજી ડોસજી કાનાબારદ્વારા પરિશિષ્ટ ૪૦ રૂપે ઉમેરાયો હતો.

બૃહદ્ગ્રંથમાળાના પ્રત્યેક ગ્રંથનું મૂલ્ય તે તે ગ્રંથના દરેક પ્રકારના ખર્ચને લગતી ગણત્રીને આધારેજ લખાતું આવ્યું હતું; પરંતુ તેના પાંચમા ગ્રંથ " આર્યભિષક્ "થી તે ગણત્રી તે તે ગ્રંથમાંજ છાપવાનું શરૂ કરવામાં આવ્યું હતું. આ ધોરણનો વાંચકને ખ્યાલ આવે તેટલા માટે હવે પછીના કિંમતના પ્રકરણમાં આર્યભિષક્‌ની કિંમતની ગણત્રીનો ઉતારો આપેલો જણાશે.

આર્યભિષક્‌ની ઉપલી આવૃત્તિ સત્વર ખપી જવાને લીધે તેની ચોથી આવૃત્તિ પણ (૧૯૭૨ માં) નીકળી છે. રા. કાનાબારદ્વારા આ આવૃત્તિમાં ભાષાન્તર વગેરેની ભૂલો વધુ પ્રમાણમાં સુધરી હતી તથા મરાઠી આર્યભિષક્‌માં ગ્રંથકર્ત્તાએ પાછળથી ઉમેરેલી કેટલીક વિશેષ બાબતો દાખલ કરાઇ હતી. અનેક સ્થળે બીજા ગ્રંથો ઉપરથી બીજી પણ કેટલીક ઉપયોગી માહિતી આ આવૃત્તિમાં ટીપણરૂપે તેમણે ઉમેરી આપી હતી.

---

* રૂ ૫, વાળી બીજી આવૃત્તિની ઘણી ખરી પ્રત પણ કેટલાંક કારણસર આ સંસ્થાદ્વારાજ સંસ્થાના ધોરણને અનુસરતી રૂ. ૧ાાની કિંમતે વેચાઇ હતી.

"**શાન્તિપર્વ**" માં ભીષ્મપિતામહ, શ્રીકૃષ્ણ ઇ૦ અનેક મહાજનોના અનેકવિધ ઉપદેશો સમાયલા હોવાને લીધે જિજ્ઞાસુઓ તેને મહાભારતનાં સર્વ પર્વોમાં શ્રેષ્ઠ માનતા હોવાથી તથા અમદાવાદમાં પ્રસિદ્ધ થયેલા સમગ્ર મહાભારત પૈકી એ પર્વનું ભાષાન્તર વડોદરા નિવાસી વિદ્વદ્રત્ન શ્રીયુત છોટાલાલ નિર્ભયરામ ભટ્ટને હાથે થયેલુ હોઇને અમદાવાદનાં અન્ય પર્વોનાં ભાષાન્તર કરતાં તે વધુ સારૂં હોવાથી સંયોગ મળતાં તે છપાવવાની ગોઠવણ કરાઇ હતી.

આ ભાષાન્તરની ત્રણ આવૃત્તિઓ અગાઉ પ્રસિદ્ધ થઇ ચૂકેલી હોઇને આ તેની ચોથી આવૃત્તિ હતી. આ આવૃત્તિમાં ઉમેરાયલા સંશોધન ઇત્યાદિ વિષે તેના નિવેદનમાં જણાવ્યું હતું કેઃ—

" આ અનુવાદમાં શ્લોકના અંક દાખલ કરવાનું અને છેવટનાં " પ્રુફ જોવાનું કાર્ય અમદાવાદનિવાસી શાસ્ત્રીજી નરહરિ મગનલાલ " શર્મા કે જેઓ વડોદરા રાજ્યની " પુરાણભૂષણ "ની પદ્વી ધરાવે " છે તેમને સોંપવામાં આવ્યું હતું. "

" ઉપલી બાબતોમાં તેમજ ભાષાન્તર અધિક સરળ અને સ્પષ્ટ " બને તેવું સંશોધન કરવામાં ઉક્ત શાસ્ત્રીજીએ જે શ્રમ લીધો છે " તે જોતાં અજાણ્યા મનુષ્યને તો એમજ લાગે કે આ નવીન જ " ભાષાન્તર છે, એટલુંજ નહિ પણ આટલા સંશોધન પછી તેને " 'નવીન ભાષાન્તર' માં ખપાવતાં પણ કોઈ રોકી શકે તેમ નહોતું, " પરંતુ કાર્યમાં જેનો જેટલો અંશ હોય તેનો યશ તેનેજ આપવામાં " મળતો અંતરનો આનંદ ગુમાવીને કેટલાકોની પેઠે તેવી બાહ્ય કીર્તિ " મેળવવાનું અદ્ભુત (!) કૌશલ્ય વર્તમાન સંશોધક અને પ્રકાશકના " ભાગ્યમાં લખાએલુ નહિ એટલે શું કરવું ! "

**સંપૂર્ણ મહાભારતની યોજના**—શાંતિપર્વ છપાવવું શરૂ કરતી વખતે આખા મહાભારતનો વિચાર ન હતો, પરંતુ અર્ધ ઉપરાંત

છપાયા પછી એ વિચાર નક્કી થતાં તે વિષેની જાહેર ખબર એ ગ્રંથમાં તેમજ "વિવિધ ગ્રંથમાળા" ના ૪૬ થી ૪૮ મા પુસ્તક ૪૦ માં અપાઈ હતી. એમાં જણાવ્યું હતું કે, મહાભારતનાં કુલ પૃષ્ઠ પોણાચાર હજાર થશે અને શાન્તિપર્વ સહિત તે કુલ ચાર ભાગમાં નીકળી તેનું મૂલ્ય રૂા. ૧૨) અને શાંતિ પર્વ ખરીદતી વખતેજ નામ નોંધાવી રૂ ૧) તે પેટે અગાઉથી આપનાર પાસેથી કુલ રૂા. ૧૦) લેવાશે. પાછળથી એ ગણનામાં એક હજાર પૃષ્ઠની ભૂલ નીકળીને પૃષ્ઠસંખ્યા પોણા-ચારને બદલે પોણા પાંચ હજારની ઠરવાથી કુલ ભાગો ચારને બદલે છ, પૂઠાં સોનેરીને બદલે પાકાં, અને મૂલ્ય રૂા. ૧૨, ને બદલે ૧૬, તથા પ્રથમથી ગ્રાહક થનારને માટે રૂા. ૧૦, ને બદલે રૂા. ૧૨॥; એ પ્રમાણે ઠરાવવામાં આવ્યું હતું.

મહાભારતનું એક બંગાળી ભાષાન્તર કે જે બહુ પંકાયેલું હતું તેના ઉપરથી ગુજરાતી ભાષાન્તર સારા રૂપમાં થઇ શકશે એવી માહિતી મળવા ઉપરથી ધારેલું કે ભાષાંતર જુજ ખર્ચમાં થઇ શકીને ત્રણ ચાર વર્ષમાં તેના સર્વે ભાગ છપાઇ જશે.

ઉપર જણાવેલી પ્રથમની જા. ખ. એજ ગણત્રી ઉપર અપાઇ હતી, પરંતુ છેવટની ચોકસીમાં ભાષાન્તરોના કેટલાક નમૂના વગેરે તપાસી જોતાં તેમજ શાસ્ત્રી કરૂણાશંકર ભાનુશંકરે એ સમય પૂર્વે સ્વતઃ ઇચ્છાથી મહાભારતનું થોડુંક ભાષાન્તર સંસ્કૃત ઉપરથી તૈયાર કરી રાખેલું તે તેમની પાસેથી મંગાવીને મેળવી મેળવાવી જોતાં પરિણામે એમ ઠર્યું કે ભાષાન્તર સંસ્કૃત ઉપરથી અનુભવીને હાથે નવું કરાવાય તો વળી વધારે સારૂં થઇ શકે. જો કે આ પ્રકારમાં ખર્ચ વધુ લાગે તેમ હતું, પરંતુ તે બાબત હરકોઇ રીતે નિવેડી લેવાનું રાખીને તેના બને તેટલા ભાગો તૈયાર કરી આપવાનું કાર્ય એજ શાસ્ત્રીજીને સોંપવામાં આવ્યું હતું.

આ ઉપરથી વિવિધ ગ્રંથમાળાના ૧૯૭૦ની આખરમાં છપાયેલા ૪૯–૫૦ મા પુસ્તકમાં જણાવ્યું હતું કે " મહાભારતના બાકી રહેલા ત્રણ ભાગોનું ભાષાન્તર નવીનજ કરાવવાથી તે વધુ ઉત્તમ બનશે એમ લાગવાથી હવે તેવીજ ગોઠવણ રહેશે. આ ભાષાન્તર અન્ય હરકોઇ ગુજરાતી ભાષાન્તરને ટક્કર મારે તેવું થવાનું પ્રથમથીજ કહેવા કરતાં માત્ર એટલુંજ જણાવીશું કે તે અન્ય ભાષાન્તર કરતાં ઉતરતું તો નહિજ થાય. "

આ રિપોર્ટ લખાતાં સુધીમાં લગભગ શરુના બે ભાગ જેટલું ભાષાન્તર શાસ્ત્રીજી તૈયાર કરી ચૂકયા છે અને તેમાંનો પહેલો ભાગ ( આદિ તથા સભાપર્વ ) છપાવવો શરૂ થઇ ગયેલો હોઇને ચાલુ ૧૯૭૩ ના વર્ષમાંજ તે બહાર પડી જશે. બીજો ભાગ પણ તેની લગોલગજ છપાઇને ૧૯૭૪ માં બહાર પડી જવા પાકો સંભવ છે. આ બે ભાગો માટેના કાગળો થોડીક મોંઘવારી થઇ તેવામાંજ લઇ રાખેલા હોવા છતાં તેમાં તેમજ બીજા ભાગો માટેના કાગળોમાં પણ કેટલીક મોંઘવારી ( લડાઇ મટવા છતાં પણ ) નડવાનીજ. વળી ભાષાંતર ખાતે પણ પ્રથમની ગણત્રી કરતાં વિશેષ ખર્ચ થનાર હોઇને આ સર્વ કારણને લીધે મહાભારતના એકંદર ખર્ચમાં પ્રથમની ધારણા કરતાં કાંઇ નહિ તો પણ સવાયો ખર્ચ તો થવાનોજ. આ વધારાના ખર્ચ માટે બીજો કોઇ માર્ગ કહાડીને કિમ્મતમાં વધારો તો બનતાં સુધી નજ કરવો એવી ધારણા છે.

## " ગુજરાતી "ના નવીન બળાપો અને તેનો રદીયો.

ઉપર જણાવ્યા પ્રમાણે " શાંતિપર્વ " માં રા. છો. ન. ભટ્ટ વાળું ભાષાન્તર બનતું સંશોધન કરાવીને છપાવેલું હોવાની હકીકત એ ગ્રંથના નિવેદનમાં જણાવવા ઉપરાંત એક સાધારણ મનુષ્ય પણ જોઇ શકે તેવી રીતે એ ગ્રંથના મુખપૃષ્ઠપર પણ તે બાબત સ્પષ્ટ

જણાવેલી હતી; અને મહાભારતના બાકીના સર્વ ભાગોનું ભાષાન્તર અનુભવી શાસ્ત્રીને હાથે નવું તૈયાર થતું હોવાની વાત પણ ૧૯૭૦ના આસો માસમાં છપાયલા "વિવિધ ગ્રંથમાળા"ના પુસ્તક વગેરેમાં પ્રસિદ્ધ થઇ ચૂકી હતી; છતાં મુંબાઇના 'ગુજરાતી' પત્રવાળાએ પોતાના ઘરના છાપામાં ૧૯૭૧ના વૈશાખ માસના ત્રણ અંકોમાં એવી મતલબની છેક જુઠી વાતો છાપી હતી કે શાંતિપર્વનું ભાષાન્તર નવું કહીને જુનું આપવામાં આવ્યું છે, અને આ તેની ચોથી આવૃત્તિ હોવાની વાત પણ ખોટી છે, તથા આખા મહાભારતનું ભાષાન્તર એ અમદાવાદવાળુંજ આપવામાં આવનાર છે! આ સંસ્થાનો હેતુ કોઇને પણ નુકસાન કરવાનો નહિ છતાં, લોકહિતાર્થે સારા ગ્રંથોને સસ્તા કરવા જતાં કોઇ બમણી ત્રમણી કિંમતે વેચનારને તેથી કાંઇ નુકસાન થતું હોય અથવા પોતાના ધંધાનો માર્ગ જરા બદલવો પડતો હોય તો માત્ર તેટલાનેજ ખાતર આવું લોકહિતનું કાર્ય ન કરવું એમ તો બનેજ નહિ. આ સંસ્થાએ પ્રસિદ્ધ કરેલા અને કરવા ધારેલા શ્રીમદ્ભાગવત, યોગવાસિષ્ઠ, મહાભારત, રામાયણ, જ્ઞાનેશ્વરી, ભગવદ્‌ગીતાના ગુટકા, પંચદશી, વગેરે ગ્રંથો એ પ્રેસ તરફથી મનગમતી કિંમતે પ્રસિદ્ધ થઇ ચૂકેલા હોઈને આ સંસ્થાના કાર્યને લીધે તે ગ્રંથોનું વેચાણ ઘટી જવાથી કાંઇ નહિ તો દર વર્ષની દશેક હજારની પેદાશ તે પ્રેસવાળાની ગુમ થએલી હોવી જોઇએ. આથી તે પત્રકારનું હેત આ સંસ્થા પ્રત્યે કેટલું બધું ઉભરાઇ જતું હશે, એ વાત પ્રત્યેક સજ્જન સહેલાઇથી કલ્પી શકે તેમ છે. હૃદયના આ ઉંડા બળાપાના કારણથી ઉપર જણાવ્યું તેમ શાંતિપર્વ અને મહાભારતની બાબતમાં છેક નિરાધાર અને બનાવટી જુઠાણું ફેલાવવા ઉપરાંત **येन केन प्रकारेण** હલકી ભાષા વગેરે સહજ પ્રાપ્ત હથીઆરોનો ઉપયોગ પણ પોતાના ઘરના છાપામાં તેમણે ઠીક કર્યો હતો. વળી શાંતિપર્વમાંના કેટલાક ખરા અર્થોને ખોટા

બતાવવાની અને જે અર્થ અથવા શબ્દો તેમાં લખેલાજ ન હતા તે તેમાં લખેલા છે એમ દર્શાવવાની બહાદુરી પણ એ લેખોમાં ઠીક કરી બતાવવામાં આવી હતી !

ચરિત્ર માળાના ૧૯૭૧ના ૪૧–૪૨ મા પુસ્તકમાં ઉપલી મતલબનો ખુલાસો આપવા સાથે વિશેષમાં જણાવવામાં આવ્યું હતું કે,

" ગમે તેવા બબડાટ કે આક્ષેપો થયા કરે છતાં તે તરફ લક્ષ્ય " ન આપતાં મુંગે મોઢે બને તે કાર્ય કર્યા જવું, અને છેવટે જન- " સમાજ એવાઓથી ઉંધા વિચારોએ ચડી જઇને સેવાનો લાભ લેવાથી " વિમુખ થાય તો તે ઉપરથી " ભલું થયું ભાંગી જંજાળ, સુખે " ભજીશું શ્રીગોપાળ "ની પેઠે પરમાત્મ દેવે પોતા તરફ વિશેષ અભિ- " મુખ બનાવવાની કૃપા કરેલી સમજીને તેમાં રહેલા સ્વપરના અધિક " હિતને માટ અહોભાગ્ય માનવું; આ ધોરણ સસ્તા સાહિત્યની " પ્રવૃત્તિની શરુઆતમાંજ જણાવેલું છે. જેથી કોઇ કોઇ સજ્જનોની " સૂચના છતાં વર્તમાન પત્રોમાં ખુલાસાઓ આપવા જેટલું વજન " એવાઓને આપવું; અથવા એવાઓની સાથે તેવા બનીને એકની " બે ચોપડી બતાવવી; કે સરકાર દરબારનો સ્વાદ ચખાડી મદ ઉતા- " રવો; એમાંનું કાંઇ પણ કરવામાં આવ્યું નથી. હવે પછી પણ " બનતાં સુધી એજ ધોરણ રહેશે. શુભેચ્છાપૂર્વકની શંકા અથવા " જિજ્ઞાસા દર્શાવવાના માર્ગ જુદાજ હોય છે, અને તેનું નિવારણ " કરવામાં વાંધો હોતો નથી; પરંતુ દ્વેષને લઇને ગમે તેવી લવરી " કરવામાં આવે તેને માટે તો ઉપેક્ષાવૃત્તિજ ઉચિત છે. "

આમ છતાં કેટલાક સજ્જનોથી એ પત્રકારનો એવો દ્વેષ અને હડહડતું જુઠાણું સહન ન થઈ શકવાથી હિંદુસ્થાન, આર્યપ્રકાશ તથા વડોદરા વર્તમાનમાં તેમણે તેના રદીઆ છપાવ્યા હતા.

આ પ્રમાણે આ કાર્ય થઇ ચૂકયુંજ હતું; એટલે પછી એ રદીઆ

વગેરે આ સંસ્થાના વાચકો પણ વાંચે અને આ સંસ્થાના શાંતિપર્વ કે મહાભારત બાબત જેમને કાંઇ સંશય પેઠો હોય તે દૂર થાય, એવા હેતુથી "વિવિધ ગ્રંથમાળા"ના તરતમાં નીકળનારા ૫૭ મા પુસ્તકમાં "ગુજરાતીના બળાપાનો રદીઓ" એવા મથાળા નીચે એ ઉત્તરો ૧૯૭૧ ના અષાઢ માસમાં પ્રસિદ્ધ કરવામાં આવ્યા હતા. ગ્રાહક ન હોય તેવાઓ માટે તેની કેટલીક છુટી પ્રતો પણ છપાવવામાં આવી હતી.

**ભગવતી ભાગવત**—આ ગ્રંથ પણ વેદધર્મસભાએ અગાઉ પ્રસિદ્ધ કરેલા ભાષાંતરની નવીન આવૃત્તિ રૂપ હોઇને શ્લોકાંકના ઉમેરા સાથે છપાયો હતો. પુરાણોનો મહિમા, યોજના અને ઉદ્દેશ વગેરે વિષે સ્વ૦ મ. ન. દ્વિવેદીના કેટલાક વિચારો આ પુસ્તકના નિવેદન સાથે આપવા ઉપરાંત વિશેષમાં જણાવવામાં આવ્યું હતું કે,

"વેદ, ઉપનિષદ્ અને દર્શનાદિ મહાન ગ્રંથોમાં ટુંકામાં ગૂઢ "સ્વરૂપે સમાયલો તત્વોપદેશ, પુરાણગ્રંથોમાં અનેક આખ્યાનો "દ્વારા સરલ અને સુગમરૂપે પ્રાપ્ત થાય છે, એ લાભ જેવો "તેવો નથી. આ પૃથ્વી લક્ષાવધિ વર્ષોથી ઉદ્ભવેલી હોવાનાં "પ્રત્યક્ષ પ્રમાણો હવે બુદ્ધિમાન શોધકોને જ્ઞાત થતાં આવે છે, "તે જોતાં તેનો અને માનવજાતનો અતિ પ્રાચીન ઇતિહાસ "જાણવાની સ્વાભાવિક રીતે ઉદ્ભવતી જિજ્ઞાસાને પૂર્ણ કરવાનાં "સાધનો—સ્પષ્ટ તેમ અસ્પષ્ટ રૂપે—ભારતવર્ષના વેદો અને પુરા- "ણોમાંથી જેવાં અને જેટલાં મળી શકશે તેટલાં જગતના કોઇ "પણ દેશનાં સાહિત્યમાંથી મળવાં અશક્ય છે. જગતમાં જ્યાં "ત્યાં વ્યાપી રહેલો ક્રીશ્ચીયન ધર્મ—તો પૃથ્વીને માત્ર થોડાં "હજાર વર્ષ પૂર્વેજ રચાએલી જણાવે છે!"

"આ પ્રમાણે ખગોળ, ભૂગોળ, ભૂસ્તર, તેમજ પ્રાણી—

" પદાર્થ—વિદ્યાઓના ઉપાસકો અને શોધકો માટે તથા મોક્ષ-
" માર્ગના અનુગામી જિજ્ઞાસુ અને ભક્તજનો માટે ' પુરાણો '
" એ—એક ઉપકારક સાધન હોવા ઉપરાંત, જગતના અનિત્ય પદા-
" ર્થોમાં નિત્યત્વ તથા પ્રાપ્તવ્ય બુદ્ધિપૂર્વક નિરત થઇ રહેલા 'વિષયી'
" વર્ગ માટે પણ તેની ઉપકારકતા ઓછી નથી. અંતે આ બધું
" છોડીને સર્વેને જવાનુંજ હોવાથી પરલોકનું દીર્ઘ જીવન
" આનંદમય ગુજારી શકાય તે સારૂ અધિક ઉત્તમ નીતિનું પાલન
" કરવાનો અને નિષ્કામ નહિ તો સકામભાવે પણ પરહિતાર્થે
" પોતાનાં—તન—મન—ધનનો દાન—સેવાદિ પ્રકારે બને તેટલો સદુપયોગ
" કરી લેવાનો સુબોધ પુરાણોમાં અનેક સ્થળે સમાએલો જણાશે.
" ભગવતી ભાગવત તો સ્ત્રીવર્ગ માટે બોધપ્રદ થઇ પડે એવાં સતી
" સન્નારીઓનાં અનેક આખ્યાનોની વિશેષતા પણ ધરાવે છે."

બાકીમાં રહ્યો હવે અનીતિયુક્ત જીવન ગાળનાર પામર વર્ગ,
" મીઠાશ ચોપડેલી કડવી દવાની પેઠે તેમને પણ ગમી જાય એવી
" થોડીક વાતો ઉમેરી પુરાણગ્રંથો તરફ તેમને આકર્ષીને, તેની સાથે
" તેમાં મોટા પ્રમાણમાં રહેલા હિતાવહ ઉપદેશો પણ તેમના હૃદયમાં
" ઉતારી દેવાના ઉદ્દેશથી હો, કે ગમે તે કારણથી હો; પરંતુ એ પામર
" વર્ગને પણ ગમી જાય—અર્થાત્ સજ્જનોને ન ગમે—એવી વાતો
" પણ પુરાણોમાં ઘઉંમાં કાંકરાની પેઠે થોડી ઘણી આવ્યા વિના
" રહેતી નથી."

પુરાણોની યોજના વિષે એમાં નીચે પ્રમાણે જણાવ્યું છે—
" અશ્લીલ તેમજ ઓછી ઉપયોગી અને બીજી તેવી બાબતો ગાળી
" કહાડીને સર્વ પુરાણોમાંના જુદા જુદા બોધપ્રદ પ્રસંગો તથા આખ્યા-
" નોનો સંગ્રહ " પુરાણસાર " " પુરાણ દોહન " કે એવા કોઇ
" નામથી પ્રકટ થાય તો તેનું કદ સર્વ પુરાણોના (હાલના) કદ કરતાં

"બહુ ઓછું થાય, અને તેથી સ્વલ્પ મૂલ્યે તે મળી શકવાથી જન-
"સમાજ માટે તે બહુજ ઉપકારક થઈ પડે. બીજી કેટલીક બાબતોની
"પેઠે આ બાબત પણ આ સંસ્થાની શરૂઆતથીજ લક્ષ્યમાં છતાં,
"જાતિ રોકણની, તેમજ અન્ય સંયોગોની આવશ્યકતા હોવાને લીધે
"હજી તે ખાતે કાંઇ બન્યું નથી."

**યોગવાસિષ્ઠ મહારામાયણ**—આ ગ્રંથના બંને ભાગોમાં અપાયલા વેદધર્મસભાવાળા ભાષાન્તરમાં શ્લોકના અંકો તથા કોઇ કોઇ શ્લોકનું રહી ગયેલું ભાષાન્તર ઉમેરી લેવરાવ્યું હતું.

એ અગાઉ ગુજરાતી પ્રેસ તરફથી ઝીણા અક્ષરોમાં રૂા. ૧૦થી નીકળેલા યોગવાસિષ્ઠ ભાષાન્તરની પ્રસ્તાવનામાં તેના ભાષાન્તર કર્તા શાસ્ત્રીજીએ સ્વ૦ ઇચ્છારામ ભાઇના સસ્તાપણાના ઉદ્દેશ વિષે તથા વેદધર્મસભાએ મોટા અક્ષરોમાં રૂ ૧૯) થી છપાવેલ ગ્રંથના મોંઘા-પણા વિષે જણાવેલી હકીકત આ સંસ્થા તરફના પ્રથમ ભાગમાં ઉતારેલી તે અહીં પણ અપાય છે.

" આ વિશ્વહિતના કાર્ય તરફ પ્રથમ પ્રવૃત્તિ 'વેદધર્મસભા'એ કરી
"હતી, અને તેમણે આ ગ્રંથનું ભાષાન્તર બે ભાગમાં બહાર પાડયું
"હતું; પરંતુ તેની કિંમત ઘણીજ મોટી રાખવામાં આવી હતી, તેથી
"દેશના નિર્ધન તત્ત્વજિજ્ઞાસુઓ આ ગ્રંથનો લાભ જોઇએ તેવો લઇ
"શકતા ન હતા, અને શ્લોકના અંક ન આપેલા હોવાથી કેટલાક
"વિદ્વાનોને મૂળશ્લોક સાથે મેળવવાને અડચણ પડતી હતી. ઘણાઓ
"તરફથી આ અધ્યાત્મશાસ્ત્રના ગ્રંથને સુલભ કિંમતે બહાર પાડવાની
"ભલામણ પણ કરવામાં આવી. તે ઉપરથી સાધારણ સ્થિતિના
"તત્ત્વજિજ્ઞાસુઓને તત્ત્વજ્ઞાનનો લાભ આપવા માટે આ ગ્રંથનું
"ગુજરાતી ભાષાન્તર કરવાનું કાર્ય "ગુજરાતી" પત્રના કાર્યાલયના
"સ્વામીએ મને સોંપ્યું."

સ્વ૦ ઇચ્છારામભાઇના ઉપલા ઉદ્દેશથી ખુશી થઇ જઈ સેવકે એ વિષે એજ નિવેદનમાં જણાવ્યું હતું કે "આમ હરકોઇ પ્રકારે "આ ગ્રંથનું મૂલ્ય રૂ ૧૦ જેટલું કરીં નાખવાથી, ભારે કિંમત ન "ખર્ચી શકે એવા હજારો જિજ્ઞાસુઓ તેનો લાભ લઇ શક્યા હશે એ "પણ સ્પષ્ટજ છે, અને એ જોતાં "ગુજરાતી પ્રેસ"ના અધ્યક્ષની ઉપર "જણાવાયલી ભાવના કેટલેક અંશે સફળ થયેલીજ ગણાવી જોઇએ. "આશા છે કે હવે આ ગ્રંથ આ ખાતા તરફથી વેદધર્મસભાના "જેવાજ મોટા ટાઈપમાં છપાયા છતાં પડતર કિંમતના ધોરણને અનુ- "સરીને રૂા. ૫-૬ ની કિંમતે નીકળેલો હોવાથી સ્વર્ગસ્થ ઇચ્છારામ "ભાઇનો આત્મા, પોતાની ભાવનાને અધિક સફળ થયેલી જોઇને "સ્વર્ગસુખનો અધિક અનુભવ કરશે, અને ગુજરાતી પ્રજાને એવા "સ્વર્ગીય આશીર્વાદ આપ્યા કરશે, કે જેથી હજીપણ આવી સંસ્થા- "ઓને લાગતો વ્યવસ્થાનો ખર્ચ સ્વદ્રવ્યવડે ઉપાડી લેનારા ઉદાર "આત્માઓ નીકળી આવે, અને હાલના કરતાં પણ પોણી કે "અર્ધી કિંમતેજ તે તેને મળી શકે."

**દાસબોધ**—બૃહદ્ ગ્રંથમાળાનો આ ૧૧ મો ગ્રંથ રામદાસ સ્વામીના લંબાણ ચરિત્ર તથા તેમના જીવનના મુખ્ય પ્રસંગોનાં કેટલાંક ચિત્રસહિત ૧૯૭૨ ની આખરમાં પ્રસિદ્ધ થયો છે.

આ પ્રમાણે ૧૯૬૮થી શરૂ થએલી બૃહદ્ ગ્રંથમાળાદ્વારા ૧૯૭૨ સુધીનાં પાંચ વર્ષમાં થઇને કુલ અગીયાર ગ્રંથ પ્રસિદ્ધ થયા છે. એમાં ભાગવત તથા આર્યભિષક્‌ની એજ મુદ્દતમાં નીકળેલી નવી આવૃત્તિઓ ગણતાં કુલ ૧૩ પ્રસિદ્ધિઓ આ માળાદ્વારા થઇ છે.

એ સિવાય વાલ્મીકીય રામાયણ તથા મહાભારતનો પહેલો ભાગ આ બે ગ્રંથો હાલ છપાય છે, અને રાજસ્થાન તથા મહાભારતના બીજા ભાગો એના પછીથી તરતમાં છપાશે. ભાગવત, રામતીર્થ

ભાગ ૧ થી ૫ અને જ્ઞાનેશ્વરી ગીતા એ ગ્રંથો પણ ખલાસ થએલા હોવાથી ફરી છપાવવા જરૂર છે; પરંતુ કાગળોના ભાવ ઘણા વધી ગયેલા હોવાથી લડાઇ મટવાની વાટ જોવાય છે.

## મોટા ગ્રંથો માટેની આર્થિક સગવડ.

આ માળાના પહેલા ગ્રંથની આર્થિક સગવડ કેવી રીતે મેળવવામાં આવી હતી તે વિષે તેમજ ભાગવતની આવૃત્તિઓ તેની એજન્સી રાખનાર ગૃહસ્થનાં નાણાંથી છપાયલી હોવા વિષે ઉપર જણાવાઇ ચૂક્યું છે.

બૃહદ્‌ગ્રંથમાળાના એ સિવાયના ઘણાખરા ગ્રંથોની આર્થિક સગવડ મુખ્ય ભાગે તો આગળ જણાવાયું છે તેમ "વિવિધ ગ્રંથમાળા" તથા "ચરિત્રમાળા"નું વાર્ષિક લવાજમ દરેક વર્ષની શરૂમાં આવી પડતું તેમાંથીજ મેળવાતી હતી. આવી રીતે એ શીલીકમાંથી હજારોની રકમ કેટલાક માસ સુધી મોટાં પુસ્તકોના કાર્યમાં વાપરી શકાતી હતી. પાછળથી ચાતુર્માસમાં જ્યારે એ રકમની જરૂર તેના મૂળ કાર્યમાં પડતી ત્યારે મોટાં પુસ્તકોના વેચાણથી આ રકમ પુરેપુરી પાછી વળી શકતી નહિ; અને તેથી દરેક વર્ષના ચોમાસામાં બહારથી ઉછીના રકમો બે ચાર માસ માટે મેળવવી પડતી. કોઇ કોઇ સજ્જનોએ અમુક અમુક હદ સુધીની રકમો એવે સમયે ઉછી દાખલ આપવાનું સ્વીકારેલું હોય તેમની પાસેથી એ રકમો મેળવાતી અને શિયાળામાં પાછું ઉપલી માળાઓનું નવા વર્ષનું લવાજમ આવી પડતાં તેમાંથી તે પાછી અપાઇ જતી હતી.

સંસ્થાની શરૂઆતમાં જ્યારે છુટાં છવાયાં પુસ્તકો છપાતાં, ત્યારે તો તેની પ્રતો વેચાતી જાય તેમ કડકે કડકેજ નાણાં રોકનારને નાણાં મળી શકતાં અને પુસ્તક એક, બે, ચાર, કે વધુ વર્ષે વેચાઇ રહે ત્યાંસુધી તે બાબત પહોંચ્યા કરતી; પરંતુ આમાં તો ઉપર જણાવ્યું

તેમ માત્ર થોડાક નિર્ણીત થયેલા સમય માટેજ નાણાં આપવાનાં હોવાથી આપનારને એટલી બધી ઢીલ અને તેને લીધે થનારૂં વ્યાજનું નુકસાન આગળની પેઠે ભોગવવું પડતું નહિ.

આ પ્રકારની ઉછીની રકમોની નામ સહિત વિગત આગળ નવમા કોષ્ટકમાં અપાયલી જણાશે.

આગલાં પ્રકરણોમાં જણાવ્યા મુજબની અને બીજી કરકસરોને લીધે દિવસે દિવસે સંસ્થાનું ફંડ સુધરતું ચાલવાથી પાછલાં વર્ષોમાં મોટા ગ્રંથો માટે બહારની રકમો લેવાની જરૂર રહી નહોતી.

# કિંમતનું ધોરણ.

ઉત્તમ પુસ્તકો ખરૂં જોતાં તો તેના વાંચનની જિજ્ઞાસાનેજ મૂલ્યરૂપે ગણીને અપાવાં જોઇએ; અને જેઓ ઉત્તમ વાંચનના લાભ ન સમજતા હોય તેમને આકર્ષક ઉપાયોથી સમજાવીને પણ વાંચનને રસ્તે વાળવા જોઇએ. આવા પ્રકારો અમેરિકા જેવા સમૃદ્ધ અને શિક્ષિત દેશોમાટે પણ આવશ્યક હોય તો પછી હિંદ જેવા અતિ અજ્ઞાન અને યુરોપ અમેરિકા કરતાં રૂપીએ આની જેટલી પણ આવક નહિ ધરાવનારા દેશને માટે તો તે અત્યંત આવશ્યક હોય એમાં શકજ શું ? પરંતુ અમેરિકાવાસી શ્રીમાનોના જેવી દેશ, કાળ, ઉપાય અને પાત્રાદિની સાચી સમજણ તેમજ ઉદારતા આ દેશના ઘણાક શ્રીમાનો અને ધીમાનોમાં પ્રવર્તે નહિ અથવા તો પરમાત્મા કૃપા કરીને બીજો કોઈ રસ્તો કહાડે નહિ ત્યાં સુધી વિના મૂલ્યની વાત તો બાજુએ રહી, પરંતુ કાગળ છપાઇ જોગા મૂલ્યે પણ સારાં પુસ્તકો કહાડી શકાવાં અશક્ય હતાં. આવા સંયોગોમાં કાંઇજ ન થાય તેના કરતાં કંઇક

પણ થાય તો ઠીક, એમ સમજીને નોકર, જાહેરખબર, બુકસેલર કમીશન, મકાન ભાડું, લેખકસત્કાર વગેરે જે જે બાબતો જેટલા પ્રમાણમાં ખર્ચથી નિભાવવી પડે, તેને લગતો ખર્ચ પણ પુસ્તકોની લાગતમાંજ ગણી લેવાનો માર્ગ સ્વીકારવો પડ્યો હતો.

ઉપલા ધોરણથી પુસ્તકોની કિંમત આંકીને તેના વેચાણમાંથી વ્યવસ્થાખર્ચનો હિસ્સો વ્યવસ્થાખર્ચમાં અને કાગળ છપાઈ વગેરે ખર્ચનો હિસ્સો તે ખર્ચને માટે નાણાં રોકનાર ગૃહસ્થને આપી દેવાતો હતો.

વ્યવસ્થાખર્ચનું પ્રમાણ શરૂઆતમાં તો નહિ જેવુંજ હોવાથી એકાદશની પહેલી આવૃત્તિનું મૂલ્ય તેના પ્રમાણમાં (૭ આના)જ રખાયું હતું, અને આખર સરવાળે એમાંથી રૂ. ૫૦) વધતાં તે સંસ્થાના ફંડમાં જમા થયા હતા.

ભગવદ્‌ગીતાની પહેલી આવૃત્તિ વખતે પણ ખર્ચનું એવુંજ સ્વલ્પ પ્રમાણ હતું.

એકાદશની બીજી આવૃત્તિ સમયે મકાન ભાડું તથા પગાર વગેરેનો ખર્ચ ઉમેરાતાં તેનું મૂલ્ય અર્ધો આનો વધુ રખાયું હતું. ગીતાની બીજી આવૃત્તિ કહાડવી ઠરતાં તેની કિંમત એવી રીતે વધારવી ન પડે એટલા માટે તે છપાવવાનું કાર્ય કીફાયતથી અને સારૂં કરી આપે એવું બીજું પ્રેસ શોધી કહાડીને ત્યાં સોંપવામાં આવ્યું હતું.

સં. ૧૯૬૬ના વર્ષ સુધી કાર્ય થોડી હદનું હોઇને સેવક પણ તેમાં અમુક પ્રકારનો ભાગ લઇ શકતો હોવાથી માત્ર એકાદ માણસથીજ ચલાવી શકાતું હતું; પરંતુ એ પછી વિવિધ ગ્રંથમાળા વગેરે શરૂ થવા માંડતાં ગ્રંથસંપાદન વગેરે મુદ્દામ કાર્યો આડે વ્યવસ્થાનું ઘણું ખરૂં કાર્ય માણસોથીજ લેવું પડતાં ખર્ચનું પ્રમાણ વધવા લાગ્યું હતું. બુકસેલરોને કમીશન પ્રથમ આઠ ટકાજ અપાતું, તેમાં પણ અધિક પ્રચારને ખાતર પાછળથી વધારો કરવો પડવાથી તથા સામટું લેનારને-

માટે પેકીંગ રેલ્વે ખર્ચ પણ માફ કરવો પડવાથી આ ખર્ચ પણ ધીમે ધીમે ઓેવડાઈ ચૂકયો હતો.

આ પ્રમાણે વખતોવખત છપાઇ, કાગળ, બંધાઇ, કમીશન તથા વ્યવસ્થા ઇ૦ ખર્ચોનું જે પ્રમાણ આવતું તેને અનુસરીનેજ પુસ્તકોની કિંમત રખાતી હોવાથી તથા પુસ્તકની યોજના વગેરે સંબંધી હકીકત તેના નિવેદનમાં અપાતી હોવાથી અને સંસ્થાને બહારથી મળતી સહાયની વિગત પણ નામઠામ સાથે સંસ્થાનાં પુસ્તકોમાં અપાયા કરતી હોવાથી એમ કહીએ તોપણ ચાલે કે **પુસ્તકોમાંની કિંમત અને હકીકત એજ આ સંસ્થાનો હિસાબ અને રિપોર્ટ હતો અને છે.**

આમ છતાં સંસ્થાના કામકાજ સંબંધી બનતી માહિતી પુરી પાડવાનો આ રિપોર્ટનો હેતુ હોવાથી ત્રણે માળાઓના મૂલ્ય તથા ખર્ચ વિષે બનતી હકીકત આ નીચે આપવામાં આવે છે. આમાં દરેક પુસ્તક અથવા માળાના દરેક પ્રકારના ખર્ચનો હિસાબ જુદો જુદો રહી શકવો મુશ્કેલ હોવાથી તે દરેક વિષે કેવી ગણત્રીથી કામ લેવાય છે તેનીજ સરાસરી વિગત આપવામાં આવે છે.

## સંસ્થાનો સરાસરી માસિક વ્યવસ્થા ખર્ચ.

૧૭૫) પગાર ખર્ચ નવ માણસનો ૪૦, ૩૦, ૨૦, ૨૦, ૨૦, ૧૮, ૧૫, ૧૦, ૨.

૧૦૫) જાહેર ખબર, પોસ્ટેજ, બીજી ભાષાનાં પુસ્તકો વગેરે.
૫૦) ૩૦) ૨૫)

૩૫) માણસોને બોનસ, વધારાના ટાઇમનો પગાર.
૨૦) ૧૫)

૪૫) મકાન ભાડું, મંત્રીનો ખર્ચ.
૨૫) ૨૦)

૪૫) લાકડ કામ (કબાટ ઘોડા ઇ૦), લેખન સામગ્રી, વીમો.
૨૦) ૧૦) ૧૫)

૩૫) મુંબઇના કાર્યાલયનો ખર્ચ, રેલ્વે તથા ટાંગા ભાડું.
૨૫) ૧૦)
૧૨) દીવાબત્તી, સત્કાર, મ્યુ. ટેક્ષ ઇ.

કુલ રૂ. ૪૫૨

કાગળ, છપાઇ, બંધાઇ, લેખકસત્કાર, પેકીંગ, કમીશન, કિફાયત, ઇ૦ ખર્ચ ઉપલા ખર્ચથી જુદોજ હોઇને માત્ર વ્યવસ્થાને લગતો માસિક ખર્ચજ ઉપર અપાયો છે.

## વિવિધ ગ્રંથમાળાનો વાર્ષિક હિસાબ.

આ માળાની ગ્રાહકસંખ્યા ૧૯૭૦ ના વર્ષ પછી ત્રણથી સવા-ત્રણ હજારની રહેતી આવી છે. દર વર્ષે નવું લવાજમ ભરવા સમયે તેમાંથી પાંચસોક ગ્રાહક ઘટી જાય છે અને પાછાં વર્ષ પુરૂં થતાં સુધીમાં તેટલાં બીજાં ઉમેરાઇ રહે છે. આ માળાનું પેસ્ટેજ સાથે વાર્ષિક મૂલ્ય રૂ. ૨) તથા કદ બે હજાર પૃષ્ટનું છે. લડાઇની અગાઉ કાગળોના જે ભાવ હતા તેજ ભાવને હિસાબે આ માળાના વાર્ષિક ખર્ચની ગણત્રી નીચે પ્રમાણે છે.

૩૦૪૮) પ્રત ૩૩૦૦ ગ્રાહકો માટે તથા પ્રત ૨૦૦ ઘટ, ભેટ, બદલો, બિગાડ ઇત્યાદિ ખાતે મળીને કુલ પ્રત ૩૫૦૦ પાછળનો ખર્ચ દરેક ફોર્મે દીઠ રૂ. ૨૪) પ્રમાણે. તેની વિગત કે દર ફોર્મ દીઠ કાગળ રીમ ૧ાા–૧ ના રૂ. ૭ ના હિસાબે રૂ. ૧૨ાા=; છપાઇ, કંપોઝ તથા વળામણી વગેરેનો ખર્ચ રૂ. ૭ાા=; લેખકસત્કાર તથા તે સંબંધી પોસ્ટેજ વગેરે મળીને રૂ. ૩ાા; એ પ્રમાણે દર ફોર્મ દીઠ રૂ. ૨૪ લેખે કુલ ફોર્મ ૧૨૭ પાછળ રૂ. ૩૦૪૮

૪૨૦) પૂઠાં બાબતનો ખર્ચ—દર ગ્રાહકે પ્રત ૬ ના હિસાબથી

આખા વર્ષની કુલ પ્રત ૨૧૦૦૦ પાછળ પૂઠાંના કાગળ, અસ્તર, બંધામણી તથા પેક કરામણી મળી દર સેંકડે રૂ. ૨) પ્રમાણે.

૬૩) ફંડની સહાયતા માટે દરેક પુસ્તકની પ્રત ૧૦૦ વધુ તૈયાર કરાવવા પાછળ કાગળ તથા પૂઠાં વગેરેનો ખાસ ખર્ચ.

૧૬૫૦) દર ગ્રાહકે પોસ્ટેજ તથા રેપર ખર્ચ રૂા. ાા પ્રમાણે.

૧૦૦) વર્ષની શરૂમાં તથા પાછળથી વેલ્યુપેમલો રિફ્યુઝડ થવા પાછળ રદ જતું પોસ્ટેજ ખર્ચ.

૧૮૦૦) કાર્યાલયનો માસિક વ્યવસ્થા ખર્ચ. અગાઉ રૂ. ૪૫૨ નો આપ્યો છે× તેનો ત્રીજો હિસ્સો દર માસે રૂા. ૧૫૦) પ્રમાણે

કુલ રૂા. ૭૦૮૧

**આવક પાસામાં**—૩૩૦૦ ગ્રાહકોના રૂા. ૨, પ્રમાણે ગણતાં* રૂા. ૬૬૦૦ થયા. ખૂટતી રકમનો આધાર કરકસર ઉપર અને તેમ કરતાં પણ ખુટ પડે ત્યારે સંસ્થાના ફંડ ઉપર સમજવો. ગ્રાહકોની સંખ્યા વધવાથી વ્યવસ્થા ઇત્યાદિ ખર્ચો તેટલી વધુ સંખ્યા ઉપર વહેંચાઈ જવાને લીધે આ પ્રકારની અગવડ રહેતી નથી; અને તેથીજ વધુ ગ્રાહકોની આવશ્યકતા વિષે વખતો વખત લખાયેલું છે. શરૂઆતમાં આ માળામાં ઓછા ભાવના રફ કાગળો વપરાતા ત્યારે આ મુશ્કેલી નહોતી. પાંચ હજાર ગ્રાહકો ન થાય ત્યાં સુધી આ મુશ્કેલી

× આ વર્ષમાં 'ચરિત્રમાળા' બંધ હોવાથી તથા પ્રેસની અગવડને-લીધે મોટાં પુસ્તકોની બાબતમાં પણ થોડુંજ કામ થાય તેમ હોવાથી વ્યવસ્થા ખર્ચનું પ્રમાણ આ કરતાં વધુ આવવા સંભવ છે.

* **પાકાપૂઠાંના વર્ગનું** વાર્ષિક લવાજમ રૂા. ૧ વધુ છે તે તે પાછળના વધારાના બંધામણી ખર્ચ તથા પોસ્ટેજ ઇત્યાદિ ખર્ચ પુરતોજ હોવાથી તે વિષે વધુ વિગત અપાઈ નથી.

ઉભીજ રહેવાની. વળી આ વાત પણ જણાવવાની જરૂર નથી કે આ ગણત્રીમાં કાગળોનો ખર્ચ લડાઇ પહેલાંના (દર રીમ દીઠ રૂા. ૭ ના) ભાવથી ગણાયો છે. એજ કાગળોનો ભાવ લડાઇની મોંઘવારીને લીધે હાલ અઢીગણો (રૂા. ૧૭) છે. ચાલુ વર્ષમાં લડાઇ બંધ પડે તોપણ આમાંનો કેટલોક વધારો તો કાયમને માટેજ રહી જાય તેમ હોવાથી તેનું કેમ કરવું એ પ્રશ્ન પણ થોડાજ સમયમાં જાગશે.

## ચરિત્રમાળાનો વાર્ષિક ખર્ચ.

આ માળાનાં ગ્રાહકો ૧૨૦૦-૧૩૦૦ રહેતાં આવ્યાં છે.

ચાલુ ગ્રાહકો માટેની પ્રત ૧૩૦૦) તથા ભેટ, બિગાડ, બદલો, ઇ. બાબતની પ્રત ૧૦૦ મળી પ્રત ૧૪૦૦ ના ખર્ચની વિગત.

૧૨૮૨ાા દરેક ફૉર્મે દીઠ કાગળ ખર્ચ (લડાઇ પહેલાંના મૂળ ભાવથી) રૂા. ૫) છપામણી, ફોલ્ડીંગ વગેરેના રૂા. ૫) લેખકસત્કાર વગેરેના રૂા. ૩ાા મળી રૂા. ૧૩ાા પ્રમાણે ફૉર્મે ૯૫) પાછળનો ખર્ચ.

૧૪૦) સાદાં પૂઠાંનો ખર્ચ દર વર્ષે દર ગ્રાહકે પ્રત ૫, ના હિસાબે કુલ પ્રત ૭૦૦૦ નો દર સેંકડે રૂા. ૨) પ્રમાણે.

૪૮૭ાા પોસ્ટેજ તથા રેપર ખર્ચ ૦ાન્ન પ્રમાણે.

૪૦) વી. પી. પાછાં આવવાનો ખર્ચ.

૪૫) ફંડવૃદ્ધિ ખાતે સેટ ૧૦૦ વધુ છપાવવા તથા બંધાવવા બાબતનો વધારાનો ખર્ચ.

૭૮૦) કાર્યાલયના વ્યવસ્થાખર્ચનો ફાળો માસિક રૂા. ૬૫) પ્રમાણે.

---

કુલ રૂા. ૨૭૭૫)

**આવક પાસું**—વાર્ષિક રૂા. ૨) ના હિસાબે રૂા. ૨૬૦૦ થશે.

**વિશેષ ખુલાસો**—વિવિધ ગ્રંથમાળા પ્રમાણે સમજવો. ગ્રાહકસંખ્યા બે હજારની થવા ઉપર આ યોજનાનો પાયો રચાયો હતો.

## વિવિધ તથા ચરિત્રમાળાનાં છુટક પુસ્તકોની કિંમત.

સ્થાયી વાર્ષિક ગ્રાહકો અને તેમના તરફથી પ્રત્યેક વર્ષની શરૂઆતમાં ભરાતું વાર્ષિક મૂલ્ય; આ બે બાબતોના બંધારણ અથવા આધાર ઉપરજ આ બંને માળાઓ ચાલતી હોવાથી તેવાં વાર્ષિક ગ્રાહકોને જેટલી કિંમતે આ માળાઓનાં પુસ્તકો પડી રહેતાં હોય તેટલીજ ( વાર્ષિક ફાળા પડતી ) કિંમત—એ બંધારણથી જુદીજ રીતે—પાછળથી ગમે ત્યારે ગમે તે એકાદ પુસ્તક છુટું છવાયું લેવા ઇચ્છનારમાટે પણ રાખવામાં આવે તો પછી એ બંધારણ નભવુંજ મુશ્કેલ થઇ પડે એ ખુલ્લુંજ છે. વળી કેટલાંક માસિકો વગેરેની પેઠે માત્ર વાર્ષિક ગ્રાહકો પુરતીજ પ્રત છપાતી હોય તો તો દશગણી કિંમતે પણ એમાંનું કોઇ પુસ્તક છુટું ન આપી શકાય એ પણ દેખીતુંજ છે.

આમ છતાં આગળ જણાવાયું છે તેમ સંસ્થાના ફંડની વૃદ્ધિ થાય અને વર્ષ પુરૂં થયા પછીથી વાર્ષિક સેટ લેવા નિકળી આવનારા અનેક સજ્જનોની અનુકૂળતા જળવાય એવા હેતુને ખાતર ઉપલી માળાઓના દરેક પુસ્તકની પ્રથમથીજ કેટલીક પ્રતો વધુ છપાવી લેવાનું ધોરણ રખાયલું હોવાથી, તેમાંથી કોઇ પુસ્તક કોઇને છુટક જોઇયે તો તેમ પણ મળી શકે એવી ગોઠવણ રાખવામાં આવી હતી. આ ગોઠવણ શરૂમાં તો લગભગ વાર્ષિક ફાળાને મળતીજ કિંમતે રખાઇ હતી; પરંતુ એમાં કેટલાક અનુભવ પછી એમ જણાયું કે કોઇ કોઇ પુસ્તકની પ્રત વધુ ખપી જતી, અને માત્ર એકાદ પુસ્તક ઓછું રહેવાને-લીધેજ સેંકડો વાર્ષિક સેટ બંધાતા અટકી પડીને બાકીનાં સર્વે પુસ્તકોની સંખ્યાબંધ પ્રત પડી રહેતી; અને છેવટે તે અર્ધી અથવા ચોથા ભાગની કિમતે પણ આપી દેવી પડતી. બીજા હાથપર કોઇપણ સંયોગમાં છુટક પુસ્તક નજ આપવું એ પણ ઠીક ન હતું; જેથી છેવટે એજ રસ્તો સં. ૧૯૬૯ થી લેવામાં આવ્યો હતો કે છુટકને માટે

કિમ્મત એવડી રાખીને તે ધોરણપર દરેક પુસ્તકની અમુક સંખ્યા સુધીની પ્રત છુટક વેચવાનું રાખવું; અને થોડા ઘણા સૅટ બંધાતા અટકીને બીજાં જે જે પુસ્તકો પડ્યાં રહે તેનું થોડી ખોટ ખમીને અથવા ગમે તે રીતે નિવેડો લેવું. આ ધોરણ વિષેનો વિગતે ખુલાસો વિવિધગ્રંથમાળાના પુસ્તક ૩૭–૩૮ તથા ૪૧–૪૩ સાથે જોડવામાં આવ્યો હતો.

એક યા બીજા પ્રકારનો બળાપો ધરાવનારા કોઇ કોઇ મનુષ્યોને આ બમણી કિંમતની વાત જેના તેના આગળ કાગના વાઘની પેઠે મોખરે ધર્યા કરીને સંસ્થાની ન્યૂનતા અને પોતાનું ગુરૂઘંટાલપણું દર્શાવવાનું ઠીક સાધન મળી ગયું હતું. છેક નવાં જોડકણાં ફેલાવીને પણ જેમને પોતાનું હૃદય ટાઢું પાડવાની જરૂર પડયા કરતી હોય, તેમને આવું નામનું પણ બહાનું મળી જાય અને વળી વાંદરને નિસરણીની પેઠે કોઇ અઠવાડિક કે માસિકને હથિયાર તરીકે વાપરવાનો પણ યોગ મળી જાય; એટલે પછી ત્રણે બાબતોના યોગથી ત્રિદોષના જેવો પ્રકાર બને એમાં કહેવુંજ શું? ઉપર જણાવ્યા જેવાં ઉંડાં કારણોની સાથે અથવા તો એવી કિંમતે ભાગ્યેજ સેંકડે એકાદ પ્રત વેચાતી હોય છે તે હકીકતની સાથે તો એમને ત્યારેજ સ્નાનસૂતક હોય કે જ્યારે ખરી માહિતી અથવા શુભેચ્છકતાનો છાંટો પણ તેમણે પોતાના હૃદયમાં પેસવા દીધો હોય!

વળી વિશેષ શરમની વાત તો એ છે કે જે અઠવાડિક પત્ર એક અંકની કિંમત (વાર્ષિક મૂલ્યને ફાળે) માત્ર બેજ પેસા આવતી હોવા છતાં છુટક લેનારને માટે એક અંકની કિંમત બે આના છાપતું રહે છે; અને જે અઠવાડિક પોતાનું ભેટનું પુસ્તક સાવ મુફત આપવા છતાં તે પુસ્તકની ઉપર તેની કિમ્મત એકાદ રૂપીઆ સુધીની છાપ્યા કરે છે; તેજ અઠવાડિકને આ વિષયના કટાક્ષ માટે સાધન બનાવાયું હતું! સ્થાયી ગ્રાહકો સિવાયના છુટક લેનારાઓ માટે કિંમતમાં આવો ફેર

રાખવાનું કોઇ પણ પત્રનું કાર્ય ગેરવ્યાજબી હોય એમ કહેવાનો ભાવ નથી; પરંતુ પોતાને ત્યાં જે ધોરણ ચાલતું હોય તે વાત પણ કેવી ભૂલી જવામાં આવે છે એજ કહેવાની મતલબ છે.

એકાદ વખત એક પત્રમાં એક અમદાવાદના બુકસેલરના પુસ્તક-સાથે પણ આ સંસ્થાના એક પુસ્તકની સરખામણી કરી બતાવવામાં આવી હતી. જેમાં એવી ઉસ્તાદી રમવામાં આવી હતી કે આ ખાતાના પુસ્તકની કિંમત છુટક પ્રમાણેનીજ લેવાઇ હતી કે જે કિંમતે સોમાંથી એકાદજ પુસ્તક વેચાતું હશે; જ્યારે તે બુકસેલરના પુસ્તકની કિંમત છાપ્યા કરતાં માત્ર ત્રીજા કે ચોથા ભાગનીજ બતાવવામાં આવી હતી!

આવા બળાપા અથવા અજાણપણાના ખુલાસાઓ આપવા માટે આ સંસ્થા પાસે પણ ત્રણચાર હજાર ગ્રાહકોના પ્રચારવાળી "વિવિધ ગ્રંથમાળા" રૂપી સાધન સદા તૈયારજ હોય છે અને એક ઘાના એ કટકવાળી ભાષા તથા ઉપર જણાવ્યા જેવા દેખીતા સંગીન મુદ્દાઓ ઉપર ટકાના શેર બનાવવા જેવા શબ્દો પણ કાંઇ જગતમાં ઓછા નથી; પરંતુ એવી દેખીતીજ અનુપમ (!) બાબતોને એટલું બધું વજન આપવું અથવા તો તેમની સાથે તેવાજ બનવું, એવી અક્કલ નહિ એટલે શા કામનું? ખરૂં પૂછો તો આવી નિરાંતને લીધેજ કોઇ કોઇને આવી તેવી કલમ બહાદૂરી બતાવવાનું મન થઇ જતું હોવું જોઇએ.

વળી એવાજ એક પત્રમાં વિવિધ ગ્રંથમાળાની સામાન્ય કિંમત સામે પણ એવી મતલબનું જણાવાયું હતું કે એ કરતાં તો અમુક માસિક અને કેટલાંક અઠવાડિકોની કિંમત સસ્તી છે! સારૂં સાહેબ! હજી જરા કાચું રાખ્યું, નહિ તો આમ ને આમ આટલી તોપ પણ મારી લેવી હતી કે "અમુક દૈનિકપત્ર કરતાં અથવા તો વિલાયતથી જે રદ્દી છાપાંની પસ્તી આવે છે તેના કરતાં આ ખાતાનાં પુસ્તકો ચાર કે છ ગણાં મોંઘાં છે!! પછી લખાણ તો જોઇએ તો તે દૈનિકમાં

આઠમાજ ભાગનું અને ઉપયોગીપણામાં કચરાની બરોબરનું આવતું હોય અને છાપાનો બાકીનો ભાગ જાહેર ખબરોથીજ ભરપૂર રહેતો હોય; અથવા જોઇએ તો તે પસ્તીની ગાંસડીઓ માત્ર પડીકાં બાંધવામાંજ વપરાતી હોય તે તરફ તો જોવુંજ શા માટે ?

સેવકે પોતાને હાથેજ એક વખત એક માસિક પત્રને “ વિવિધ ગ્રંથમાળા ” કરતાં કિંચિત્ સસ્તું દર્શાવેલું હોવાથી જો તે કારણને લીધેજ કોઇને એવું લખવા મન થયા કરતું હોય અને બીજો ઉંડો વિકાર નજ રહેલો હોય તો જણાવવાનું કે,—તે સમયે વિવિધ ગ્રંથમાળામાં કાગળો રફ વપરાતા હતા તે હવે ગ્લેજ વપરાતા હોવાથી તેમજ તે વખતની બીજી પણ કેટલીક ગણના ફેરવાયલી હોવાથી હવે તે માન્યતા ઉલટાવી લેવાની છે. વળી કોઇ પણ અઠવાડિક કે માસિકના કદ અને મૂલ્યની સાથે પુસ્તકોની કિંમતની તુલના કરવામાં નીચેના બે મુદ્દાઓ પણ અવશ્ય ધ્યાનમાં લેવા જોઇએ છે.

૧. અઠવાડિકોનો પણ અર્ધોઅર્ધ અથવા તેથી એ વધારે ભાગ જાહેરખબરોથી રોકાયલો હોય છે, અને તેમનું જીવન પણ જાહેરખબરોજ ગણાતી હોઇને દરવર્ષે સર્વ ગ્રાહકો તરફથી મળીને જે લવાજમ મળતું હોય છે, તેના કરતાં પણ મોટી રકમ આ જાહેરખબરો દ્વારા તેમને મળતી હોય છે. માસિકોને તેથી ઓછી જાહેરખબર મળવા છતાં પણ દરેક પ્રકારની જાહેરખબર લેવાની છુટ રખાવાને લીધે જો પ્રચાર ઠીક હોય તો કાંઇ નહિ તો દરવર્ષે હજારેક રૂ. ની આવક તો તેઓને પણ જાહેરખબર દ્વારા થતી હોય છે. વિવિધગ્રંથમાળા એ પ્રકારની આવક લગભગ બિલકુલ ધરાવતી નથી એમ કહીએ તોપણ ચાલે. તેના દરેક પુસ્તકમાં ત્રીજોરીની કે પુસ્તકની બહારની જા. ખ. ભાગ્યેજ એકાદ બે પાનથી વધુ છપાયલી હોય છે. જે તે ચીજની જાહેરખબર માટે વિવિધગ્રંથમાળાનાં દ્વાર ખુલ્લાં મૂકવાનું જો ઘટતું સમજવામાં આવે તો તો વર્ષ દહાડે

હજારેક રૂ. જા. ખ. દ્વારા મેળવવા એ કાંઇ તેને માટે અશક્ય નથી; પરંતુ જા. ખ. વાળાઓ કાંઇ અમસ્થોજ ખર્ચ કર્યા જતા નથી. મજેના ગામઠી ધુપેલથી ચલવનારાઓને ભપકાદાર દસગણી મોંઘી બાટલીઓની અને એકના એકાવનવાળી તાકતની ચમત્કારિક દવાઓ વગેરેની મોહિની લગાડીને વાંચકોને એ ચાર હજારના ખર્ચમાં ઉતારવાને ભોગેજ એવા હજારેક રૂ. મેળવી શકાતા હોય છે.

૨. ઘણાંખરાં માસિકો વિના ખર્ચે પોતાના લેખો મેળવી શકે છે, જ્યારે પુસ્તકોના સંબંધમાં તેવો યોગ ક્વચિતજ મળતો હોઇને આ સંસ્થાનાં ઘણાંખરાં પુસ્તકો પુરસ્કારથીજ તૈયાર કરાવાય છે.

ઉપલા બે મુદ્દા સિવાય આ વાત પણ ભૂલવા જેવી નથી કે આ સંસ્થા કોઇ એકની માલિકીવાળી નહિ હોવાને લીધે 'વિવિધ ગ્રંથમાળા' અથવા સંસ્થા તરફની કોઇ પણ વસ્તુની બાબતમાં કાંઇ પણ કસર અથવા બચાવ કરી શકાય છે તો તે કોઇની માલિકીમાં નહિ જતાં સંસ્થાના ફંડ રૂપજ બને છે. દાખલા તરીકે જુઓ હવે પછીના હિસાબી પ્રકરણમાં સાધારણ અને અસાધારણ કરકસરવાળી બાબતો.*

વળી લડાઇ પછીનાં ત્રણેક વર્ષ દરમીયાન દરેક અઠવાડિક અથવા માસિકને કદ, કાગળ અથવા લવાજમની ફેરફારીના રૂપમાં મોંઘારત દાખલ કરવાની ફરજ પડી છે; જ્યારે આ સંસ્થા પોતાનું આગલું ધોરણજ હજી સુધી જેમતું તેમ ટકાવી શકી છે, એ મુદ્દો પણ તુલના કરનારે ભૂલવા જેવો નથી.

---

* આ ઉપરથી કોઇએ એમ નથી સમજવાનું કે દરેક માસિકવાળાઓ જા. ખ. થી અથવા બીજી રીતે નફોજ કરી શકતા હોય છે અથવા દરેકનો નફોજ કરવાનો હેતુ હોય છે. ગ્રાહકોની ઓછપ વગેરે કારણોને લીધે ગાંઠનું ગોપીચંદન કરીને પણ લોકહિતાર્થે માસિકો વગેરેની શુભ પ્રવૃત્તિ કર્યે જનાર માનવંત દૃષ્ટાંતો પણ ગુજરાત ધરાવે છેજ.

## વાર્ષિક સેટોનું મૂલ્ય.

"વિવિધ તથા ચરિત્રમાળા"નું પોષ્ટેજ ખર્ચ ચાલુ ગ્રાહકો માટે તેમજ દરેક વર્ષ પુરૂં થવા અગાઉ થનાર ગ્રાહકોને માટે માફ રાખીને માત્ર વી. પી. ખર્ચનોજ એક આનો ચડાવવામાં આવે છે. વર્ષ પુરૂં થયા પછીથી તે વર્ષનાં સર્વ પુસ્તકોનો આખો સેટ લેનાર માટે પણ ૧૯૭૦ આખર સુધી એજ ધોરણ જારી હતું; પરંતુ આ બન્ને પ્રકારો વચ્ચે કાંઇ પણ ફરક રહેવાની જરૂર જણાતાં ૧૯૭૦ પછીથી એવું ધોરણ રાખવામાં આવ્યું છે કે વર્ષ પુરૂં થયા પછીથી સેટ ખરીદનાર પાસેથી પોષ્ટેજ ખર્ચ જુદું લેવું. દરેક વર્ષ પુરૂં થયા પછી પણ પોસ્ટેજ માફથી ખરીદવાની તક બેચાર અઠવાડીઆં માટે આપ્યા પછીજ આ ધોરણ અમલમાં આવે છે.

### બૃહદ્ ગ્રંથમાળાના ગ્રંથોનું મૂલ્ય તથા ખર્ચ.

આ માળાદ્વારા જે જે મોટા ગ્રંથો નીકળે છે તે પ્રત્યેકના હિસાબનો બને તેટલો ચોક્કસ અડસટ્ટો કેટલાક સમયથી તે તે પુસ્તકમાંજ છપાતો રહે છે. આ હિસાબ એ માળાના પાંચમા પુસ્તક "આર્યભિષક્"થી છપાવો શરૂ થયો હતો.

આર્યભિષક્માં પ્રસિદ્ધ થએલા હિસાબને લગભગ મળતાજ ધોરણથી એ પછીના ગ્રંથોમાં તે તે ગ્રંથનો હિસાબ છપાતો આવેલો હોવાથી તેમજ એ પહેલીવાર છપાયલા હિસાબ સાથે કેટલોક જરૂરી ખુલાસો પણ જોડાયલો હોવાથી રિપોર્ટના વાંચકોની જાણ માટે એ સર્વ હકીકત એજ પુસ્તકમાંથી અહીં આપવામાં આવે છે. (આ હકીકત સં. ૧૯૭૦ ના ચૈત્રમાસમાં લખાયલી છે.)

૧૨૦૬) કુલ ૬૭ ફૉર્મનો ખર્ચ પ્રત ૨૦૦૦ (બે હજાર) બદલ દરેક ફૉર્મ પાછળ નીચે પ્રમાણે રૂ. ૧૮ સાએ.

ાાા કાગળ રીમ ૧ના રૂ. ૭ા તથા બીગાડ બદલ રૂ. ૦ા મળીને.

૬ાા છપાઇ તથા ફોલ્ડીંગ ખર્ચ.

૪) શરૂઆતથી તે પુસ્તક છપાઇ જતાં સુધીની વ્યવસ્થાનો ખર્ચ. જેમકે; સંશોધન, પ્રુફરીડીંગ, જરૂરી ગ્રંથ ખરીદી, વીમો, દેખરેખ ઇત્યાદિ.

૧૮)×૬૭=૧૨૦૬.

૪૦) છબી સંબંધી ખર્ચ તથા ચરિત્ર, અનુક્રમણિકા, પરિશિષ્ટ, શુદ્ધિપત્ર ઇત્યાદિ તૈયાર કરાવવા બાબતનો ખર્ચ.

૪૯) બીગાડ, ભેટ, ઘટ વગેરે બદલ પ્રત ૨૦૦) વધુ છપાવવામાં વપરાયલા કાગળ રીમ ૬ાાા બદલ.

૨૫) ખાતાના ફંડમાં સહાય અર્થે પ્રત ૧૦૦) વધુ છપાવવા ખાતે વપરાયલા કાગળ રીમ ૩ાની કિંમત.

૬૦૦) પૂઠાં સોનેરી તથા અસ્તર પ્રત ૨૩૦૦)નાં.

૭૨) પેકીંગ ખર્ચ પ્રત દીઠ અર્ધા આનાના હિસાબે.

૩૮) સુમારે અર્ધા પુસ્તકો મુંબઇના કાર્યાલય વગેરે તરફ મોકલવાનો રેલ્વેનો તથા લારી ભાડાનો ખર્ચ.

૨૦૩૦)

" ઉપર પ્રમાણે ગણતાં પડતરનો અડસટ્ટો દર પ્રત દીઠ સવાસોળ આના આવ્યો. હવે પુસ્તક વેચાઇ જતાં સુધીની કુલ વ્યવસ્થાનો ખર્ચ તેની છાપેલી કિંમતપર આ પ્રમાણેનો ગણાય છે. બુકસેલર કમીશન બદલ સાડાબાર ટકા; જાહેરખબર બદલ ૧૨ાા ટકા; સર્વ પુસ્તકો એથી પાંચ વર્ષ સુધીમાં ખપી રહે ત્યાંસુધીના વીમાનો, મકાનભાડાનો તથા જાળવણી વગેરેનો અને વેચાણ વ્યવસ્થા બદલનો ખર્ચ મળીને ૧૨ાા ટકા; એ પ્રમાણે કુલ ૩૭ાા ટકા થયા. "

" આ પુસ્તકની કિંમત રૂ. ૧ાા છે તેમાંથી ઉપલા ૩૭ાા ટકા બાદ જતાં ચોખ્ખા ૦ાાાઽ ઉપજવાના ગણાય, તે જોતાં સવા આનાની

દર પ્રતે કસર આવે. તેનો આધાર કરકસર અને મહેનતવડે ઉપલા દરેક ખર્ચોમાં બચાવ કરવા ઉપર રહેલો ગણવામાં આવે છે."

"તુરતમાં ખરીદનાર ઉપર ઉપલા સર્વ ખર્ચો સર્વાંશે ચડાવવાની જરૂર નથી એમ ધારીને તેમને દોઢને બદલે સવા રૂ. માં આ પુસ્તક આપવા ગોઠવણ રાખી છે."

**અન્ય ગૃહસ્થો ધારે તો વધુ સસ્તાપણું લાવી શકે.**

અન્ય ગૃહસ્થો જો ધારે તો આ સંસ્થાના કરતાં પણ સસ્તા મૂલ્યે આવાં ઉપયોગી પુસ્તકો પ્રકટ કરી શકે તેમ હોવાથી તે વિષે એ નિવેદનમાં જણાવાયું હતું કેઃ—

"મકાન ભાડું, પગાર, વગેરેના ખાસ ખર્ચો ઉડાવવા ન પડતાં માત્ર જાતે પહોંચી વળાય તેટલુંજ કામ કરકસરથી, જાત મહેનતથી અને પુરતી કાળજી તથા દેખરેખથી કરી શકનાર અન્ય હરકોઇ સજ્જન જો ધારે તો આવાં પુસ્તકો આ કરતાં પણ કંઇક સસ્તા મૂલ્યે પ્રકટ કરી શકે તેમ છે; અને તે દ્વારા સ્વપ્રયત્ન બદલ તથા નાણાંની રોકાણ-બદલ કેટલોક બદલો મેળવી શકી સ્વાર્થ સાથે પરોપકાર પણ ઠીક સાધી શકે એ સ્પષ્ટજ છે."

"જેઓ આવાં કાર્યો આ સંસ્થાની સંમતિ તથા સહાયતા સાથે આ સંસ્થાના નામ નીચે તેના એજંટના યા તેવા કોઈ સંબંધ-પૂર્વક કરવા ઇચ્છે, તેમનાં પુસ્તકોના વેચાણની તેમજ જાહેર ખબરોની વ્યવસ્થાનું કાર્ય માત્ર સામાન્ય ધોરણપૂર્વક આ સંસ્થા ખુશીથી સ્વીકારશે."

"શ્રીમદ્ ભાગવત ભાષાંતરનું કાર્ય એજ ધોરણથી ઉઠાવી લેનાર રા. ઝવેરભાઇ ઉમેદભાઇ પટેલ નીકળી આવતાં તેમની તે માગણી બહુ આનંદ અને ઉપકાર સાથે સ્વીકારવામાં આવી હતી." ×

× × × × × ×

"ઉપલા પ્રકારે કાર્ય થાય તો ઉત્તમ પુસ્તકો સસ્તાં ફેલાવવાનું

કાર્ય વધુ સરળતાથી, સસ્તાપણાથી અને વધુ પ્રમાણમાં થઇ શકે એ દેખીતુંજ છે; કારણકે પ્રથમ તો અનેક પુસ્તકો છપાવવા ખાતે આ સંસ્થા પાસે નાણાંની જે મોટી સગવડ જોઇએ તેની મુશ્કેલી છે. બીજું એ કે સંસ્થાની રીતે કામ લેવામાં ગમે તેટલી કરકસર કરવા છતાં એકાદ ખાનગી આસામી કરતાં દરેક પ્રકારે બહોળો ખર્ચ કાર્યપર ચડે છે." × × × × ×

**આ સંસ્થાજ વધુ સસ્તાપણું કેમ ન લાવી શકે ?**

" અત્ર કોઈ કોઇ સજ્જનો ઇચ્છશે કે આટલા ખર્ચો પણ ન
" ચડાવતાં માત્ર કાગળ છપાઇ તથા પૂઠાં જેટલી કિંમતેજ પુસ્તકો
" અપાય તો ઠીક. તેમને અમે સૂચવીશું કે એવા ખર્ચો ઉઠાવી લેવા
" તેમણે પોતે તૈયાર થવું, અથવા તો બીજેથી મેળવી પૂરા પાડવા. આવા
" ગુરૂ મહારાજો ઘણાખરાઓ માત્ર વાણીનાંજ વડાં કરી જાણનારા
" હોવાથી તરતજ ફરમાવી દેવાના કે આમ કરીને ને તેમ કરીને
" તેવા ખર્ચો બીજાઓ પાસેથી મેળવી લ્યો ! ! તેમને અમે નમ્ર-
" તાથી એટલુંજ કહીશું કે અમને તે આવડતું નથી, અને તેની
" સાથે તેમના હૃદયમાં હરિફાઇનો કે એવો કંઈક કાંટો આવીને કંઇક
" પણ કાર્ય પ્રદેશમાં પ્રેરાવા તેઓ લલચાય અને તેમનામાં કંઇ પણ
" ખરૂં સત્વ હોય તો જાગી ઉઠે તેટલા માટે એટલું પણ કહી દઇશું
" કે, પોતે આમ કે તેમ કશુંજ કરવા તૈયાર ન છતાં કોઇ માણસ
" બનતી રીતે જે કાંઇ જરાતરા કરતો હોય તેનેજ પોતાના તરંગો
" પ્રમાણે ચાલવાની આજ્ઞા ફરમાવનારા સત્વહીન ગુરૂઘંટાલોનો એક
" પણ શબ્દ કે સલાહ અમારે મન કોડીની કિંમતનાં પણ નથી.
" આના ઉત્તરમાં ગમે તેવા હલકા શબ્દો અમને ભલે પહેરાવવામાં
" આવે, પણ તેમ રીને પણ કાર્યપ્રદેશમાં ઉતારનારૂં ખરૂં સત્વ તેમ-
" નામાં થોડું ઘણું પણ જાગ્રત થશે તો ઇશ્વરનો અમે ઉપકારજ

" માનીશું. અમે તો ઘણુાએ ઇચ્છીએ છીએ વાંચવાની ઇચ્છાનેજ
" કિંમત ગણીને મફત પુસ્તકો પૂરાં પાડનારા ઉદારાત્માઓ ભારત-
" માંથી નીકળે; પરન્તુ તેમ ન થાય ત્યાં સુધી વ્યવસ્થા વગેરેના
" તમામ ખર્ચો પરોપકાર વૃત્તિથી ઉઠાવી લઇને માત્ર કાગળ, છપાઇ
" અને પૂઠાં જોગીજ કિંમતથી ઉત્તમ પુસ્તકો સારા રૂપમાં પ્રકટ કર-
" નારા નીકળી આવે તોપણુ આ ધોરણુ કરતાં પોણી કે અર્ધી
" કિંમતે હિંદની પ્રજાને પુસ્તકો મળી શકે. જ્યાં સુધી તેવા ઉદારાત્માઓ
" નીકળી આવીને ભારતમાતાના પવિત્ર અંકને દીપાવે નહિ ત્યાં સુધી
" ઉપલા ધોરણે કાર્ય કરનારા અધિક સજ્જનો નીકળી આવે તો તે
" પણુ કાંઇ ઓછા સૌભાગ્યની વાત નથી."

સં. ૧૯૬૮ ના ફાગણુ માસમાં નિકળેલા ચરિત્રમાળાના ગ્રંથનાં નિવેદનમાં પણુ આ વિષે ઉલ્લેખ કરાયો હતો કે:—

" આ પુસ્તક કે ખાતા તરફનાં અન્ય પુસ્તકો અને ગ્રંથ-
" માળાઓની કિંમત બાબત એવી વડાઇ લેવાનું આ સંસ્થાને કારણુ,
" સાધન અને ઇચ્છા નથી કે; એ કિંમત માત્ર કાગળ, છપાઇ, અને
" પૂઠાંના ખર્ચ જેટલીજ છે. પગાર, ભાડાં, મુસાફરી, પોસ્ટેજ, સ્ટેશ-
" નરી, ફરનીચર, લાયબ્રેરી, લેખકોને પુસ્તકોથી અથવા દ્રવ્યથી
" અપાતો થોડો ઘણો બદલો, હેન્ડબીલો, જાહેર ખબરો, ઇત્યાદિ
" બાબતો અને વ્યવસ્થા ખાતે કરવો પડતો હજારોનો ખર્ચ પણુ
" કાગળ, છપાઇ અને પૂંઠાના ખર્ચની પેઠેજ પડતરમાં ગણી લેવાની
" આ ખાતાને ફરજ ન પડતી હોય, અને તેવો સર્વ ખર્ચ પરોપકાર-
" દ્રષ્ટિથી હરકોઇ રીતે પરભાર્યો ઉઠાવી લેવાતો હોય; તો કિંમતમાં
" હાલના કરતાં રૂપિયે ચારથી છ આની ઘટાડો સહેલાઇથી થઇ
" શકે એમાં કાંઇજ શક નથી; અને એવી નજીવી કિંમતે ઉપયોગી
" વાંચન લોકોને હમેશાં પુરૂં પાડે, તે પ્રકારની એકાદ સ્થાયી અને

" વિશાળ તેમજ સારાં આર્થિક સાધનોવાળી સંસ્થા ઉભી થવાનો
" માર્ગ સરળ થાય અને તે રસ્તે ઉદાર લોકોની ઉદારતા દોરાય એ
" હેતુથીજ એ બાબતના કામચલાઉ નમુના દાખલ આ ખાતાની
" સ્થાપના અને પ્રવૃત્તિ છે."

" સમય આવે એવા પણ વિદ્વાનો, સમાજસેવકો અને સંસ્થાઓ
" નિકળી આવશે કે જેઓ આવા અને અન્ય વિષયના અનેક ઉત્તમો-
" ત્તમ ગ્રંથ રચી રચાવીને, ખોટ ખમીને પણ આ ખાતા કરતાં
" અર્ધી અને પા કિંમતે અથવા તો વિના મૂલ્યે તે ફેલાવશે; અને
" એ તેમજ અન્ય વિવિધ પ્રકારોદ્વારા મનુષ્યોમાં એવા ઉચ્ચત્તમ
" સંસ્કારો ફેલાવવાને યત્નવાન થશે કે જેની સાથે સરખાવતાં
" હાલનાં આવાં પુસ્તકો અને બીજાં કાર્યો કશા હિસાબમાં રહેશે
" નહિ. કૃપાળુ પ્રભુ એવો સમય સત્વર આપો."

## મૂલ્યના પ્રમાણની તુલના.

આ પ્રમાણે વ્યવસ્થા વગેરેના ખર્ચો મૂલ્યમાં સમાઇ જતા હોવા છતાં પણ આ સંસ્થા તરફથી પુસ્તકોનું જે મૂલ્ય રાખી શકાય છે તેની સાથે અગાઉ અન્ય સ્થળેથી તેજ પુસ્તકોની આગલી આવૃત્તિઓનું જે મૂલ્ય રખાયલું તેની અથવા તો તેજ પુસ્તકોનાં બીજાં ભાષાંતરો અન્યત્ર છપાઇને જે મૂલ્યથી વેચવામાં આવતાં હતાં તેની સરખામણી આ નીચે આપી છે. તે જોવાથી આ સંસ્થા તરફનું મૂલ્ય કેટલું ઓછું તે બાબત સહેલાઇથી સમજી શકાશે.

| પુસ્તકનું નામ. | સંસ્થા તરફનું મૂલ્ય. | બીજે શું મૂલ્ય હતું ? |
|---|---|---|
| શ્રી જ્ઞાનેશ્વરી ભગવદ્ગીતા. | રૂ. ૧—૧૦—૦ | રૂ. ૫—૦—૦ |
| શ્રીમદ્ ભાગવત ભાષાન્તર. | રૂ. ૨—૦—૦ | રૂ. ૪—૮—૦ |
| રાજસ્થાનનો ઇતિહાસ ગ્રંથ ૧ લો. | રૂ. ૨—૮—૦ | રૂ. ૫—૦—૦ |
| આર્યભિષક્. | રૂ. ૧—૮—૦ | રૂ. ૫—૦—૦ |

| | | |
|---|---|---|
| શાન્તિપર્વ. | રૂા. ૨—૮—૦ | રૂા. ૮—૦—૦ |
| શ્રી યોગવાસિષ્ઠ ભાગ ૧ લો. | રૂા. ૩—૦—૦ | રૂા. ૯—૦—૦* |
| શ્રીમદ્ ભગવતી ભાગવત. | રૂા. ૨-૧૨-૦ | રૂા. ૮—૦—૦ |
| શ્રી યોગવાસિષ્ઠ ભાગ ૨ જો. | રૂા. ૩—૦—૦ | રૂા. ૯—૦—૦ |
| શ્રી દાસબોધ. | રૂા. ૧—૪—૦ | રૂા. ૪—૦—૦ |
| | ૨૦—૨—૦ | ૫૭—૮—૦ |

બૃહદ્ગ્રંથમાળાનાં અત્યાર સુધીમાં નીકળી ચૂકેલાં અગીયાર પુસ્તકોમાંથી ઉપલાં નવ પુસ્તકો સંબંધી ઉપલા પ્રકારની હકીકત મળી શકે તેમ હતી તે ઉપર આપવામાં આવી છે. " વિવિધ ગ્રંથમાળા " તથા " ચરિત્રમાળા " દ્વારા નિકળેલાં પુસ્તકોમાંનાં પણ કેટલાંક પુસ્તકો અગાઉ અન્યત્ર પ્રકટ થઇ ચૂકેલાં હોવાથી તેની એવી વિગત આપી શકાય; પરંતુ તેમાં કિફાયતનું પ્રમાણ ઉપલા પ્રમાણ કરતાં પણ વધુ આવે તેમ હોવાથી લંબાણ કરવા જરૂર જોઇ નથી. ઉપલી સરખામણી ઉપરથી જણાઇ રહે છે કે એ પુસ્તકોની બીજે રખાયલી અથવા તો આગલી આવૃત્તિઓ સમયે રખાયલી કિમ્મત સાથે સરખાવતાં આ સંસ્થા તરફની કિમ્મત સોને ઠેકાણે માત્ર પાંત્રીશ રૂા. જેટલીજ છે. તુરતમાં લેનારને અપાતી ખાસ કિફાયત પણ જો ગણવામાં આવે તો એ પ્રમાણ માત્ર ત્રીસ ટકા જેટલુંજ આવી રહે તેમ છે, અને તેમ છતાં પણ ઘણાં ખરાં પુસ્તકોમાં આગલી આવૃત્તિઓ કરતાં થએલા વધારા-સુધારાની બાબત તો બાકીજ રહે છે. આ સર્વ હકીકત અને સરખામણીને પરિણામે આ સંસ્થા તરફની કિંમત માત્ર ત્રીજા ભાગ જેટલીજ કહી શકાય તેમ છે.

* ગુજરાતી પ્રેસે કહાડેલા દરેક ભાગમાં રૂ. ૫) છાપેલા છે, પણ અક્ષરો તેમાં બહુ નાના હોવાથી વેદધર્મસભાનીજ આગલી આવૃત્તિની કિમ્મત અહીં લેવાઇ છે.

આમ છતાં કેટલીક અવળી છુટ મૂકીને સંસ્થાનાં પુસ્તકોની કિંમત અઢીમા ભાગની એટલે કે ચાલીસ ટકા જેટલી ગણવામાં આવે તોપણ હાલમાં જે વર્ષ દિવસે પચીસથી ત્રીસ હજારની કિંમતનાં પુસ્તકો આ સંસ્થા ફેલાવી શકે છે તેમાં દરવર્ષે ચાલીસ હજારની કિંમત જનસમાજને ઓછી ખર્ચવી પડે છે; અને અત્યાર સુધીમાં સંસ્થા તરફથી જે દોઢેક લાખની કિમ્મતનાં પુસ્તકો ફેલાઇ ચૂક્યાં છે તેની કિંમત ઉપલી સરખામણીના હિસાબથી ચાર લાખ રૂ. ની આંકી શકાય, અને તે જોતાં એટલાં પુસ્તકો ખરીદવામાં અઢી લાખ રૂ. જેટલી કિમ્મત જનસમાજને ઓછી ખર્ચવી પડી છે, એમ જરા પણ અતિશયોક્તિ વિના કહી શકાય.

વળી એ તો માત્ર કિમ્મતના ફાયદાનીજ વાત થઇ. સસ્તાપણાને યોગે વાંચનના પ્રચારમાં, પ્રમાણમાં અને વાંચનારાઓની સંખ્યામાં થતા વધારાનો લાભ તો એથી જુદોજ હોઇને એ લાભનું મૂલ્ય તો રૂપીયાના કોઇ પણ આંકડાથી નજ આંકી શકાય.

---

# હિસાબી વિવેચન.

---

**આવક અને ખર્ચ**—સં. ૧૯૬૩ થી ૭૨ સુધીનાં દશ વર્ષના સંસ્થાના વહિવટનો હિસાબ આ રિપોર્ટની છેવટના ભાગમાં જોડાયલો જણાશે અને એ પછીનાં પૃષ્ઠોમાં સંસ્થા તરફથી છપાયલાં પુસ્તકોની સંખ્યા વગેરે દર્શાવનારાં જુદાં જુદાં કોષ્ટકો અપાયલાં જણાશે.

**છપાયલાં પુસ્તકો**—એ કોષ્ટકો તથા હિસાબ ઉપરથી જણાશે કે એ મુદ્દત દરમીયાન કુલ ૮૩ પુસ્તકો સંસ્થા તરફથી પ્રસિદ્ધ થયાં હતાં; એ ૮૩ પુસ્તકોમાંથી ૧૧ પુસ્તકો બેવાર; ૩ પુસ્તકો ત્રણવાર; અને ૨ પુસ્તકો પાંચવાર છપાયાં હતાં. આ હિસાબે આ દશવર્ષમાં મળીને પુસ્તકોની કુલ ૧૦૮ પ્રસિદ્ધિઓ થઇ હતી; અને તે દ્વારા

પુસ્તકોની કુલ પ્રત ૪૩૧૨૫૦ છપાઇ હતી; જેની એકંદર કિંમત રૂ. ૧૮૬૭૨૯–૧૫–૬ જેટલી થાય છે. આ હિસાબે દરેક પ્રસિદ્ધિ અથવા આવૃત્તિની સરાસરી પ્રતસંખ્યા લગભગ ચાર હજારની અને દરેક પ્રતનું સરાસરી મૂલ્ય રૂ. ૦–૭–૦ તથા દરેક પુસ્તકનું સરાસરી કદ ફોર્મ ૨૫ નું–એટલે કે વિવિધ ગ્રંથમાળાના ૪૦૦ પૃષ્ઠના એક પુસ્તક જેટલું આવે છે.

વળી આ ૧૦૮ પ્રસિદ્ધિઓ પૈકી દરેક પ્રસિદ્ધિની અકેકેક પ્રત ( મધ્યમ પ્રકારની ) લઇને તે સર્વે પ્રતના મૂલ્યનો સરવાળો કરવામાં આવે તો રૂ. ૬૮–૬–૦ થાય છે, અને તે સર્વેના કદનો સરવાળો ફોર્મ ૨૭૦૬। જેટલો તથા પૃષ્ઠ સંખ્યાનો સરવાળો ૩૪૩૬૪ પૃષ્ઠનો થાય છે.

બહારનાં વેચવા સ્વીકરાયલાં ૩૬ પુસ્તકોની એકંદરે પ્રત ૧૬૦૦૩ એમાં ઉમેરવામાં આવતાં પુસ્તકોની કુલ જાત ૧૧૯ અને પ્રતોની કુલ સંખ્યા ૪૪૭૨૫૩ની થાય છે.* વિગત માટે જુઓ કોષ્ટક ૬ ઠ્ઠું.

**વેચાયલાં પુસ્તકો**—ઉપલી સંખ્યામાંથી કુલ ૩૮૧૧૩૫ ની સંખ્યાનાં અને રૂ. ૧૫૨૫૩૨–૯–૩ ની કિંમતનાં પુસ્તકોનું વેચાણ ૧૯૭૨ની આખર સુધીમાં થયું હતું, જે હિસાબમાં જમા થયેલું જણાશે.

**પુસ્તકોની શિલક**—ઉપર પ્રમાણે વેચાયલી પ્રત બાદ જતાં ૧૯૭૨ ની આખરે પ્રત ૬૬૧૧૮ કિંમત રૂ. ૩૯૨૭૪–૧૨–૦ ની શિલક રહી હતી. જેની વિગત માટે જુઓ કોષ્ટક ૭ મું તથા દશમું.

**પુસ્તકોના બિગાડ ભેટ વગેરે ખાતું**—આ ખાતે રૂ. ૧૯૦૦ની રકમ સરવૈયામાં જમા લેવાયલી જણાશે. ભેટ બિગાડ ખાતે દરેક પુસ્તકની

---

* વિવિધ અને ચરિત્રમાળાનાં પુસ્તકોની પ્રત સંખ્યાને બદલે અંક સંખ્યા મુજબ આ ગણત્રી કરવામાં આવે તો ઉપલી સંખ્યામાં ૨૫૯૫૫૦ નો ઉમેરો થઇને કુલ સંખ્યા ૭૦૬૮૦૩ જેટલી થાય.

અસો પ્રત પ્રથમથીજ વધુ છપાતી રહે છે, અને તે તે પુસ્તકની આખી આવૃત્તિ વેચાઇ રહેવાને પરિણામે આ વધારાની પ્રતોમાંથી કાંઇ પ્રતો બચી રહી હોય તો તેનું વેચાણ સંસ્થાના ફંડમાં જમા લેવાય છે; પરંતુ દરેક પુસ્તક અથવા આવૃત્તિનો નિકાલ આવવા પૂર્વે તો આવી પ્રતોને અધરજ રાખવી પડે છે. આ પ્રકારની કેટલીક પ્રતો ૧૯૭૨ આખરે શિલકે રહેલી તે પણ હિસાબ તથા પ્રતમેળની અનુકૂળતાને ખાતર ૧૯૭૨ આખરની એકંદર શિલકના ભેગી ગણી લેવામાં આવેલી હોવાથી તેની આશરા પડતી ચોખ્ખી કિંમત હાલ તુરત આ ખાતે જમે કરી લેવામાં આવી છે.

**પુસ્તકો મુફત અથવા ઓછા મૂલ્યે માગનારાઓને વિનતિ**—આ સંસ્થાનાં પુસ્તકો મુફત અથવા ઓછા મૂલ્યે મેળવવાની જે માગણીઓ અત્યાર સુધીમાં આવ્યા કરી છે, તે જોતાં ઉપલી બિગાડ-ભેટ ખાતાની હકીકત વાંચ્યા પછી તેવી માગણીઓ વધુ પ્રમાણમાં નીકળી આવે એમ હોવાથી તે વિષે અત્યારથીજ જણાવવાનું કે નીચેનાં કારણોને લીધે એવી રીતે માગેલાં પુસ્તકો અથવા તો પત્રનો ઉત્તર એમાંનું કશુંજ મોકલી શકાતું નથી, અને એવી માગણીઓ વૃથાજ જાય છે.

૧. તેવી માગણીઓ પુરી પાડવાને માટે જે હજારો રૂા.ની અને (થોડાજ વખતમાં તેવી માગણીઓ એટલી બધી વધી પડે કે) લાખો રૂા.ની સગવડ પણ ઓછી પડે તેમ હોઇને તેવી સગવડ આ સંસ્થા ધરાવતી નથી.

૨. જેમ કોઇ એક ઠાકર મંદિર પ્રત્યે તનથી, મનથી કે ધનથી ઉદાર સહાયવૃત્તિ ધરાવનારાઓને ત્યાં (તેમની સહાયતાના બદલા રૂપે નહિ પરંતુ મંદિર તરફની કૃતજ્ઞતા દર્શાવવા માટે) તે મંદિરનો પુજારી કોઇ કોઇ પર્વ ઉપર નજીવી કિંમતની ઠાકર પ્રસાદી મોકલતો રહે છે, તેને મળતુંજ આ સંસ્થાનું ભેટનું ધોરણ સમજવાનું છે. વળી તેને લગતી વ્યવસ્થા પણ દરેક પુસ્તક બહાર પડ્યું કે તુરતજ થઇ જાય છે.

એ પછી બિગાડ ઘટ ખાતાની જે પ્રતો પ્રેસની ઘટ બાદ જતાં રહેવા પામે તેમાંથી તે પુસ્તકની તમામ પ્રત વેચાઇ રહેથી જો થોડી ઘણી પ્રત બચત નીકળે છે તો તે આગળ જણાવાયું છે તેમ સંસ્થાના ફંડ ખાતે જમા લેવાય છે.

૩. આવી સંસ્થા પુસ્તકોની કિંમતમાં જે કાંઇ સસ્તાપણું લાવી શકે, તે સસ્તાપણાનેજ સંસ્થા તરફની મદદરૂપે સમજવું જોઇએ, અને એ રીતે જે જુજ કિંમત ખર્ચવાની રહે તે રકમ સંસ્થા પાસેથીજ મેળવવાની અઘટિત ઇચ્છા નહિ કરતાં તેવી જુજ સગવડ નીચે જણાવ્યા જેવા અથવા બીજા કોઇ "સ્વાશ્રય"ના ધોરણથીજ પ્રાપ્ત કરવી જોઇએ. ભિક્ષાનું સંન્યાસી ધોરણ તો મહાદેવજીના વિષ-પાન જેવું હોઇને બીજાઓના હક્કમાં તો તે અધોગતિનાજ કારણરૂપ થઇ પડે તેમ છે. ત્યાગમાર્ગને લીધે અથવા તો એક યા બીજા પ્રકારનાં સાર્વજનિક કામોને લઇને બીજાઓને ખાતર "ભિક્ષા" માગવી આવશ્યક અથવા ધર્મરૂપ હોય તેવા સંયોગોમાં પણ ઉપર જણાવેલી વાત તો ધ્યાનમાં રાખવીજ જોઇએ કે આ સંસ્થા તરફનું દાન, સેવા, સહાયતા અથવા જે કાંઇ કહો તે ઉપર જણાવ્યું તેમ તેના તરફનું સસ્તાપણું જ છે. માટે એ સસ્તાપણાની રૂએ જે જુજ ધન ખર્ચવું પડે તે ધનની ભિક્ષા પણ "બાવા નમો નારાયણ, તો કહે તેરેહી ઘર ધામા" એની પેઠે આ સંસ્થા પાસેજ ન માગતાં "ધનની ભિક્ષા ધનવાનો પ્રત્યે જ" માગવાનું રાખવું જોઇએ. અનેક સાધુ–બ્રાહ્મણ ભિક્ષુઓને આપણે કહેતા સાંભળીએ છીએ કે "શેઠ સાબ આટા દાલ તો મિલ ગયા, અબ થોડાસા ઘી મીલ જાવે તો ઠાકોરજીકો ભોગ લગ જાવે" તેમ આ બાબતમાં પણ કહેવું જોઇએ કે "અમુક પુસ્તકોની કિમ્મતમાંથી બે ભાગ તો સસ્તા સાહિત્યની સંસ્થાએ કમી કરી મૂક્યા છે, એક ભાગ ખચવાનો રહ્યો તે જો તમે આપો તો કામ બની જાય."

અમે તો કહેતાજ આવ્યા છીએ કે માત્ર વાંચવાની ઇચ્છાનેજ કિંમત રૂપે ગણીને ગ્રંથેચ્છુઓને સદ્‌ગ્રંથો મળવા જોઇએ; પરંતુ જ્યાં સુધી તેવા ધનવાન ઉદારાત્માઓ પુષ્કળ નીકળી આવે નહિ, અને જ્યાં સુધી ધનવાનોનું એવી ઉત્તમ અને અતિ અગત્યની બાબતો તરફ વિશેષ લક્ષ દોરીને લાખો રૂા. તે ખાતે ખર્ચાવનારા અસામાન્ય લોકસેવકો નીકળી આવીને ફરતી લાયબ્રેરીઓની* કે એવી બીજી લોકહિતાવહ યોજનાઓ વિશાળ પાયા ઉપર જારી કરે કરાવે નહિ, ત્યાંસુધી ગ્રંથેચ્છુઓએ તેમ થવા માટેની શુભેચ્છા અને પ્રભુપ્રાર્થના કરીનેજ સંતોષ માનવાનો છે.

પરંતુ એવી શુભેચ્છા પણ છે તો પરાશ્રયવાળીજ. શ્રેષ્ઠ ઇચ્છા અને પ્રાર્થના તો તેનું જ નામ કે જે "સ્વાશ્રયી" બનવાનો હેતુ અને સાથે પ્રયત્ન પણ ધરાવતી હોય. દરેક મનુષ્યે એવીજ શુભેચ્છા, સુયોગ્યતા અને સુયત્નવાળા બનવું જોઇએ કે જેને પરિણામે તે સદ્‌ગ્રંથ વગેરે જે જે ઉન્નતિદાયક સાધનો જોઇએ તે **માગી ભીખીને નહિ પણ ખરીદ કરીનેજ** મેળવી શકે. અનેકો કહેશે કે "એમ કરવાથી વાંચનની તાત્કાલિક ભૂખ તો નજ ભાગે ને!" ઉત્તર એજ કે બંધુઓ! તમારા દીર્ઘકાલીન પરાશ્રયી સંસ્કારોજ તમારી તન મનની ખરી શક્તિનું ભાન તમને થવા નહિ દેતાં એવા વિચારો કરાવે છે. "પ્રભુમય જીવન" અને એવાં બીજાં અનેક સ્વાશ્રયપ્રેરક પુસ્તકો વાંચવા છતાં પણ એવા દુર્બલ વિચારોમાં તમે પડી રહ્યા હો તો પછી એનો અર્થ એજ કે જેનું નામ "વાંચવું અને વિચારવું" કહી શકાય તેનો યથાર્થ પ્રકાર અને મહિમા તમે જાણી શક્યા કે પાળી શક્યા નથી; અને "બારા બરસ દીલ્લીમાં રહે તબ ભી ભાડભુંજે કે ભાડ-

---

* ફરતી લાયબ્રેરીઓ તેમજ બીજી કેટલીક બાબતોની યોજનાઓ બનતાં સુધી આ રિપોર્ટની સાથેજ સૂચના દાખલ જોડવા ધારણા છે.

ભુંજે" એના જેવુંજ થયું છે. "સ્વાશ્રય" તરફનું વલણ હૃદયમાં જો થોડું સરખું પણ તેના ખરા રૂપમાં પ્રકટે છે તો અગ્નિના નાના સરખા સરખા તણખાની પેઠે તે અધૈર્યના, દુર્બળતાના અને પરાશ્રયના નિર્માલ્ય વિચારોને ઘાસની પેઠે ભસ્મ કરી નાખવાને સમર્થ હોય છે. સ્વાશ્રયના એવા સાચા વલણપૂર્વક વિચારપ્રદેશમાં માત્ર જરા સરખું પણ ઉંડું ઉતરવામાં આવે છે તો પોતાના વર્તમાન સંયોગોમાંથી પણ સ્વાશ્રયને ધોરણે ચાલવાના રસ્તા મળી આવ્યા વિના રહેતાજ નથી. ગ્રંથોની આવશ્યકતા એતો એક નાની જેવી વાત છે, પરંતુ મોટી બાબતોમાં પણ એ "સાચું વલણ" દરેક અંતરાયના માર્ગ અને સાધનોને અંતરમાંથી શોધી કાઢ્યા વિના કે બહારથી ખેંચી લાવ્યા વિના રહેતુંજ નથી. સર્વશક્તિમાન પ્રભુ સર્વત્રની પેઠે પોતાના હૃદયમાં પણ રહેલા હોવા છતાં તે વાતનું ભાન ભૂલી બેઠેલા ઓ પ્રિય માનવ! એ સાચું વલણ હજી એ ન પ્રકટ્યું હોય તો પ્રેરક સદ્ગ્રંથોનો અને તારા કરતાં ઉચ્ચ આચારવિચારવાળા નરદેવોનો સમાગમ ઘડી બે ઘડી પણ નિત્યપ્રતિ નિયમસર અને "એક દરદી પોતાના દરદ સંબંધી ઉપાયો અને આહાર વિહારને લગતું જ્ઞાન જેવી આતુરતાથી મેળવવા ઇચ્છે તેવીજ" આતુરતાથી ધીરજપૂર્વક સેવતો રહે, અને હૃદયને તથા આચારને સુધારતો રહે. ઉચ્ચતાની સાચી વલણ અથવા જિજ્ઞાસા પ્રકટાવવાને માટે એ ઉપાય જેવો તેવો નથી. બીજી વ્યવહારિક બાબતોના જેટલી પણ કાળજી એ ઉપાય ખાતે જો તું રાખી શકશે તો તારા પોતામાં જિજ્ઞાસાનો એ ચિંતામણિ સમાન સાચો તણખો રાખોડીમાં દબાયલો પડયો છે તે તુરતજ ખુલ્લો બની જશે અને "સામાન્ય માનવ" ને બદલે "દેવ માનવ" ની કોટીમાં તું આવી શકીશ. પ્રત્યેક મનુષ્ય માટે આ અને એથીએ ઉંચી અવસ્થાઓ કૃપાળુ પ્રભુએ તૈયારજ રાખેલી છે. માત્ર તેના તરફ વળવું

જોઇએ. "માગો અને મળશે, શોધો અને જડશે, બારણું ઠોકો અને ઉઘડશે." આ મહાલયની અંદર મનુષ્ય પ્રાણી કલ્પી પણ ન શકે એવાં અમાપ અખૂટ અને સર્વવિધ ઐશ્વર્યે ભરેલાં છે; અને તે તમામના ઉપર માલેક તરીકે પ્રિય વાંચનાર ! તારૂં પોતાનુંજ નામ મણિમય અક્ષરે પ્રથમથીજ મુદ્રિત કરી રાખીને તે સર્વ તારે માટેજ અનામત રાખી મૂકવામાં આવ્યું છે. પૃથ્વીપરના દરેકે દરેક પ્રાણી દીઠ આવા એક એકથી અધિક અનેકાનેક મહાલયો સર્વત્ર તૈયાર રાખી મૂકવામાં આવ્યા છે. બસ માગો, શોધો અને દ્વાર ખખડાવો ! તમારીજ વારે વાર ! !

પ્રિય બાલબંધુ ! ( આવી સાચી સાદી અને ઉપકારક વાત ન સમજાય ત્યાં સુધી સો વર્ષનો વૃદ્ધ પણ બાળકજ છે. ) આ સર્વ તમને અશક્ય અને ભારે લાગતું હોઇને "તાત્કાલિક ભૂખ"ની વાતજ જો હજીએ તમારા હૃદયમાં રમી રહી હોય તો સદ્‌ગ્રંથો સંબંધી ભૂખ સત્વર ભાગી શકે એવી એકાદ જુજ બાબતપરજ હાલ વિચાર કરી જોઇએ.

જેને લખતાં વાંચતાં આવડતું હોય એવા એક મનુષ્યને આપણે લઇએ. તે ગમે તેવો ગરીબ હશે તોપણ પોતાનો પાંચ, દશ, વીશ કે વધુ રકમનો માસિક ખર્ચ તો તે નિભાવતોજ હશે. આ ખર્ચમાંથી જો તે રૂપિયે પૈસો બે પૈસાની પણ કસર કરી શકે અથવા તો માત્ર પાન સોપારી કે બીડી તમાકુ જેવી એકાદ દેખીતી નુકસાનકારક અને તુચ્છ વસ્તુને છોડવા જેટલો પણ આત્મસંયમ કરી શકે અથવા તે નહિ તો પછી બીજો કોઇ જુજ પ્રયત્ન કરી શકે તો તેટલાથી પણ ગ્રંથેચ્છા જેવી જુજ બાબતમાં તો તે અવશ્ય સ્વાશ્રયી બની શકેજ. વળી એક મનુષ્ય એવો સ્વાશ્રયી બનવાથી બીજાઓ તેના તરફ માન ધરાવતા થઇને તેની દેખાદેખીથી સુધરે તે લાભ તો જુદોજ.

આ પ્રકારે વર્ષે દહાડે માત્ર એકાદ રૂપિયો બચાવનાર મનુષ્ય પણ જો પોતાના ગામમાં લાયબ્રેરી કહાડવા ધારે તો થોડોક વધુ પ્રયાસ કરવાથી વર્ષે દહાડે રૂપિયો રૂપિયો આપનારા બીજા પણ થોડાક મનુષ્યો તેને મળી આવેજ; અને પછી "ચરોત્તર એજ્યુકેશન સોસાયટી"* અને એવી બીજી પરોપકારી સંસ્થાઓની સહાય પણ તેટલીજ રકમની તે મેળવી શકીને ગામના અનેક મનુષ્યોને દર વર્ષે ૨૫–૩૦ની કિંમતનાં સારાં પુસ્તકો અને માસિકોનું ઉત્તમ વાંચન પુરૂં પાડવા રૂપ અગત્યનું શુભ કાર્ય પણ તે બજાવી શકે.

## કાર્યાલયના ફંડ ખાતું.

સં. ૧૯૭૨ સુધીનાં દશવર્ષમાં આ ખાતામાં કુલ રૂ.૩૦૦૫૯–૧૨–૦ ની રકમ જમા થએલી જણાશે. (જુઓ આ રિપોર્ટના છેવટના ભાગમાં આપેલો આવક–ખર્ચનો હિસાબ તથા સરવૈયું.) એ રકમો નીચલા ત્રણ પ્રકારોદ્વારા જમા થએલી છે.

**૧. સહાયકફંડ**—આ ફંડ ખાતે રૂા. ૩૦૫૨–૧૨–૬ ની રકમ જમા આવેલી જણાશે. એના પેટામાં આવેલી રૂા. ૧૦૩૪–૯–૦ ની સેવક મારફતની રકમની વિગત નીચે પ્રમાણે છે. ૪૦૦) બોરસદના

---

* ચરોતર એજ્યુકેશન સોસાઈટીએ ચાલુ વર્ષથી નવી લાયબ્રેરી કહાડવા માટે જે ગામના લોક રૂ. ૧૫, ભેગા કરી આપે તેમને બીજી તેટલી મદદ પોતા તરફથી આપવાનું રાખ્યું છે. દરવર્ષે એવી દશ લાયબ્રેરીઓને તે મદદ આપશે; અને દરેક લાયબ્રેરીને પાંચ વર્ષ સુધી તેવી મદદ આપશે. એક બીજી સંસ્થા તરફથી પણ ચાલુ વર્ષમાં પાંચ જીલ્લામાં થઇને પચ્ચાસ નવી લાયબ્રેરીઓને મદદ અપાનાર છે. આ વિષે પુરતી માહિતીને અભાવે ચોક્કસપણે લખવા અમે અશક્ત છીએ. માટે ઇચ્છા હોય તેમણે રા. અ. વિ. ઠક્કર. ઠે. સર્વંટસ ઓફ ઇન્ડિયા સોસાયટી–મુંબઇ. એ સ્થળે લખીને માહિતી મેળવવી.

ડા. હરિલાલ મોહનલાલે પોતાના સ્વ૦ બંધુ કરસન મોહનલાલના શ્રેય નિમિત્ત સોંપેલા તે, ૨૦૫ાા~ એક શુભેચ્છક તરફના, રૂ. ૩૭૫) ની કિમ્મતનાં પુસ્તકો તેજ શુભેચ્છક તરફથી સંસ્થાની લાયબ્રેરીમાં અપાયલાં અને રૂ. ૫૦) એકાદશ સ્કંધની પહેલી આવૃત્તિના વ્યવસ્થા ખર્ચમાંથી બચેલા તે.

**બહારની આર્થિક સહાય**—ઉપલી રૂ. ૧૦૩૪-૯-૦ સિવાયની બાકીની રૂ. ૨૦૧૮-૩-૬ની રકમ બહારથી જુદા જુદા માણસો તરફથી મળેલી છે. આ બાબતની નામવાર વિગત ૮ મા કોષ્ટકમાં અપાઇ છે. એ વિગત ઉપરથી જણાશે કે એમાં રૂ. ૧૦૦૦) એકજ ગૃહસ્થના; રૂ. ૫૭૩-૧૫-૦ની રકમ જુદા જુદા છ આસામીઓ તરફની રૂ. ૧૫૦, ૧૦૦, ૧૦૦, ૧૦૩, ૭૦ાા~, ૫૦ ની રકમો મળીને; અને રૂ. ૩૧૮-૧૨-૦ની રકમ જુદા જુદા ૧૯ સજ્જનો તરફથી મળેલી રૂ. ૧૦ થી ૨૫ સુધીની રકમો મળીને; તથા રૂ. ૧૨૫-૮-૬ની રકમ દસથી ઓછી રકમો આપનારા ૪૬ સજ્જનો તરફની મળીને છે.

બહારથી આ સંસ્થાને નાણાં પુષ્કળ મળ્યાં હોવાની કેટલાકો તરફથી ફેલાવાતી વાતોમાં કેટલું સત્ય રહેલું છે તે આ ઉપરથી દરેક જોઇ શકશે. કોઇને પોતાની ૧૯૭૨ સુધીમાં ભરાયલી રકમ ઉપલા કોષ્ટકમાં સમાયલી ન જણાય કે કોઇ બીજી મુદ્દામ ભૂલ જણાય તો તે સત્વર લખી મોકલવા તસ્દી લેવી.

**૨. સામાન્ય એટલે કે ગોઠવણ મુજબની કરકસર**—આ ખાતે રૂ. ૧૬૫૯૪-૧૫-૯ ની રકમ જમા થએલી જણાશે. આ ગોઠવણ વિષેની કેટલીક હકીકત અગાઉ "સંસ્થાના સ્થાયિત્વની ભાવના"વાળા પ્રકરણમાં આવેલી છે. આ રકમના પેટામાં બે પ્રકારની રકમો જમા થએલી જણાશે. પહેલી રકમ રૂ. ૧૨૬૦૪-૩-૯ની છે. ફંડના વધારાને ખાતર વિવિધ તથા ચરિત્રમાળાનાં પુસ્તકોની

કેટલીક પ્રતો તે માળાઓનાં વાર્ષિક ગ્રાહકોની સંખ્યા ઉપરાંત વધારે છપાવી લેવાનું તથા તે વધારાની પ્રતો ઉપર કંપોઝ અથવા બીજા કોઈ પ્રકારનો ખર્ચ ફાળવવાનું નહિ રાખેલું હોવાથી તે પ્રતો માત્ર અર્ધા ખર્ચમાંજ પડી રહીને બાકીની અર્ધી રકમ સંસ્થાના ફંડમાં જમા કરવાનું ધોરણ રાખેલું તેને અનુસરીને ઉપલી રકમ જમા થએલી છે. બીજી રકમ રૂ. ૩૯૮૦–૧૨–૦ ની છે. દરેક પુસ્તકની સો સો પ્રત પ્રથમથીજ વધુ છપાવીને તેના વેચાણની રકમ કરકસર ખાતે જમા લેવી એવું ધોરણ રાખેલું તેને અનુસરીને આ રકમ કુલ ૭૮ જાતનાં પુસ્તકોની પ્રત ૮૧૬૪ ના વેચાણ બદલ જમા આવેલી છે.

દરેક પુસ્તકની સો સો પ્રત ગણતાં ઉપલી પ્રતસંખ્યામાં કેટલોક વધારો હોવાનું કારણ એ છે કે ભેટ બિગાડ વગેરે ખાતાની પ્રતોમાંથી કોઇ કોઇ પુસ્તકની થોડીઘણી પ્રતો છેવટે બચેલી જણાય તેનું વેચાણ પણ આ ખાતામાંજ જમા થતું રહે છે.

ઉપલી બંને રીતિઓ એક પ્રકારની અગાઉથી ગોઠવાયલી કરકસર રૂપ હોવાથી તે સંબંધી રકમોને સંસ્થાના ફંડમાં **સામાન્ય કરકસર** તરીકે જમા લેવામાં આવી છે.

૩. ફંડખાતાના પેટામાં ત્રીજી રૂ. ૧૦૪૧૧–૧૫–૯ ની રકમ **અસામાન્ય કરકસર ખાતે** જમા થયેલી જણાશે. આ રકમ સરવૈયાની છેવટે બચેલી કસરની બનેલી છે. પુસ્તકોની કિંમત પડતર પ્રમાણે રાખવાનું ધોરણ હોવા છતાં આવી કસર કેવી રીતે પડી શકી તે વાત નીચલા બે મુદ્દાઓ ઉપરથી સમજાશે.

**ક.** આગળ જણાવાઇ ચૂક્યું છે તેમ 'વિવિધ ગ્રંથમાળા' ની શરૂઆત કરીને સંસ્થાનો કાર્યપ્રદેશ વધારતી વખતે એવી ગણત્રીથી કામ લેવાયું હતું કે સંસ્થાના સાહિત્યવિષયક તથા વ્યવસ્થાવિષયક

ર્યને માટે બેએક લાયક માણુસોને યોજીને પછી જરૂરી પત્રવ્યવહાર તથા ગ્રંથસંપાદનનું કાર્ય ખાતામાંથી એકાદ માણુસને સાથે રાખીને સેવક પોતાને અનુકૂળ પડતે સ્થળે રહીને બજાવી શકશે; પરંતુ ધારણા-મુજબના મનુષ્યો ધારેલા ખર્ચમાં મળી નહિ આવવાથી ગ્રંથસંપાદન વગેરેની સાથે કાર્યાલયના વહિવટી ઉપરી તરીકેનું કાર્ય પણ જાતેજ કાર્યાલયમાં રહીને બજાવવું પડ્યું હતું, અને તેથી કરીને એ બે માણુસોનો અને બીજો કેટલોક ખર્ચ મળીને માસિક સો રૂપિયાનો ઉગારો સંસ્થાને પડી ગયો હતો. છેલ્લાં ૭ વર્ષમાં થઇને કાંઇ નહિ તો ૭ સાત હજારની રકમ તો એજ કારણથી સંસ્થામાં બચવી જોઇએ.

ख. ઉપર પ્રમાણે થવાથી કરકસરનો બીજો પણ એક અણુ-ધાર્યો પ્રકાર બની આવ્યો હતો. એ પ્રકાર આ છે કે સમીપતાને લીધે વહિવટી બાબતોમાં કેટલીક વધારે દ્રષ્ટિ રહી શકવી અને તેથી કરીને કેટલીક અણુધારી વ્યાજબી કરકસરો બની શકવી. આમાં મુખ્ય બાબત એ હતી કે પુસ્તકો માટેના કાગળોની તથા પુસ્તકો બંધાવવાની ગોઠવણ (સાધારણ રીતે કરવામાં આવે છે તેમ) પ્રેસ સાથેજ ન કરી લેતાં કર-કસરને ખાતર તે બાબત સંસ્થાને હસ્તકજ રાખવામાં આવી હતી. વળી એ (કાગળો વગેરે) વસ્તુઓ અમદાવાદમાંથીજ ખરીદવાનું ન રાખતાં મુંબઇથી અને બની શકે ત્યારે યુરોપથી પણ મેળવવાનું રાખ્યું હતું. મુંબઇથી મગાવવી પડે ત્યારે પણ આ વસ્તુઓ જોઇએ ત્યારે અને જોઇએ તેટલીજ મગાવવાનું તથા કાગળપત્રથી કે દલાલ મારફત મગાવવાનું અથવા તો સાહેબસાઇ વેપારીઓને ત્યાંથી સાહેબસાઈ રીતે મેળવવાનું ન રાખતાં, યોગ્ય પડતા સમયે જાતેજ મુંબઇ જઇ બનતી તપાસ કરીને ઓછા ભપકાવાળા, ઓછા ખર્ચાળ અને થોડા નફાથી ચલાવી શકનારા વેપારીઓ પાસેથીજ તે વસ્તુઓ લોટબંધ, રોકડેથી અને યોગ્ય પડતી રીતે તથા આગળ પાછળ ખરીદી રાખવાનું ધોરણ રહી

શક્યું હતું. સમીપતાને લઇને આ સિવાયની બીજી વ્યવસ્થાઓ અને ખર્ચોમાં પણ કેટલીક શક્ય અને યોગ્ય કરકસર થઇ શકે અને એ સર્વને પરિણામે અત્યાર સુધીના ( જાવક—આવક મળીને ) ત્રણેક લાખના વહિવટમાં માત્ર એકાદ આની જેટલો પણ બચાવ થઇ શકે તો તેથી કરીને સંસ્થાના હકમાં વીશેક હજારની રકમનો બચાવ થઇ જાય એ પણ સ્વાભાવિકજ હતું.

ઉપલા બે મુદ્દાઓને લીધે પચ્ચીસેક હજારની રકમ સંસ્થાના ફંડમાં ખાસ કરકસર નિમિત્તે ઉમેરાવી જોઇતી હતી; છતાં માત્ર દશેક હજારનીજ રકમ જમા પડી શકી તેનાં કારણો આ પ્રમાણે છે.

૧. સસ્તાપણાના મુખ્ય ઉદ્દેશને લઇને કરકસરનો બની શકે તેટલો લાભ કિંમતના ઓછાપણારૂપે વાંચકોને આપવાનું વલણ રહેવું.

૨. દિવસે દિવસે મકાનભાડાં, પગાર, છપામણી વગરે ખર્ચોનું પ્રમાણ વધવું.

૩. સંવત્ ૧૯૭૧ ના વર્ષથી 'વિવિધ ગ્રંથમાળા'માં થયેલી કાગળોની ફેરફારીને લીધે નીચે જણાવ્યા પ્રમાણે દરવર્ષે હજારેક રૂ. નો ખર્ચ વધવો.

રૂ. ૬૦૦, કાગળનાં રીમ ૨૪૦)માં દરેક રીમ રૂ. ૪॥ ને બદલે સાતના ભાવનું વાપરવા બદ્દલનો વધારાનો ખર્ચ.

રૂ. ૩૭૫, સાદાં પૂઠાંમાં તો દોઢ હજાર પૃષ્ઠનો દોઢ રૂ. મટીને બે હજાર પૃષ્ઠના બે રૂપીઆ લવાજમ રખાયું એ સરખા પ્રમાણુથીજ હતું; પરંતુ પાકાં પૂઠાંના વર્ગમાં પ્રથમના જેટલા રૂ. ૩ ના જ લવાજમથી દોઢને બદલે બે હજાર પૃષ્ઠ આપવાનું રાખવાથી અર્ધોઅર્ધ ગ્રાહકોના સંબંધમાં વધારાનાં પાંચસો પૃષ્ઠ-બદલનો કાગળ ખર્ચ રૂ. ૧૭૫) તથા પોસ્ટેજ ખર્ચ રૂ. ૧૫૦) અને બીજો ખર્ચ રૂ. ૫૦ વધવા પામ્યો હતો તેનો સરવાળો.

## હવે પછીનાં વર્ષોમાં કરકસરથી ફંડ વધવું મુશ્કેલ છે.

સંસ્થાના ફંડમાં ઉપર જે જે કરકસર, કામગીરી વગેરે સબબો દ્વારા ઉમેરો થયેલો જણાવ્યો છે તેવી રીતનો ઉમેરો હવે પછીનાં વર્ષોમાં થવાનો સંભવ નથી અથવા ઓછો છે, તેનાં કારણો:—

૧ "વિવિધ ગ્રંથમાળા" માં છેલ્લાં બે વર્ષથી કાગળોની જાતમાં સુધારો કરવાથી ઉપર જણાવ્યું તેમ દરવર્ષે હજારેક રૂપિયાનો ખર્ચ છેલ્લાં બે વર્ષથી વધી ચૂક્યો છે.

૨ મકાનભાડું, નોકર વગેરેની વધતી જતી મોંઘવારી છેલ્લાં થોડાં વર્ષથી વિશેષ પ્રમાણમાં સંસ્થાને લાગુ થઇ ચૂકી છે.

૩ શારીરિક અને મગજની શક્તિ ઘટવાને લીધે હવે સેવકથી પ્રથમના જેટલી સ્ફૂર્તિથી અથવા તો પ્રથમના જેટલો સમય સતતપણે સંસ્થાનું કાર્ય બજાવી શકાતું નથી; એટલુંજ નહિ પણ હવે પછીને-માટે તેને એવો વિચાર રાખવો પડ્યો છે કે સંસ્થાના વહિવટી અંશ-માંથી બીલકુલ દૂર રહેવાય એવી ગોઠવણ કરીને માત્ર ગ્રંથસંપાદનનુંજ કાર્ય બહાર જ્યાં પણ રહેવું હોય ત્યાં રહીને સંસ્થાના એકાદ માણસને સાથે રાખીને જાતે બજાવવું. આમ હોવાને લીધે જાતની સમીપતા, અને શામેલગીરીને લીધે થતી કેટલીક રકસર ઘટવા પામે તથા ખર્ચમાં કેટલોક વધારો થવા પામે એ પણ સ્વાભાવિકજ છે.

૪. લડાઇ મટવા છતાં પણ કાગળોની મોંઘવારી તુરતમાં સઘળી દૂર થવી અશક્ય હોવાથી તે બદ્દલ પણ કદાચ સંસ્થાને કાંઇ ખમવાનું આવે.

આવાં કારણોને લીધે હવે પછીનાં વર્ષોમાં અત્યાર સુધીની પેઠે સંસ્થાના ફંડમાં કરકસર વગેરે દ્વારા કશોજ વધારો ન થઇ શકે અને કદાચ કાંઈ ખોટ પણ આવીને તે બહારની સહાયથી અથવા તો ફંડમાં ખાડો પડવા દઇને નિભાવી લેવી પડે તો તેમાં આશ્ચર્ય નથી.

આવાં સીધાં સાદાં અને અનિવાર્ય કારણોને લીધે વધતા ખર્ચો

કદાચ બીજી રીતે નજ નિવેડી શકાય અને સંસ્થાના ફંડપરજ તેનો બોજો પડયા કરીને કદાચ હાલનું બધુંજ ફંડ તે ખાતે નષ્ટ થઇ જાય તોપણ તેથી કોઇએ હવે પછીના વહીવટ કરનારાઓનો દોષ કહાડવા જેવું નથી. આવી સર્વ સામાન્યને લગતી સંસ્થાઓ તેના મુખ્ય કાર્યવાહકોના ત્યાગ, શ્રમ અને આવડત ઉપર જેમ મુખ્ય આધાર રાખે છે; તેમ જનવર્ગના પોતાના ભૂતવર્તમાન પુણ્ય, પુરૂષાર્થ અને ઉદારતા ઉપર પણ તેના નિભાવ અને ઉન્નતિનો મોટો આધાર સમજવાનો છે. સર્વાધાર સર્વેશ્વર અને તેની સામાન્ય કૃપા તો સર્વત્ર છે છે ને છેજ, પરંતુ પુણ્ય અને પુરૂષાર્થ વિના તેનો લાભ વિશેષરૂપમાં મળી શકતો નથી.

## ફંડ હજી પણ વધારે મોટું થઈ શકત.

ફંડ વધારવાના નીચે જણાવ્યા જેવા કેટલાક પ્રકારો અમલમાં મૂકાયા હોત તો સંસ્થાનું ફંડ અત્યાર સુધીમાં ત્રીસ હજારને બદલે લાખ બે લાખનું થઇ જવામાં પણ નવાઇ ન હતી; પરંતુ તે પ્રકારો ઘણાખરા યોગ્ય લાગ્યા ન હતા અને કેટલાક પ્રકાર સેવકથી બની શકે તેમ ન હતું.

૧. **જાહેરખબર**—પ્રમાણિક વ્યાપારીઓની ઉપકારક જાહેરખબરો થોડા થોડા દરથી અને ખાસ તજવીજથીજ મેળવી શકાતી હોવાથી તે તરફ વિશેષ ધ્યાન આપી શકાયું ન હતું. અમુક તમુક ચમત્કારિક દવાઓ વગેરેની લુંટણીઆ જાહેરખબરો કે જે મોં માગ્યા દરથી મેળવી શકાય છે તે તરફ લક્ષ્ય રખાયું હોત તો આવી સંસ્થામાટે તે સહજ આયાસે અને સારા પ્રમાણમાં મેળવી શકાત; અને સંસ્થાનાં સર્વ પુસ્તકોમાં તે દાખલ કરવાથી કાંઇ નહિ તો પાંચેક હજાર રૂ. તો સંસ્થાના ફંડમાં તેથી ઉમેરાયાજ હોત; પરંતુ તેના પરિણામે આગળ જણાવ્યું છે તેમ વાંચનારાઓના ઘરમાંથી લલચાવનારી દવાઓ પ્ર. ખાતે દશવીશ હજારનું પાણી કરાવવા ઉપરાંત પ્રનિામમાં અનેકોને જે શારીરિક નુકસાન ખમવું પડયું હોત તેના વિચારને લઇને તેવી

જાહેરખબરો શરૂનાં એકાદ બે પુસ્તકો પછી (આપોઆપ અનેક જગાએથી આવવા છતાં પણ) લેવાઇ નથી.

૨. પુસ્તકોની અર્પણપત્રિકાઓ—નફાબરી કિંમતે નિકળતાં સામાન્ય પુસ્તકો પણ શ્રીમાનો વગેરેને અર્પણ કરી તેમની સહાય મેળવવાનું યોગ્ય ગણાતું હોય, તો પછી આવી સંસ્થા તો તે પ્રકારની સહાયને માટે વિશેષજ પાત્ર અને હકદાર હતી. વળી આ ધોરણ વિશેષ શ્રમદાયક પણ ન હતું. આ ધોરણદ્વારા મેળવી શકાનારી સહાયની સરાસરી દરેક પુસ્તક દીઠ સો રૂપૈઆની ગણવામાં આવે તો પણ અત્યાર સુધીમાં તેથી દશેક હજારની રકમ તો સહેલાઇથી ફંડમાં ઉમેરાઇ ચૂકી હોત; અને સંસ્થાની શરૂઆતના સમયમાં પુસ્તકો કહાડવામાં જે આર્થિક અગવડો નડેલી તે પણ આ ધોરણ રખાયું હોત તો ભાગ્યેજ નડી હોત; પરંતુ પૈસાના બદલામાંજ ગ્રંથાર્પણ કરવું એ સેવકને માટે અયોગ્ય લાગવાથી તેવું બની શક્યું નથી.

એક સારી વ્યક્તિનાં વખાણ થવાથી તે પોતે તેમજ બીજા કંઇએક મનુષ્યોને વિશેષ સારાપણા તરફ ઉત્તેજન મળતું હોવાથી ગ્રંથાર્પણનો પ્રકાર ઉપકારક તો ખરોજ; પરંતુ પૂર્ણ નિષ્કામતાથી અમલમાં મૂકાય તોજ.

ઉપલા ધોરણને અનુસરીને બૃહદ્ ગ્રંથમાળાના પાંચમા પુસ્તકથી દરેક મોટા પુસ્તકની બાબતમાં આ પ્રકાર અમલમાં મૂકવો ધાર્યો હતો; પરંતુ થોડાક અનુભવ પછી જણાયું કે એમ નિષ્કામભાવે સારાને સારો કહેવો હોય તેમાં પણ બીજા બદલો લેવા ઇચ્છનારાઓની પેઠેજ પરવાનગી માગવી પડે છે, અને તે પરવાનગી આપવાનો અધિકાર કેટલેક ઠેકાણે ખુદ માલિકને બદલે અધિકારીઓના હાથમાં અને અધિકારીઓની સત્તા તેમના કલાર્કોના હાથમાં રહેલી હોવાથી સકામતા અને નિષ્કામતા વચ્ચેનો ભેદ ભાગ્યેજ સમજાવામાં આવે છે. કેટલોક આવો

અનુભવ થવાથી એ પ્રકારની જે એકાદ બે ગોઠવણો થઇ ચૂકી હતી તે સિવાયનાં બીજાં પુસ્તકો માટે તે પ્રકાર બંધજ રાખવામાં આવ્યો હતો.

અપાયલી અર્પણ પત્રિકાઓની બાબતમાં ચાલુ રૂઢીને લીધે એકએક ઠેકાણેથી અમુક અમુક રકમો આપવા ઇચ્છવામાં આવ્યું હતું, પરંતુ સેવકને-માટે એક પ્રકારના અયોગ્ય ક્રય વિક્રય જેવું તે લાગવાથી તે રકમો-માટે ઉપકાર સહિત ના પાડવામાં આવી હતી. કોઇ કોઇ સ્થળેથી એવી પણ માગણી આવેલી કે અમુકનું બનાવેલું પુસ્તક બહાર પાડવામાં આવે અથવા તો સંસ્થા તરફના પુસ્તકમાં અમુકનું ચિત્ર અને ચરિત્ર જોડવામાં આવે તો સંસ્થાને અમુક રકમ બક્ષિસ આપવામાં આવે; પરંતુ ઉપર જણાવેલા કારણથી અથવા તો પુસ્તક પસંદ ન પડવું કે એવાં બીજાં ઘટિત કારણોથી તેવી ઘણીખરી માગણીઓ સ્વીકારવામાં આવી ન હતી.

ચિત્ર ચરિત્ર વગેરે દાખલ કરાવવાની કામના વિનાજ નીચલાં પુસ્તકો પ્રસિદ્ધ કરવાની સરતે નીચલી રકમો સંસ્થાને આપવાની માગણી થએલી તે, તે તે પુસ્તકો પ્રસિદ્ધ કરવા જેવાંજ હોવાથી આભારની સાથે સ્વીકારવામાં આવી હતી.

૧૦૦૦ મુંબઇથી એક જિજ્ઞાસુ તરફથી "રામતીર્થ"ના પાંચે ભાગની એક પુનરાવૃત્તિ પ્રસિદ્ધ કરવાની સરતે.

૧૦૦ અમદાવાદથી એક જિજ્ઞાસુ તરફથી "મનહરપદ"ની એક આવૃત્તિ છપાવવાની સરતે.

ઉપલી રકમો સંસ્થાના સહાયક ફંડમાં જમા લેવાયલી જણાશે. (જુઓ કોષ્ટક ૯ મું).

કલકત્તા યુનિવર્સિટીમાં અર્થશાસ્ત્રના પ્રોફેસરનો હોદ્દો ધરાવનાર શ્રીયુત મનુભાઇ બી. સુબેદાર, બી. એ. બાર–ઍટ લૉ. તરફથી પઢીયારવાળા સાચા સ્વર્ગની પુનરાવૃત્તિ સ્વલ્પમૂલ્યે પ્રસિદ્ધ કરવાની ભલામણ સાથે તે બાબતમાં ખોટ ખાતે તથા લેખકને બદલો આપવા ખાતે યોગ્ય રકમ

ખમવાની તૈયારી બતાવવામાં આવી હતી; પરંતુ પુસ્તક વિવિધગ્રંથમાળાના વાંચકો માટે ઠીક ઉપયોગી જણાયાથી તેને છુટું નહિ કહાડતાં વિવિધ ગ્રંથમાળાદ્વારા જ પ્રસિદ્ધ કરવામાં આવ્યું હતું; અને તેથી પુસ્તક ખાતે કશીજ ખોટ પ્રો. મનુભાઇને ખમવી પડી નહિ હતી.

૩. **આંકડા બાજી**—આ પ્રકાર માત્ર આંકડા બાજીનો અને તેથી પોલમપોલજ હોવાથી તેનું અવલંબન નહિ કરતાં સરવૈયું કહાડતી વખતે ( ૧૯૭૨ ની આખરે ) શીલીક રહેલાં પુસ્તકોની કિંમત, તેની છાપેલી કિંમતમાં વેચાણ વ્યવસ્થાનો જે ખર્ચ સમાયલો હોય તે ખર્ચ બાદ કરીનેજ ગણવામાં આવી છે; કેમકે પુસ્તક વેચાય નહિ ત્યાંસુધી તે પાછળ જાહેરખબર, ભાડું, પગાર, વીમો વગેરે વ્યવસ્થાઓનો ખર્ચ ચાલુજ રહે છે. વળી કમીશન, પેકીંગ, હિસાબ વગેરેનો ખર્ચ તો છેક પુસ્તક વેચાય ત્યારેજ કરવાનો હોય છે. આ પ્રમાણે છાપેલી કિંમતમાંથી વ્યવસ્થાખર્ચની રકમ બાદ કરવાનાં દેખીતાં કારણો હોવા છતાં તેમ નજ કરવામાં આવે તો તેથી એક કલ્પિત અને તાત્કાલિક લાભ એટલો થાય ખરો કે કાંઇ પણ મહેનતવિના સંસ્થાનું ફંડ હાલના કરતાં બાર તેર હજારનું વધુ દર્શાવી શકાય; પરંતુ એવો મિથ્યા અને ભોળવનારો દેખાવ કરવાની જરૂર ન હતી.

૪. **સંગૃહીત કાગળોનું વેચાણ:**—સંસ્થાનું કાર્ય લડાઇ દરમિયાન પણ કિંમતના ચાલતા આવેલા ધોરણથીજ ચાલુ રહી શકે તેટલા માટે કાગળોની બનતી સગવડ સવેળાથી કરી રખાયાની વાત આગળ આવી ગઇ છે. એ સંગ્રહ થયા પછી છેલ્લાં દોઢ બે વર્ષથી કાગળોના ભાવ એવા વધી ગયા છે કે જે ભાવથી તે વખતની કાગળોની શીલીક વેચી નાખવામાં આવી હોત તો સંસ્થાના ફંડમાં પંદરથી વીશ હજારનો ઉમેરો સહેલાઇથી થઇ શક્યો હોત, અને એવા અગત્યના ઉમેરાને ખાતર જનસમાજ પણ ( લડાઇ મટીને

બાવ દર પડતાં સુધી ) સંસ્થાનું કાર્ય બે વર્ષ મુલ્તવી રાખવામાં વાંધો હોત નહિ; પરંતુ એ પ્રકારથી સંસ્થાના કોષમાં ઉમેરાનારી ગણી ગાંઠી જડ થેલીઓવડે જનસમાજના હકમાં જે કાંઇ લાભ અથવા અસર થઇ શકત તેના કરતાં કાર્ય ચાલુ રહેવાથી એ બે વર્ષમાં પોણો લાખથી એક લાખ જેટલાં રૂડાં પુસ્તકો બહાર પડી શકીને જનવર્ગના ગ્રંથકોષમાં તથા વિચારકોષમાં જે સુંદર ઉમેરો થશે તે અનેકગણો હિતાવહ હોવાથી એ: ઠીકરીઓનો મોહ સ્થાન પામી શકયો ન હતો.

૫. **વ્યવહારકુશળતાની ન્યૂનતા**—સેવકની આ ન્યૂનતા વિષે "આર્થિક અગવડ" વાળા પ્રકરણમાં તેમજ અન્ય પણ અનેક સ્થળે જણાવી ચુકાયલું હોવાથી ટુંકમાં એટલુંજ જણાવવાનું કે ધનિક વર્ગને આકર્ષિત કરે એવી કેટલીક રીતભાત, વાર્ષિક મેળાવડા અને વાચાળતા વગેરે દ્વારા સર્વેશ્વરના બદલામાં એ ધનેશ્વરો* પ્રત્યે જ જો—

**त्वमेव माता च पिता त्वमेव, त्वमेव बंधुश्च सखा त्वमेव।**
**त्वमेव विद्या द्रविणं त्वमेव, त्वमेव सर्वं मम देवदेव ॥१॥**

વગેરે પ્રકારનો મસ્કો લગાડવાનું બની શકયું હોત તો આવા ધર્મકાર્યને માટે લાખેક રૂા. નું ફંડ આટલા વખત સુધીમાં ભગવા ઝુંડાવડે એકત્ર થઇ શકવું અને તેનાવડે મોં માગ્યા ખર્ચો કરીને સંસ્થાની અનેકવિધ જંજાળોથી જાતે મુક્ત રહી શકવું અશકય ન હતું; પરંતુ ઇશ્વરે પ્રકૃતિમાં તેવી કુશળતા અથવા તો તે કુશળતા મેળવવાની રૂચિ મૂકેલી નહિ એટલે શા કામનું ?

---

* ધનનો ખરેખરો ઈશ્વર ( માલીક ) તો તેજ કહેવાય કે જે દાન અને ભોગદ્વારા તેનાપર સ્વામિત્વ ચલાવી શકતો હોય. માત્ર સંગ્રહ અને રક્ષણ કરનાર તો ધનેશ્વર નહિ, પણ "ધનદાસ"જ હોઇને પોતાની હયાતિમાં ધનનો કે ધનની હયાતીમાં પોતાનો નાશ થવાની હાય હાય ખમવાને-માટેજ સુજાયલો એવો દયાપાત્ર ભારવાહકજ છે.

## સેવકનું જાત ખર્ચ.

મંત્રીના અન્ન વસ્ત્રાદિ ખર્ચ નિમિત્ત હિસાબમાં રૂ. ૧૦૭૬—૪—૬ ની રકમ ઉધરેલી જણાશે. સંસ્થાની શરૂમાં એ ખર્ચ નિમિત્ત બહારથી જે રકમો મળેલી તથા હજી પણ કોઇ કોઈ વખત મળતી રહે છે તે ઉપરાંતનીજ એ રકમ છે.

આશ્રમપરિવર્તન પછી યતિધર્માનુસાર અન્નક્ષેત્ર કે એક વા અનેક ઘરની ભિક્ષાનું જે ધોરણ ચાલુ થયેલું હતું તેજ ધોરણ આ કાર્ય હાથ ધરાયા પછી પણ ચાલુ રહી શક્યું હતું; પરંતુ આગળ જતાં કાર્યનું રોકાણ વધવા માંડતાં તે ધોરણ છોડી દેવું પડ્યું હતું. સમયનું બંધન જાળવવાને ખાતર બપોર સુધીનો એવડા બળથી કામ થઇ શકે એવો ઉમદા સમય એ ધોરણને ખાતર વચમાંજ છોડી દેવો પડતો, અને રોજ બે એક કલાક તો ગૃહસ્થોને ત્યાં જવા આવવામાં અને વાતચીત માટે ખોટી થવામાંજ નીકળી જતા હતા, જેથી કામકાજમાં અર્ધો અર્ધ ફરક પડી જતો. આમ હોવાથી છેવટે વીશીમાં જમવાનું રખાયું અને જે ગૃહસ્થવર્ગને ત્યાંની ભિક્ષા લેવાતી તે વર્ગજ વીશી ખર્ચ આપતો. બે એક વર્ષ એ રીતે મુંબઇમાં ગયા પછી ભિક્ષુઓની નાથી-માતા( સર વિઠ્ઠલદાસનાં માતુશ્રી )નો દેહાંત થતાં એમાંની મુખ્ય વ્યક્તિ ગઇ. બીજા થોડા પરિચિત સજ્જનો હતા, પરંતુ તેમને ને તેમનેજ દર વર્ષે મહિના બે મહિનાના વીશી ખર્ચ માટે કહ્યા કરવું એ કેટલાક અનુભવ પછી અયોગ્ય જણાયું. નવા નવાઓ સાથે પરિચય પાડવાની પ્રકૃતિ પણ થોડી, એટલે પછી કાર્યને ખાતર કાર્યની ઉપરજ બોજો નાખવો જરૂરી થઈ પડયો. ખરી રીતે આ અન્ન પણ સંસ્થાનો લાભ લેનારાં હજારો મનુષ્યોના ગૃહનું જ હતું; પરંતુ જેનું કાર્ય કરવું તેનુંજ અન્ન સીદ્ધે સીધું ખાવું, એ પ્રકાર ગૃહસ્થધર્મનેજ વિશેષ બંધબેસતો હોવાથી તથા "યતિ અન્નથી સમાજસેવા કરે,

અને ગૃહસ્થ અન્નવસ્ત્રથી યતિસેવા કરે ” તે પોતપોતાના આશ્રમ-ધર્મનું ધોરણુ જાળવીને કરે તેજ ઉત્તમ હોવાથી સેવકને તો આ માર્ગ મન મારીનેજ સ્વીકારવો પડયો હતો. શરૂનાં વર્ષોમાં વચમાં વચમાં જ્યારે પણુ બહાર ગામ નિકળી પડવાનો સમય મળતો ત્યારે ત્યાં તો બનતાં સુધી માધુકરી વગેરેનુંજ ધોરણુ જારી થતું.

## નુકસાની ખર્ચ.

નુકસાની ખર્ચ ખાતાની રૂ. ૧૭૫૧–૮–૩ ની રકમ પૈકી રૂા. ૨૫૦–૨–૩ ની એક મુખ્ય રકમ ખાતામાં નોકરી રહેલો માણુસ નામે છગનલાલ દલીચંદ ચોરીને નાશી ગયેલો તે બાબતની છે; અને રૂા. ૧૪૭૦–૧૩–૦ની રકમ અમદાવાદના રહીશ ચીમનલાલ પ્રેમચંદ મોદીએ કારતક માગશર કે જ્યારે રોજ સો બસોની રકમ વી. પી. પોસ્ટથી આવ્યા કરે છે, તે સમયમાં રોજ થોડા થોડા માણુસોના મનીઑર્ડર મેળમાં નહિ જમા કરીને ઉચાપત કરી હતી. પાછળથી તપાસણીનો સમય આવતાં આ માણુસ ગૂમ થઇ ગયો હતો. આ માણુસ ખાતામાં ચારેક વર્ષથી નોકરી હોઇને સ્થિતિએ ગરીબ તથા સ્વભાવ અને કામકાજમાં ઠીક હોવા છતાં પાછળથી સટ્ટાના છંદે ચડી જવાથી આ કામ તેણે કર્યું હતું. આ નાણું મળી આવવાનો સંભવ નહિ હોવાથી આ સાથેના હિસાબમાં તે નુકસાની ખાતે માંડી વળાયલાં જણાશે. પોલીસને ખબર આપવામાં આવે, ચોરને તે પકડી લાવે, સાચી વાતોને સાચી ઠરાવવા માટે પણુ અનેકવિધ પ્રપંચ અને હલાકી વેઠવામાં આવે, નાણું તથા સમયનું કેટલુંક “ ખાતર પાછળ દીવેલ ” કરવામાં આવે, અને અવગુણોની સુધારણા સેવાધર્મ તથા શુભ સંસ્કારોના પ્રચારથી કરવાનો ઉદ્દેશ તથા કાર્યમાં સમય અને નાણાંના એવા વ્યયરૂપે કેટલીક ક્ષતિ પહોંચવા દઇને ભગવે લુગડે સરકાર દરબાર ભટકવાનો તથા સજા કરાવવાનો ધર્મ ધારણુ કરવામાં

આવે તથા સખત કેદની સજા કરાવીને તે માણસને જગતમાં વધારે તિરસ્કાર પાત્ર, વધારે નીચ સ્વભાવનો અને વધારે ગુનાહ કરનારો બનાવવામાં આવે તો કોઇ ના પાડનાર ન હતું; પરંતુ સેવકને માટે એટલી હદ સુધીની પ્રવૃત્તિમાં ઉતરી પડવાનું કાર્ય હૃદયવિરૂદ્ધ હતું; વળી નિષ્કામતાથી આ સર્વ પંચાતી પોતાને માથે ઉઠાવી લેનાર કોઇ નીકળી આવે અથવા તો સેવક તેવા કોઇને શોધવા નિકળે એ પણ મુસ્કેલ હતું. સેવા કરનારને કેટલુંક નીચે તો ઉતરવુંજ જોઇએ, પરંતુ દરેક બાબતની પેઠે તેમાં પણ હદ અને હૃદયનો અમલ તો રહેવાનોજ. વળી માત્ર પૈસા જેવી વસ્તુ પાછળજ એટલી પંચાતી વેઠવી તે કરતાં ચાલુ ઉદ્દિષ્ટ કાર્યમાં અને કરકસર તરફજ વિશેષ ધ્યાન આપવું એ સેવકને માટે વધુ સુગમ હતું.

એક બે મિત્રોના સરકાર ચડવાના આગ્રહના ઉત્તરમાં આ વાત પણ જણાવવામાં આવી હતી કે તેમ કરવું જરૂરનુંજ હોય તો તે કાર્ય તેમના જેવા ગૃહસ્થાશ્રમી સજ્જનોને માટે ધર્મવિરૂદ્ધ નહિ હોવાથી ખાતાના ચોપડા વગેરેનો ઉપયોગ કરીને તેઓએ તે સુખેથી બજાવવું; પરંતુ કશુંજ જણાયું ન હતું.

## લેખન-પુરસ્કાર.

આ સાથે જોડેલા હિસાબમાં રૂ. ૨૮૪૯-૧૨-૦ની રકમ આ ખાતે ઉધરેલી જણાશે.

સં. ૧૯૬૭ ની સાલથી "વિવિધ ગ્રંથમાળા" શરૂ કરવામાં આવી ત્યારથી આ ધોરણ શરૂ કરવાની જરૂર જણાઇ હતી. લોકહિતમાટેના આવા પ્રયાસો તરફ સારા લેખકોની નિષ્કામ સહાયવૃત્તિ રહે એ તો રૂડું અને ઇચ્છવા યોગ્યજ હતું; પરંતુ માત્ર તેજ આધાર ઉપર એક નિયમિત યોજના રૂડી રીતે ચાલવી મુશ્કેલ હોવાથી પુરસ્કારની ગોઠવણ પણ આવશ્યક હતી. જે સંસ્થાઓને આવા

પ્રકારના ખર્ચો વ્યાજની કે બીજી સહાયની આવકમાંથી ખર્ચેખાતે લખીવાળીને કરવાના હોય તેમના જેટલું ઉદાર ધોરણ તો આવી સંસ્થાથી રહી શકવું મુસ્કેલજ હતું. આગળ જણાવાયું છે તેમ આ સંસ્થાને તો દરેક ખર્ચ, ઉછીનાં અને વર્ષની શરૂઆતમાં લેવાતા લવાજમનાં નાણાંવડે તથા (ખર્ચખાતે લખી વાળવાને બદલે) પુસ્તકોની કિંમતમાં ચડાવી લઇનેજ કરવાનો હોઇને પુસ્તકોના વેચાણવડે તે નાણાં ભરપાઇ કરવાનાં હતાં; અને તેમ છતાં બને તેટલા સસ્તા મૂલ્યે સદ્ગ્રંથો પુરા પાડવાનો હેતુ સિદ્ધ કરવાનો હતો. જેથી આવા સંયોગોમાં જે લેખકો અથવા અનુવાદકો સારી આવડતવાળા હોવા છતાં માત્ર સંયોગનો અભાવ વગેરે કારણથી બહાર ઓછા આવી શકયા હોય અથવા તો જીવન અને આવશ્યકતાઓની સાદાઇને લઇને કે કાં તો જનસેવાની ભાવનાથી પ્રેરાઇને જેઓ સંસ્થાના યથાશક્ય પુરસ્કારથી ચલવી શકે એવા હોય તેમના તરફ વલણ રહે એ સ્વાભાવિકજ હતું.

જણાવતાં આનંદ થાય છે કે એ ધોરણથી કાર્ય લેવામાં પરિણામ એકંદરે સંતોષકારકજ આવ્યું છે. એમાં અનેક અનુવાદકોનો પરિચય કાર્યદ્વારાજ મેળવવાનો હોવાથી લખાણો ઠીકઠાક કરવા પાછળ સમય અને શ્રમનો વ્યય વખતોવખત અને છૂટથી કરવો પડયો હતો તથા કોઇ કોઇ વખત અનુવાદ અઠીક નીકળતાં તે રદ કરીને પડયું મૂકવા બદલ થોડો ઘણો દ્રવ્યનો પણ વ્યય થતો હતો; પરંતુ આ ધોરણના અવલંબનને લઇને જુદી જુદી વ્યક્તિઓની જુદા જુદા પ્રકારની યોગ્યતા તથા તારતમ્યતાનો જે પરિચય મળતો રહ્યો છે તેથી કરીને દિવસે દિવસે એવા શ્રમદાયક પ્રસંગોમાં ઘટાડોજ થતો રહ્યો છે.

ભાષાંતર અથવા અનુવાદના પુરસ્કાર માટે શરૂઆતમાં દર

ફોર્મે દીઠ—એટલે કે વિવિધ ગ્રંથમાળાનાં સોળ પૃષ્ઠ અથવા બૃહદ્-ગ્રંથમાળાનાં આઠ પૃષ્ઠ દીઠ—રૂા. ૨) નું ધોરણ રાખવામાં આવ્યું હતું. પાછળથી તેમાં યથાસંયોગ વધારો કરીને કાર્યની યોગ્યતા, પ્રકાર અને શ્રમના પ્રમાણમાં તે ધોરણ હાલ રૂા. ત્રણ, ચાર અને પાંચ સુધીનું રાખવામાં આવ્યું છે.

અનેક સજ્જનોએ સ્વતઃ ઇચ્છાનુસાર તૈયાર કરેલા અથવા પસંદ કરેલા લેખ વગેરે પૂર્ણ નિષ્કામભાવે અને કોઇ કોઇએ તો ઉલટી સેંકડોની સહાય આપવાની તત્પરતા સાથે પણ—સંસ્થાને હાથે પ્રસિદ્ધ કરાવવા ઇચ્છેલું; પરંતુ લખાણ જોયા પછી ભાષામાં, ઉપયોગીપણામાં કે બીજી કોઇ બાબતમાં તે ઠીક ન પડવાથી તેમાંના ઘણાખરાઓની નિષ્કામતાનો લાભ લેવામાં આવ્યો ન હતો. આ રીતે જોવા મળેલાં લખાણોમાં કેટલાંક તો હજાર અથવા તેથી વધુ પૃષ્ઠનાં પણ હતાં.

ઉપલા પુરસ્કારને પોતપોતાની જુદી દ્રષ્ટિને લઇને કોઇ હસવા જેવો, કોઇ અધુરો અને કોઈ વધારા પડતો પણ માને તો તેમાં નવાઈ જેવું નથી. એક દ્રષ્ટિથી એમ પણ કહી શકાય કે હરકોઈ કાર્ય પૂર્ણ આવડત અને કાળજીથી કરવામાં આવે તો નાણાંથી તેનો બદલો વળી શકવોજ મુસ્કેલ છે. દેશની દુર્દશા વગેરેની દ્રષ્ટિથી કોઇ મનુષ્ય એમ પણ કહી શકે કે દેશમાંના જ્ઞાન અને ધનની ઓછી શક્તિવાળા તથા છેક અશક્તિવાળા વર્ગો, ચ્હડતા વર્ગોની સેવા જેટલા પ્રમાણમાં અને જેટલા શ્રમ, તાબેદારી તથા ત્યાગપૂર્વક સતતપણે બજાવી રહ્યા છે; તેમને પોતાની તે અખંડ અમાપ સેવાનું ભાન તથા તે કહી બતાવવાની આવડત ન હોય એટલા માટેજ ઉપલા વર્ગોએ ફુલાઇ જઇને પોતાની કિમ્મત હદ બહાર આંકી લેવી યોગ્ય નથી. ચ્હડતા વર્ગોની ચ્હડતી કળા થવામાં અને રક્ષાઇ રહેવામાં તે સેવા એટલી તો મહત્વની છે કે જો તે ન હોય તો ચ્હડતા વર્ગોનાં

સુખ વૈભવ સર્વે ક્યાંય રહી જાઇને કદાચ જીવતા રહેવું પણ તેમને માટે મુશ્કેલ થઇ પડે; માટે એ નીચલા બહોળા વર્ગો પ્રત્યે ચ્હડતા વર્ગો (ધનવાનો અને વિદ્વાનો)ની ઉપર જે અનિવાર્ય નૈતિક અને ધાર્મિક જુવાબદારી રહેલી છે, તે જોતાં એ વર્ગોની ઉન્નતિ અને સેવા પાછળ પોતાની વિદ્વત્તા અને ધનનો ઉપયોગ તેમણે બહુજ છૂટથી અને પૂર્ણ નિષ્કામભાવેજ કરવો જોઇએ.

ત્રીજો કોઇ એમ પણ કહી શકે કે જે દેશની મનુષ્ય દીઠ દૈનિક આવક માત્ર એકાદ બે આના જેટલીજ હોય તે દેશમાં લોકહિતાર્થે કરવાનાં કામો બદલ રોજના દોઢ બે રૂા. જેટલો પુરસ્કાર અપાય તે પણ વધારા પડતો છે; તો ચોથો એમ પણ કહી શકે કે દેશની હાલની સ્થિતિમાં એવી ફરજો સમજનારા અને નિષ્કામતાથી બજાવનારા કોઇકજ મળે તેમ હોવાથી આવડતની એવી સામાન્ય કદર પણ નહિ કરવામાં આવે તો પરિણામે તેથી જનવર્ગના હકમાંજ નુકસાન થશે; માટે આવા પુરસ્કારને વધારે અથવા તો ઓછો પણ ન ગણતાં મધ્યમસરનો અને વ્યાજબીજ ગણવો જોઇએ.

આ પ્રમાણે લેખકો તેમજ બીજાઓ જુદી જુદી દ્રષ્ટિથી જુદા જુદા વિચાર બાંધે એ સ્વાભાવિક હોઇને એ વિષેના વાદવિવાદમાં ઉતરવાની જરૂર નહિ જોતાં સેવકને તો માત્ર એટલુંજ કહેવાનું છે કે, કાર્ય સારૂં થાય તેને ખાતર વહિવટનાં બીજાં અંગો કરતાં આ અંગ પાછળ સંયોગના પ્રમાણમાં કંઇક તણાઇને પણ ખર્ચ કરવા તેણે યત્ન કર્યો છે. આમ છતાં પણ જેમની આર્થિક આવશ્યકતા કે ઇચ્છા વધુ હોય અથવા આવડત અને પ્રતિષ્ઠાના યોગથી જેઓ વિશેષ મહેનતાણું મેળવી શકતા હોઇને આગળ જણાવ્યું તેમ જનસેવાની ભાવનાથી પણ જેઓ સંસ્થા તરફના પુરસ્કારથી ચલવી લેવાની સગવડ ન ધરાવતા હોય તેઓ પાસે કામ લેવા ન બન્યું હોય એ તો સ્વા-

ભાવિકજ છે. કોઇ કોઇ તરફથી આ કારણને લીધે કેટલીક ધમકી, ભ્રમાવનારી સરખામણી, નિંદા, કટાક્ષ, જોડકણાં વગેરેના પ્રયોગ પણ થયા છે.

# આભાર–ધન્યવાદ.

સત્તા સ્ફૂર્તિ વિના જેની, કાર્ય કાંઇ બને નહિ;
આભાર તેહ સ્વામીનો, સદા સર્વત્ર વર્તતો.
ધન્ય ઇશિકૃપાભાગી, સુભાગી જનવર્ગને;
ધન્ય તે સહાયદાતાઓ, મને, વાચે, તને, ધને.

જે પરમાત્માદેવની સત્તા સ્ફૂર્તિવિના આ કાર્ય–કારણમય જગતનો ભાસ કે કલ્પના પણ હોઇ શકે નહિ, તો પછી જગતમાંના એક તુચ્છ અંશરૂપ આ સંસ્થા અને તેનું કાર્ય તો થઇજ ક્યાંથી શકે? માટે પ્રત્યેક વસ્તુસ્થિતિની પેઠે આ સંસ્થા અને તેનાદ્વારા બજાવાયલા કાર્યની બાબતમાં પણ ખરી રીતે તો તે મહાન સર્વેશ્વરનોજ આભાર માનવાનો છે.

પરમાત્માના કૃપાભાજન પાઠક વર્ગને પણ ધન્યવાદ છે કે જેમના સુભાગ્યબળથી તેમના હિતની આ યોજના ઉભી થઇ આવી, અને સેવકના તન મનને તેમાં યત્કિંચિત્ નિમિત્ત બનવાનો તથા સહાયકોને સહાયભૂત બનાવવાનો શુભ અવસર મળ્યો.

તે ઉદારાત્માઓને પણ ધન્યવાદ છે કે આવા આડંબરવશ જમાનામાં એક મૂગી સાદી સંસ્થાના સેવાકાર્યમાં મન, વાણી, શરીર કે ધનવડે જેઓ થોડો અથવા વધારે યોગ આપી શક્યા છે.

# લેખકો.

આ સંસ્થાદ્વારા પ્રસિદ્ધ થયેલાં તમામ પુસ્તકોના લેખકો, ભાષાંતરકર્ત્તાઓ તેમજ અનુવાદકો કે જેમનાં નામ ગ્રંથોના કોષ્ટકોમાં અપાયલાં છે, તેઓ સર્વને પણ અત્ર પ્રેમપૂર્વક ધન્યવાદ આપવામાં આવે છે.

નીચે જણાવેલા સજ્જનોએ નીચે જણાવેલાં પુસ્તકો પૂર્ણ આર્થિક નિષ્કામતાથી તૈયાર કરી આપીને સંસ્થાના કાર્યમાં જે સવિશેષ સહાનુભૂતિ દર્શાવી છે, તેનું પણ અત્ર સાભાર સ્મરણ કરવામાં આવે છે.

| પુસ્તકનું નામ. | લેખક અથવા ભાષાંતર કે અનુવાદ કરનાર. |
|---|---|
| શ્રીમદ્ ભગવદ્ ગીતાનું સરલ ભાષાંતર. | શ્રીયુત પ્રાણજીવનદાસ ઉદ્ધવજી. |
| બાળકોની વાતો.<br>નવા યુગની વાતો—ભાગ ૧ લો તથા ૨ જો.<br>ના. શહેનશાહ અને શહેનશાહબાનુ. | વૈદ્ય અમૃતલાલ સુંદરજી પઢિયાર. |
| સ્વામી વિવેકાનંદનાં પત્રો. | શ્રીયુત મોહનલાલ દલીચંદ દેશાઇ, બી. એ, એલ. એલ. બી. |
| સ્વામી રામતીર્થના સદુપદેશ ભાગ ૫ મો. | ,, માધુભાઇ બાબારાવ દિવેટીઆ. |
| સ્વામી રામતીર્થના સદુપદેશ ભાગ ૭ મો. | ,, ચંદુલાલ છોટાલાલ શાહ. |

| | | |
|---|---|---|
| બુકર ટી. વૉશિંગ્ટન | ,, | ગોવર્ધનદાસ કહાનદાસ અમીન. |
| ટુંકી વાર્તાઓ ભાગ ૪ થો. | ,, | પુરૂષોત્તમદાસ મથુરાદાસ પરીખ. |
| જોન ઑફ આર્ક. | ,, | હાસમ હીરજી ચારણીયા. |
| મહાન શીખ ગુરૂઓ ( કેટલોક ભાગ. ) | ,, | ચુનીલાલ રામચંદ્ર સેલત. |

સંસ્થા તરફનો યથાશક્ય પુરસ્કાર સ્વીકારીને લેખન—અનુવાદનનું કાર્ય બજાવનારા સજ્જનો વિષે પણ જણાવવાનું કેઃ—તેઓમાં કંઇ એક તો એવા છે કે જેઓ આ સંસ્થા તરફના વિશેષ પ્રચાર અને સસ્તાપણાને લઇને મુખ્યત્વે પરોપકારવૃત્તિથી પ્રેરાઇનેજ ગ્રંથલેખનનું અથવા અનુવાદનનું કાર્ય બજાવતા હોય છે, અને જો કોઇ વેપારી નફો કમાવાને ખાતર તેવું કાર્ય તેમને સોંપે તો આવા પુરસ્કારથી તેઓ કદિ પણ સ્વીકારે નહિ. વળી કોઇ કોઇ અનુવાદકો એમાં એવા પણ છે કે આવું લોકસેવાનું કાર્ય વિનાપુરસ્કારે કરવાની ઇચ્છા છતાં માત્ર દેશવ્યાપી વિલક્ષણ સ્થિતને લીધે કે એવાં બીજાં અનિવાર્ય કારણોને લીધેજ તેમને તે સ્વીકારવો પડે છે. કંઇ એક સજ્જનો એ પ્રકારનો પુરસ્કાર લઇને પણ સ્વરૂચિના હરકોઇ શુભ કાર્યમાંજ તેનો સદુપયોગ કરી દેતા હોય છે. આવા આવા લેખકો વિષે ફોડ પાડીને લખવું મુશ્કેલ હોવાથી વાચકવર્ગ પ્રત્યે એજ ભલામણ છે કે પ્રત્યેક લેખક સજ્જન માટે તેમણે ધન્યવાદ અને સદ્‌ભાવનીજ લાગણી રાખવી.

લેખક વર્ગમાંથી એક બે નામો માટે કંઇક વિશેષ ઉલ્લેખ કરતાં જણાવવું જોઇએ કે **શ્રીયુત્ શિવપ્રસાદ દલપતરામ પંડિત** કે જેઓ જીવનચરિત્રોના ખાસ અભ્યાસી અને વખાણનાર છે, તેમણે

"ચરિત્રમાળા" માટે પોતાથી બનતાં ચરિત્રો તૈયાર કરી આપવાની તત્પરતા દર્શાવવાથી અને ઉપરાઉપરી "ભારતનાં સ્ત્રી રત્નો"ના બે ભાગ સત્વર પુરા પાડવાથીજ 'ચરિત્રમાળા' સત્વર શરૂ થઇ શકી હતી. વર્તમાન ગુજરાતી લેખકોમાં સરળ અને નિર્લોભી બ્રાહ્મણસ્વભાવવાળા તથા લોકહિતની લાગણી ધરાવનારા જે થોડાક સાહિત્યસેવકો મળી શકે તેમ છે તેમાંના તેઓ એક છે. બહારગામની દેશીરાજ્યની નોકરીની રોકાણ વચ્ચે આ પ્રકારનું કાર્ય બજાવવા ઉપરાંત જીવનચરિત્રો વિષેની સલાહ મસલતમાં પણ તેઓ ઉપયોગી થતા આવ્યા છે. હિંદની કોઈ પણ ભાષામાં હજી સુધી નીકળ્યો નથી એવો આ દેશની પ્રાચીન, ઐતિહાસિક અને વર્તમાન યુગની ઉત્તમ સ્ત્રીઓનાં ૪૩૬ ચરિત્રોનો એકત્ર અને વિશાળ સંગ્રહ આ સંસ્થા બહાર પાડી શકી તે તેમનાજ ઉત્સાહને આભારી છે.

એ સિવાય પણ અનેક ચરિત્રો તેઓએ તૈયાર કર્યાં છે; તથા કર્યે જાય છે. જે સર્વ પૈકી કથાગુચ્છ, ડૉ. આનંદીબાઇ જોશી, ભારતના સંત પુરૂષો ભા. ૧ લો, દેવી અઘોર કામિની એ પુસ્તકો આ સંસ્થા તરફથી નીકળ્યાં છે; અને મૈત્રેયી, ઇશ્વિરચંદ્ર વિદ્યાસાગર વગેરે પુસ્તકો તેમના પોતાના તરફથી બહાર પડેલાં છે.

આ સંસ્થાદ્વારા નીકળેલાં પુસ્તકો પૈકી નીચલાં પુસ્તકોનું ભાષાન્તર અથવા અનુવાદ **શ્રીયુત રત્નસિંહ દીપસિંહ પરમારના** હાથનાં છે.

શ્રી જ્ઞાનેશ્વરી ભગવદ્‌ગીતા, રાજસ્થાનનો ઇતિહાસ ભા. ૧ લો, લઘુલેખ સંગ્રહ ભા. ૨ જો ( કેટલોક ભાગ ), દાસબોધ, નવલકથા સંગ્રહ ભા. ૧ લો, દુઃખમાં વિદ્યાભ્યાસ, ટુંકી વાર્તાઓ ભા.૧ લો, ભારતના મહાન પુરૂષો ભાગ ૧ લો ( કેટલોક ભાગ), જગવિખ્યાત પુરૂષો ભા. ૧ લો તથા ૨ જો (મોટો ભાગ), જગવિ-

ખ્યાત પુરૂષો ભા. ૩ જો, આ સિવાય રાજસ્થાનનો બીજો ભાગ પણ એજ અનુવાદકને હાથે તૈયાર થઇ ચૂકેલો હોઇને આવતા વર્ષમાં તે બહાર પડવા સંભવ છે.

## ફરી છપાવવાની રજા આપનારાઓ.

પુસ્તકોની વિગતનાં જે કોઠકો આ રિપોર્ટની છેવટે આપેલાં છે, તેમાંનાં નીચલાં પુસ્તકો અગાઉ છપાયલાં હોઇને તેની પુનરાવૃત્તિઓ છપાવવાની રજા નીચે જણાવેલા સજ્જનો તરફથી પૂર્ણ નિષ્કામતાપૂર્વક આપવામાં આવેલી હોવાથી તેઓનો પણ સપ્રેમ આભાર માનવામાં આવે છે.

| પુસ્તકનાં નામ. | રજા આપનારનાં નામ. |
|---|---|
| દશમસ્કંધ (ભાષાંતર). ભાગવત. ,, યોગવસિષ્ઠ. ,, ભગવતી ભાગવત. ,, વૈરાગ્ય મુમુક્ષુ પ્રકરણ ,, | વેદધર્મસભા–મુંબઇ તરફથી પ્રમુખઃ શ્રીયુત ભાઇશંકર નાનાભાઇ, સોલીસીટર જે. પી. ઉપપ્રમુખઃ શ્રીયુત વિશ્વનાથ પી. વૈદ્ય, બી. એ. બેરીસ્ટર એટ-લૉ. |
| આર્યભિષક્. | સ્વ. શ્રીયુત શંકર દાજી શાસ્ત્રી પદે તરફથી રામકૃષ્ણ દાજી જોશીપદે. |
| શાંતિપર્વ. | સ્વ. મણિશંકર મહાનંદ ભટ્ટ તરફથી શ્રીયુત ભાઇશંકર નાનાભાઇ. |
| એકાદશસ્કંધ. | સ્વ. ઇચ્છારામ સૂ. દેશાઇ. |
| સદ્ગુણી બાળકો. આર્યધર્મનીતિ. થીયોડર પારકર. (ચરિત્ર) જોનસન (ચરિત્ર) | સ્વ. નારાયણ હેમચંદ્ર, વનમાળી વિઠ્ઠલ. |

| | |
|---|---|
| બાળસદ્બોધ. | શ્રીયુત ગોપાલજી ઉદ્ધવજી. |
| ભજન સાગર. | શ્રીયુત જાદવજી મહારાજ તથા અમૃતલાલ સુંદરજી પઢીયાર. |
| અબળાહિતદર્પણ. | શ્રીયુત કરસનદાસ જ. ચિતલિયા. |
| લઘુલેખસંગ્રહ—ભાગ ૧ લો. | શ્રીયુત મણીલાલ નથ્થુભાઇ દોશી. |
| સંસારમાં સુખ ક્યાં છે ? | ,, વાડીલાલ મો. શાહ. |
| યોગિની. | ,, રામમોહનરાય જસવંતરાય. |
| વીર દુર્ગાદાસ. | ,, વિઠ્ઠલદાસ ધનજીભાઇ પટેલ. |
| છોટાલાલ પદબોધિની. | સ્વ. છોટાલાલ સેવકરામના પુત્રો. |
| વૈરાગ્યબોધકાવ્ય. | શ્રીયુત હરગોવિંદદાસ દ્વા. કાંટાવાળા. |
| ગીતાનું પદ્યાત્મક ભાષાન્તર. | ,, હરિલાલ નૃસિંહરામ વ્યાસ. |
| સામાજિક સેવાના સન્માર્ગ. | ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી. |
| સાચું સ્વર્ગ. | શ્રીયુત મણીલાલ બી. સુબેદાર, બી. એ. બારીસ્ટર એટ-લૉ. (રા. પઢીયાર પાસેથી પોતાના ખર્ચે રજા મેળવનાર.) |
| આરોગ્ય વિષે સામાન્ય જ્ઞાન. | શ્રીયુત મોહનલાલ કરમચંદ ગાંધી. |
| સોક્રેટીસ ચરિત્ર. | ગણપતરામ વેણીલાલ ઓઝા તરફથી નાનાલાલ જયંતીલાલ ઓઝા. |
| રાનડે (ભારતના મહાન પુરૂષો ભાગ ૨ ના પેટામાં.) | ,, મગનલાલ માણેકલાલ ઝવેરી. |

ઉપલી નામાવળીમાં જે ચાર મોટા ગ્રંથોની પુનરાવૃત્તિઓ છપાવવાની પરવાનગી "વેદધર્મસભા" તરફથી મળેલી જણાવવામાં આવી છે, તે બદલ તે સભાના સભ્યોનો આભાર માનતાં યોગવાસિષ્ઠ મહારામાયણના નિવેદનમાં તે સભાના સ્થાપકવિષે કરાયલો ઉલ્લેખ અત્ર પણ ઉતારવાની રજા લઇશું કે:—

"આ ગ્રંથનું ગુજરાતી ભાષાન્તર સર્વથી પ્રથમ તૈયાર કરા-
" વવાનું માન મુંબઇ 'વેદધર્મસભા'ના અગ્રણી સ્વર્ગસ્થ દેશ-
" પ્રસિદ્ધ વૈદરાજ પ્રભુરામ જીવનરામ એમણે પ્રાપ્ત કર્યું છે. આ
" ગ્રંથ ઉપરાંત શ્રીમદ્ ભાગવત તથા ભગવતી ભાગવત જેવા
" અતિ વિસ્તૃત ગ્રંથોનાં ભાષાંતરો કરાવીને તથા છપાવીને ગુર્જર
" પાઠક વર્ગપર તેમણે જે મહદ્ ઉપકાર કર્યો છે તે, તે સમયના
" સંયોગોની કલ્પના કરનાર સહજમાં સમજી શકે તેમ છે. તેમનો
" એ ઉપકાર ગુર્જર સાહિત્યના ઇતિહાસમાં ચિરસ્મરણીય રહેશે."

" વેદધર્મસભા તરફથી આવા ગ્રંથોની પુનરાવૃત્તિઓ કઢા-
" ડવાનું લાંબા સમયથી બંધ પડવા છતાં એ સભાના સંબંધમાં
" આ વાત મુબારકબાદી આપવા યોગ્ય છે કે, જે લોકહિતની
" વૃત્તિથી એ સભાએ શ્રીમદ્ ભાગવત, ભગવતી ભાગવત, યોગ-
" વાસિષ્ઠ ઇત્યાદિ મહાન ગ્રંથોનાં ભાષાન્તર કરાવી છપાવ્યાં હતાં
" તેનો ઉપયોગ પણ છેવટે તેવા હેતુવાળી એક સેવક સંસ્થાને
" હાથેજ થાય છે; અને વળી પ્રથમ કરતાં માત્ર ત્રીજા ભાગ-
" નાજ મૂલ્યે તેની પુનરાવૃત્તિઓ નીકળીને જનસમાજના હકમાં
" વધુ ઉપકારક થાય છે."

## આર્થિક સહાય આપનારાઓ.+

અત્યાર સુધીમાં આ સંસ્થાને બહારથી બક્ષીસરૂપે મળેલી રૂા.

---

+ આ સહાયની નામવાર વિગત આઠમા કોષ્ઠકમાં અપાયલી જણાશે.

૨૦૧૮–૩–૬ ની સહાયમાંથી હિસાબી પ્રકરણમાં જણાવ્યા પ્રમાણે ખાસ શર્ત* સાથે મળેલી રૂા. ૧૦૦૦ અને ૧૦૦ વાળી બે રકમો બાદ કરતાં બાકીના રૂા. ૯૧૮–૩–૬ ની રકમો વગર શર્તે મળી છે.

સંસ્થાએ બજાવેલા કાર્ય તેમજ દશ વર્ષ જેટલી લાંબી મુદ્દત તરફ જોતાં ઉપલી સહાયતા નજીવીજ જણાશે; પરંતુ તેનું મુખ્ય કારણ આગળ જણાવાઇ ચૂક્યું છે તેમ સેવકની પ્રકૃતિ અને તે પ્રકૃતિને અનુસરતું કાર્યનું ધોરણજ છે. એ ધોરણ "વિશેષ સહાય શોધ્યા કરવાને બદલે પ્રાપ્ત સંયોગોનેજ બને તેટલા વધુ કાર્યસાધક બનાવવા" નું હતું. આર્થિક સહાય વધુ હોય તો કાર્યસંબંધી અગવડો અને શ્રમ ઓછાં ભોગવવાં પડે એ તો ખુલ્લુંજ હતું; પરંતુ સહાય શોધવા પાછળ ખાસ સમય આપવાનું બની શકે તેમ હોય તોપણ જ્યાં સુધી કાર્યનું, અગવડોનું તથા આવશ્યકતાનું વર્ણન ધનિક જનોનું ચિત્ત આકર્ષાય એવી યુક્તિ, પ્રયુક્તિ, અતિશયોક્તિ અને ખુશામતપૂર્વક કરી બતાવવામાં આવે નહિ; તથા કેટલોક બાહ્યાચાર, પુસ્તકોની પસંદગી અને અર્પણપત્રિકા વગેરે બાબતો હૃદય વેચીને પણ ધનપતિઓને ગમી જાય તેવી રીતે કરવામાં આવે નહિ; ત્યાં સુધી ગમે તેવા પરોપકારી ધનિકની પણ ઉદારતા ખેંચી શકાવી મુશ્કેલ હતી. કહેવાની મતલબ એવી નથી કે પરોપકારી કામોમાટે મદદ માગનારા સર્વ કોઇને એમજ કરવું પડે છે. પોતાની પ્રતિષ્ઠા અથવા ધનિકતા વગેરેના કારણુથી અનેક સજ્જનો વાત વાતમાં લાખોનાં ફંડ ભરાવી શકે છે; પરંતુ એક સામાન્ય ભિક્ષુનેમાટે તો માત્ર સાદા સીધા કથન સૂચનથીજ આવી બાબતમાં યોગ્ય સફળતા મળવી મુશ્કેલ હતી.

થોડી ઘણી જે કાંઈ આર્થિક સહાય બહારથી મળેલી છે; તે

* આ શર્તો વિષે "હિસાબી હકીકત"ના પ્રકરણમાં લખાઈ ચૂક્યું હોઇને તે શર્તો તેજ અરસામાં બજાવાઇ ચૂકી છે.

પણુ " માગ્યા વિના મા પણુ ન પીરસે " એ કહેવતને થોડું ઘણું ન અનુસરાયું હોત તો ભાગ્યેજ મળી હોત. અન્યત્ર જણાવ્યું છે તેમ વિવિધ ગ્રંથમાળાના પ્રથમ વર્ષનો ટોટો પુરવાના સંબંધમાં આવશ્યકતા દર્શાવાઇ તે પછીજ આ પ્રકારની સહાય મળવી જારી થઇ હતી.

આ પ્રમાણે આ પ્રકારની સહાય બહુ થોડી અને થોડાઓ તરફથીજ મળેલી હોવા છતાં, અંતરની જે સાચી લાગણીપૂર્વક તે અપાઇ છે તેને લીધે તેને અનેકગણી માનીને, તે તે નાની અથવા મોટી રકમ મોકલનારા પ્રત્યેક સજ્જનનો સંસ્થા તરફથી અત્ર સપ્રેમ આભાર માનવામાં આવે છે.

## નાણાં ઉછીનાં આપનારાઓ.

દશવર્ષના વહીવટ દરમીયાન સંસ્થા તરફથી પોણાબે લાખથી વધુની કિંમતનાં પુસ્તકો છપાવી તૈયાર કરાવવામાં આવ્યાં, તેટલા કાર્યમાટે જોઇતી નાણાંની બહોળી સગવડ પુરી પાડવામાં મુખ્ય ભાગ તો ( વિવિધ અને ચરિત્રમાળાના) વાર્ષિક લવાજમની જે આઠદશ હજારની સામટી રકમ દરેક વર્ષની શરૂઆતમાં ભેગી થયા કરતી તે રકમોએજ બજાવ્યો હતો; કેમકે દરેક વર્ષ પુરૂં થઇ એ રકમ ખર્ચાઇ રહે તે દરમીયાન વચગાળાના સમયમાં તેનો સારો જેવો ભાગ મોટાં પુસ્તકોના કામમાં છૂટથી કામ આવ્યા કરતો હતો.

નાણાંની રકમની દ્રષ્ટિએ જોતાં ઉપલી સગવડનો દરજ્જો પહેલો હોઇને તે કરતાં ઉતરતા દરજ્જાની સગવડ, સંસ્થાના ધીમે ધીમે તોપણ મક્કમપણે વધતા ચાલેલા " કરકસર ફંડ "વડે મળ્યા કરી હતી; તથા ત્રીજા દરજ્જાની સગવડ—બહારથી મેળવાયલી ઉછીની રકમોવડે અને ચોથા દરજ્જાની સગવડ 'સહાયક ફંડ' યાને સંસ્થાને બક્ષીસ અપાયલી રકમોથી મળી શકી હતી.

ઉપલી સર્વે સગવડોની મદદથીજ બૃહદ્ગ્રંથમાળાના મોટા મોટ

ગ્રંથો ઉપરાઉપરી બહાર પડી શકયા હતા; તથા સંસ્થાનો ઉપર જણાવ્યા જેટલો વહીવટ ચાલી શકયો હતો. કરકસરને ખાતર આગળ પાછળ કાગળોનો થોલ પડતો સામટો જથ્થો લેવાતો રહેવાનું તથા લડાઇની શરૂઆતમાં કાગળોનો ત્રણેક વર્ષ ચાલે તેટલો મોટો જથ્થો સંગ્રહ કરી લેવાનું પણ ઉપલી સર્વ સગવડોને લીધેજ બની શક્યું હતું.

સંસ્થાના કામકાજને માટે અત્યાર સુધીમાં વખતો વખત જે જે રકમો, જે જે કારણસર અને જે જે સજ્જનોની પાસેથી ઉછી દાખલ મેળવવામાં આવી હતી; તથા તે દરેક રકમ જેટલી મુદ્દત સંસ્થા પાસે રહેલી હોઇને તે બદ્દલ તેના આપનાર ગૃહસ્થને વ્યાજની જેટલી નુકસાની વેઠવી પડેલી ગણી શકાય, તેની વિગત નવમા કોષ્ટકમાં અપાયલી જણાશે.

એ કોષ્ટક ઉપરથી જણાશે કે સંસ્થાને એવી રીતે ઉછીની રકમો આપનારા સજ્જનોની સંખ્યા સોળ જેટલી અને તેમની પાસેથી મેળવાયલી ઉછીની રકમોની સંખ્યા ૪૦ જેટલી છે; તથા એ રકમો દ્વારા મેળવાયલાં નાણાંની એકંદર રકમ રૂા. ૨૯૫૨૮ જેટલી અને તે બદ્દલ ભોગવાયલી વ્યાજની કુલ નુકસાનીની રકમ રૂા. ૧૫૭૧ાા જેટલી છે.

સંસ્થાના કામકાજનાં દશ વર્ષ તરફ જોતાં દરેક વર્ષ દીઠ ઉછીની લેવાયલી રકમની સરાસરી લગભગ ત્રણહજાર જેટલી, તેની રોકાણની સરાસરી સાડાદસ માસની અને તે બદલ ભોગવાયલી વ્યાજની નુકસાની સરાસરી રૂા. ૧૫૭ જેટલી જણાશે.

## ઉછીની રકમોનું ખાસ મહત્વ.

ઉપર જણાવ્યા પ્રમાણે માત્ર રકમ વગેરેના પ્રમાણ તરફ જોતાં તો ઉછીની રકમોથી મળેલી સગવડ ત્રીજા દરજ્જાનીજ જણાશે; પરંતુ બીજી રીતે એ સગવડનું મહત્વ વધુ સમજવાનું છે, કેમકે જ્યારે આ સંસ્થા કે તેના ફંડનું નામનિશાન પણ ન હતું, ત્યારે સર્વેથી પહેલું પુસ્તક

( એકાદશ સ્કંધ ) આવી ઉછીની રકમથીજ પ્રસિદ્ધ થયું હતું. વળી સંસ્થાનાં શરૂનાં વર્ષોમાં નાનાં પુસ્તકોની બીજી જે આઠેક પ્રસિદ્ધિઓ થએલી તેમાંની ઘણીખરી પ્રસિદ્ધિ ઉછીનાં નાણાંથીજ થઇ હતી.

લડાઇ શરૂ થયા પછી ત્રણેક વર્ષ જોગા સામટા કાગળો સંગ્રહી લેવામાં પણ અર્ધોઅર્ધ સગવડ એ ઉછીની રકમોએજ આપી હતી. લડાઇનાં ત્રણ વર્ષો દરમીયાન કાગળોની અછત તથા મોંઘવારીને લીધે લગભગ તમામ વર્તમાનપત્રો વગેરેને કદમાં ઘટાડો કરવા રૂપે, કાગળ ઉતરતા વાપરવા રૂપે કે લવાજમ વધારવા રૂપે સવાયાં દોઢાં મોંઘાં થવાની ફરજ પડી છે; તેવા સમયમાં આ સંસ્થાની વિવિધ ગ્રંથ-માળામાં ઉલટો કાગળો સારી જાતના વાપરવાનો ફેરફાર શરૂ થઇ શકવો; પાકાં પૂઠાંમાં તેના તેજ મૂલ્યથી ૫૦૦ પૃષ્ઠ વધી શકવાં; વિવિધ તથા ચરિત્રમાળાઓ લવાજમના મૂળ ધોરણથીજ ટકાવ કરી શકવી; 'બૃહદ્ગ્રંથમાળા'નાં પુસ્તકો ( યોગવાસિષ્ઠના બન્ને ભાગ, આર્યભિષક્‌ની નવી આવૃત્તિ, ભગવતી ભાગવત અને દાસબોધ ) પણ આ સમય દરમીયાન તેની પ્રથમથી ધારેલી કિંમતેજ નીકળી શકવાં; અને હવે પછી નીકળનાર મહાભારતના બે ભાગ, રાજસ્થાનનો બીજો ભાગ અને વાલ્મીકીય રામાયણનું ભાષાંતર, આ પુસ્તકો પણ લગભગ તેવીજ રીતે નીકળી શકશે; એ સર્વે બાબતો બનવામાં કાગળોના એ સવેળા થઇ ચૂકેલા સંગ્રહનો પણ ઓછો આભાર નથી.

વળી ઉપર જણાવેલી રકમો માત્ર ઉછી દાખલજ અપાયલી હોઇને તે આપવામાં ખુલ્લી નુકસાની તો માત્ર વ્યાજ જોગીજ હોવા છતાં, એ રકમો માત્ર એક સામાન્ય અને અકિંચન ભિક્ષુના શબ્દ-ઉપર ખાસ લેખાપત્રાવિના અપાયલી, એથી પણ તેનું મહત્વ અનેક-ગણું વધે છે.

એમાંના જે જે સજ્જનોની રકમો નાની હોય અથવા ઓછી

સમય રહેલી હોય, તેઓની ઉદારતાનું માપ નહિ બાંધતાં, તેમના સંયોગ, સદ્દ્ભાવ વગેરે તરફ જોઈનેજ બાંધવાનું હોવાથી તેમને પણ ઓછા ધન્યવાદને પાત્ર સમજવાના નથી. તે તે નાની તેમજ મોટી રકમો ઉછીની આપનાર સર્વે સજ્જનોનો સંસ્થા તરફથી આ સ્થળે કૃતજ્ઞતાપૂર્વક આભાર માનવામાં આવે છે.

## વર્તમાનપત્રો—માસિકો.

મુંબઈના બહોળો ફેલાવો ધરાવનારા દૈનિક "સાંજવર્તમાન"ના અધિપતિ મહાશયે વિવિધ ગ્રંથમાળાની શરૂઆત થવા પૂર્વે તે વિષેની પુરેપુરી યોજના પોતાના પત્રમાં પ્રસિદ્ધ કરી છે તેમજ આ સંસ્થાના કાર્ય પ્રત્યે જે દિલસોજી બતાવી હતી તે બદલ તથા નીચે જણાવેલાં વર્તમાનપત્રો તેમજ માસિકોના અધિપતિ મહાશયોએ આ સંસ્થાના કાર્ય વિષે ખાસ ઉલ્લેખથી, પુસ્તકોની સમાલોચનાથી કે સંસ્થા તરફનાં હસ્તપત્રો વિના ખર્ચે વહેંચી આપીને જે સદ્દ્ભાવ અને સહાયક વૃત્તિ દર્શાવ્યાં હતાં; તે બદલ તે સજ્જનોના આભારનું પણ અત્ર સપ્રેમ પુનઃ સ્મરણ કરવામાં આવે છે.

એ પત્રો તથા માસિકોની નામાવળી નીચે મુજબ છે.

| | | | |
|---|---|---|---|
| સાંજવર્તમાન ... | ... મુંબઈ. | માસિકમિત્ર ... | ... મુંબઈ |
| હિંદુસ્થાન ... | ... ,, | ઉનેવાળ અભ્યુદય | ... ,, |
| આર્યપ્રકાશ ... | ... ,, | વડોદરા વર્તમાન | ... વડોદરા |
| મોડર્ન રિવ્યુ ... | ...કલકત્તા. | ગદ્યપદ્ય સંગ્રહ | ... ,, |
| સરસ્વતી ... | ઇલ્લાહાબાદ. | કેળવણી... ... | ... ,, |
| ભારતજીવન ... | ... મુંબઈ. | પટેલબંધુ ... | ... સુરત |
| નવજીવન ... | ... ,, | સત્સંગ ... ... | ... ,, |
| સત્ય ... ... | ... ,, | ચંદ્રપ્રકાશ ... | ... ,, |

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| કાસદ ... | ... | ... સુરત. | | મહિકાંઠા ગેઝેટ... | ... | ,, |
| વનિતા વિજ્ઞાન... | ... | ,, | | કોરોનેશન એડવરટાઇઝર | | ,, |
| બ્રહ્મભટ્ટ મિત્ર ... | ... | ,, | | જૈન સમાચાર ... | ... | ,, |
| જ્ઞાનસુધા... | ... | અમદાવાદ. | | વૈશ્ય પત્રિકા | ... ... | ,, |
| સુંદરી સુબોધ ... | ... | ,, | | ગુર્જર બ્રાહ્મણ ... | ... | ,, |
| કડવા વિજય ... | ... | ,, | | નાગરવિજય | ... ... | ,, |
| બુદ્ધિપ્રકાશ | ... ... | ,, | | શિક્ષક | ... | મ્હેસાણા. |
| ગુજરાતીપંચ ... | ... | ,, | | | | |

## પ્રચારમાં સહાય કરનાર વગેરે.

વિવિધ અને ચરિત્રમાળાનાં ગ્રાહકો વધારવામાં તેમજ સંસ્થા તરફનાં બીજાં પુસ્તકોના પ્રચારમાં એજંટ તરીકે અથવા બીજી હરકોઇ રીતે આ સંસ્થાના કાર્યમાં સહાય કરનાર પ્રત્યેક જ્ઞાત–અજ્ઞાત સજ્જનોને પણ અત્ર સપ્રેમ ધન્યવાદ આપવામાં આવે છે.

ભાવનગર ખાતે ગ્રાહકો મેળવવામાં, પુસ્તકો વેચવામાં તેમજ માળાઓનાં પુસ્તકો પહોંચાડવામાં એક બે સજ્જનોએ–કે જેમનાં નામ તેમની નિષ્કામતાને લીધે અત્ર અપાતાં નથી–બે ત્રણ વર્ષ સુધી કાંઇ પણ બદલા વિના કાર્ય બજાવીને સંસ્થાને ખર્ચમાં સો દોઢસો રૂા.નો બચાવ કરી આપ્યો હતો. ખરૂં જોતાં એટલી રકમ તેમના જતરફથી સંસ્થાના કરકસર ફંડમાં ઉમેરાઇ હતી.

# અનુકરણ, સ્પર્ધા, નવીનતા વગેરે.

## અનુકરણ વગેરેની આવશ્યકતા, પ્રકાર અને પરિણામ.

કોઈ પણ કાર્યનું અનુકરણ થવા માંડે એ તે કાર્યની સફળતા અને ઉપયોગીતાનુંજ દ્યોતક હોવાથી આનંદપ્રદજ ગણાય. અત્ર તરફથી તો સંસ્થાની શરૂઆતથીજ જણાવાતું આવ્યું છે કે "લોકસેવાના આ આવશ્યક પ્રકાર તરફ વિદ્વાનો અને ધનવાનો વગેરેનું ઘટતું ધ્યાન ખેંચાઈને તેઓ તરફથી આવાં કાર્યો ઉદારતાપૂર્વક અને બહોળા વિસ્તારમાં બજાવવામાં આવે એજ આ સંસ્થાની સ્થાપનામાં અને તે દિશામાં થોડું ઘણું કાર્ય બજાવવામાં મુખ્ય હેતુ છે."

પાછળથી એ કાર્ય લંબાતું જઈને કેટલીક જમાવટ થતી ચાલવાથી આ સંસ્થા પોતેજ સ્થાયીપણાની સમીપમાં આવી પહોંચેલી હોવા છતાં, હજી પણ હિંદમાં આ દિશામાં જે અતિ વિશાળ કાર્યક્ષેત્ર ખુલ્લું છે તથા ખુલ્લું કરવા જેવું છે, તે જોતાં આવી અને એથીએ વિશેષ ઉપકારક ધોરણ અને વિસ્તારવાળી બીજી પચીસ સંસ્થાઓ નીકળે તો પણ ઓછીજ પડે તેમ છે.

હકીકત આ પ્રમાણે હોવાથી આવી બાબતમાં માત્ર અનુકરણ જ નાહ; પરંતુ સ્પર્ધા, વિશેષતા, વિવિધતા અને નવીનતા થવાની પણ એટલી બધી જરૂર છે કે જેના આગળ આ સંસ્થા અને તેનું કાર્ય તો માત્ર સિંધુમાં બિંદુ જેવુંજ કહી શકાય તેમ છે. પરંતુ એ અનુકરણ વગેરે જો ઉદ્દેશ, યોગ્યતા, સાધન અને સાધનાની વિશેષતાપૂર્વક કરવામાં આવે તોજ તે વિશેષ ઉપકારક અને પ્રશંસનીય નિવડે તેમ છે. જ્યાંસુધી પરોપકારી જનોની એવી વિશેષ ઉદારતા અને પુરૂષાર્થ જાગે

નહિ ત્યાં સુધી તો જે કાંઈ સમાનતાવાળાં—અને તેનો પણ અભાવ હોય ત્યાં સુધી—ન્યૂનતાવાળાં અનુકરણાદિ થાય તે પણ કાંઈક ને કાંઈક આવકારદાયકજ ગણાય. હા, જો માત્ર નામનું, દેખાવનું, જાહેરખબરનું કે એવાં કોઈ કોઈ બાહ્ય અંગોનુંજ અનુકરણ થાય અને ઉપર જણાવ્યા જેવાં મહત્વનાં અંગોમાં છેક ન્યૂનતા કે મલિનતાજ રહે તો તેનાં પરિણામ નિષ્ફળતા, નુકસાન અને અપયશમાં આવે એ પણ ખુલ્લુંજ છે.

## ભળતાં નામ.

દશ વર્ષપર આ સંસ્થાના કાર્યની શરૂઆત થઈ તે પછીથી અત્યાર સુધીમાં જુદે જુદે ઠેકાણેથી—સાહિત્ય સંવર્ધક કાર્યાલય, ગુજરાત સાહિત્યવર્ધક કાર્યાલય, સસ્તું કાર્યાલય, સસ્તું વાંચન પ્રચારક સભા વગેરે આ સંસ્થાને ભળતાં નામો રાખવાની જે કાળજી દર્શાવવામાં આવી છે, તેને માટે ધન્યવાદ આપીને વિશેષમાં એજ ઇચ્છવાનું કે એ કાળજી અને અનુકરણો બીજાં અંતરંગ અંગો તરફ પણ આગળ વધતાં ચાલે, અને સફળતા, સુયશ તથા વિશેષતા પ્રાપ્ત કરે.

## સો એક ગ્રંથમાળાઓ.

'વિવિધ ગ્રંથમાળા 'ની શરૂઆત સં. ૧૯૬૭ ના વર્ષમાં થઈ તે પછીથી દેશમાં "ગ્રંથમાળાઓ"ની દિશામાં થએલો ઉછાળો પણ જાણવા જેવો છે. સં. ૧૯૬૭ની અગાઉ આ દેશની કોઈ પણ ભાષામાં એક પણ નિયમિત× ગ્રંથમાળા નીકળેલી જણાઈ નહતી. ઉપલા સમય પછી

× આ કથન વાર્ષિક કદ તથા મૂલ્યના બંધારણવાળી " નિયમિત " ગ્રંથમાળા પરત્વેજ છે. દેશમાં સામાન્યરૂપે જુદા જુદા આશ્રયદાતાઓ વગેરેનાં નામોથી અનેક વર્ષો પહેલાં અનેક માળાઓ નિકળી ચૂકી છે, અને તેમાંની અનેક અદ્યાપિ ચાલુ છે, વળી બે ત્રણ વર્ષે પણ એકાદ પુસ્તક નિકળતું હોય ત્યાં સુધી તે માળાને ચાલુજ ગણવી જોઇએ, તે વાત પણ સુજ્ઞ વાંચકોને જ્ઞાતજ હશે.

ગુજરાતી, મરાઠી અને હિંદીમાં મળીને નિયમિત તેમજ અનિયમિત પ્રકારની કંઇ નહિ તો સો એક નવી નવી ગ્રંથમાળાઓની જાહેરખબરો વાંચવામાં આવી છે; જેમાંની ત્રીસ ચાલીસ તો એકલી ગુજરાતી ભાષાને લગતીજ હોઇને તેમાંની અર્ધીક તો નિયમિત વાર્ષિક બંધારણવાળી પણ હતી. દિલગીરી એજ કે એમાં શરૂ થયેલી તથા ટકી રહેલી ગ્રંથમાળાઓનું પ્રમાણ અન્ય બન્ને ભાષાઓ કરતાં ગુજરાતી ભાષામાં સર્વથી ઓછું જણાયું છે.

એ ટકી રહેલી નવીન નિયમિત માળાઓમાં માત્ર 'સસ્તી-વાર્તામાળા'નું અને અનિયમિત માળાઓમાં 'જ્ઞાન પ્રસારક ગ્રંથમાળા' તથા 'હિંદુસ્થાન વાર્તામાળા' જેવી કોઇ કોઇકજ માળાઓ ગણના યોગ્ય હોઇને તેના ઉત્સાહી ચાલકો ધન્યવાદને પાત્ર છે.

## ગુજરાતીએ અધુરૂં મુકેલું અનુકરણ.

આ સંસ્થા તરફથી સં. ૧૯૬૪ માં વહેંચાયલી "સસ્તા વાંચનની સૂચના" ઉપરથી ગુજરાતીકારે પોતાને લાખો રૂ. પેદા કરી આપનાર પુસ્તકોનો વેપાર ઘટી જવાના ભયથી તે પત્રદ્વારા આડા અવળા નામથી જે બળાપો વર્ષાવ્યો હતો; તે ઉપરાંત તેમણે કાર્ય પ્રદેશમાં પણ કંઈક તેવું કરી બતાવવાની જરૂર જોઇ હતી. "અત્ર તરફથી નીકળેલાં પુસ્તકો ત્યાંથી પણ એવીજ સસ્તી કિંમતે નીકળશે એટલે આ ખાતાનાં પુસ્તકો વેચાશે નહિ; અને તેથી તેમાં રોકાયલાં નાણાં તેના ધણીઓને મળવાં મુસ્કેલ થઇ પડીને બીજાઓ બીજાં પુસ્તકો માટે નાણું રોકતા અટકશે અને આમ આ સંસ્થાનું ઉગતું કાર્ય સવેળાજ દબાઇ જશે" આવી કોઇ મહાન (!) ગણત્રીથી પ્રેરાઇને એ યત્ન થયેલો સમજાયો હતો; અને તે એવી રીતે કે,

આ સંસ્થાના જેવીજ સસ્તી કિંમતથી સહજ પાતળા કાગળ પર "એકાદશ સ્કંધ" એ પ્રેસ તરફથી પણ છપાઇને બહાર પડયો;

અને પછી "સસ્તું સાહિત્ય તે આનું નામ" એવા બહાદુરી ભર્યા મથાળા નીચે તે વિષેની જાહેરખબર 'ગુજરાતી'માં પ્રકટ કરવામાં આવી. આ પુસ્તકની પ્રસ્તાવનામાં તેના પ્રકાશકે અત્ર તરફ કેટલોક બળાપો ખાલી કરવા ઉપરાંત રા. રણજીતરામ વાવાભાઇ* કે જેમણે પ્રસંગોપાત તે પત્રના દ્વેષ માટે ન્યાયયુક્ત બે શબ્દો લખ્યા હતા, તેમના ઉપર પણ થોડીક પુષ્પવૃષ્ટિ કરવામાં આવી હતી.

એ સિવાય એ સમય સુધીમાં અત્ર તરફથી નીકળેલાં બીજાં પુસ્તકો—દશમ સ્કંધ, ભગવદ્દગીતા, વૈરાગ્ય મુમુક્ષુ પ્રકરણ—પણ એવી રીતે કહાડવાનું તે પુસ્તકમાં જણાવવામાં આવ્યું હતું. દિલગીરી એટલીજ કે પાછળથી તેમાંનું કશુંજ જણાયું નથી.

## અમદાવાદના એક બુકસેલર.

અમદાવાદના બુકસેલર મહાદેવ રામચંદ્ર જાગુષ્ટેના પુત્ર રા. જી. એમ. વૈશ્ય તરફથી પણ "સસ્તું વાંચન પ્રચારક સભા" એવા લગભગ આ સંસ્થાને મળતાજ નામથી સસ્તા વાંચનની દિશામાં 'દેવી ભાગવત' નામે એક પુસ્તક ગયા વર્ષમાં પ્રસિદ્ધ કરવામાં આવ્યું હતું. અત્ર તરફથી એ નામનો ગ્રંથ બહાર પડયો તે પછી થોડાજ માસ રહીને એ પુસ્તક તેમણે કહાડયું હતું. તેમને ન્યાય આપવાને અત્ર જણાવવું જોઇએ કે,—આ પુસ્તકની જાહેર ખબર તેઓએ બે એક

* આ ફોર્મ કંપોઝ થઇ આવ્યા પછી ગુજરાતના રૂડા રત્નરૂપ આ સાક્ષર બંધુનું અવસાન દરિયામાં નહાતાં તણાઈ જવાથી થયાના દિલગીરી ભર્યાં સમાચાર મળ્યા છે. આ સંસ્થા તરફ તેમનો ખાસ સદ્દભાવ હતો અને તેની સહાયથી કેટલાંક પુસ્તકો બહાર પડાવવાની તજવીજમાં તેઓ હતા. ઈશ્વરના દરબારમાં આવા નિર્મળ, સહૃદય અને સુચારિત્ર્યવાન આત્માનું સ્થાન ઉંચુંજ હોય છે. ગુજરાત તેમની ખોટ પૂરવાને સત્વર શક્તિમાન થાઓ.

વર્ષ અગાઉથી આપી રાખી હતી. ફેર માત્ર એટલોજ કે તે વખતે તે ગ્રંથની કિંમત તેમણે—ઘણું કરીને—પાંચ કે છ રૂપિયા જણાવી હતી; અને આ સંસ્થા તરફથી તે ગ્રંથ રૂ. ૨॥ માં નીકળતાં તેમણે તે ઘટાડી દઇને માત્ર સવાબે રૂ. જ કરી નાખી હતી. તેમનો આ ગ્રંથ જોવામાં આવતાં વિવિધ ગ્રંથમાળાદ્વારા આ અનુકરણની ખુશી ખબર આપતાં જણાવવામાં આવ્યું હતું કે:—

" અમદાવાદના બુકસેલરોને ભાગવતના નિવેદનમાં અમે
" સૂચવી ચૂકયા હતા કે તેઓ (બુકસેલરો પાસેથી લે છે તે કરતાં)
" અનેકગણી કિંમત ( ગરીબોને માટે ) છાપવી પડી મૂકે,
" પુસ્તકોની પસંદગી સારી કરે, અને કાગળો, પૂઠાં, છાપ તથા
" શુદ્ધિની બાબતમાં થોડો વધુ ખર્ચ વેઠીને પણ ઉત્તમતા આવે
" તેમ કરે, તો તેથી અમદાવાદીનું હલકું પડી ગએલું નામ યશસ્વી
" બનવા સાથે તેમને તેમજ લોકોને પણ લાભ થાય. × ×
× × × × ×

" આ બીજા દેવી ભાગવતની બાબતમાં કાગળ સારા તથા
" કિંમત ઓછી હોવાની ભલામણ કરવા ઉપરાંત તેના ભાષાંતર,
" પૂઠાં, તેમજ શુદ્ધિ વગેરેની બાબતમાં અમારે મૌનજ રહેવું પડે છે;
" આશા છે કે એ બાબતોને પણ ઉપલા ગૃહસ્થ મહત્વની ગણીને
" હવે પછી વધુ આદર આપશે. × × ×
× × ઉપલા ગૃહસ્થે લગભગ આ સંસ્થા જેવુંજ નામ પાડેલું હોવાથી
" બન્ને ઠેકાણાને એકજ સમજવાની ભૂલ ન કરવામાં આવે તે
" તરફ પ્રત્યેક વાંચકનું લક્ષ્ય ખેંચીને, આવાં અનેક અનુસરણો
" તેમજ બીજાં નવીન કાર્યો ચાલુ થાય અને તે દ્વારા "જન-
" સમાજનું અધિકાધિક હિત થતું ચાલે એવી પ્રભુપ્રાર્થનાપૂર્વક
" ૐ તત્ સત્ ॥ "

ઉક્ત ગૃહસ્થે ઉપલો ગ્રંથ કહાડવા ઉપરાંત મહાભારત, યોગવાસિષ્ઠ વગેરે બીજા પણ મોટા ધાર્મિક ગ્રંથો એજ પ્રમાણે આ સંસ્થા કરતાં સસ્તા મૂલ્યે પ્રસિદ્ધ કરવાની જાહેરાત એ પુસ્તકમાં આપી છે. તેમના આ ઉત્સાહ બદલ હૃદયપૂર્વક ધન્યવાદ આપી ઇચ્છીશું કે, ઉપલી સૂચનાઓપર તેઓ ઘટતું ધ્યાન આપશે અને હાલ નહિ તો લડાઇ મટ્યા પછી પણ એ સદ્ગ્રંથો, કમમાં કમ આ સંસ્થાના જેવી યોજનાથી પણ બહાર પાડશે; અને આ સંસ્થા કરતાં વધુ સસ્તાપણું લાવવાનો ઇચ્છિત ઉત્તમ યશ મેળવવા ભાગ્યશાળી થશે.

અમે તો ઘણુંએ સમજીએ છીએ કે, એક જાહેર સંસ્થા કરતાં એક ખાનગી વ્યાપારી જો ધારે તો પોતાના બીજા બહોળા ધંધાના ભેગું આવાં પુસ્તકોનું કાર્ય ખાસ ઓછા ખર્ચમાં બજાવી શકે અને તેથી કરીને તેવી રીતે વધુ ઉપકારક બનવાને જે કોઇ ઇચ્છે, તેમનેજ આ ખાતા તરફથી તૈયાર કરાવાતા ગ્રંથો છપાવવા–ખપાવવાનું સોંપી શકાય તો એકજ કાર્ય માટે બે સ્થળે થતી મહેનત અટકીને તેના બદલામાં આ સંસ્થા બીજા નવા ગ્રંથો વગેરે તરફ વધુ ધ્યાન આપી શકે; પરંતુ જ્યાં સુધી ભાષાંતર, સંશોધન, પ્રુફરીડીંગ, છપાઇ, બંધાઇ વગેરે બાબતોના સંબંધમાં યોગ્ય માણસો, ખર્ચ અને કાળજી વગેરેની તત્પરતા જણાય નહિ ત્યાં સુધી માત્ર થોડાક સસ્તાપણાને ખાતરજ અન્યને કાર્ય સોંપી દઇને પછી જેવું થાય તેવું ચલાવી લેવું અને "અમદાવાદી" પુસ્તકોને માટે ચાલતા ઉતરતા અભિપ્રાયના ભોગ થઇ પડવું એ અમને ઠીક લાગતું નથી. ભાગવતની બન્ને આવૃત્તિઓનું કાર્ય બનતી ચોકસીથી સોંપાયા છતાં અને ભાષાંતર તો તેમાં 'વેદધર્મસભા' વાળું તૈયારજ લેવાનું છતાં પણ એક આવૃત્તિ વખતે છાપમાં તો બીજી આવૃત્તિ વખતે કાગળોની જાતમાં જે અસંતોષ મળ્યો હતો, તેને લીધે એ પછીથી એવી રીતે કામ લેવું કે કેમ, અને લેવું તો કેવી

વધુ ચોકસીથી લેવું, એ પ્રશ્ન ફરીથી વિચારવાનો રહ્યો હતો; પરંતુ તેવામાંજ લડાઈ ફાટી નીકળીને કાગળો મોંઘા થતા ચાલ્યા, એટલે એ વાત એટલેથીજ રહી છે.

## ભંભેરણીયાં અનુકરણ.

આ સંસ્થા પ્રત્યેની દુરાશાઓમાં નિષ્ફળ જનારા કોઇ કોઇ બંધુઓએ દ્વેષના માર્યા "સસ્તાં પુસ્તકો કહાડવાનું કામ બહુ નફાકારક છે" વગેરે અતિશયોક્તિઓ અને બનાવટો ફેલાવવાથી કોઇ કોઇ મનુષ્યો તેમની ભંભેરણીના ભોગ થઇ પડેલા પણ જણાયા હતા. જો કોઇ આવડત અને કાળજીવાળો મનુષ્ય આ પ્રકારનું કાર્ય લઇ બેસે અને જાતમહેનત, પ્રમાણિકતા અને કરકસરપૂર્વક કાર્ય બજાવી લોકશ્રદ્ધા મેળવી શકે; તો કિમતનું ધોરણ આ સંસ્થાના જેવું રાખવા છતાં પણ કાર્ય અને શ્રમ વગેરેના પ્રમાણમાં માસિક પચીસ, પચાસ કે સોનો બચાવ કરી શકીને સાત્વિક રીતે પોતાનું ગુજરાન ચલાવી શકે, અને જો ઘરનાંજ બે ચાર માણસોથી સર્વ વહિવટ ચલવી શકે તેમ હોય તો તેમના શ્રમ બદલ કેટલીક વિશેષ બચત પણ અવશ્ય કરી શકે. પરંતુ એવી યોગવાહી ન હોવા છતાં માત્ર બીજાઓની ભંભેરણીથીજ માલામાલ બની જવાનાં સ્વપ્નો જોઇને જે કોઇ આવાં કામોમાં યાહોમ કુદી પડે, અને જેમ ઘડીઆળને ચાવી દેવામાં આવે છે તેમ માત્ર સાહેબસાઇ રીતે નોકરો વગેરેને ઓર્ડર આપી દેવાથીજ બધું બની જશે, એમ સમજી લઇને એવી ફેશનેબલ મૂર્ખતાથી કામ લેવા મથે; તો તેના હકમાં તો આ દેશના સંયોગો અને આ પ્રકારનાં કાર્યોમાં કેવું પરિણામ આવે તે ખુલ્લુંજ છે. કોઇ કોઇ મનુષ્યો આ પ્રમાણે ભંભેરણીમાં આવી જઇને ઘરના તેમજ બીજાઓના પણ પૈસા ગુમાવી બેઠેલા જાણીને દિલગીરજ થવું પડે છે.

## ફાર્બસ સભાએ ઠરાવેલું પડતર કિંમતનું ધોરણ.

જાણીતી ફાર્બસ સભા કે જેણે પોતાનું ઉદ્દિષ્ટ કાર્ય થોડાંજ વર્ષ-પર શરૂ કર્યું છે; તેણે પોતાની યોજના ગોઠવતી વેળાએ પુસ્તકોનું મૂલ્ય કાગળ, છપાઇ, બંધાઇ, તથા કમીશનના લાગત ખર્ચ જેટલુંજ રાખવામાં આવે, એવી ખાસ શરત નાખી છે; તેને માટે સભાને તેમજ તેના સુજ્ઞ મંત્રી શ્રીયુત તનસુખરામજીને ધન્યવાદ ઘટે છે.

એ સભા તરફથી એ યોજનામાં બીજી એક શરત એવી મતલબની નખાઇ છે કે પુસ્તકો લેખકોએ પોતેજ છપાવી લેવાં; પરંતુ તે મુંબઇના અમુક અમુક પ્રેસમાંજ છપાવવાં જોઇએ. આ બાબતમાં અમદાવાદનાં પણ અમુક સારાં પ્રેસો માટે છૂટ મૂકવા ખાસ જરૂર છે. આમ થવાથી પુસ્તકો કંઇક જલદી છપાતાં રહેવા સાથે મુંબઇની બમણી ત્રમણી છપામણી નહિ ખર્ચવી પડે અને લેખકના ઘરમાં તેટલો બચાવ થવા સાથે પડતર મૂલ્યનું ધોરણ હોવાથી વાંચનારાઓને પણ પુસ્તકો તેટલાં સસ્તાં મળી શકશે. આશા છે કે એ સભાના સુજ્ઞ મંત્રીજી આ બાબત ઉપર ધ્યાન આપવા ચૂકશે નહિ.

વૃદ્ધ "ગુજરાત વર્નાક્યુલર સોસાયટી"નું મૂલ્યનું ધોરણ પણ સાધારણ રીતે અન્યત્ર રખાતા મૂલ્ય કરતાં કેટલુંક ઉદારજ છે. આજથી ૬૦—૭૦ વર્ષ પર એ ધોરણ યોજવામાં આવ્યું હશે ત્યારના સંયોગો માટે તો તે "વિશેષ ઉદાર" પણ હશેજ; પરંતુ સુધારા વધારામાં અનેક રીતે આગળ વધતા જમાનામાં, સુધારા વધારાના ખાસ હેતુવાળી, અને અનેક સજ્જનોની બહોળી ઉદારતાથી પરિપુષ્ટ થએલી આ વયોવૃદ્ધ સંસ્થાએ પોતે પણ હવે એ જુના ધોરણમાં સુધરીને તેને વધારે ઉદાર બનાવવું જોઇએ અને તેને માત્ર કાગળ, છપાઇ અને પૂઠાંના લાગત ખર્ચ જેગુંજ રાખવું જોઇએ.

## એક ઉદાર શ્રીમાનનો ઉત્સાહ.

મુંબઇ નિવાસી શ્રીમાન રણછોડદાસ ભવાન તરફથી કેટલીક ખોટ ખમીને પણ સારાં પુસ્તકોનાં ભાષાંતરો બહાર પાડવાના ઇરાદાથી પાંચ છ વર્ષપર કેટલીક શરૂઆત કરવામાં આવી હતી. "અર્વાચીન શાસ્ત્રો અને શાસ્ત્રીય વિચાર" તથા "હર્બર્ટ સ્પેન્સર–તત્ત્વદર્શન–માર્ગોપદેશિકા" આ બે પુસ્તકો તેમણે બનતી સસ્તી કિંમતે બહાર પાડયાં હતાં; પરંતુ વ્યવસ્થાની બાબતમાં વેપારીઓ વગેરેના આધાર ઉપર રહેવું પડવાને-લીધે કેટલોક કડવો અનુભવ મળવાથી એ કાર્યને તેઓ આગળ ચલાવી શકયા નહિ. થોડા સમયપર એક પત્રમાં આ વિષે તેઓ લખે છે કે:—

"એ પુસ્તકો કેટલાએક બુકસેલરોને વેચવા આપ્યાં હતાં તેમણે
" તેના પૈસા મોકલાવ્યા નહિ, તેમજ તે પાછાં બી આપ્યાં નહિ,
" તેમજ એ કાર્યનો હિસાબ અને પુસ્તકના વેચાણનો હિસાબ
" મી........ને સોંપેલો તેણે પણ આજ સુધીમાં તે પુસ્તકના
" વેચાણથી જે પૈસા મેળવેલ તેનો હિસાબ નથી આપ્યો કે
" નથી તે પૈસા મને મોકલ્યા, એટલે આવી સ્થિતિમાં એ કામ
" આગળ ચલાવવાનું ખેદથી છોડી દીધું."

આશા છે કે એવા પ્રાથમિક અનુભવથી નિરુત્સાહ નહિ થતાં આ ઉદાર અને લોકલાગણીવાળા સદ્ગૃહસ્થ વ્યવસ્થાનો અન્ય કોઇ માર્ગ કહાડીને પોતાનું એ લોકોપકારનું કાર્ય આગળ લંબાવવા તસ્દી લેશે.

## વડોદરા સરકારનું ઉદાર ધોરણ.

નામદાર ગાયકવાડ સરકારે પ્રો. આનંદશંકર બાપુભાઇ પાસે રચાવેલાં અને છેલ્લાં થોડાં વર્ષ દરમીયાન પોતાના કેળવણી ખાતા દ્વારા પ્રસિદ્ધ કરાવેલાં ધર્મ તથા નીતિ સંબંધી ત્રણ ઉપયોગી પુસ્તકોનું જે મૂલ્ય રખાયું હતું તે પણ—અગાઉ એ સરકાર તરફથી એવાં પુસ્તકોનું જે મૂલ્ય રખાતું તે જોતાં—ખાસ ઓછુંજ હતું. સાધનસંપન્ન

સંસ્થાઓ માત્ર કાગળ-છપાઇ અને બંધાઇ જોગુંજ કિમતનું ધોરણ રાખે, તો આ ( સસ્તા સાહિત્યની ) સંસ્થા કરતાં પણ ઓછા મૂલ્યે ગ્રંથો આપી શકે એ સ્પષ્ટજ છે. ઉપર જણાવેલા ગ્રંથોનું મૂલ્ય એવાજ ધોરણપર રખાયલું જોઇને અનુમાન થાય છે કે એ રાજ્ય તરફથી નીકળનાર સર્વે ગ્રંથો માટે પણ એવુંજ ઉદાર ધોરણ ઠરાવવામાં આવ્યું હશે. આ ઉપરાંત સારાં વર્તમાનપત્રો વગેરે દ્વારા પુસ્તકોની જાહેરાત અને હસ્તપત્રો છૂટથી ફેલાવવાં એ પણ ગ્રંથપ્રચારનું એક ધ્યાન આપવા યોગ્ય સાધન છે.

પ્રજાવત્સલ શ્રીમંત વડોદરાનરેશ પોતાની સાહિત્યવિષયક ઉદારતા અને કાળજીનેમાટે લાંબા સમયથી વિખ્યાત છે. ગ્રંથમંજુષા, ભાષાંતર સ્ટોર, ગુર્જર કવિઓનાં કાવ્યોની પ્રસિદ્ધિ અને ગ્રંથકારો તથા પ્રકાશકોને ઉત્તેજન વગેરે દ્વારા ત્રીસેક વર્ષ દરમીયાન લાખો રૂ. નો વ્યય કરીને જે સેંકડો સદ્ગ્રંથો તેમણે બહાર પડાવ્યા છે, તેટલું હિંદમાંના કોઇપણ વર્તમાન નૃપતિ તરફથી થયેલું જણાશે નહિ. થોડાં વર્ષપર પોતાની રાજધાનીમાં સાહિત્ય પરિષદ્ બોલાવેલી ત્યારે પણ બે લાખ રૂ. અલગ કહાડી તેનું વ્યાજ, નવીન પુસ્તકો તથા ભાષાંતરો પાછળ ખર્ચતા રહેવાની ઉદારતા તેમણે જાહેર કરી હતી.

## ગુજરાત વર્નાકયુલર સોસાઇટીની સેવા.

સુપ્રસિદ્ધ " ગુજરાત વર્નાકયુલર સોસાઇટી " ની સેવાનું પણ અત્ર આભાર સાથે સ્મરણ કરવું જોઇએ. એ સંસ્થા દ્વારા અત્યાર સુધીમાં બહાર પડેલાં નાનાં મોટાં પુસ્તકોની સંખ્યા લગભગ સવા બસોની, અને તેની છપાયલી કુલ પ્રતોની સંખ્યા પુનરાવૃત્તિ સહિત શુમારે બે લાખ ઉપરાંતની ધારી શકાય છે. આમાંથી વેચાયાવિનાની શીલીકે રહેલી રૂ. ૩૭ હજારની ૭૦ હજાર પ્રત બાદ જતાં બાકીની

શુમારે પોણા બે લાખ પ્રત લાઇફ મેમ્બરોમાં તેમજ બહારના વેચાણમાં મળીને ફેલાઇ હતી.

એ સિવાય લોકહિતનાં, લાયબ્રેરીઓનાં, ઇનામી લેખો અને ભાષણોનાં, સ્કૉલરશીપોનાં, ધર્માદા જગ્યાઓનાં, વગેરે અનેક પ્રકારનાં ફંડોનો વહિવટ સ્વીકારનારા એક સદ્ધર અને વિશ્વાસપાત્ર ઠેકાણા તરીકે પણ આ સંસ્થા અત્યાર સુધી થોડી ઉપયોગી થતી આવી નથી.

આ પ્રમાણે આ સંસ્થાએ આજથી સીત્તેર વર્ષ અગાઉના સંયોગામાં સ્થાપન થઇ તે સમયની અપેક્ષાએ લોકોપયોગી વાંચન ઓછા મૂલ્યે ફેલાવવાનું શરૂ કરીને અત્યાર સુધીમાં સા હત્યદ્વારા તેમજ બીજી રીતે ગુજરાતની જે સેવા બજાવી છે; તેમજ ઉદારાત્માઓ તરફથી જે વિશ્વાસ અને પોષણ આ સંસ્થાએ મેળવ્યાં છે તે વખાણુનેજ પાત્ર છે. પરમાત્મા આ સંસ્થાને દિન દિન વધારે લોકોપકારક બનાવે.

## શ્રીયુત મોરારજી આણંદજી તન્ના.

ભાવનગરના વર્તમાન સુયોગ્ય દિવાન શ્રીયુત મોરારજી આણંદજી તન્ના, એમણે પોતાનાં સ્વર્ગસ્થ પત્નીના સ્મરણમાં વખતો વખત સમાજોપયોગી પુસ્તકોની લહાણી કરતા રહેવાની ગોઠવણ કરી છે. એક વખત ભારતનાં સ્ત્રી રત્નોમાંથી કેટલાંક ચરિત્રોનું જુદું પુસ્તક છપાવીને તેમજ એક વખત આ સંસ્થા તરફથી નિકળેલી ટુંકી સામાજિક વાર્તાઓની પુનરાવૃત્તિ છપાવીને તેમણે લહાણીમાં આપ્યાં હતાં. આ પ્રમાણે કોઇ નહિ ને કોઇ ઉપયોગી પુસ્તકની લહાણી દરેક "લુહાણા પરિષદ" ના દિવસોમાં તેઓ તરફથી થતી રહે છે. સુશિક્ષિત તેમજ ધનિક સજ્જનો માટે આ પ્રકાર ખાસ અનુકરણીય ગણાવો જોઇએ.

## જૈન બંધુઓ અને મુનિરાજોનો ઉત્સાહ.

સારાં સારાં પુસ્તકો, પડતર કિંમતે, પડતરથી પણ સસ્તી કિંમતે

અને મુફત પણ આપવાનો ઉત્સાહ ગુજરાતી જૈન બંધુઓમાં દિવસે દિવસે ઠીક વધતો જાય છે.

સુરતમાં મૂળચંદ કિસનદાસ કાપડીઆ પોતાના "દિગંબર જૈન" માસિક સાથે એ ધર્મનાં ઉપયોગી પુસ્તકો વિના મૂલ્યે આપ્યે જાય છે.

નિડર લેખક વાડીલાલ મોતીલાલ શાહ, પોતે પૈસાદાર નહિ છતાં મુંબઇની વ્યાવહારિક રોકાણો વચ્ચે પણ "જૈન હિતેચ્છુ" ને ત્રિમાસિક પુસ્તક રૂપે સ્વલ્પ મૂલ્યે કહાડતા રહીને ઉત્તમ વિચારસામગ્રી પૂરી પાડયે જાય છે, અને સેંકડો રૂ. ની ખોટ આ વીર પુત્ર એકલે હાથે ખમ્યા જાય છે. આ ત્રિમાસિક જૈનવર્ગ માટેનું છતાં તેમાંના ઘણાક લેખો ઇતર વાંચકો માટે પણ તેટલાજ ઉપયોગી હોય છે.

અનેક વિશાળદ્રષ્ટિ જૈન મુનિઓ તરફથી પણ ઉત્તમ જૈન શિક્ષણોથી ભરપૂર પુસ્તકો તૈયાર થઇ સ્વલ્પ મૂલ્યે પ્રચલિત કરાવાતાં રહે છે.

## દેવચંદ લાલભાઈ જૈન પુસ્તકોદ્ધાર ફંડ.

સુરતમાં સ્વ૦ શેઠ "દેવચંદ લાલભાઇ જૈન પુસ્તકોદ્ધાર ફંડ" ઇ. સ. ૧૯૦૯માં સ્થાપન થએલું હોઇને તેદ્વારા અત્યાર સુધીમાં આઠેક વર્ષ દરમીયાન ચાલીસેક ગ્રંથો સુમારે રૂ. ૧૫)ની કિંમતના મૂર્તિપૂજક જૈન સંપ્રદાયને લગતા બહાર પડી ચૂક્યા છે. આ ફંડનું ટ્રસ્ટ કરવામાં આવ્યું છે. આ ફંડની મૂડી હાલ એક લાખ ને પાંચ હજારની હોઇને તે સરકારી સાડા ત્રણ ટકાની લોનમાં રોકવામાં આવેલી છે. આ મુડીના વ્યાજમાંથી ખોટ ભોગવી લઇને આ ફંડદ્વારા નિકળતાં પુસ્તકો લાગત કરતાં અર્ધી કિંમતે આપવામાં આવે છે. વળી તે સાધુ, શ્રાવક, પાઠશાળા વગેરેને ભેટ પણ આપવામાં આવે છે. સ્વ૦ શેઠનાં સમજુ પુત્ર–પુત્રીઓએ આ ફંડની યોજના તેમજ પુષ્ટિ કરેલી હોઇને તેનો હિસાબ વર્ષો વર્ષ બહાર પડતો રહે છે. પ્રસ્તુત સસ્તા સાહિત્યની સંસ્થાકરતાં આ સંસ્થા ધોરણમાં એક રીતે આગળ વધેલી

ગણાય; કેમકે પુસ્તકોની કિંમતમાં અર્ધી રકમની ખોટ ખમવાની એ સંસ્થામાં સગવડ અને ગોઠવણ છે. આ વિશેષતા અને ઉદારતામાટે એ સંસ્થાનાં સ્થાપકો તેમજ ચાલકો ખાસ ધન્યવાદને પાત્ર છે.

જૈન બંધુઓ આ પ્રમાણે ગ્રંથપ્રચારનું પુણ્ય સારી રીતે સમજે છે અને દિવસાનુદિવસ એ દિશામાં આગળ વધતા ચાલે છે; તેનો મુખ્ય યશ–કોઇ કોઇ પ્રતિભાવાન વ્યક્તિને બાદ કરતાં–એ ધર્મના વિદ્વાન, અને નિસ્પૃહ મુનિવરોને જ છે. અમારા અનેક સાધુ–સંન્યાસીઓ, પંડિતો અને આચાર્યોની પેઠે સર્વસ્વ સ્વચરણમાં નિવેદાવવાની આ અપરિગ્રહી દેવોને સ્પૃહા નહિ હોવાથીજ દાનપુણ્યનો પ્રવાહ તેઓ મનુષ્યો અને અન્ય પ્રાણીઓ તરફ વહેવરાવી શકે છે. વર્તમાન જૈન વર્ગ આવા અનેક મહાત્માઓ ધરાવવા માટે ખરેખર ભાગ્યશાળી છે.

હિંદુ સમાજમાં પણ ધનિક વડીલો પાછળ આવાં કાર્યો થવાની અને ધર્મ ગુરૂઓમાં જૈન મુનિઓના જેવી નિસ્પૃહતા આવવાની તથા તેમણે લોકોને ગુરૂસેવાને બદલે જનસેવાના અને ગુરૂમહિમાને બદલે વર્તમાન નિકૃષ્ટ લોકસ્થિતિના પાઠો પઢાવવાની જરૂર સ્પષ્ટજ છે.

## હિંદી ભાષામાં સસ્તું સાહિત્ય–કલકત્તામાં સાહિત્ય સંવર્ધિની સમિતિ.

સ્વ. રાય બહાદુર લાલા બૈજનાથજીએ સસ્તા સાહિત્યના ધોરણે છપાવવાના ઉદ્દેશથી ગીતાનું હિંદી ભાષાંતર તૈયાર કર્યું હતું. એ ભાષાંતર પ્રસિદ્ધ કરવા માટે તેમણે આ સંસ્થાને આપી દેવા ઇચ્છેલું; પરંતુ પ્રેસની તેમજ વહિવટની અગવડોને લઇને આ નવીન દિશામાં પગલું ભરવું મુસ્કેલ લાગવાથી તે બાબત સ્વીકારી શકાઇ ન હતી. રા. બા. ને આ હકીકત લખી જણાવવા ઉપરાંત " તેઓ પોતેજ પોતાની ઉત્તરાવસ્થામાં હિંદી ભાષા માટે આવી એકાદ સંસ્થા ખોલી

શકે તો તે કામ દેશના હકમાં બહુ ઉપકારક થઇ પડે" એ મતલબનો એક લંબાણુ પત્ર કેટલીક સૂચનાઓ સહિત પાઠવવામાં આવ્યો હતો. એ પછી તેમના તરફથી એ દિશામાં કંઇક બજાવવાના ઇરાદાથી એ વિષયમાં જનવર્ગની સહાનુભૂતિ આકર્ષવા માટેનો એક ઉપયોગી પત્ર હિંદી વર્તમાનપત્રોમાં પ્રસિદ્ધ થયો હતો; પરંતુ દુર્ભાગ્યે તેમનો દેહ વધુ સમય નહિ ટકવાથી આ બાબત આગળ વધી શકી ન હતી.

એ પછી કલકત્તામાં "સાહિત્ય સંવર્ધિની સમિતિ" સ્થાપન થઇને તેના દ્વારા ગીતા, લોકરહસ્ય તથા બીજાં એકાદ બે પુસ્તકો–વિષય અને છપાઇની ઉત્તમતાપૂર્વક–સ્વલ્પ મૂલ્યથી પ્રસિદ્ધ થયાં હતાં; તથા કેટલાંક સારાં પુસ્તકો એજ ધોરણે કહાડવાનાં નક્કી થયાં હતાં. પુસ્તકોની આ પ્રસિદ્ધિ તેમજ પસંદગી તે યોજનાના યોજકમાટે માન ઉત્પન્ન કરનારી તથા દેશભાષા "હિંદી" ની સેવામાટે સારી આશા આપનારી જણાઇ હતી. સાંભળવા મુજબ કલકત્તાના કોઇ એક ઉદારાત્મા તરફથી ધનની સહાય પણ શરૂઆતના પ્રમાણમાં ઠીક મળી હતી; પરંતુ પરિણામે કોણ જાણે કેવાએ વિઘ્નને લીધે આ કાર્ય પણ આટલેથીજ અટકી ગયું છે.

હિંદી બાષાભાષી દશ કોટી ભારતસંતાનોમાંથી એ પછી એક પણ હિંદી પુત્ર એ દિશા તરફ વ્યાવહારિક પગલું ભરનાર જણાયો નથી. કેટલાંક હૃદયો આ બાબત તરફ ઉત્સાહથી વિચાર કરતાં જણાયાં છે; પરંતુ તેઓ વિચારમાંથી કાર્યપ્રદેશમાં ઉતરવાને ભાગ્યશાળી થાય ત્યારની વાત છે. હિંદના હૃદયસ્થાનરૂપ તેમજ ભગવાન રામ, કૃષ્ણ, બુદ્ધ અને અન્ય અનેક મહાર્ષિઓ, આચાર્યો તેમજ મહાપંડિતોની લીલાભૂમિરૂપ ગંગા યમુનાના પ્રદેશમાંથી તેમજ હિંદના જમણા હાથસ્વરૂપ દિલ્હી, પંજાબ અને રાજપૂતાનામાંથી કે મધ્ય પ્રાંતોમાંથી માતૃભાષાની–દેશભાષાની આ અતિ ઉપકારક સેવા તરફ પગલાં ભરનારા યોગ્ય અને નિષ્કામ અનેક નરદેવો નિકળે એ પ્રાર્થના સર્વેશ્વર પ્રત્યે છે.

## સિંધિ ભાષામાં "સસ્તું સાહિત્ય સોસાઇટી."

કેટલાક ઉદારાત્માઓએ કરાંચીમાં બે એક વર્ષ થયાં ઉપલી સંસ્થા સ્થાપન કરીને કાર્ય શરૂ કર્યું છે. એ સંસ્થા તરફથી સિંધિ ભાષાંતર સહિત ગીતાનો ગુટકો તેમજ સિંધિ ભાષામાં તુલસીકૃત રામાયણ એ બે પુસ્તકો અનુક્રમે બે અને છ આનાની કિંમતે પ્રસિદ્ધ થયાં છે. આ કિંમત ગુજરાતના સસ્તા સાહિત્યના ધોરણેજ રખાઇ છે. એ ભાષામાં પંદરેક વર્ષથી નીકળતું "સનાતન ધર્મ પ્રચાર" માસિક પત્ર પણ હવે એજ સંસ્થા દ્વારા નિકળતું હોઇને તેની ત્રણેક હજાર પ્રત છપાય છે. ઉપલાં પુસ્તકો એ માસિકનાં ગ્રાહકોને ભેટ દાખલ પણ અપાયાં હતાં.

આ પુસ્તકો તેમજ માસિક પત્રની ઉર્દુ લિપિ અમને અપરિચિત હોવાથી તે વાંચવા બન્યું નથી. લિપિ ઉર્દુ રાખવાની જરૂર આ સંસ્થાને ત્યાંના સંયોગોને લીધેજ પડી હશે. નાગરી લિપિ અને હિંદી બોલીના લાભો જોતાં તે બાબત તરફ પણ એ સંસ્થાના નેતાઓનું લક્ષ્ય હશેજ. લડાઇની મોંઘારત મટયા પછી અજમાયશ દાખલ પણ એકાદ બે પુસ્તકો હિંદીમાં કહાડી જોવામાં આવશે તો સારાજ પરિણામનો સંભવ છે.

ઉપલા કાર્યને ઉપાડનાર, ચલાવનાર તેમજ તેમાં સહાય કરનાર તમામ સજ્જનોને અમારો સપ્રેમ ધન્યવાદ છે.

## મરાઠીમાં તિલક મહારાજનું ગીતા રહસ્ય.

સારી કદર—ઉત્તેજન હોય તોજ મહાન ગ્રંથકારો પાકે; એવો નિયમ નથી. જેની ઉત્તમતાનો જગતભરમાં જોટો ન મળે એવા વેદ—ઉપનિષદ્—દર્શનાદિ મહાન આર્ય ગ્રંથોને કાંઇ નાણાંની કોથળીઓએ પેદા કર્યા નહોતા. નિરતિશય નિત્યાનંદમય "સત્ય" અને તેને પ્રાપ્ત કરવાની

શ્રેણીઓ સર્વવ્યાપક હોઇને હરકોઇ ઉત્કટ જિજ્ઞાસુ તેનો સ્વ-અંતરમાં સાક્ષાત્કાર કરી શકે; એ વાત એ અદ્ભૂત ગ્રંથોને ગુંથનારા મહર્ષિઓ સહજે જાણતા હોવાથી એમાં ગુંથેલા વિચારો અને સત્યોના "કર્તા" તરીકે તેમણે પોતાને નહિ મનાવતાં માત્ર "દ્રષ્ટા" તરીકેજ કહ્યા છે. અરણ્યવાસનાં આહ્લાદક દૃશ્યો અને વિશુદ્ધ વાતાવરણ વચ્ચે રહી, થોડાંક જાડાં ફાટાં વસ્ત્ર અને ફળમૂળથી નિર્વાહ કરનારા એ મહાત્માઓએ, પોતાની અસામાન્ય આંતર સંપત્તિના બળથી મહાન વિચારોનો અને અબાધિત સત્યોનો સાક્ષાત્કાર કરીને જે ગ્રંથો ગુંથ્યા હતા; તેનું મૂલ્ય ચક્રવર્તી રાજ્યોવડે પણ આંકી શકાવું અશક્ય છે. આભારના ભારને વશ થઇને તેમને તેમના સમ્રાટ્ શિષ્યોએ અર્પવા માગેલાં સામ્રાજ્યોનો પણ એ સત્યોની મહત્તા, આનંદ અને સંતોષ આગળ તેમણે સ્વીકાર કર્યો નથી.

**निस्पृहस्य तृणं जगत्** એ વાક્યનો સાક્ષાત્કાર કરાવતી આવી અતુલ વિદ્વત્તા અને નિસ્પૃહતા હોવા સાથે જનવર્ગ પ્રત્યેની ઉદારતા પણ એ દિવ્યાત્માઓમાં અમાપજ હતી. એ મહાન વિચારો અને સત્યોને શીખવા-અનુભવવા ઇચ્છનારાઓને તેનું શિક્ષણ આપવું, એ કાર્યને તે કૃતકૃત્યાત્માઓ આત્મવિલાસ સમજતા. પગાર કે બદલો લેવાની વાત તો બાજુ રહી; પરંતુ વિદ્યાર્થીઓના આહાર-આરોગ્ય-નિવાસાદિની કાળજી રાખીને ઉલટા તેઓ તેમની સેવા બજાવતા. જગતને સર્વથી મહાનમાં મહાન ગ્રંથો આપી જનારા આ પૂજ્ય ગ્રંથકારોનો મહિમા અવર્ણનીય છે.

જગતમાં દેશ-કાળ-પ્રકૃતિ-સ્થિતિ ઇ. નું પરિવર્તન અનિવાર્ય હોવાથી, તે ઋષિ-મુનિપ્રણીત અનુપમ સત્યો તથા વિચારો જો તે પરિવર્તનને અનુસરતી રીતે સમજાવાતા રહે તોજ તે જનવર્ગ માટે સુગમ રહી શકે છે; નહિ તો કેટલીક વાર અનધિકારને લઇને અનિષ્ટ

પણ થાય છે. આ પ્રમાણે હોવાથી એવા સમજાવનારાઓનો દરજ્જો પણ જેવો તેવો નથી. ચારિત્ર, અભ્યાસ, આવડત અને પરિશ્રમની અસામાન્યતા હોય તોજ એ કાર્ય ઉચ્ચ પ્રતિનું અને લોકશ્રદ્ધાને પાત્ર નિવડી શકે છે.

રત્નપ્રસૂતા ભારતભૂમિના એવા એક દિવ્ય સંતાનના એક દિવ્ય કાર્ય વિષે આ ઉલ્લેખ છે. ભારત માતાના એ સાચા પુત્રનું નામ આ વિષયને મથાળેજ અપાઈ ચૂક્યું છે. એમણે પોતાના છેલ્લા દીર્ઘ કારાવાસ દરમીયાન "ગીતારહસ્ય" નામક એક ઉત્તમ ગ્રંથરત્ન તૈયાર કરીને ભારતવાસીઓની સેવામાં અર્પણ કર્યું છે. ગીતાનો મહિમા અને આદેશ વર્તમાન ભારતમાટે ઉપકારક રીતે સમજાવનાર આ અસામાન્ય ગ્રંથ રચવામાં જે અથાક શ્રમ, અભ્યાસ અને જનસેવાની ઉત્કટ આતુરતા એ દિવ્યાત્મામાં હોવી જોઇએ, તે ઉપરાંત એ પુસ્તકને પ્રસિદ્ધ કરવામાં તેમજ પ્રચલિત કરવામાં તેમણે દર્શાવેલો આર્થિક ત્યાગ અને પરિશ્રમ પણ આ આર્થિક હાયવોયના જમાનામાં દુર્લભ અને અસાધારણજ છે.

ઉપલું અષ્ટપત્રી નવસોથી વધુ પૃષ્ઠનું પુસ્તક જેમ વિષયમાં, રચનામાં અને ભાષામાં ઉત્તમ છે; તેમ બાંધણી, છપાઇ અને કાગળોની બાબતમાં પણ તેવુંજ છે. આવો સર્વાંગસુંદર ગ્રંથ મરાઠીમાં તેમજ હિંદીમાં માત્ર રૂ ૩) જેટલી લાગત કિંમતથીજ તેમણે બહાર પાડ્યો છે. મુંબઇ પુના તરફની મોંઘી છપાઇ તેમજ કાગળોની હાલની મોંઘવારી છતાં એ ગ્રંથની ઉપરા ઉપરી થતી પુનરાવૃત્તિઓમાં પણ કિંમતનું એજ ધોરણ તેમણે ચાલુ રાખ્યું છે. ગુજરાતી તેમજ હિંદની બીજી ભાષાઓમાં અને અંગ્રેજીમાં પણ એ ગ્રંથ એવેજ ધોરણે પ્રસિદ્ધ થનાર છે. ભાષાન્તર કરાવવાની, છપાવવાની તેમજ ખપાવવાની અવસ્થા તિલક મહારાજે પોતાની નજર તળેજ રાખી છે.

થોડાંજ વર્ષમાં ઉપલી સર્વ ભાષાઓમાં થઇને આ ગ્રંથની લાખો પ્રત ફેલાઇ જશે તે જોતાં તિલક મહારાજે જો દરેક ગ્રંથ દીઠ માત્ર એકેક રૂા. પણ આ પુસ્તકની કિંમત વધુ રાખી હોત; તો તેવડે લાખો રૂ. ની આવક તેઓ કરી શક્યા હોત અથવા પોતાને તે પૈસા ન લેવા હોત તો–કેટલાક કરે છે તેમ–દેશમાંની કોઇ સંસ્થા અથવા સંસ્થાઓને તેટલી મદદ કરી શક્યા હોત; પરંતુ આવો લોભ સામાન્ય મનુષ્યોનેજ આકર્ષી શકે છે. જ્યાં "લોકહિત" એજ ખરો ઉદ્દેશ હોય ત્યાં એનું જોર ચાલતું નથી. **અસામાન્ય પુરૂષોની આવડત વેચવામાટે નહિ પણ વહેંચવામાટેજ હોય છે.** અન્ય ધર્મકાર્ય માટે વધુ કિંમત રાખી એક કાંકરે બે પક્ષી પાડવા જતાં એક પણ બાબતમાં ધારવા પ્રમાણેની સફળતા મળતી નથી. તિલક મહારાજ એવા ભૂલભર્યા વિચારે ચડે એવા નહિ હોઇને તેઓ તો ઉલટું આવી મોંઘારતના સમયમાં પણ પ્રથમનીજ કિંમતે આ પુસ્તકો બહાર પાડયા જઇને તે પાછળ હજારોની રોકાણ ઉપરાંત ખોટ પણ ખમ્યા જાય છે.

જગતમાં ચાલતા અનેકવિધ ધંધાઓમાં લેખન–અનુવાદનનું કાર્ય પણ એક મહત્વની વસ્તુ હોવાથી જેઓ તેને ધંધાની દ્રષ્ટિથી કરતા હોય તેઓ પણ જગતને સહકારનો ઉમદાજ ફાળો આપી રહેલા છે; પરંતુ જેઓ આજીવિકાની નિરાંતવાળા હોય અને ધારે તો અધિકાધિકના લોભમાં ન પડતાં નિષ્કામતાથી લોકહિત કરી શકે તેવા હોય; તેવા કુશળ લેખકો માટે તો તિલક મહારાજનો ઉક્ત સ્વાર્થત્યાગ, ઉદારતા અને શ્રમ આદર્શરૂપજ છે.

"સદ્‌વિચાર" એજ સર્વ ઉન્નતિના મૂળરૂપ હોવાથી, તેના પ્રચારના એક ઉત્તમ સાધનરૂપ ઉમદા ગ્રંથો ઉપર આ ગરીબ દેશમાં કિંમતનો બોજો જેટલો પણ બને તેટલો કમી કરવાને બદલે અન્ય

કોઇ પણ બાબતને ખાતર એ બોજો વધારવો તો નજ જોઇએ. જ્ઞાન-પ્રચારને ખાતર અન્ય બાબતો ઉપર ટેક્ષ નાખી શકાય; પરંતુ અન્ય બાબતોની ખાતર ગ્રંથોની ઉપર ટેક્ષ નખાય એતો ફળને પકડવા ખાતર વૃક્ષને કાપી નીચે પાડવા જેવું છે. કોઇ કોઇ પુસ્તકના અનુવાદની રજા આપવામાં આવી રીતે બીજાં કાર્યોને ખાતર આ સંસ્થા પાસે બદલો માગતાં કોઇ કોઇ જાહેર લોકસેવકો પણ અટક્યા નથી. સંસ્થાના નફા રહિત સસ્તા મૂલ્યના ધોરણની માહિતી આપવામાં આવતાં ઉત્તર મળ્યો છે કે અમુક રકમ અમુક કાર્યમાં આપવા ખાતર અમુક કિંમત વધારે રાખો. વિવિધ અને ચરિત્રમાળાઓનું મૂલ્ય પ્રથમથીજ નક્કી થઇ ચૂકેલું હોવાની વાત કહેવામાં આવતાં એ બાબત સાથે પણ તેમને સ્નાન સૂતક જણાયું ન હતું!

આ પ્રમાણે કોઇ કોઇ આગળ પડતાં મનુષ્યો તરફથી પણ એક ભિક્ષુની લોકહિતાર્થે ધરાયલી ભિક્ષા—ઝોળી માત્ર પૈસાને વાંકેજ પાછી વળાઇ હતી; તે તરફ જોતાં તિલક મહારાજના ઉપલા સ્વાર્થત્યાગ, ઔદાર્ય અને નિષ્કામ શ્રમમાટે તેઓ કેટલા બધા અસામાન્ય ધન્ય-વાદને પાત્ર છે તે જણાવવાની જરૂર નથી.

## ગુજરાતી ઉદાર લેખકો તેમજ માસિકપત્રો ઇત્યાદિ.

આવી રીતે સ્વરચિત ગ્રંથો માત્ર લાગત મૂલ્યથી બહાર પાડનાર ગુજરાતની બે પ્રાતષ્ઠિત વ્યક્તિઓનાં નામ પણ અત્ર યાદ આવી જાય છે.

સ્વ૦ મનઃસુખરામ સૂર્યરામે આજથી પંદર વીશ વર્ષ ઉપર વિચાર—સાગરનું ગુજરાતી ભાષાન્તર તૈયાર કરીને ઉપલા નિઃસ્વાર્થ ધોરણેજ તે પ્રસિદ્ધ કર્યું હતું.

ગુજરાતના સુપ્રસિદ્ધ વર્તમાન કવિ નાનાલાલે પણ ગીતાનો પોતે તૈયાર કરેલો શ્લોકબદ્ધ ગુર્જરાનુવાદ એજ ધોરણે રૂ ૦ાા, ૧ાા અને ૩ ની આવૃત્તિઓ રૂપે પ્રસિદ્ધ કર્યો હતો.

અનેક માસિક પત્રો પણ ગુજરાતમાં એવી કોટીનાં છે કે જેઓ

કમાણીનો હેતુ ન રાખતાં માત્ર લોકહિતાર્થેજ ચલવવામાં આવે છે, અને કેટલાંકની પાછળ તો શ્રમ અને દ્રવ્યનો ભોગ પણ અપાતો રહે છે. આ કોટીનાં માસિકોનું મૂલ્ય કદના પ્રમાણમાં ઓછું રહેવા છતાં તેઓ સારા લેખોથી, કદના વધારાથી, ખાસ અંકોથી તેમજ ભેટનાં રૂડાં પુસ્તકોથી જનસમાજની ઉત્તમ સેવા બજાવ્યે જાય છે.

આ, કે અન્ય ઉલ્લેખમાં જણાવાયલું "સસ્તાપણું" તથા તેના પ્રત્યેનું વલણ "ઉત્તમતાની સાથે રખાતા ઉદાર સસ્તાપણા" પરત્વેજ સમજવાનું છે. નિર્માલ્યતા સાથેના સહજસિદ્ધ સસ્તાપણા કરતાં તો "મોઘાપણાવાળી ઉત્તમતા"જ પસંદ કરવા યોગ્ય હોય છે.

આ ઉલ્લેખમાં જણાવેલા પ્રકારનાં અન્ય પણ અનેક કાર્યો અને ઉદારતાઓ થયેલાં તથા થતાં હોઇને ઉલ્લેખપાત્ર હોવા છતાં પણ તે અત્ર રહી જતાં હશે; પરંતુ માહિતી અથવા સ્મૃતિના અભાવે સેવક તેનેમાટે ક્ષમાપાત્ર છે.

આ પ્રકરણમાં આ સંસ્થાની શરૂઆત પછીથી જે જે પ્રવૃત્તિઓ ચાલુ થએલી જણાવી છે, તે સર્વ આ સંસ્થાનું જોઇનેજ કરવામાં આવી છે; એમ કહેવાનો લેશ પણ આશય નથી અને તેટલા માટેજ આ પ્રકરણને મથાળે "અનુકરણ" શબ્દની સાથે "સ્પર્ધા" અને "નવીનતા" એ શબ્દો મૂકેલા છે. રૂડા અને ઉપકારક વિચારો એકી વેળા અનેક હૃદયોમાં ઉદ્‌ભવતા હોઇને કોઇ તેના પર વહેલો અમલ કરે કે કોઇ મોડો કરે તે ઉપરથી પાછળનો કર્તા પહેલાનુંજ અનુકરણ કરે છે; એવો નિયમ બાંધી લેવાય નહિ. ઉંડી દ્રષ્ટિએ તો અગાધ દેશ કાળમાંની દરેકે દરેક વસ્તુસ્થિતિ અને ખુદ આ સંસ્થા પોતે પણ, ઘણેભાગે તેની અગાઉની કે આસપાસની વસ્તુસ્થિતિઓના એક યા બીજા પ્રકારના અનુકરણ અને મિશ્રણ રૂપજ હોઇને જગતમાં છેક નવું તો કશુંજ બનતું નથી.

# ગુજરાત વ. ક્યુ. સોસાઇટીને પ્રાર્થના.

અગાઉ જણાવ્યા પ્રમાણે સાધનસંપન્ન વ્યક્તિઓ અને સંસ્થાઓ તરફથી સારાં પુસ્તકોનું મૂલ્ય જેટલું પણ ઓછું રખાય તેટલા પ્રમાણમાં આ નિર્ધન દેશમાં તેનો લાભ વધુ લેવાય એતો સ્પષ્ટજ છે.

દાખલા તરીકે ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી જેવી સાર્વજનિક સંસ્થા, તેના લાઇફ મેમ્બરો સિવાયના અસંખ્ય જનવર્ગમાં પોતાનાં ઘણાં ખરાં પુસ્તકોની માત્ર દોઢસો બસો પ્રતજ—અને તેપણ અનેક વર્ષેજ—ફેલાવી શકે છે; તેને બદલે જો તે કિંમતનું વિશેષ ઉદાર ધોરણ રાખી શકે તો ટુંક સમયમાં દરેક ઉપયોગી પુસ્તકની એથી ચાર પાંચગણી પ્રત ફેલાવી શકે.

લાઇફ મેમ્બરોમાં થતો ગ્રંથપ્રચાર પણ એક રૂડી સમાજ-સેવાજ છે; પરંતુ દેશની વર્તમાન સ્થિતિમાં એકીવેળા ૫૦ ની રકમ ભરી શકવા જેટલી સગવડ કે સમજણ સોમાંથી દશ વાંચકો પણ ભાગ્યેજ ધરાવતા હોય છે. બીજા હાથપર એવી સમજણ કે સ્થિતિને અભાવે સદ્ગ્રંથોનો લાભ લેવાનો અધિકારી પણ એ બાકીનો નેવું ટકા વર્ગજ વધારે હોય છે. સમાજના આ બહુ વિશાળ અને ખાસ સેવાને પાત્ર અંગમાં ઉપર જણાવ્યું તેમ એક સારા ગ્રંથની માત્ર બસોક પ્રતજ—અને તે પણ અનેક વર્ષમાં થઇનેજ—જો ફેલાઈ શકતી હોય, તો ખુલ્લુંજ છે કે તે અંગ સોસાઇટીની સેવાથી લગભગ બાતલજ રહી જાય છે.

સોસાઇટીના નિયમ પ્રમાણે રૂ. ૫૦ ભરીને લાઇફ મેમ્બર થનારને બુદ્ધિપ્રકાશ તેમજ નવાં નીકળતાં પુસ્તકોના રૂપમાં દર વર્ષે સુમારે ૧૨૫ થી ૧૫૦ ફૉર્મે (સુ. રો. ૧૬ પેજી પૃષ્ઠ ૨૪૦૦) સુધીનું વાંચન

બદલામાં મળે છે. સોસાઇટી તરફથી છપાતી કિંમતને હિસાબે આ વાંચનનું મૂલ્ય રૂ. પાંચ શુમારેનું હોય છે. પચાસ રૂા. નું વ્યાજ તેમજ મૂડીનો ઘસારો ગણતાં આ બદલો સામાન્ય રીતે ઓછો પણ નથી. સેંકડો સ્ત્રીઓ વગેરે રૂા. ૨૫ ) થી મેમ્બર છે તેમના હકમાં તો એ બદલો ઉદાર પણ છેજ. માત્ર બહારના વિશાળ અને સામાન્ય જનવર્ગમાટે જ કોઇ ખાસ ઉદાર આકર્ષક ગોઠવણ નથી.×

પચાસ પોણોસો વર્ષપર સોસાઇટીનું કિંમતનું ધોરણ ઠરાવાયું તે સમયે વાંચનની રૂચિ તેમજ પુસ્તકોની ખપત બહુજ થોડી હોઇને સ્વતંત્ર પ્રકાશકોને પણ હાલના કરતાં વધુ કિંમત રાખવી પડતી હતી. વળી સોસાઇટી એ સમયે ઉગતી હાલતમાં હોઈને આર્થિક સાધન અને સહાય પણ હાલની અપેક્ષાએ તેની પાસે નહિ જેવાંજ હતાં. આવા સંયોગોમાં આ સંસ્થાએ કિંમતનું જે ધોરણ ઠરાવ્યું હતું તે, તે સમયની અપેક્ષાએ ઉદારજ હતું; પરંતુ એ પછીના લાંબા સમય દરમીઆન સુયોગ્ય સંચાલકો અને વ્યવસ્થિત વહિવટને પ્રતાપે આ સંસ્થાને જે સહાય અને સ્થિતિ પ્રાપ્ત થઇ છે; તેમજ જનવર્ગમાં શિક્ષણ અને વાંચન તરફ જે કાંઇ ચાહ વધ્યો છે તે તરફ જોતાં આવી એક પરોપકારી સાર્વજનિક સંસ્થામાટે હવે તો તે ધોરણ ઓછું ઉદારજ ગણાય.

હાલ આ માનવંત સંસ્થા પાસે પુસ્તકોના લેખનપુરસ્કારમાં

---

× આ ( સ. સા. ની ) સંસ્થા પણ વિવિધ અને ચરિત્રમાળાનાં પુસ્તકોનું મૂલ્ય વાર્ષિક ગ્રાહક સિવાયના છુટક લેનાર માટે વધુ રાખે છે તેનું કેમ ? સમાધાન એ કે એ માળાઓના મૂલ્યની યોજના વાર્ષિક હોઇને સામાન્ય જનવર્ગને પરવડે તેવી સસ્તી છે. સિવાય વાર્ષિક મૂલ્ય પ્રથમ લઇને તેનાવડેજ ગ્રાહકોને પુસ્તકો છપાવી મોકલાતાં હોવાનું આ માળાનું ધોરણ વગેરે ખુલાસો આગલા એક પ્રકરણમાં અપાઈ ચૂકયો છેજ.

ખર્ચવા માટે લગભગ બે હજારની વાર્ષિક આવક ધરાવતાં અર્ધલક્ષ રૂ. નાં ટ્રસ્ટફંડો છે; લાઇફ મેમ્બર તેમજ લાઇબ્રેરીઓ મળીને આઠસોક સ્થાયી ગ્રાહકો છે; અન્ય કાર્યોમાટે સંસ્થાને હસ્તક મૂકાયલાં સવા બે લક્ષ રૂ. નાં ટ્રસ્ટફંડો ઉપરાંત સ્વતંત્ર ફંડ, સ્વતંત્ર વિશાળ મકાન તેમજ વેચવાનાં પુસ્તકો વગેરે મળીને લગભગ બે લાખ રૂ. ની સોસાઇટીની પોતાની સ્વતંત્ર મિલકત છે; આવકમાંથી ખર્ચ બાદ કરતાં હાલ દર વર્ષે ચારથી પાંચ હજાર રૂ. નો વધારો એ મિલકતમાં થતો રહે છે; સ્થાયી ફંડોની વ્યાજની આવકમાંથી ખર્ચાયા-વિના રહેલી પચીસેક હજારની રકમ અનામત છે; રા. બા. રમણભાઇ તેમજ શ્રીયુત્ ભાઇશંકર નાનાભાઇ જેવી પ્રતિષ્ઠિત વ્યક્તિઓ ઓનરરી સેક્રેટરી તથા પ્રમુખપદે છે; મી. પરીખ જેવા ઉત્સાહી આસિસ્ટંટ સેક્રેટરી અને અમદાવાદના જાણીતા વિદ્વાનો તેમજ શ્રીમાનોનું વ્યવસ્થાપક મંડળ છે; ના. ગાયકવાડ સરકાર તેમજ લોર્ડ રે જેવા મુરબ્બીઓ છે; ગુજરાત કાઠિઆવાડના રાજા મહારાજાઓ ધનવાનો અને વિદ્વાનો પૈકી સેંકડો પ્રતિષ્ઠિત સભ્ય વ્યક્તિઓ તેમજ દશ બારેક યુરોપિયન અધિકારીઓ લાઇફ મેમ્બર છે; માસિક પત્ર રૂપે સંસ્થાનું પોતાનું સ્વતંત્ર વાજીંત્ર છે અને એ સર્વના આત્મારૂપે "લોકહિતની સાધના" નો ઉદાર—વિશાળ ઉદ્દેશ તો સંસ્થાની સ્થાપના થઇ ત્યારથી જ છે; આવા શુભ સંયોગો વચ્ચે પણ શું સોસાયટીની સાહિત્યસેવાનો લાભ સામાન્ય જનવર્ગ વધુ પ્રમાણમાં લઇ શકે એવો કોઇ માર્ગ નજ નિકળી શકે ?

હાલ આ સંસ્થા દ્વારા દરવર્ષે નવાં પુસ્તકો તથા પુનરાવૃત્તિઓની મળીને આઠથી દશ હજાર પ્રત છપાતી રહીને તેની છપામણી, બંધામણી અને કાગળ ખર્ચ પાછળ દરવર્ષે રૂ. દોઢેક હજારની રકમ

ખર્ચાતી રહે છે.* પુસ્તકોનું વેચાણ દરવર્ષે રૂા. ૭ હજારની કિંમતની દશેક હજાર પ્રતનું થતું રહે છે. આ વેચાણમાં અઢી હજાર રૂા. ની રકમ લાઇફ મેંબરોને ભેટ અપાતાં પુસ્તકોની કિંમત બદલની સમાયલી હોય છે; અને બાકીનું માત્ર ત્રણ ચાર હજાર રૂા. નું (પાંચથી છ હજાર પ્રતનું) જ વેચાણ બહારના સામાન્ય જનવર્ગમાં થતું જણાય છે.

એક તરફ આ સંસ્થાનો સીત્તેર વર્ષનો અનુભવ, બીજી તરફ તેનાં વિશાળ સાધનો તથા વ્યવસ્થિત બંધારણ, ત્રીજી તરફ વર્તમાન જનવર્ગની વાંચન તરફ પ્રથમની અપેક્ષાએ વધેલી રૂચિ અને અનેક સ્થળેથી નીકળતાં સારાં સારાં પુસ્તકોનો પ્રથમના કરતાં અનેકગણા પ્રમાણમાં લેવાતો લાભ; આ સર્વ સંયોગો સાથે તુલના કરી જોતાં આવી મજબૂત સંસ્થાની સાહિત્યસેવાનો સામાન્ય જનવર્ગથી લેવાતો ઉપર જણાવેલો લાભ કેટલો બધો સ્વલ્પ ગણાય! શું હજી પણ આ બાબતને ખાસ મહત્વ આપીને ઘટતો માર્ગ કહાડવાનો સમય આવી પહોંચેલો નહિ ગણાય?

ફંડની વૃદ્ધિ માટે આ (સસ્તા સાહિત્યની) સંસ્થાએ કેટલીક વધુ પ્રત છપાવતા રહેવાનું અને તેના ઉપર માત્ર વધારાના કાગળ, પ્રિન્ટીંગ વગેરે જોગોજ ખર્ચ ગણી લઇને બચતની રકમ સંસ્થાના ફંડમાં જમા કરતા રહેવાનું જે ધોરણ રાખેલું અગાઉ જણાવવામાં આવ્યું છે; તેવું ધોરણ સોસાઇટી જો અધિક સસ્તાપણાની તરફેણમાં યોજવા ધારે તો નીચલી રીતે સુખપૂર્વક યોજી શકે.

વાર્ષિક ગ્રાહકોનો એક નવીન વર્ગ ખોલીને તે વર્ગને માટે હજારેક પ્રત વધુ છપાવવાનું રાખવું; અને કંપોઝ, પ્રુફરીડીંગ, લેખન-

* આ તથા બીજા આંકડા ઘણે ભાગે ઈ. સ. ૧૯૧૪ તથા ૧૫ ના સોસાઈટીના રિપોર્ટોને આધારે અપાયા છે. લડાઇથી કાગળો મોંઘા થવાને લીધે હાલ ખર્ચ વધ્યોજ હશે; પરંતુ ઉલ્લેખ સામાન્ય સમયને માટે છે.

પુરસ્કાર વગેરે બાબતોનો ખર્ચ આ વધારાની પ્રતો માટે ખાસ નવો કરવાનો નહિ હોવાથી તે પ્રતોની પડતર માત્ર વધારાના—કાગળ, પ્રિન્ટીંગ, ફોલ્ડીંગ, બાઇન્ડીંગ અને પોષ્ટેજના—ખર્ચે જોગીજ વાર્ષિક ગ્રાહકોને માટે રાખવી. આ પ્રમાણે કરવાથી આ સંસ્થા હાલનું પોતાનું ૨૫૦–૩૦૦ પૃષ્ઠનું બાર આનાની છાપેલી કિંમતવાળું પુસ્તક વાર્ષિક ગ્રાહકોને પોષ્ટેજ સહિત માત્ર એથી અર્ધીજ કિંમતે (અને સાદા પૂંઠાવાળી આવૃત્તિ માત્ર ત્રીજા ભાગનીજ કિંમતે) આપી શકે* આ ગણનામાં કાગળોનો ખર્ચ સામાન્ય સમયને હિસાબે ગણેલો હોઇને આ સૂચના હાલની સામાયિક મોઘારત ઓછી થયા પછીનેજ માટે છે.

જો ઉપર પ્રમાણેની ગોઠવણ બની શકે તથા પુસ્તકોની પસંદગીમાં વિશાળ દ્રષ્ટિપૂર્વક લોકહિત અને લોકરૂચિ તરફ ઘટતું ધ્યાન અપાયા કરે; તો આ નવીન વર્ગનાં હજારને બદલે કદાચ બે હજાર કે તેથી પણ વધુ ગ્રાહકો નીકળી આવે તો તે પણ અશક્ય નથી. છુટક કિંમત હાલના જેટલીજ છપાતી રહે તો બુકસેલરો તરફથી પણ પોતાના નામપર સેંકડોની સંખ્યામાં વાર્ષિક ગ્રાહકો નોંધાવા સંભવ છે; કેમકે ટપાલ ખર્ચ બાદ થઇને પુસ્તકો મળવાને લીધે છુટક વેચાણમાં તેમને બમણા કરતાં પણ વધુ નાણાં ઉપજે.

આ વધારાના વર્ગની વ્યવસ્થા માટે સોસાઇટીને કેટલોક ખર્ચ વધે ખરો; પરંતુ તેની હાલની આર્થિક સ્થિતિમાં આવો ખર્ચ ભોગ-

---

* આ ધોરણ આ સસ્તા સાહિત્યની સંસ્થા કરતાં વધુ સસ્તું અને તેથી વધુ યશભર્યું હોવાથી આ સંસ્થા પોતાનાંજ પુસ્તકોમાં એવું ઉદાર ધોરણ કેમ ન લાવી શકે ? કારણ એ છે કે તેની પાસે લેખનપુરસ્કાર અને વ્યવસ્થાને લગતા ખર્ચો બારોબાર વ્યાજમાંથી નીકળી રહે એવું વિશાળ સ્થાયી ફંડ કે બીજું કોઈ સાધન નથી. આવી કંઇક યોજના બનતાં સુધી આ રિપોર્ટના છેવટના ભાગમાં આપવા વિચાર છે.

વવાનું અશકય નથી. ધારી લઇએ કે ગ્રાહકો કદાચ પાંચદશ હજાર જેટલાં વધી જાય અને તેથી વ્યવસ્થા પાછળ માત્ર હજાર પાંચસોજ નહિ, પણ વાર્ષિક વધારાની (ચાર પાંચ હજાર જેટલી) બધી જ રકમ વર્ષોવર્ષ ખર્ચાઇ જતી રહે; ધારી લઇએ કે લોકહિતની આવી કોઇ ખાસ ઉપકારક યોજના પાછળ કદાચ ફંડની મુડીમાં પણ ખાડો વેઠવો પડે; પરંતુ એક સાધનસંપન્ન અને સાર્વજનિક સંસ્થાના લોકહિતના મુખ્ય ઉદ્દેશ તરફ જોતાં તથા જનવર્ગની દીન-અજ્ઞ સ્થિતિ તરફ જોતાં તે સર્વ સાર્થક અને શોભાભર્યુંજ ગણાય. તેલ અને બત્તીરૂપી સાધનોના બળવાથી પ્રકાશનો જે લાભ મળે છે, તેનો માત્ર ઘડી બે ઘડી પણ ઉત્તમ સદુપયોગ થઇ શકે, તો તેના પરિણામે એવાં હજારો તેલ અને બત્તીઓ મેળવી શકાય છે; તેની પેઠે એવી આર્થિક ક્ષતિના પરિણામે જો હજારો મનુષ્યોના હૃદય પ્રદેશમાં અનેકગુણઉપકારક એવી સુવિચાર જ્યોતિનો થોડો પણ પ્રકાશ પાડી અથવા વધારી શકાતો હોય, તો તેથી કરીને તે ક્ષતિ કરતાં સેંકડોગણો લાભ જનવર્ગને થવાનો થવાનો ને થવાનોજ. જો એનું નામ "ક્ષતિ"જ હોય, તો તેની ક્ષતિ ખમવામાં પણ એક પરોપકારી સંસ્થા પાસેના લોકધનનો ડહાપણ ભર્યોજ ઉપયોગ થયેલો ગણાય. ખાતરની ખરી સાર્થકતા કાંઇ તેનો ટોપલે ટોપલે ઢગ કર્યાં જઇ ઉકરડો ઉંચો કરવામાંજ નહિ, પરંતુ પાછું તેને માલિકના ખેતરમાં વેરી દઇને માટી ભેગું માટી થવા દેવામાંજ છે. એક ગાડામાં રોડાંના ટોપલે ટોપલા સીંચાયા કરે તેમાંથીજ કાંઇ તે રોડાંની, ગાડાની કે ગાડીવાનની સાર્થકતા નથી; પરંતુ માલિકના મકાને પહોંચાડી દઇને મકાનમાં પડેલા ખાડાઓ પૂરવામાંજ છે. પૈસા રોડાં છે; સાર્વજનિક સંસ્થાઓ ગાડાં છે; ચાલકો હાંકેડુ છે; જનવર્ગ માલિક છે; દેશ ઘર છે અને અજ્ઞાનજન્ય દુઃખ દૈન્યરૂપી ખાડાઓ છે. લોકનાં નાણાં-તે પણ મુડીમાંથી નહિ પણ વ્યાજની આવકરૂપે ઉકરડો વધાર્યાં જતાં વધારાનાં

નાણું-આની કહેવા માત્રની "ક્ષતિ"-પણ ખરા રૂપમાં "ઉન્નતિ"-ખાતે જો ન વપરાઇ શકે; જનવર્ગના પ્રતાપે ભેગી થએલી સામાન્ય મૂડીના વ્યાજની આવક પણ જો જનવર્ગના આવા શ્રેષ્ટ હિતાર્થે ન વપરાઇ શકે; તો પછી માત્ર ઉકરડો વધાર્યા જવામાં પણ અર્થ શો ? માત્ર જોવો બતાવવો અને વધારવો, એજ જો આવા ઉકરડાનો ઉપયોગ હોય; તો પછી-તે ગમે તેવા મનુષ્ય, સંસ્થા કે રાજ્યના હાથમાં હોય તોપણ-તેનું પરિણામ આખરે "વિનાશ" માંજ આવે છે. મોટાં મોટાં સામ્રાજ્યો પણ આ અબાધિત મહાનિયમમાંથી મુક્ત રહી શકતાં નથી તો પછી સંસ્થાઓની તો વાતજ શી ? બીજા હાથ ઉપર જે આર્થિક ક્ષતિ જનવર્ગના જ્ઞાનધનની પૂર્તિને ખાતર વેઠાતી હોય, તેને પરિણામે તે ક્ષતિ કરતાં પણ વધારે સાધનો જન-વર્ગમાંના ઉદારાત્માઓ પાસેથી મળી આવવાં; એ વાર્તા પણ આવા ઉન્નતિના જમાનામાં એક પ્રતિષ્ઠિત સંસ્થાનેમાટે અશકય નજ ગણાય.

અહીં કોઇ એમ પણ કહી શકે કે;-આ પ્રમાણે વાર્ષિક વર્ગને સસ્તાં પુસ્તકો મળવાથી પછી સોસાઇટીમાં લાઇફ મેમ્બર રૂા. ૫૦) ભરીને કોણ થશે ? વળી હાલના લાઇફ મેમ્બરોનાં શરીર છુટતાં જઇને વીશ પચીશ વર્ષમાં તેઓ બધાજ ઘટી જાય તેનું કેમ ? આનું સમાધાન એ છે કે લાઇફ મેમ્બરો નહિ રહે ને નવા નહિ થાય તો તેની સાથે તેમને વિના મૂલ્યે પુસ્તકો આપવાની ફરજ પણ મટવાનીજ છે. વળી જે ફંડાની આવકમાંથી લેખન પુરસ્કાર તેમજ વ્યવસ્થાના ખર્ચો નિભાવવાના; તે ફંડો પણ કાયમજ રહેવાનાં-એટલુંજ નહિ પ્રણ ઉપર જણાવ્યા જેવી ઉપકારક યોજનાને પરિણામે ઉલટાં તે હાલના કરતાં પણ વધુ વેગથી વધવાનાં. અમુકના સ્મારકની માળા તરીકે તે વ્યકિતનું નામ હાલમાં માત્ર અમુક સો ઠેકાણે જ વંચાતું હોય, તેને બદલે જો તે અમુક હજાર ઠેકાણે વંચાતું જણાશે; તો

ઉદારાત્માઓનેમાટે તે બાબત અનેકગણી આકર્ષક બને તેમ છે.

ગુજરાતની શોભારૂપ આ ઉત્તમ આશય વાળી અને સારાં સાધનો વાળી સંસ્થા, સર્વ કોઇના સદ્‌ભાવ, શુભેચ્છા અને મમતાને પાત્ર હોવાથી જ સેવક તેવામાંના એક તરીકે આ ઉલ્લેખ કરવાને પ્રેરાયો છે.

ગુ. વ. સોસાઇટીના હાલના માનવંત ચાલકો આ સર્વ હકીકત ધ્યાનમાં લઇને ઉપર જણાવ્યા જેવો અથવા અન્ય કોઇ ખાસ ઉદાર અને દીર્ઘદ્રષ્ટિ ભર્યો માર્ગ અજમાયશ દાખલ પણ કહાડવા તસ્દી લે અને તેમ કરવામાં કંઇક સાહસ જેવું ભાસતું હોય તો તે પણ ખાસ ઠરાવ કરાવીને સંસ્થાનાં સાધનોના આધારપર વહોરી લે; એવી તેમના પ્રત્યે પૂર્ણ માન અને આગ્રહપૂર્વક પ્રાર્થના છે.



# પ્રકીર્ણ હકીકતો.

## સંસ્થાની ઘટમાળ.

પાણીના રેંટમાં ઘડાઓને એટલી સંખ્યામાં તથા એવી રીતે એક પછી એક મણકાના રૂપમાં લટકાવી દેવામાં આવે છે કે જેથી કરીને એ રેંટ ચાલુ હોય ત્યાં સુધી કેટલાક ઘડા ઠલવાતા રહે છે, તો બીજી તરફ બીજા તેટલા ભરાતા રહે છે; અને એવી રીતે જળ-સિંચનનું કાર્ય ચાલુ જ રહ્યા કરે છે.

આ સંસ્થાનું કાર્ય પણ હવે એવી એક ઘટમાળનુંજ રૂપ ધારણ કરી ચૂકયું છે. માળામાં જેમ ૧૦૮ મણકા હોય છે, તેમ સં. ૧૯૭૨ સુધીમાં સંસ્થા તરફથી થએલી પ્રસિદ્ધિઓની સંખ્યા પણ ૧૦૮ ની થઇ છે. મેરની જરૂર હોય તો એ પ્રસિદ્ધિઓ સાથેજ સંબંધ ધરાવનારા આ (હિસાબ રિપોર્ટના) પુસ્તકને ગણી શકાશે. સૂત્ર (આધાર અથવા દોરો) ની જગ્યાએ જનવર્ગનું સદ્ભાગ્ય; અને સૂત્ર-ધારની જગ્યાએ સર્વેશ્વર છે. બળદ અને હાંકેડુ તરીકેનું માન સેવક શરીરને અને અંતરાત્માને મળેલું હોઇનેજનવર્ગનું પુણ્ય હશે ત્યાં સુધી બીજા પણ એક એકથી ચડે તેવા બળદ તથા હાંકેડુ મળ્યાજ કરશે; અને આવા લોક સેવાના કાર્યને ચાલુ રાખવામાં અહોભાગ્ય માનશે.

૧૯૭૨ પછી પણ વધુ પુસ્તકો નીકળવાનું જારીજ રહ્યું છે અને રહે તેમ છે; પરંતુ તેમ બને તેવું ન હોત અથવા આગળ ઉપર નહિ બની શકે તો પણ નીકળી ચૂકેલાં પુસ્તકોની સંખ્યા તથા પ્રકાર એવાં છે કે તેમાંથી જે પુસ્તકો ખૂટી ગયાં છે તથા વખતો વખત ખૂટતાં ચાલશે તેની માત્ર પુનરાવૃત્તિઓ પુરી પડાતી રહેશે, તો પણ સંસ્થાની જનસેવા સામાન્યરૂપે ચાલ્યાજ કરશે; અને ગ્રંથરૂપી

ઘડાઓથી સંકળાયલી આ ઘટમાળા સદ્દવિચારોરૂપી અમૃતસિંચનનું કાર્ય તેનાં પિપાસુ હૃદયક્ષેત્રો પ્રત્યે બજાવ્યાજ કરશે.

## અગીઆરનો અંક.

આ સંસ્થાના અત્યાર સુધીના કાર્યમાં અગીઆરના અંકનો યોગ અણુચિંતવ્યો નીચલી બાબતોમાં આવી ગયો છે.

૧. સર્વથી પહેલા નીકળેલા ગ્રંથનું નામ "એકાદશ સ્કંધ" હતું.

૨. સર્વથી પહેલા લખાયલા નિવેદનની તિથિ એકાદશી (સં ૧૯૬૩ના જ્યેષ્ઠ વદની.) હતી.

૩. આ (દશ વર્ષનો) રિપોર્ટ પણ સંસ્થાના અગીયારમા વર્ષની આખરેજ બહાર પડે છે.

૪. ૧૯૭૨ આખરે-કે જ્યાં સુધીનો આ રિપોર્ટ છે-તે સમયે સંસ્થામાં કાર્ય કરનાર મનુષ્યોની સંખ્યા અગીઆરની હતી.

સંસ્થા તરફથી જે ચાર પ્રકારથી-એટલે કે વિવિધ ગ્રંથમાળા, ચરિત્રમાળા, અને બૃહદ્દગ્રંથમાળાદ્વારા તેમજ પરચુરણ છુટાં-જે પુસ્તકો નીકળ્યાં છે, તેમાં પણ સં. ૧૯૭૨ ની આખર સુધીમાં અગીઆરનો અંક નીચે પ્રમાણે લાગુ થયો છે.

૫. વિવિધ તથા ચરિત્રમાળાના મળીને નિકળી ચુકેલા સેટોની કુલ સંખ્યા અગીઆરની થાય છે.

૬ બૃહદ્દગ્રંથમાળા દ્વારા નીકળેલાં પુસ્તકોની સંખ્યા પણ અગીઆરની થઇ છે.

૭. એકાદશસ્કંધ વગેરે પરચુરણ છુટાં પુસ્તકો નીકળેલાં તેની સંખ્યા પણ અગીઆર છે.

## પ્રસિદ્ધિઓના હક સ્વાધીન.

સંસ્થા તરફથી પ્રસિદ્ધ થતાં પુસ્તકોમાં તેને લગતા પુનરાવૃત્તિ વગેરેના હકો સંસ્થાને સ્વાધીન હોવાની હકીકત લખાતી રહે છે તેનું

કારણ એટલુંજ કે; કિંમત, કાગળ, છપાઇ, વગેરેનું ગમે તેવું ધોરણ રાખીને કોઇ તેનો દુરૂપયોગ કરે નહિ. નીચલા બે અનુભવો પછી તેમ કરવાની જરૂર જણાઈ હતી.

૧ સંસ્થા તરફથી શરૂઆતમાં ગીતાની જે આવૃત્તિ નીકળી હતી; તેની નકલ એક વેપારીએ ગુપચુપ હલકા કાગળપર છપાવીને વેચવા માંડી હતી; અને એમાં ભાષાંતર અક્ષરે અક્ષર લેવા છતાં "શ્રીધરી ટીકાને અનુસાર" એવું તેના ઉપર છાપવામાં આવ્યું હતું.

૨ આ ખાતા તરફથી ગીતાની એક આનાવાળી આવૃત્તિ નીકળેલી, તેની એક મનુષ્યે હજાર પ્રત ખરીદીને પછી તેનાં પૂઠાં, મુખપૃષ્ઠ, તથા જાહેર ખબરો ફાડી નાખીને પોતા તરફથી ચાર આનાની કિંમત વગેરે હકીકતવાળો કાગળ તે ઉપર ચોડાવીને ખરીદનારાઓને ઠગ્યા હતા.

નિઃસ્વાર્થપણે અને કાગળ છપાઇ વગેરેના યોગ્ય ધોરણથી સંસ્થાનું હરકોઇ પુસ્તક છપાવવા ઇચ્છનારને તેમ કરવાની રજા ખુશીથી અપાતી રહે છે.

## પ્રકાશક તરીકેનું નામ.

સંસ્થાનું નામ નક્કી થયા પછીથી નીકળેલાં પુસ્તકોમાં "પ્રસિદ્ધ કર્તા" તરીકે "સસ્તું સાહિત્ય વર્ધક મિત્રમંડળ" નુંજ નામ અપાતું રહ્યું હતું; પરંતુ પાછળથી વિવિધગ્રંથમાળા વગેરે દ્વારા કાર્ય લંબાવવાનું ઠરતાં તથા ફેરવાતા ચાલેલા સરકારી નિયમોને લીધે ગ્રંથસંપાદનનું કાર્ય વિશેષ જુવાબદારીવાળું બનતાં "મિત્રમંડળ" ને બદલે "કાર્યાલય" નું નામ આપવું યોગ્ય ધારવામાં આવ્યું હતું. એ પછી થોડાજ સમયમાં પ્રેસોને એવો હુકમ મળ્યો કે એવી રીતે એકલું સંસ્થાનુંજ નામ નહિ ચાલી શકતાં તેની સાથે કોઇ જોખમદાર વ્યક્તિનું નામ પણ છાપવું જોઇએ; જેથી કાર્યાલયના નામની

સાથે સેવકનું નામ પણ આપતા રહેવાની જરૂર પડી હતી. પુસ્તકોના સંપાદન અને પ્રકાશન કાર્યમાં અન્ય સભ્યોની શામિલગિરી નહિ હોઇને માત્ર સેવકની મરજી પ્રમાણેજ કાર્ય થયા કરવા છતાં કોઇ વખત કોઇ પ્રકારના મતભેદ કે જુવાબદારીનો પ્રસંગ ઉભો થાય તો "મંડળ" શબ્દને લીધે અન્ય સભ્યોને તેમાં નાહકનું સંડોવાવું પડે નહિ; એવો હેતુ આ ગોઠવણમાં રહેલો હતો. આ ગોઠવણનો અર્થ કોઇ કોઇ હેતના કટકાઓએ એવો ફેલાવ્યો હતો કે એમ કરીને સંસ્થાને પોતાની માલિકીની દર્શાવવામાં આવી છે.

## પઢીઆરનાં પુસ્તકોની વ્યવસ્થા.

આગળ જણાવાયું છે તેમ પઢીઆર દેશમાં રહેવા ગયા પછીથી તેમનાં તેમજ સંસ્થાનાં પુસ્તકોની વેચાણ વ્યવસ્થા એકજ પગારદાર માણસ દ્વારા થતી હતી. એ વ્યવસ્થા, એ પછી થોડા સમયમાં સંસ્થા-માટે સ્થળની જુદી સગવડ થયા પછી પણ કેટલાક માસ સુધી તેજ પ્રકારે ચાલુ રહી હતી. પરંતુ એવી રીતે એક માણસમાટે એ ઠેકાણું નહિ ફાવી શકવાથી સ્વર્ગનાં પુસ્તકોની વેચાણજોગી થોડી થોડી પ્રત કાર્યાલયમાંજ મૂકવાનું રખાયું હતું.

ગટર, અંધારૂ વગેરે કારણથી સ્વર્ગનાં પુસ્તકોની વખાર પુસ્ત-કોના હકમાં પ્રથમથી પણ અયોગ્ય તો હતીજ; તેમાં ઉપલા કારણને લીધે માણસનો અવર જવર ઘટી જતાં ઉંદર ઉધઇ અને વીંછીનો પ્રતાપ વધતો ચાલી પુસ્તકોનું ખૂબ નુકશાન થવા લાગ્યું. સ્વર્ગનાં તથા સસ્તા. સાહિત્યનાં થોડાં થોડાં પુસ્તકો માટે જુદા જુદા માણસ રાખવાનું તો પ્રથમથી મુસ્કેલ હોવાથીજ બન્ને બાબતો એક માણસને સોંપાઇ હતી. પરિણામે સગવડવાળું સ્થળ મળતાં પગારની પેઠે ભાડું પણ ફાળવી લેવાનું રાખીને સંસ્થાના કાર્યાલયમાંજ સ્વર્ગનાં તમામ પુસ્તકો મૂક-વાની ગોઠવણ યોજાઇ હતી.

સ્વર્ગનાં પુસ્તકોની માગણી પાછળથી ઘટતી જવી, વગેરે કારણોને લીધે તેને લગતું દેવું ભરી દેવાનું અને નવાં પુસ્તકો છપાવવાનું માલિકના હકમાં મુશ્કેલ બનવાથી અને મુંબઇ છોડ્યું ત્યારથી સર્વ વ્યવસ્થા તેમણે સેવકની સલાહ તથા દેખરેખ ઉપર મુકી દીધેલી હોવાથી તે તરફ પણ કેટલીક કાળજી રહ્યા કરે એમાં નવાઇ નથી.

પરિણામે સ્વર્ગનાં પુસ્તકો અમુક મુદત સુધી ઓછી કિંમતે અપાવવાનું રાખી કેટલીક રકમ તુરતમાં ઉભી થાય તેમ કરવાની, અમદાવાદના કાર્યાલયમાં પણ તેની થોડી થોડી પ્રત રાખવાની, તેમજ કિફાયતને ખાતર છપાવવાની સગવડ પણ તેમના ખર્ચે અમદાવાદમાં કાર્યાલયદ્વારાજ રાખવાની ગોઠવણ કરાવાઇ હતી.

ઉપર જણાવ્યું તેમ એ દરેક બાબત કાર્યાલયની સાથે સંબંધ ધરાવતી હતી તેટલે અંશે તેના માલિકને ખર્ચેજ કરાઈ હતી. સેવક તરફથી તે બાબતમાં કાંઇ ચિંતન, દેખરેખ વગેરે થયું હોય; તે બદલ તો સંસ્થા તેમની પાસેથી કાંઇ ફાળો નજ લઇ શકે; કેમકે સેવક, આ સંસ્થાનું અવૈતનિક કાર્ય બજાવવાને જેટલો સ્વતંત્ર હોઇ શકે; તેટલોજ સ્વતંત્ર તે પઢીયારનું કે ગમે તેનું કાર્ય બજાવવાને પણ હોઇ શકે. સંસ્થાના વહિવટ સાથે આ બાબતને થોડોક સંબંધ હોવાથીજ તે વિષે આટલો ઉલ્લેખ કરાયો છે.

ઇશ્વિરેચ્છાથી હવે સ્વર્ગનાં પુસ્તકોનું દેવું મટી ગયેલું હોવાને-લીધે તેની વ્યવસ્થા કાર્યાલયના ભેગી ન રખાય તો પણ ચાલી શકે; પરંતુ તે વ્યવસ્થા મુખ્યત્વે મુંબઇનાં કાર્યાલયમાં અને માલીકના પોતા ખર્ચે તથા તેમના ચોપડામાં અલગજ રહેતી હોવાથી તથા ઓછા ભાડાની બીજી અનુકુળ જગ્યા મેળવવી કઠિન હોવાથી—એક ચાલી પડેલી બાબત તરીકે—હજી સુધી તે તેજ રીતે ચાલુ છે.

## નવીન ગ્રંથો રચાવવા વિષે.

ઉત્તમ કક્ષાના નવીન ગ્રંથો રચાવવા માટે કરવો જોઇએ તો બહોળો ખર્ચ ભલભલી સમૃદ્ધિવાન સંસ્થાઓથી પણ ક્વચિતજ બની શકતો હોઇને ઘણે ભાગે સારાં ભાષાન્તરો કે અનુકરણોથી જ તેમને પણ સંતોષ માનવો પડે છે. વળી જે ભાષામાં અમુક પુસ્તક પહેલુંજ નીકળતું હોય અથવા તો–વાચકોના હાથમાં તે પહેલી વારજ મૂકાતું હોય; તેમને માટે તો તે–ભાષાંતર કે પુનરાવૃત્તિ હોય તોપણ–નવીન ગ્રંથના જેટલું અને પ્રથમાવૃત્તિ જેટલુંજ ઉપકારક હોય છે. આવાં કારણોથી નવીન ગ્રંથો તરફ આ સંસ્થાનુ લક્ષ પણ વધુ ન રહે એ સ્વાભાવિકજ છે.

ધનપાત્ર સંસ્થાઓ પણ નવીન ગ્રંથો રચાવવા તરફ વધુ વલણ ન ધરાવતી હોય તો દોષપાત્ર નથી. નવીન અને અસામાન્ય ગ્રંથરચનામાં જે બળ કામ કરી શકે છે; તે બળ "નાણાં"નું નહિ પણ અસામાન્ય યોગ્યતા, અને લોકહિતની નિષ્કામ લાગણીનુંજ હોય છે. દિવ્ય ગ્રંથરચનાને પરિણામે દ્રવ્ય અને કીર્તિ ખેંચાઇ આવે તે જુદી વાત છે; પરંતુ જે રચના માત્ર દ્રવ્યની લાલસાથી જ પ્રેરાઇને કરાય, તેમાં તો અસામાન્યપણું ભાગ્યેજ આવી શકે છે.

અન્ય ગ્રંથો, માસિક પત્રો, ચર્ચાઓ, વગેરેમાંથી તફડમચી કરીને અથવા તો પ્રતિભાશાળી પુરૂષોનાં કથનો વગેરેને પોતાના નવીન વિચારો તરીકે ઠોકી બેસાડીને કે પછી વિદ્યાર્થિઓના જેવા થોકડે થોકડા નિબંધો ચિત્રી કહાડીને ગ્રંથકર્તામાં ખપવા ઇચ્છનારાનો ટોટો પડે તેમ નથી; પરંતુ અસામાન્ય મૂળ ગ્રંથકારો તો જગતમાં થોડાજ હોય છે. નાણાંની થેલીઓથી તેમને પકવી શકાતા હોય તો પણ તે કાર્ય ધનિકોનુ અને ધનપાત્ર સંસ્થાઓનુંજ ગણાય. આ સંસ્થા તો ઉપકારક લખાણો સંસ્કૃત, બંગાળી, અંગ્રેજી વગેરે જે પણ ભાષામાંથી મેળવવા બનશે, તેમાંથી

મેળવીને યથાશક્ય આપ્યે જશે. વ્યાસ, વાલ્મીકિ, મનુ, ટાગોર,× તિલક, બંકિમ અને બીજા દેશી વિદેશી વિદ્વાનોના જેવા અસામાન્ય લેખકો ગુજરાતમાં નવિન પાકે ત્યાં સુધી બેશી રહેવાની; કે ખાસ ઉપકારક ગ્રંથોના અનુવાદ નિકળવાને લીધે નવા સારા લેખકો પાકતા અટકે છે, એવી ભૂલભરેલી દલીલોના રદીયા આપવાની જરૂર નથી. ગીતા, ભારત, રામાયણ, મનુસ્મૃતિ ઇ૰ જેવા ગ્રંથો ગુજરાતીમાં નવા લખનાર બીજા વ્યાસ, વાલ્મિકિ, મનુ ઇ૰ ન પાકે ત્યાં સુધી શું તેમના મહાન સંસ્કૃત ગ્રંથોનો અનુવાદોદ્વારા લાભ જનવર્ગને નજ મળવા દેવો અને બીજી ભાષાઓમાંના ઉત્તમોત્તમ ગ્રંથોના અનુવાદો પણ શું નજ કહાડવા ?

---

# ટીકા—શંકા—દ્વેષ—મતભેદ ઈત્યાદિ.

ટીકા-મતભેદ ઇ૰ કોઇ વખત વ્યાજબી, કોઇ વખત સમજ્યા-વગર તો કોઇ વખત માત્ર દ્વેષને ખાતર પણ કરાય છે. દુર્દેશાવશ દેશમાં છેલ્લા બે પ્રકાર વિશેષ હોય છે. આ ઉલ્લેખ તેના સંબંધમાં જ છે. જે કાર્ય તરફ સ્થળે સ્થળે સદ્ભાવ દર્શાવાતો હોય તેના પ્રત્યે થોડા ઘણા એ પ્રકારના ઉદ્દગાર પણ નિકળે એ કેટલાંક કારણોને લીધે સ્વાભાવિક અને ઉપેક્ષાપાત્ર જ છે.

મતભેદ કે ભૂલભર્યા વિચાર તો ગમેતેવી બાબતમાટે પણ હોઇ શકે; પરંતુ મનુષ્યમાં ખરી શુભેચ્છકતા હોય છે તો તો થોડોક વધુ વિચાર કરી જોવાથી કે સહાનુભૂતિભરી સીધી સાદી પુછપરછથીજ ઘણી વખત સમાધાન મળી જાય છે. અણુસમજુ, મિથ્યાભિમાની, કે દ્વેષી મનુષ્યો—જેમનો હેતુ ખરી યા ખોટી ખામીઓ બતાવીનેજ પોતાનું બડેખાંપણું દર્શાવવાનો અથવા તો અંતરની જ્વાળા ખાલી કરવાનો હોય; તેવાઓ માટે તો એ પ્રકાર નકામો ખરો. જેઓ પોતાથી

---

× એમનાં કેટલાંક પુસ્તકો અત્ર તરફથી હવે પછી નિકળનાર છે.

અધિકતાવાળું અથવા અધિક કાર્ય કે યશ જોઇને બળવાના સ્વભાવ-વાળા હોય; જેઓ સંસ્થાના કાર્યથી પોતાના બુકસેલર તરીકેના અથવા તો લેખક કે પ્રકાશક તરીકેના ધંધામાં કે યશમાં ક્ષતિ માનતા હોય; જેઓ આવી સંસ્થા પાસેથી ઇચ્છિત બદલાથી ઇચ્છિત લેખન કાર્ય, નોકરી, જાહેર ખબરો વગેરે મેળવવામાં નિષ્ફળ ગયા હોય; એક યા બીજા કારણથી સંસ્થામાંથી જેમને દૂર કરાયા હોય કે દૂર થવું પડયું હોય, અથવા તો જેઓથી પ્રથમથી કે પાછળથી દૂર રહેવામાં આવ્યું હોય; જેઓ કોઇ બાબતમાં પોતાને જોઇતી સહાય સગવડ કે ભલા-મણ મેળવવામાં નિરાશ થયા હોય; ઉદારતા સાદાઇ કે અન્ય કારણને લઇને સામાન્ય પુરસ્કારથી સંસ્થાનું કામ બજાવે એવા તથા અપ્રસિદ્ધ અને પદવી રહિત–છતાં કામમાં ઉતરે નહિ એવા–સુલેખકોદ્વારા સંસ્થા પોતાનું અનુવાદન કાર્ય લે, તે જોઇને તેવા કામ કરનારાઓ તરફ તેમજ સંસ્થા તરફ જે " મોઘેરા મેમાનો " નો અણગમો હોય; જેમની નવીન ગ્રંથરચના કે અનુવાદ સંસ્થામાં પસંદગી પાત્ર ન થતાં પાછાં વળવાથી, અથવા તો સંસ્થાના અમુક હદના કામનેલીધે જેમની લેખનકાર્ય મેળવવાની માગણી નહિ સ્વીકારી શકાવાથી, કે પછી કોઇ કોઇવાર 'મા'ને "બાપની બૈરી" જેવું " અપ્રિય સત્ય " કહી દેવાના સેવકના અયોગ્ય સ્વભાવથી જેમને ગુસ્સો લાગ્યો હોય; જેઓ અસત્ય ટીકા, ચર્ચા કે આક્ષેપ ફેલાવવાના " ચમત્કારથી નમસ્કાર " કરાવવાની દુરાશામાં ડૂબેલા હોય; એવા એવા મનુષ્યોની ધારણા ઉપલે સીધે સાદે માર્ગે કયાંથી સિદ્ધ થાય ? એ પૈકી ધર્મ પુસ્તકોના ધંધાથી લાખોની કમાણી કરનાર ગુજરાતીકારનું આ સંસ્થા તરફનું હેત ( ! ) પ્રસિદ્ધજ છે. તે ઉપરાંત અન્ય બે ત્રણ જગાએથી થોડી ઘણી વિરુદ્ધ વલણ દેખાવામાં પણ ઉપલા જેવાંજ એક યા વધુ કારણ રહેલાં હતાં.

ઉપર જણાવ્યા જેવાં નિમિત્ત ધરાવનારાઓ પૈકી અનેક સજ્જનો નિષ્કામ અથવા પરમતસહિષ્ણુ હોઇને ધન્યવાદને પાત્રજ હોય છે; પરંતુ કોઇ કોઇ બંધુઓ એવાં કારણોનેલીધે સેવક કે સંસ્થા પ્રત્યે બળાપો રાખીને એક યા બીજે બહાને-સીધી કે આડકતરી રીતે -પોતાને નામે કે બીજાને નામે અથવા તો ગુપ્ત નામે-તે બળાપો કહાડયા કરતા હોય, તેમજ તેમ કરવાની તકો અને બહાનાં શોધ્યા કરતા હોય એ પણ સ્વાભાવિજ છે. આવા કોઇ કોઇ તરફથી રિપોર્ટ નિકળવાનો જાણીને ધમકી પણ અપાઇ ચુકી છે કે, નિકળવા ઘો-જોઇ લઇશું.

બાહ્ય બંધારણ, વાણી અને દેખાવો વગેરેથી દૂર તથા ખુણે રહીને મુગે મોઢે અંતરાત્મા પ્રમાણે કર્યા જવાના સેવકના ધોરણ તરફ જોતાં; એવા બંધુઓ તરફથી જે કાંઇ ભ્રામક અને ઉતારી પાડનારાં જોડકણાં તથા સરખામણીઓ વગેરે ખાનગીમાં-અને કોઇ કોઇ વખત શુભેચ્છકતા વગેરેનો ઓપ ચડાવીને જાહેરમાં પણ-નિકળ્યા કરે છે; તે સર્વ હાલની દેશ દશા તરફ જોતાં સ્વાભાવિકજ છે. આવી બાબતોમાં મહાત્માઓની કૃપાજન્ય જે ઉપેક્ષા રૂપી ઢાલ સેવકને અત્યાર સુધી કામ લાગતી આવી છે તે ભાવીમાં પણ કામ લાગ્યા કરે, એવી ભાવના સાથે કહેવાનું એટલુંજ કે એમ કરવામાં "ચમત્કારથી નમસ્કાર" કરાવવાનો જેમનો હેતુ હશે તેઓ તો અત્યાર સુધીની પેઠે ભવિષ્યમાં પણ નિષ્ફળજ રહેશે.

"વિવિધ ગ્રંથમાળા" જેવું હજારોના ફેલાવાવાળું સ્વતંત્ર સાધન હાથમાં હોવા છતાં આવી બાબતોના રદીયા અને ભેદ બહાર નહિ મૂકવાથી, એવાં કળવકળવાળાં અને શુભેચ્છકતાના ડોળવાળાં લખાણ કેટલાકોને વ્યાજબી લાગે એ પણ સંભવિત છે; પરંતુ તેટલામાટે એવી બાબતોને વજન આપીને તેના ચિંતનમાં પડવું, અથવા તો કેટલાકોની

પેઠે જેવાની સાથે તેવા બનીને છાતી તોડ જુવાબ આપવાનો માર્ગ લેવો; અને અન્ય ઉપયોગી કાર્યમાં ગાળવાનો અમૂલ્ય સમય તે પાછળ બરબાદ કરવો, એ ઠીક માનવામાં આવ્યું નથી.

જગતમાં સર્વ વાતે સંપૂર્ણ તો એક ગુણાતીત પરમાત્માજ હોઇને અન્ય દરેક વસ્તુ અને સ્થિતિ "ત્રિગુણાત્મક" એટલે કે ગુણ-દોષના વધતા ઓછા મિશ્રણવાળીજ હોવાથી; જગતમાંની સર્વ ચીજોની પેઠે આ સંસ્થાને પણ પોતાના કાર્યમાટે પૂર્ણતા અને નિર્દોષતાનું મિથ્યાભિમાન રાખવા કારણ નથી. જગતમાં યોગ્યતા તેમજ સાધનની બાબતમાં એક બીજાથી ચઢી જાય એવા અનેક મનુષ્યો પડેલા હોઇને તેઓ ધારે તો આવાં અને બીજાં લોકહિતનાં ઉત્તમોત્તમ કાર્યો અનેકગણી ઉત્તમતાથી સાધી શકે એ પણ નિઃસંશયજ છે. જેઓ માત્ર "આમ કરો ને તેમ કરો" "આ આમ છે ને તે તેમ છે" એવાં ટાયલાં કર્યા કરવાને બદલે કામથીજ કામનો ઉત્તર અને ન્યૂનતા દર્શાવી શકતા હોય, તેજ ખરા ટીકાકાર અને વંદન યોગ્ય છે. જ્યાં લગી આ પ્રકાર અથવા તેને લગતો ખાસ અનુભવ ન હોય; ત્યાં લગી ટીકા કે આક્ષેપ-કદાચ દ્વેષયુક્ત ન હોઇને અણ સમજણ કે મિથ્યા અભિમાનનું પરિણામ હોય તોપણ-તે ઉપેક્ષણીયજ છે.

## કોઇ કોઇ બુકસેલરોનો દ્વેષ.

આ બાબત માટે વિવિધ ગ્રંથમાળાના પુસ્તક ૬૫-૬૬ માં જણવાયું હતું કે,—"કેટલાક બુકસેલરોને આ સંસ્થાનું કાર્ય એવું
"તો કડવું ઝેર જેવું લાગ્યું છે કે જેથી આ સંસ્થાનાં પુસ્તકો
"તેમને ત્યાં ખરીદવા જનારને બને તેટલું ઉંધું-ચતું સમજાવીને
"તેને બદલે તે પ્રકારનાં બીજાં મોંઘાં પુસ્તકો-કે જેમાં તેમને ધી-
"કેળાં થતાં હોય છે-તેજ ખપાવવાને તેઓ બને તેટલું મથી જુએ
"છે; અને છેવટે જ્યારે ગ્રાહક 'સસ્તા સાહિત્ય' નુંજ પુસ્તક લે-

" વાની હદ નથી મૂકતા ત્યારેજ ના છૂટકે તે આપે છે: અને તેટલા
" સારૂ ના છૂટકેજ કડવું મોઢું કરીને કોઈ કોઈ વાર આ સંસ્થાનાં
" પુસ્તકો ખરીદવાની તેમને ફરજ પડે છે. એમાં પણ કોઇ કોઇ
" તો એવા પડ્યા છે કે સંસ્થાનાં પુસ્તકોમાં જોડેલી જાહેર ખબરો
" વધુ ન ફેલાય તેટલા માટે પુસ્તકમાંથી તે ફાડી લઇનેજ આ ખા-
" તાનાં પુસ્તકો તેઓ વેચે છે.

" આ સંસ્થા તરફનું ' આર્યભિષક્ ' ખપી જવા પછીથી કોઇ
" કોઈ તો ' તે હવે ફરીથી છપાનાર નથી ' એવું ઉંધું સમજાવીને
" તેની સંઘરી રાખેલી નકલોની કિંમત ભોળા કે અજાણ્યા માણસો
" પાસેથી બમણી અથવા ત્રમણી પણ કઢાવે છે; માટે જણાવવાનું
" કે એ ઉપયોગી ગ્રંથની નવી આવૃત્તિ અર્ધી છપાઇ ગયેલી હોઇ
" જેઠ માસમાં તે બહાર પડવા નક્કી સંભવ છે.*

## ફેરીયાઓનું જુઠાણું.

આ વિષે પણ ઉપલાજ પુસ્તકમાં જણાવાયું હતું કે,—" કોઇ
" કોઇ માણસો આ સંસ્થામાંથી કે શ્રીમદ્ ભાગવતના એજન્ટ પા-
" સેથી સસ્તા સાહિત્યના ગ્રંથો ખરીદીને ગામ અથવા પરગામ
" ખાતે વેચવા નીકળી પડતાં " હું સસ્તા સાહિત્યનો માણસ છું
" અથવા મને તે સંસ્થાએ પુસ્તકો વેચવા મોકલ્યો છે, માટે પુસ્તકો
" ખરીદીને એ સંસ્થાને ઉત્તેજન અને સહાયતા આપો. " ઇત્યાદિ
" અનેકવિધ ખોટી વાતો વિશેષ ખપત કરી વિશેષ કમીશન ખાટવાના
" પોતાના લોભને ખાતર કરે છે; એવું અમારી જાણમાં આવવાથી
" જણાવવાનું કે બુકસેલરો અથવા બીજાં માણસો ધંધા તરીકે આ-

---

* એ આવૃત્તિ એ પછી બહાર પડી ચૂકી છેજ. પરંતુ એ પછી " ભાગવત " વગેરે પુસ્તક ખલાસ થતાં ચાલે છે તેને માટે પણ એમજ થતું રહે છે.

" ખાતાનાં પુસ્તકો પોતાના ગામમાં કે પરગામમાં જઇ વેચે તેનો
" સવાલ નથી, પરંતુ ઉપર જણાવ્યા જેવું જૂઠાણું જો ચલાવે તો તે
" અયોગ્ય છે. આ સંસ્થાએ એવા કામને માટે હજી સુધી કોઇ પણ
" માણસને નોકર રાખ્યો નથી, કે પોતાના તરફથી વેચવા પણ
" મોકલ્યો નથી. ખાતા તરફથી તેમ કરવાનું ઠરતાં, ખાતા તરફના
" સહી શીક્કાવાળો તે મતલબનો પત્ર અવશ્ય તે માણસને આપવામાં
" આવેલોજ હોય, વળી સંસ્થાને ઉત્તેજન અને સહાયતા આપવા
" સારૂજ લોકો પુસ્તકો ખરીદે, એવો આ સંસ્થાનો હેતુ પણ નથી;
" અને એવી રીતે પુસ્તકો ખરીદાઈને કબાટમાં સેવાય તેના કરતાં
" પુસ્તકોનો જેમને ખરેખરો ઉપયોગ હોઇને પોતાના હિતને ખાતર
" જેઓ તેને ખરીદવાનું પસંદ કરતા હોય તેવાઓના ઘરમાં આ
" ખાતાનાં પુસ્તકો જાય, એમાંજ આ ખાતાના પ્રયાસની ખરી અને
" વિશેષ સાર્થકતા અમે માનેલી છે.* માટે આ સંસ્થાના નામથી અ-
" થવા તેની વતીથી ઉપર જણાવ્યા જેવી અસત્ય વાતો કોઇ કરે તો
" સંસ્થા તરફનો તેની નિમણુકનો પત્ર તેની પાસે માગીને ખાત્રી કરવા
" સિવાય તે જૂઠીજ માનવી."

## નિયમિત કદ ગમે તેવાં લખાણોથી પુરૂં કરવું પડતું નથી.

વિવિધ તથા ચરિત્રમાળાઓનું વાર્ષિક કદ મુકરર હોવાથી, જેવા તેવા વાંચનથી પણ તેટલાં પૃષ્ઠ પુરાં કરી આપવાં પડતાં હશે એમ કોઇ કહે, તો તે વાત એ માળાઓનાં પુસ્તકોથી તથા ખરી હકીકતથી

* ગ્રંથકારો અને પ્રકાશકોની ખુશામતથી ટેવાયલા કોઇ કોઇ ધનિક સજ્જનો આ સંસ્થાનાં પુસ્તકો લેવામાં પણ તેવી ટેવને લીધે "સંસ્થાને ઉત્તેજન" આપતા હોય તેમ કહેવા માગે છે; પરંતુ તેમને ઉપલો ખુલાસો મળતાં " તેઓ પોતેજ ઉલટા આ સંસ્થાની સહાય મેળવે છે " એવી તેઓને ખાત્રી થાય છે.

અજાણપણુંજ સુચવે છે. સેવકને ગુજરાતી તેમજ બીજી અનેક ભાષાઓમાં ભરેલા તથા ભરાયે જતા ઉપકારક સાહિત્ય ભંડાર પૈકી જે કાંઇ થોડી ઘણી માહિતી મળેલી છે તથા મળતી રહે છે, અને તેમાંથી લોકસ્થિતિ તથા ઉપકારકતા તરફ બને તેટલી કાળજી રાખીને જે ખાસ સારાં લાગે તેવાંજ અને માત્ર આંગળીને વેઢે ગણાય તેટલાંજ પુસ્તકો દરેક વર્ષ માટે વીણી વીણીને પસંદ કરાતાં રહે છે; છતાં પણ જે સેંકડો સદ્‌ગ્રંથો અનુવાદ અથવા પુનરાવૃત્તિ રૂપે પ્રસિદ્ધ કરી ફેલાવવા જેવા જણાયા છે તથા જણાતા ચાલે છે; તેમજ તે પૈકી જે કાંઇ તૈયારીઓ આગળ પાછળ થતી રહે છે અને થઇ શકે તેમ છે; તે ઉપરથી તો ઉલટું કોઇ કોઇ વખત એમજ થઇ આવે છે કે "વિવિધ ગ્રંથમાળાઓ" એકને બદલે બે ચાલતી હોત તો વધુ સારૂં. કેમકે ઉત્તમ કોટીની અનેક તૈયારીઓમાંથી કયું પુસ્તક તુર્તમાં કહાડવું અને કયાને પાછળ રાખવું, એજ કેટલીક વખત તો પ્રશ્ન થઇ પડે છે.

પુસ્તકોના કામમાં વાર્ષિક પૃષ્ઠનો મેળમેળ ઉતારવાની મુશ્કેલી નડી શકે ખરી; પરંતુ લઘુ લેખ સંગ્રહ તથા ટુંકી વાર્તાઓના જેવાં પુસ્તકો વર્ષના છેલ્લા ભાગમાં કહાડવાનું રાખવાથી તથા તેવાં પુસ્તકોનું કદ વાર્ષિક પૃષ્ઠ સંખ્યાનો મેળ લાવવાને માટે સહેલાઇથી સો પચાસ પૃષ્ઠ જેટલું વધારી કે ઘટાડી શકાતું હોવાથી તેવી મુશ્કેલી આવી શકતી નથી.

સ્થાયી ગ્રાહક વર્ગ માટે વાર્ષિક કદ તથા મૂલ્ય નહિ ઠરાવતાં નામ નોંધતી વખતે રૂપીઓ આઠ આના પ્રવેશ ફીના લેવાનું અને બહાર પડે તે દરેક પુસ્તક જુદું જુદું વી. પી. થી મોકલવાનું ધોરણ રખાય તોપણ ચાલે; પરંતુ એમાં પ્રવેશફી ઉપરાંત દરવખતના વી. પી. ખર્ચનું ગ્રાહકોને નુકસાન થાય છે. વળી દરવખતે વી. પી.

મોકલવામાં હિસાબી તેમજ બીજી વ્યવસ્થા અનેકગણી વધવાને લીધે તથા દરેક રવાનગી વખતે સેંકડો અસ્વિકૃત વી. પી. પાછાં વળવાને લીધે ખર્ચમાં જે ખાસ વધારો થાય તે પણ પડતરમાંજ ગણવો પડીને ગ્રાહકોનેજ મૂલ્ય રૂપે ભોગવવો પડે છે.

### ગ્રંથોની પસંદગી અને અનુવાદો.

ગ્રંથસંપાદનનું કાર્ય—એટલે કે પુસ્તકોની પસંદગી, ભાષાન્તર, સંશોધન વગેરે બાબતો—કરવા કરાવવામાં ઉત્તમતા, હિતાવહતા તથા જોખમદારીની જે કાળજી રહેવી જોઇએ, તે સ્પષ્ટ અને કર્તવ્યરૂપ હોવાથી તે ખાતે જે કાંઈ બની શકતું હોય તે વર્ણવી બતાવવાની જરૂર નથી.

કોઇપણ કાર્ય ગમે તેવા માણસને હાથે અને ગમે તેટલી આવડત, કાળજી તથા શ્રમપૂર્વક કરાતું હોય અને તે ગમે તેટલું લોકપ્રિય તથા હિતાવહ નિવડી ચૂકયું હોય તોપણ જગતમાંનાં સર્વ કાર્યો અને વસ્તુ સ્થિતિઓની પેઠે તે કાર્ય, તેનો કર્તા, લાભ લેનાર, નિરીક્ષક અને સમાલોચક વગેરે સર્વ ત્રિગુણાત્મક ( ગુણ તથા દોષના વધતા ઓછા મિશ્રણરૂપ ) જ હોવાથી; તથા માનવનું સામાન્ય બંધારણ પણ "કપાળે કપાળે દ્રષ્ટિ" "એક કપાળે ( અવસ્થા ભેદે ) અનેક દ્રષ્ટિ" અને "દ્રષ્ટિ તેવી સૃષ્ટિ" એવાં એવાં વિલક્ષણ ધોરણો વાળું હોઇને ઘણી વખત વાસ્તવિક દ્રષ્ટિને બદલે હીન, મિથ્યા કે અતિ દ્રષ્ટિ તરફ ઢળી પડતું હોવાથી; જગતમાં ભલભલાં મનુષ્યો અને કાર્યો પ્રત્યે પણ થોડો ઘણો મતભેદ, દ્વેષ, વગેરે રહેતાંજ આવ્યાં છે; તો પછી અત્ર તરફના કાર્ય પ્રત્યે કોઇ કોઇ વખત તેવો પ્રકાર જણાય એતો સામાન્યજ ગણાય.

એમાં પણ આવા પ્રસંગ તરફ તો આ પ્રકરણની શરૂઆતમાં જણાવેલાં તથા બીજાં કારણોને લીધે અનેક હૃદયોમાં દ્વેષ, અસૂયાદિ રહેતાં હોવાથી તથા મંત્રી અને સંપાદક તરીકેનું કાર્ય બજાવનાર એક

હળવા ભળવાના સ્વભાવ વિનાનો સામાન્ય ભિક્ષુ હોઇને તેના તરફથી સચોટ પ્રતીકારનો ભય નહિ રહેવાથી; તેના પ્રત્યે જાહેર નહિ તો ખાનગી રીતે પણ અંતરજ્વાળા ખાલી કરવાની લાલચ કોઈ કોઇને વધુ થતી રહે; અને તેવાઓના અંતર દ્વેષને સર્વ કોઇ કળી શકતું નહિ હોવાથી તેમનાં બનાવટી કે અતિશયોક્તિ ભર્યાં કથન કોઇ કોઇ ઠેકાણે ભોળે ભાવે મનાતાં રહે તો તેમાં પણ નવાઇ નથી.*

આ પ્રકારના દરેક કથનને જાણવા જણાવવાની શક્યતા તેમ આવશ્યકતા નહિ હોઇને કોઇ કોઇ વખત તે સમાલોચના, ટીકા, ચર્ચાપત્ર કે ખાનગી ખબરના રૂપમાં દર્શન દે ત્યારે પણ આગળ કહ્યું તેમ તેના મૂળમાં રહેલાં મતભેદ–અજાણપણું–સ્વાર્થ–દ્વેષાદિ કારણોને તથા તેનાં ખંડનોને જાહેર કરવા પાછળ વખત ખોવાની જરૂર નહિ માનેલી હોવાથી; તેમજ કોઇપણ પુસ્તકની પસંદગી, અનુવાદ, કે પ્રસિદ્ધિ સમયે તેની યોગ્યાયોગ્યતાનો નિર્ણય કરવાનો આધાર એવાં લેપનવાળાં કથન–સૂચનને બદલે જાતની ચોકસી અને અંતરાત્માની સાક્ષી ઉપરજ મુખ્યત્વે રહેતો હોવાથી; તથા તે ધોરણે ચાલેલા કાર્ય પ્રત્યે બહારથી પણ શતાવધી સમાલોચકો, પ્રતિષ્ઠિત સજ્જનો તેમજ હજારો વાંચક બંધુઓ તરફથી ઉદાર સહાનુભૂતિ મળ્યા કરેલી હોવાથી; એવાં કથનોને પ્રતિકાર પાત્ર ન ગણતાં ઉપેક્ષા ભાવે આકાશમાંજ લીન થવા દેવાતાં રહ્યાં છે.

વળી કહેવત છે કે " બોલે તેનાં બોર વેચાય." અમુક કૃતિ કે પ્રસિદ્ધિ ગમે તે કક્ષાની હોય, પરંતુ જો તેની સાથે પદવી, હોદ્દો, વગસગ, મોટાં નામ, બંધારણ, ખુશામત ઇ૦ માંની એકાદ બે બાબતો

---

* કેટલાક સમયપર એક અન્ય પ્રાન્તીય સુલેખકનું આ તરફ આવવું થતાં તેમનાં પુસ્તકોનો સારો અનુવાદ નહિ થવા [illegible]ની ભંભેરણી કરાઈ હતી; પરંતુ તેમણે તે વિષે વધુ ચોકસી તેમજ રૂબરૂ વાત કરવાથી ખરી હકીકતની તથા ભંભેરણીનાં કારણોની તેમને પ્રતિતી થઇ હતી.

જોડાયલી હોય તો પછી વખાણનાં નગારાં વગાડવાને નામીચા હાથો પણ તૈયાર થઇ જવાનાં દ્રષ્ટાંત ગુજરાતમાં દુર્લભ નથી. બીજા હાથ પર એવી તેવી બાબતોને અભાવે ગમે તેવાં કાર્યો પણ નગારાને બદલે તગારાને લાયકનાં મનાયાના અને તેના તરફ ઘટતું અથવા સમૂળું ધ્યાન નહિ અપાયાના દાખલા પણ મળશેજ.

આવી અયથાર્થ સ્તુતિ નિંદાઓ અશાશ્વત હોઇને તે દશવીશ વર્ષે પણ સમયની ચાળણીમાં ચળાઇ જઇને જ્યારે તેની અસર નિર્મૂળ થઇ જાય છે; તથા નવા જમાનાના નિર્લેપ નિરીક્ષકો આગલી કૃતિઓ અને હકીકતોને તેના ખરા સ્વરૂપમાં જોઈ શકે છે; ત્યારે તો એવી અયથાર્થતા યથાર્થતાની પેઠે કેમ ચાલી પડી હશે, તે પણ આશ્ચર્યની વાત થઇ પડે છે; પરંતુ તત્કાળમાં તો કેટલીક વાર ઉપર જણાવ્યું તેમ ગમે તેવી બાબત માટે પણ સ્તુતિનિંદાનો આધાર, વસ્તુની પોતાની યોગ્યાયોગ્યતા ઉપર રહેવા કરતાં તેની સાથે જોડાયલી સજાવટ વગેરે ઉપરજ રહેતો હોય છે. ઇષ્ટ કૃપાએ સેવકના ભાગ્યમાં એવી સજાવટ કરવાનું નહિ સૂજાયલું હોવાથી; તથા ઉપર કહ્યું તેમ "તમે તમારાં નગારાં વગાડી બતાવો, નહિ તો તમને તગારાંને લાયક ગણીશું" એના જેવું અનેક જગાએ ચાલતું હોવાથી; કોઇ કોઇ ભલા માણસોને પણ અત્ર તરફની પસંદગી તથા ભાષાન્તરો અને અનુવાદોમાંથી અઠીકપણાની તથા આ સંસ્થાને "શિષ્ટ" ભાષાંતરકારો નહિ મળવાની ગંધ આવે તો તેમાં પણ નવાઇ નથી.

ઉપર જણાવેલું ("શિષ્ટ" અનુવાદકો નહિ મળતા હોવાનું) કથન, અત્ર તરફથી નિકળેલા સર્વ અનુવાદો ઉપરાંત તેના તમામ અનુવાદકોને પણ ઉતારી પાડવા જેવો વ્યાપક ભાવ ધરાવતું હોવાથી તથા કોઇ કોઇ ભોળાભાવના શુભેચ્છકદ્વારા પણ તે સંભળાયલું હોવાથી તે વિષે સામાન્યરૂપે કંઇક લખવું ઉચિત ગણાશે.

જ્યાં સુધી આ સંસ્થાની પ્રસિદ્ધિઓમાં અનુવાદકો તરીકે શ્રીયુત મો. દ. દેશાઇ; મ. ન. દોસી; વા. મો. શાહ; શિ. દ. પંડિત; ગ. ગો. બર્વે; હા. હી. ચારણીઆ; ડા. લ. પટેલ; ન. બા. પંડયા; ક. વિ. મ્હેતા; અને એવા બીજા રૂડા અનુવાદકો–જેઓમાં કોઇ કોઇ પદવીધરો પણ છે–તેમનાં નામ લખાયલાં હોઇને તેમના કાળજી ભર્યા અનુવાદો પ્રસિદ્ધિમાં રહેશે, ત્યાં સુધી એવા વ્યાપક અર્થમાં લખવું. એ નરમ શબ્દોમાં કહેતાં પણ ભુલ ભરેલુંજ ગણાય. કોઇ કોઇ લેખકો પાછળથી ઓછી કાળજીવાળા બનતાં તેમનાથી દૂર રહેવું પડે છે ખરૂં; પરંતુ કોઇપણ અસંતોષકારક જણાયલી કૃતિને–જો તે ખાસ મહેનતવડે પણ સુધારી યોગ્ય રૂપમાં લવાય એવી નથી જણાતી તો–જતીજ કરાય છે, અથવા ફરીથી તૈયાર કરાવાય છે.

"શિષ્ટ"પણા વિષે તો એટલુંજ કહેવાનું કે જે સજ્જનો જ્યાં સુધી જે વિષયમાં સારી આવડત, પ્રમાણિકતા અને કાળજી ધરાવતા હોય ત્યાં સુધી તે વિષયમાં સેવકને મન તેઓ "શિષ્ટ"જ છે. પછી તે પદવીયુક્ત હોય કે પદવી રહિત, શહેરમાં રહેતા હોય કે ગામડામાં, હોદ્દેદાર હોય કે કેદી, મિત્રોવાળા હોય કે એકાકી, પ્રસિદ્ધ હોય કે અપ્રસિદ્ધ, મુકુટધારી હોય કે કંથાધારી, લાખનો પુરસ્કાર ઇચ્છનારા હોય કે પાઇ પણ ન ઇચ્છતા હોય. હા, ગરીઓને પૈસે ગરીબોને પુરૂં પાડવાનું જ્ઞાન–દુગ્ધ જો સાદી ગાય પણ સારૂં આપતી હોય; તો શીંગ–પૂચ્છ ને ઝૂલ–ઝાંઝરના સૌંદર્યવાળી ગાયના મોઘા દૂધ તરફ મન ન દોડે એ તો સ્વાભાવિકજ છે.

સાદું જીવન કે લોકસેવાની લાગણી વગેરે કારણોને લીધે જેઓ નિષ્કામતાથી કે સામાન્ય પુરસ્કારથી કાર્ય બજાવી શકતા હોય તેમના તરફ દોષની કે હલકી દ્રષ્ટિએ જોવું, એ તો પેલા આફ્રિકન ગોરાઓના હિંદીઓ તરફના દુર્વર્તન કરતાં પણ કનિષ્ઠ ગણાય.

પદવીધરોમાં પણ લેખન અનુવાદનની સારી આવડત સાથે લોક-હિતનાં કાર્યો તરફ સદ્‌ભાવ ધરાવનારા અનેક સજ્જનો હોઇને તેમને માટે અમને દરેક માન છે; પરંતુ સંસ્થાની અનેક રોકાણો અને એકાંતિક પ્રકૃતિ આડે નવે નવે ઠેકાણે પરિચય કરવાનું થોડું બનતું હોવાથી તેમની લાગણીનો યોગ્ય લાભ લઇ શકાયો નથી. વળી અનુવાદનનું અર્ધું કે વધુ કાર્ય બંગાળી વગેરે દેશી ભાષાઓમાંથીજ કરવાનું રહીને વર્ષ દહાડે બેઉ માળા માટે આઠ દશ પુસ્તકોની આવશ્યકતા પડે તે પરિચિત સારા અનુવાદકોમાંથીજ પુરી પડયા કરવી; તથા જેઓ તરફથી કાર્ય સંતોષકારક મળ્યા કરતું હોય તેમને પડતા મૂકી નવીન સ્થળો અને અજમાયશો તરફ વૃત્તિ ઓછી રહેવી; એને લીધે પણ અનેક સજ્જનોની માગણીનો લાભ લઇ શકાતો નથી.

## વાંચન અને તેના સસ્તાપણા તથા પ્રચાર પ્રત્યે અભાવ.

કોઇ પણ મનુષ્ય જ્યાં સુધી "**सा काष्ठा सा परागतिः**" વાળી અનુપમ મુકત દશાનો અનુભવ કરતો નથી, ત્યાં સુધી તેનામાં જગતની કોઇ નહિ ને કોઇ વસ્તુ કે સ્થિતિ ઉપર ત્યાગ બુદ્ધિ પણ રહેવાની; તેમ પ્રાપ્તવ્ય બુદ્ધિ પણ કોઇ નહિ ને કોઇ વસ્તુ–સ્થિતિ તરફ રહેવાનીજ. પછી તે ગુણ પ્રત્યે હોય કે ગૃહપ્રત્યે, દ્રવ્યપ્રત્યે હોય કે ગુરૂપ્રત્યે અથવા તો વિદ્યા, ગ્રંથ, કીર્તિ, પદવી, સત્તા, કે કોઇપણ પદાર્થ અથવા પદાર્થો પ્રત્યે હોય.

આ વાત પણ સ્પષ્ટજ છે કે દરેક મનુષ્ય પોતપોતાની પ્રાપ્તવ્ય વસ્તુ સારા પ્રકારની, સત્વર તથા સહેલાઇથી મળે એમજ ઇચ્છતો હોય છે; અને જે વસ્તુ મેળવવામાં માત્ર પૈસાનીજ અગવડ તેને નડતી હોય તે વસ્તુ વધારે સસ્તામાં મેળવવાની ભાવના પણ તેનામાં કુદ-

રતીજ રણા કરે છે. જગતમાં આવી આતુરભાવના લગભગ દરેક મનુષ્યને એક યા બીજી વસ્તુ-સ્થિતિ પરત્વે રણાજ કરતી હોવાથી, જેમનાથી બને તેમણે બીજાઓની ઉન્નતિપ્રદ આકાંક્ષાઓને પુરી પાડવી અને જીવનનો ખરો ઉદ્દેશ સાધવામાં સહાયક થવું, એ પણ મનુષ્યોનું એક ઉત્તમ કર્તવ્ય મનાયું છે; અને તેનું નામજ પરોપકાર અથવા જનસેવા છે.

જગતમાં આવશ્યકતાઓની વિવિધતાને લઇને આ જનસેવા પણ અનેક પ્રકારની હોય છે. જેમાં મનુષ્યોની જ્ઞાનપિપાસા તથા તેના અગત્યના સાધનરૂપ ગ્રંથપિપાસા પણ એક અગત્યની આવશ્યકતારૂપ હોવાથી તે પુરી પાડવામાં સુલ્લભતા કરી આપવી એ પણ એક અગત્યનો પરોપકાર અથવા જનસેવા છે. હિંદ જેવા અજ્ઞ અને નિર્ધન દેશ માટે તો તેવી સેવા વધુ આવશ્યક પણ છેજ.

ઇંગ્લાંડ અમેરિકા જેવા દેશો કે જ્યાં સેંકડે નેવું-પંચાણુ મનુષ્યો લખી વાંચી જાણે છે; જયાંની મનુષ્ય દીઠ સરાસરી આવક રૂ. ૫૦૦ થી ૭૦૦ ની છે; જયાંના લોકો અનેકવિધ વ્યવહારિક વિદ્યાકળામાં આગળ વધેલા છે; જયાંનાં ગરીબ ઘરોમાં પણ પુસ્તકોનું એકાદ કપાટ ભરેલું હોય છે; જ્યાં સારાં પુસ્તકોની પુનરાવૃત્તિઓની સંખ્યા દોઢ બે હજાર સુધી પહોંચી જતી હોઇને દરેક આવૃત્તિ દ્વારા લાખો પ્રત બહાર પડતી રહે છે, અને તેથી કરીને વ્યાપારદ્રષ્ટિથી કામ કરનારાઓ પણ એવાં પુસ્તકો એટલાં સસ્તાં આપી શકે છે કે તેટલાં સસ્તાં બીજા ઠેકાણાની પરોપકારી સંસ્થાઓ પણ આવી શકતી નથી; આવી સુસ્થિતિવાળા દેશોમાં પણ લોકોમાં વાંચનનો શોખ વિશેષ વધારવા માટે તથા તેમને ઉત્તમ વાંચન તરફ વાળવા અને તેવું વાંચન ઓછા ખર્ચે તેમ વિના ખર્ચે પુરૂં પાડવા માટે લાખો અને કરોડોનો વ્યય ત્યાંના ઉદારાત્માઓ તથા "બાઇબલ સોસાઇટી" વગેરે

સંસ્થાઓ અને અધિકારીઓ કર્યે જાય છે; ત્યારે હિંદ જેવો દેશ કે જે હજારો વર્ષથી પોતાનું ચૈતન્ય ગુમાવીને અનેકવિધ અજ્ઞાન તથા દુઃખ દારિદ્રમાં ડુબતો ગયો છે; જે દેશના લોકોની આર્થિક ઉપજની સરાસરી યુરોપ અમેરિકાની અપેક્ષાએ ત્રીશમા ભાગની પણ રહી નથી; જે દેશમાં લખી વાંચી જાણનાર મનુષ્યોની સંખ્યા સેંકડે દશ જેટલી પણ નહિ હોઇને તેમાંના પણ થોડાકોજ તથા થોડા પ્રમાણમાંજ સારા વાંચનનો શોખ અને ખરીદવાની શક્તિ ધરાવે છે; જે દેશમાં અનેક નુકશાનકારક માન્યતાઓ, રૂઢિઓ અને દુર્દશાઓ પ્રવર્તી રહેલી છે; જે દેશમાં ફરજીઆત અને મફત શિક્ષણની આવશ્યકતા એકે અવાજે પુકારવામાં આવે છે; જે દેશમાં શારીરબળ, મનોબળ અને દ્રવ્યબળને વધારવાના અનેકવિધ પ્રયાસો ઘણાજ બહોળા પ્રમાણમાં થવાની જરૂર છે; એવા દેશમાં તો સદ્દગ્રંથોના જેવી ઉપકારક વસ્તુ માત્ર વાંચનની જિજ્ઞાસાનેજ મૂલ્યરૂપે ગણીને પુરી પડાવી જોઇએ.

હકીકત આ પ્રમાણે હોઇને આવા ગરીબ દેશમાટે અન્નવસ્ત્રાદિ કરતાં પણ સદ્દગ્રંથોના સસ્તાપણાની આવશ્યકતા વિશેષ હોવા છતાં, "પુસ્તકો સસ્તાં થવાથી નુકસાન—દુરૂપયોગ—અવજ્ઞા થવાની; માણસ માટે એકાદ બેથી વધુ પુસ્તકોની જરૂર નહિ હોવાની; તથા વાંચ્યું તેમાં શું વળ્યું? પુસ્તકો બહુ વધી ગયાં છે!" વગેરે મતલબની સમજણ પણ કેટલેક ઠેકાણે વર્તતી હોવાથી તે વિષે સૂચન રૂપે બે શબ્દ લખીશું.

કેટલીક વાર તો આવાં કથન ખુદ તેજ સ્થળના અનેક ગ્રંથના સેવન અને પઠનપાઠનાદિ વ્યવહારો ઉપરથી વદતોવ્યાઘાત જેવાં જણાઇ રહે છે. વળી ખાજાંની ભૂકરી ખૂબ ખાઇ ખાઇને પછી દુઃખ દૌર્બલ્યનો ભોગ થઇ પડેલી કોઇ એક મીઠાઇવાળાની દીકરી જેમ પોતાનો અરોચક રોગજ બધે આરોપે, અને બીજાં ભૂખથી દુર્બળ બનેલાં

દુકાળીયાને માટે પણ ખોરાક માત્રને નકામો કહીને તેમને માટે દીપક પાચક દવા પાવાની કે લંઘનની જરૂર બતાવે; તેવી ભૂલ પણ કદાચ આવાં કથનોમાં હોઇ શકે.

અનેકવિધ રૂચી અને અધિકારવાળા જનવર્ગના આનંદ, અભ્યાસ અને ઉન્નતિને માટે દરેક જમાને જમાને દેશકાળને અનુસરતી વિવિધ વિષયક અનેક ગ્રંથરચનાઓ નિકળતી રહેવાની આવશ્યકતા તરફ; તથા જનસમાજના હાથપગરૂપ અને દેશના સૌથી વધારે મહત્વના અંગરૂપ ગરીબો, નોકરો, મજુરો, ખેડુતો, અંત્યજો, સ્ત્રીઓ વગેરેની દીન-અજ્ઞ અવસ્થા તરફ અલક્ષ્ય હોવું; અથવા તો અન્ય દેશોમાં નિકળેલા અને નિકળતા અનેક વિષયક મહત્વના હજારો ગ્રંથો તરફ તથા તેનો જે બહોળા પ્રમાણમાં સદુપયોગ થાય છે તે તરફ અને તેની અપેક્ષાએ દેશ ભાષાનો ગ્રંથભંડાર જે ગરીબાઇ ધરાવે છે તે તરફ ધ્યાન ન અપાવું; આવાં કારણો પણ એવાં કથનોમાં હોઇ શકે.

ખરૂં છે કે કનિષ્ઠ વર્ગને રાજી કરી પૈસા કમાવાનીજ લાલચથી નિકળનારાં પુસ્તકો જનવર્ગને નુકશાનજ કરે; પરંતુ તેનો પણ ઉત્તમ ઉપાય તો એજ છે કે બીજાં તેવાંજ રોચક-છતાં હિતાવહ અને સારી રચનાવાળાં-પુસ્તકો બને તેટલાં સરતામાં પુરાં પાડવાં; અને હલકાં પુસ્તકોથી થતી હાનીની માહિતી લોકોમાં ફેલાવી તેઓ સારા ગ્રંથો તરફ વળે તેમ કરવું. પુસ્તક માત્રને માટે નિષેધ કરવો એ કાંઇ તેનો ઉપાય નથી.

પુસ્તકો સસ્તાં કરવાથી અને બહુ ફેલાવવાથી તેનું માન ઓછું થવાની, જ્ઞાનની અવજ્ઞા થવાની તથા તે અનધિકારીઓને હાથ જઇને તેનો દુરૂપયોગ થવાની વાત ખરી પણ હોય તો તેનો ઉપાય પણ તેને મોંઘાં રાખીને ફેલાતાં અટકાવવાં એતો નજ હોઇ શકે. કેવાં મનુષ્યોએ કેવા ગ્રંથો વાંચવા અને કેવાં પુસ્તકોથી દૂર રહેવું, તેમજ પુસ્તકોના

માન તથા રક્ષણુ માટે શું શું કરવું, તેના વિચારો ફેલાવવા એજ તેનો ખરો ઉપાય હોઈ શકે. હલકાં પુસ્તકો ઘટાડવા માટે તો કાયદાની રીતે પણુ વિશેષ પ્રયાસ કરવો જોઇએ. તેમ ન થાય ત્યાં સુધી તેનો ફેલાવો લોકોમાં થયાજ કરવાનો. વાંચકના અધિકારની બાબતમાં અમારૂં એક દ્રષ્ટિએ એવું મંતવ્ય છે કે જે પણુ સારૂં પુસ્તક વાંચવાની જેને પણુ રૂચિ થાય, તે રૂચિજ તેનો તે પુસ્તક વાંચવાનો અધિકાર દર્શાવી આપે છે.

દુરૂપયોગ તો જગતમાં દરેક ચીજનો થઇ શકતો હોવાથી સારામાં સારા ગ્રંથનો પણુ (કોઇના માથામાં પુસ્તક છુટું મારીને પણુ) થઇ શકે; પરંતુ તેથી કરીને તેનો જે બહોળો સદુપયોગ થતો હોય તેની ઉપેક્ષા કરાય નહિ. અનાજના દાણાને પગતળે લાવીને કોઇ તેની અવજ્ઞા કરતું હોય તેથી કાંઇ સર્વનેજ માટે અનાજ અને તેનું સસ્તાપણું ત્યાજય ન ગણાય. કોઇ કોઇ પોતાના જીવનનો દુરૂપયોગ કરતા હોય તેથી કરીને બીજા બધાએએ પણુ નજ જીવવું એમ ઠરતું નથી.

સ્વાર્થ ભ્રષ્ટતાના દ્વેશને લઇને આ સંસ્થાની પ્રવૃત્તિમાં અસત્ય દોષારોપણુ કરનારાઓને પણુ સદ્દગ્રંથોના સસ્તાપણાની ઉપકારકતા તો કબૂલજ કરવી પડે છે. વળી આ બાબતમાં સર્વથી વધુ સંગીન અને પ્રત્યક્ષ પ્રમાણુ રૂપ બીજી પણુ વાત છે. એ વાત એ છે કે આજથી કેટલાંક વર્ષપર જેમનામાં વાંચન તરફનું આકર્ષણુ છેક ઓછું હતું તેવા સેંકડો સજ્જનોમાં આ સંસ્થા તરફથી સ્વલ્પમૂલ્યે ગ્રંથો નિકળવા માંડયા પછી વાંચનનો શોખ ઉત્પન્ન થયો છે; અને હજારો ઘરોમાં માત્ર આ સંસ્થાનાં પુસ્તકોવડે પણુ નાની સરખી લાયબ્રેરીઓ બની ગઇ છે.

"પુસ્તકો સસ્તાં થાય તેથી કાંઇ તે વધુ ખપવાનાં નથી" એવી મતલબની એક જાણીતા ગુજરાતી વિદ્વાનની માન્યતા કેટલાંક વર્ષપર

એક પુસ્તકમાં છપાયલી, તે વાત તો જાણે કે જુની થઇ; પરંતુ હજી પણ કોઇ કોઇ તેવી માન્યતાવાળા જણાય છે. આવી ભૂલભરેલી સમજણ આ રિપોર્ટના સામાન્ય વાંચનથી પણ દૂર થાય તેમ છેજ; છતાં વિશેષ ખાત્રી માટે આ સંસ્થા તરફના કેટલાક પ્રત્યક્ષ આંકડાઓ રજુ કરવા વૃથા ગણાશે નહિ.

| પુસ્તકનું નામ. | આ ખાતાદ્વારા ફરીવાર નીકળતી વખતે. | | મૂળ ઠેકાણેથી પ્રસિદ્ધ થતી વખતે. | |
|---|---|---|---|---|
| | છપાયલી સંખ્યા. | એટલી પ્રતને વેચાતાં લાગેલો સમય. | છપાયલી પ્રતો. | વેચાતાં લાગેલો સમય. |
| શ્રીયોગવાસિષ્ઠ. | ૨૩૦૦ | ૩-૪ વર્ષ | ૧૦૦૦ | દશ વર્ષ |
| શ્રીભગવતી ભાગવત. | ૨૩૦૦ | ,, | ૧૦૦૦ | દશ વર્ષ |
| આર્યભિષક્. (ત્રણ વાર થઇને) | ૫૬૦૦ | ચાર વર્ષ | ૧૦૦૦ | સાત વર્ષ |
| એકાદશસ્કન્ધ. (બે વાર થઇને) | ૧૪૦૦૦ | દશ વર્ષ | ૧૦૦૦ | દશ વર્ષ |
| અદ્દગુણી બાળકો. (ત્રણ વાર થઇને) | ૬૬૦૦ | સાત વર્ષ | ૧૦૦૦ | દશ વર્ષ |
| આર્યધર્મનીતિ. (ત્રણ વાર થઇને) | ૬૮૫૦ | વિ. ગ્રંથમાળામાં | ૧૦૦૦ | દશ વર્ષ |
| વીર દુર્ગાદાસ. | ૫૩૦૦ | ,, | ૧૦૦૦ | પાંચ વર્ષ |
| સાચું સ્વર્ગ. | ૫૩૦૦ | ,, | ૧૦૦૦ | પાંચ વર્ષ |

આ સંસ્થા તરફથી નિકળેલાં પુસ્તકો પૈકી જે પુસ્તકોની પહેલી આવૃત્તિ બીજેથી નિકળેલી હોઇને તે પછીની આવૃત્તિજ અત્ર તરફથી પ્રસિદ્ધ થએલી; તેવાં કેટલાંક પુસ્તકોનાં નામ, પ્રતસંખ્યા, ખપી રહેતાં

લાગેલો સમય, તથા તેજ પુસ્તકો અગાઉ તેના મૂળ લેખક કે પ્રકાશક દ્વારા પ્રસિદ્ધ થયેલાં ત્યારે તેની કેટલી પ્રત છપાયલી અને તે કેટલી મુદ્દતમાં ખપેલી, તેની વિગત ઉપલા કોઠામાં અપાયલી જણાશે. એમાં જે પુસ્તકો વિવિધ ગ્રંથમાળાદ્વારા નિકળેલાં તેમાંનાં તો ઘણાં ખરાં તુરતમાંજ ટપાલમાં પડીને ફેલાઇ ચુકેલાં હોવાથી તેને માટે સમયના ખાનામાં સમયનું માપ ન લખતાં "વિ. માળામાં" એમજ લખ્યું છે. સમયનું માપ કેટલેક ઠેકાણે શુમારથીજ લખ્યું છે.

એ શિવાય શાંતિપર્વ, યોગિની, અક્ષરમાળા, વૈરાગ્યબોધકાવ્ય, સામાજીક સેવાના સન્માર્ગ, ૪૦ પુસ્તકોની વિગત પણ ઉપલા કોઠામાં ઉમેરી શકાય; પરંતુ તે સર્વની આગલી આવૃત્તિઓની વિગત શોધવાની જરૂર જોઇ નથી:

પુસ્તકો સસ્તાં થવાથી તેની ખપત વધતી હોવાની સાબીતી ઉપલી હકીકતથી પુરી પડવા સાથે, એવા વધારાને અવજ્ઞા, દુરૂપયોગ કે નુકસાનનો સૂચક પણ નજ કહેવાય. આવા ગરીબ દેશમાં કાંઇ નહિ ને કાંઇ ઉપયોગ વિના કોઇ પુસ્તક ખરીદે નહિ; અને જે વસ્તુનો ઉપયોગ અથવા સહવાસ થાય તેની અસર પણ થવીજ જોઇએ.

જગતમાં જેમ પ્રકૃતિઓ અને વ્યાધીઓના પ્રકાર અનેક હોઇને તેના માટે ઉપચાર પણ અનેક પ્રકારના છે; તેમજ પ્રકૃતિ, રૂચી, સ્થિતિ ૪૦ ની વિવિધતા ધરાવનારાં અસંખ્ય મનુષ્યોને માટે ગ્રંથો પણ વિવિધ વિષયના અને વિવિધ કક્ષાના હોય તેટલુંજ વધારે સારૂં છે. અંગ્રેજી ભાષામાં જુદા જુદા દરેક વિષય ઉપર સેંકડો અને હજારો ઉપકારક ગ્રંથો નિકળ્યા છે અને નિકળતા ચાલે છે; તથા જેને જે પ્રકારના ગ્રંથની આવશ્યકતા હોય છે તેઓ જાત માહિતીથી, લાયબ્રેરીઓનાં સુચીપત્રો ઉપરથી કે અનુભવીઓની સલાહ ઉપરથી તેનો સદુપયોગ કરી શકે છે.

એકાદ શ્રેષ્ટ ગ્રંથને મુખ્ય રાખીને તેનો નિત્ય પાઠ કરવાના અનેક

લાભ છે, પરંતુ સામાન્ય મનુષ્યોને માટે તેવા પાઠ ઉપરાંત વ્યવહાર પરમાર્થને વિવિધ પ્રકારે સમજાવનારાં રૂડાં ચરિત્રો, નિબંધો, વાર્તાઓ, પ્રહસનો, ભાષણો અને ઉપદેશો વગેરેના ગ્રંથો પણ બહુજ રોચક અને ઉપકારક થઈ પડતા હોવાથી, તેમજ સામાન્ય જનસ્વભાવ વિવિધતા પ્રિય હોવાથી, તેને માટે અનેકવિધ વ્યાવહારિક પારમાર્થિક સુ વાંચનની આવશ્યકતા સ્પષ્ટજ છે. કેમકે સદ્‌ગ્રંથો પોતે પણ બીજા વધારે અનુભવી અને ઉચ્ચ કક્ષાવાળા મનુષ્યોના શ્રેષ્ટ વિચાર અને આચારની શાબ્દિક પ્રતિમાઓ જ છે. આ પ્રતિમાઓના પૂજનમાં તેના આત્મારૂપ ઉચ્ચ આચાર વિચાર અને ઉન્નતિનુંજ ધ્યાન પૂજન થતું હોવાથી "મને ભજનારા મને પામે છે" એ ભગવદ્ વાક્ય પ્રમાણે સદ્‌ગ્રંથના ભક્તોની પ્રતિકૃતિમાં પણ ઉન્નતિપ્રદ રૂડા આચાર વિચાર ઉતરે છેજ. "સોબત તેવી અસર" અને "અહાર તેવો ઓડકાર" એ લોકોક્તિ સત્યજ હોય તથા વસ્તુ માત્રમાં સંસર્ગની અસર રહેલી-જ હોય તો પછી સીધો હૃદય સાથેજ સંબંધ ધરાવનારા સુવાંચનરૂપી માનસિક ખોરાકમાં તો તે અસર વધારેજ હોઇ શકે, અને હોય છેજ.

વાંચન પછી વિચાર અને આચાર પણ આવશ્યક છે; અને જેમ એક પગથીયું ચડનારને બીજું ચડવાનું મન સ્વભાવથીજ થાય છે; તેમ સદ્ વાંચનમાંથી સારા વિચાર અને આચાર તરફ પણ સ્વભાવથીજ વલણ થાય છે. જ્યાં સુધી માણસ બધાં પગથીઆં ચડી રહે નહિ ત્યાંસુધી તે ફળ દશાને તો નજ પામે; પણ તેથી એમ તો નજ કહેવાય કે તેણે જમીનપરથી પહેલે પગથીએ પણ ચડવું નહિ. પુરતા અહાર વિના ક્ષુધા ટળતી નથી, તેથી એમ તો નજ કહેવાય કે તેણે પહેલા કોળીઆથી શરૂઆતજ ન કરવી. એજ રીતે મનન, નિદિધ્યાસન, સ્વતંત્ર વિચાર, સુનિર્ણય અને સદાચાર એતો આંતરિક તૃપ્તિ માટેના પાછલા કોળીયા હોઇને શ્રવણ, વાંચન, સત્સંગ એજ શરૂઆતના કોળીયા

છે. વળી ચ્હડતી સ્થિતિઓમાં પેઠા પછી પણ ઉત્થાનના સમયમાં સદ્ગ્રંથોનાં શ્રવણ વાંચન નજ થતાં હોય તેમ નથી. પસંદગી બદલાય એજ. અર્ધ શ્લોકમાં કરોડો ગ્રંથનો સાર ભરેલો જાણવા છતાં પણ અનેક જીજ્ઞાસુઓ અને કોઇ કોઇ મુક્તો પણ યોગવાસિષ્ઠાદિ ગ્રંથો-દ્વારા—અભ્યાસનો કે વિલાસનો, ચર્ચાનો કે અવકાશનો આનંદ લૂટતા થકા બ્રહ્માભ્યાસ કરતા જણાઇ રહે છે. ગ્રંથો આગળ બહુ નહતા ત્યારે કેવી રીતે નભતું હશે ? તેનો એક ઉત્તર એ છે કે, ખરા જીજ્ઞાસુઓને તો ત્યારે પણ એક યા બીજી રીતે સદ્ગ્રંથો પણ મળી આવતા અને સજ્જનો પણ મળી આવતા, પરંતુ સામાન્ય લોક તો છેલ્લાં હજાર વર્ષમાં "ગપ્પાં મારતા અને રાગદ્વેષ, આળસ, ઇ૦ વધારતા" કે જેનાં ફળ પેટ ભરીને ભોગવવાં પડ્યાં છે, ને પડે છે.

## પ્રમાણિક મતભેદ ધરાવનારને વિનતિ.

પસંદગી, ભાષાંતર, ભાષાંતરકર્તાઓ, સસ્તાપણું, વગેરે બાબતો વિષે ઉપલી હકીકત વાંચવા છતાં પણ (સ્વાર્થ—દ્વેષ—કર્ણ પરંપરા ઇ૦ ક્ષેપનોથી રહિત હોય એવા) જે સજ્જનો એમાંની અથવા બીજી કોઇ મુદ્દામ બાબતને અઠીક માનતા હોય તેઓને એટલીજ વિનતિ કે, તેમણે પોતાની પેઠે બીજાઓની પણ "પોતપોતાની દ્રષ્ટિમાં જે કાંઇ સારૂં, પ્રમાણિક અને શક્ય લાગે, તેને તેવું માનવા આચરવાની સ્વતંત્રતા" વિસરવી જોઇએ નહિ.

વળી આ વાત પણ ભૂલવાની નથી કે જેમ સેવકવર્ગના મનુષ્યો ભિન્ન ભિન્ન મતિ અને પ્રકૃતિવાળા હોય છે; તેમ હિંદના કરોડો મનુષ્યોમાં પણ ભિન્ન ભિન્ન મતિ અને રૂચીવાળા અનેક વર્ગ અને પેટા વર્ગ પડેલા છે; તથા તેમને માટે જુદી જુદી રીતે જુદા જુદા અનેક પ્રકારનું બહોળું કાર્ય બજાવવાનું પડેલું છે. આ સર્વ કાર્ય પુરતા

પ્રમાણમાં બજાવવાને માટે સેંકડો અને હજારો સમાજ સેવકો તથા સંસ્થાઓની જરૂર છે. માટે ભિન્ન મત અને પ્રકૃતિવાળાઓએ એક બીજાઓના શિક્ષક કે દ્વેષી બનવા કરતાં, તથા પોતાની જાતને કાર્ય પ્રદેશથી દૂર રાખવા ઇચ્છીને બીજા જે માણસો કે સંસ્થાઓ પોતપોતાની મતિ ગતિ પ્રમાણે કંઇપણ કરી રહ્યાં હોય તેમની પાસેજ પોતાની માન્યતાઓ પળાવવા મથવા કરતાં, ભારતના મરૂભુમિવત ખાલી પડેલા કાર્ય પ્રદેશમાં સુવિચારકોએ પોતેજ કુદી પડવું, એ હજારગણું સારૂં અને અવશ્યનું છે.

કોઇપણ માન્યતા જો ખાસ સત્વવાળી હોય તો માત્ર સલાહ સમજાવટથી પણ અનેકો પ્રત્યે તે સમજાવી પળાવી શકાય; પરંતુ તે પણ ખાસ યોગ્યતા, અનુભવ કે જ્ઞાન વિના બનવું સહજ નથી. માટે જેમણે તેવી યોગ્યતા ઇ૦ મેળવવું હોય તેમને માટે પણ સર્વથી ટુંકો-સરલ-જરૂરી માર્ગ એજ છે કે, પોતાની ખાસ માન્યતાવાળા કાર્ય પ્રદેશને પોતા માટેજ ખાલી રહેલો તથા પોતાનીજ વાટ જોઇ રહેલો સમજીને સર્વથી પહેલાં પોતેજ તે પ્રદેશમાં કુદી પડવું, અને પ્રયોગ સિદ્ધ અનુભવ મેળવવો.

એ પ્રમાણે એકવાર પોતાના વિચારની શ્રેષ્ઠતા અને સફલતા દર્શાવી અપાઇ, એટલે પછી બીજાઓને ઉપદેશ આપવા નહિ જવાય તોપણ તેનો લાભ લેનારા, પૂછવા આવનારા, વખાણનારા અને અનુકરણ કરનારા અનેક મનુષ્યો આપોઆપજ નીકળી આવશે. મહાત્માઓ ખરૂંજ કહે છે કે, જેમ કોઇ ઘડાયેલો પત્થર રસ્તામાં પડી રહેતો નથી; તેમ કોઇ હિતપ્રદ અનુભવસિદ્ધ વિચાર પણ પ્રચાર અને અનુકરણમાં આવ્યા વિના રહી શકતો નથી. કેમકે કુદરત પોતે પણ પોતાના અટળ નિયમને અનુસરીને યોગ્ય મનુષ્યોમાં તેનો સહસ્રામુખે પ્રચાર કર્યાજ કરે છે. દુનીયાં, ઉચ્ચ કક્ષાના વિચારો અને વિચારકો માટેજ સર્વથી વધારે

ભૂખી છે; પરંતુ એના કરતાં પણ આચાર સિદ્ધ વિચારો અને વિચારકો માટે તે અનેક ગણી ભૂખી છે. જ્યાં પણ દુઃખ દારિદ્રાદિ દૈત્યરાજોની સત્તા પ્રવર્તી રહી હોય છે; ત્યાંની ભૂમિમાતા એવા માનુષિ શિવો, બ્રહ્માઓ અને વિષ્ણુઓને માટે એક રહેંસાતી ગાયની પેઠે રૂંવે રૂંવેથી બરાડી રહેલી હોય છે. કેટલીક વખત એમ પણ બને કે જનવર્ગનાં કોઇ દ્રઢ પાપ બલિષ્ઠ વિઘ્નરૂપે આડાં આવીને ભલભલાવિચારને પણ તત્કાળમાં પ્રસિદ્ધિ કે આચારમાં નજ આવવા દે, અને તેના ઉદ્‌ભવ સ્થાનરૂપ વ્યક્તિને પણ વસુદેવ દેવકીની પેઠે કેદખાનું સેવવું પડે; પરંતુ સત્વવાન વિચારરૂપી બાલકૃષ્ણને કારાગૃહમાંથી નિકળી અધિક યોગ્ય સ્થાને જતા રોકવાની શક્તિ, ઇશ્વરે જેલના સળીયા—ચોકીદારો—કોટકિલ્લા—નદીનાળાં—લાવલશ્કરો કે એવા કોઇપણ જડ પદાર્થોમાં મૂકીજ નથી. મહા બળી કંસ અને તેના વિચક્ષણ સચીવોના બાહોશી ભર્યા પ્રયાસ પ્રપંચોની વચમાં પણ બાલકૃષ્ણ જેમ નંદને ત્યાં પહોંચી જઇને યશોદાના સ્તનપાન તથા દહીં માખણથી લઠ્ઠપઠ્ઠ બન્યે જતા હતા; તેમ આ ઉચ્ચ વિચારરૂપી બાળક પણ કુદરત માતાના સત્વ પ્રદેશમાંથી ખુબાખુબ પોષણ મેળવતો રહીને દિનદિન હૃષ્ટપુષ્ટજ થતો ચાલે છે. થોડાં વર્ષમાં તો તે એટલો બધો અલમસ્ત બની જાય છે કે જેમ બાલકૃષ્ણજીએ પુર યૌવન આવવા પહેલાંજ કંસ, ચાણૂર આદિ દુષ્ટોને હણી નાખ્યા હતા; તેમ આ દિવ્ય વિચાર પોતાનું ખરૂં પોત પ્રકાશે તે પહેલાંજ તેના આગળ સર્વ પાપ—દ્વેષાદિ દુષ્ટોને આહત થવું પડે છે, અથવા તો મુડદાલની પેઠે નમી પડીને માર્ગ આપવો પડે છે.

પ્રમાણિક મતભેદની બાબતમાં બીજી પણ થોડીક વિનતિ કરવા જેવી છે. જગતમાં ખરેખરા "મતભેદ"ના નામ નીચે "ભૂલભેદ" પણ ઓછા પ્રવર્તિ રહ્યા નથી. ભલભલાઓ પણ તેના સપાટામાં ફસી રહેલા હોય છે, અને ફસતા રહે છે.

મત એટલે માન્યતા અથવા નિર્ણય. જ્યાંસુધી એક બાબતની દરેક બાજુ—એટલે કે હેતુથી માંડીને સાધન સંયોગ તથા પરિણામ સુધી—ની પુરેપુરી અને સાચી માહિતી મેળવી શકાય નહિ, તેમજ નિર્ણાયકની વૃત્તિ કશા પણ લેપન વિનાની હોય નહિ, ત્યાંસુધી તે વિષે યથાર્થ નિર્ણય થઇ શકેજ નહિ; અને તેમ ન થાય ત્યાંસુધી નક્કી પણે કાંઇ પણ બોલવું કે લખવું એ વિવેક રહિત અથવા ભૂલ ભરેલુંજ ગણાય. આવી ભૂલ ભરેલી માન્યતાઓ પોતપોતામાં પણ ઐકય નથી ધરાવતી; તો પછી યોગ્ય માન્યતા સાથે તો તેનું ઐકય થાયજ કયાંથી ?

બીજી વિનતિ એ છે કે મનુષ્યે સામાન્ય માહિતી અનેક વિષયોની ધરાવવી જોઇએ અને ઘણાકો તે ધરાવતા પણ હોય છે; પરંતુ ખાસ ઉપદેશક કે સલાહકાર બનવા જોગું જ્ઞાન અને અનુભવ તો ગમે તેવો બાહોશ મનુષ્ય પણ માત્ર એકાદ બે વિષયમાંજ મેળવી શકે છે. ઉત્તમ મનુષ્યો એટલાજ માટે પોતાના ખાસ વિષય સિવાયની બીજી બાબતોમાં ભાર દઇને બોલવાનું કે ઉપદેશ આપવાનું પસંદ કરતા નથી. આ પ્રમાણે જે વાત શ્રેષ્ઠો માટે પણ અનુચિત હોય તે વાત અન્યોને તો શોભેજ કયાંથી ?

આમ છતાં ભર્તૃહરિ પોતાના જાતિ અનુભવથી કહે છે તેમ મનુષ્યનું બંધારણજ કંઇક એવું છે કે જે વિષયમાં તે ઓછું અથવા અધૂરૂં જાણતો હોય છે તે વિષયમાં પણ તે બહુજ્ઞની પેઠે માનવા તથા બોલવા માંડે છે. અલ્પજ્ઞતા અને અર્ધ દગ્ધતાની દેવી આવી રીતે ભલભલાઓને પણ બહુજ્ઞતાના તાનમાં ડુબાવી દઇને—પોતાના સ્વીકૃત કાર્ય કે વિચાર સિવાયનાં અન્યવર્તિ કૃત્યો, વિચારો પ્રત્યે વિના ચોક્કસીએજ દોષનું કે બીન જરૂરીપણાનું ભાન કરાવ્યા કરે છે. માણસ-માં તે પોતે ન જાણી શકે એવી રીતે છુપાઇ રહેલા આ અનેક વિષયક અલ્પજ્ઞતા અને અર્ધજ્ઞતાના—રાજસ તામસ અંશો, અનેકવાર

તેને અસૂયામાં ડુબાવી દઈને, કંઈકનું કંઈક મનાવી બોલાવી દે છે. આ દુષ્ટ અંશો, મનુષ્ય પાસે એકાદ ઉત્તમ ગાય પ્રત્યે પણ બોલાવી દે છે કે "દૂધ આપ્યું તેમાં શું, સવારી તો થાય નહિ!" બીજે સ્થળે એજ મનુષ્ય એકાદ 'ચેતક' જેવા બહાદૂર ઘોડાને માટે પણ એમજ બકી બેસે છે કે "સવારી થઇ તેથી શું; દૂધ તો જરાએ આપે નહિ!" કોઇ કોઇ રૂડા મનુષ્યોમાં પણ આ દોષ "દોષ" છતાં "ગુણ"ના વેશમાં, શત્રુ છતાં મિત્રના રૂપમાં ઘર કરી બેઠેલો હોય છે; અને પોતાની સત્ય ઉન્નતિની આડે તથા પરસ્પરના સદ્‌ભાવની આડે એક પર્વત જેટલો અંતરાય કરી રહ્યો હોય છે.

સામાન્ય મનુષ્યો તો આ આડને "આડ" રૂપે પણ ત્યારેજ ઓળખી શકે છે કે જ્યારે તેમનું હૃદય અનેક અનુભવોથી ઘડાઇ ઉન્નત બનીને તે દોષ દૂર થવાની અણીપર આવે છે. આ દોષ ઘટી જાય ત્યારે મનુષ્યમાં સત્વગુણ પ્રકાશી ઉઠીને જ્યાં ત્યાં દોષને બદલે ગુણજ જોવા-લેવા અને આરોપવાનું તેને ગમે છે; અને આગળ જે ઠેકાણે તેને દોષો દેખાતા તે ઠેકાણે તેની તેજ સ્થિતિ ચાલુ હોય તોપણ હવે તેને ગુણનું ભાન થાય છે. "દોષદ્રષ્ટિ પોતેજ દોષ અને ગુણદ્રષ્ટિ પોતેજ ગુણ" આ સત્ય અનેકોની જાણમાં હોવા છતાં આ પ્રમાણે દોષને દોષ રૂપે મોટમોટાઓએ નહિ ઓળખવાથી જગતનું જે અનિષ્ટ થયું છે અને થાય છે તેટલું અનિષ્ટ સામાન્ય કોટીનાં લાખો મનુષ્યો મળીને પણ કરી શકતાં નથી.

ખરૂં છે કે રૂડી કક્ષાના મનુષ્યોને પોતપોતાના મુખ્ય વિષય ઉપરાંત અન્ય વિષયોમાં પણ લોકહિતના અનેક રૂડા વિચારો આવતા હોય છે, અને તેવા દરેક વિચારને તેઓ જાતેજ અમલમાં લાવી શકે એ અશક્ય હોઇને બીજા તે તે વિષયના કાર્યકર્તાઓને સૂચવવાથી તેમને લાભજ થાય તેમ હોય છે; પરંતુ તેમાં પણ આગળ જણાવ્યું

તેમ દોષો, ન્યૂનતાઓ વગેરેનો આરોપ મનમાં કે મોઢામાં આવવા દેવા પૂર્વે ઉપર લખ્યા જેવા "ભૂલ ભેદ"ના ભોગ તો તેઓ નથી બનતા? તેની સંભાળ તેમણે અવશ્ય રાખવી જોઇએ; અને તે છતાં પણ મતભેદ પડે તો સ્વમત મનાવવા પળાવવા માટે આગ્રહી બનવું ન જોઇએ. આ ધોરણ કોઇપણ નિષ્કામ શુભેચ્છકના ખાસ લક્ષણરૂપ છે. કોઇ પણ મતભેદ, ટીકા વગેરેના મૂળમાં સ્વાર્થ છે કે નિસ્વાર્થ અથવા ડહાપણ છે કે મૂર્ખતા, તે વાતની તુલના વિવેકીજનો આ ખાસ લક્ષણ ઉપરથી સહેલાઇથી કરી શકે છે. આવા નિષ્કામ શુભેચ્છકો બીજાઓને માત્ર સલાહ સુચના આપીને પણ જગતમાં દેવતાઓની ગરજ સારતા હોય છે, અને તેની સાથે બીજા અનેકોના અનુભવોને પોતાના બનાવ્યે જતા હોય છે. તેમનાં કથન સુચન સર્વત્ર વજનદાર અને માનપાત્ર નિવડીને અનેક વ્યક્તિઓ તથા કાર્યોના હકમાં ઉપકારક થતાં રહે છે. આ પ્રમાણે અધિક સાનિધ્ય, અનુભવ, માહિતી, હિતસ્વિતા ઇ૦ ના યોગને લઇનેજ ગુરૂ, પિતા, વૃદ્ધ, આચાર્ય, આપ્ત, મિત્ર, નેતા વગેરે કોટિના શુભેચ્છકો પ્રત્યે વિના પૂછ્યે ઉપદેશ આપવાનું મહાત્માઓ ફરમાવી ગયા છે.

ખાસ અનુભવ કે આવડત વિનાના સામાન્ય મનુષ્યો પણ પોતાને મન અતિ જરૂરની અને હિતાવહ લાગતી બાબત બીજાઓને સૂચવી શકે; પરંતુ જો તે કોઇ કાર્યકર્ત્તા આગળજ કહેવી હોય તો તે ગુરૂપણાના ઢંગથી કહેવાને બદલે વિનય, નમ્રતા અને નિરાગ્રહીપણાથી કહેવાય તોજ સફળ નિવડે છે; અને સફળતા ન થાય તો છેવટ કહેનારની માહિતી અને સમજણમાં તો વધારો અવશ્ય થાય છેજ. કારણ કે આવા સેંકડે નેવું પ્રસંગોમાં તો પોતાના ઉભરાનું કારણ, સ્હામાના સાધન-સંયોગો નહિ સમજી શકવાનું અથવા તો પોતાના અનુભવ કે અક્કલની ન્યૂનતાનુંજ હોય છે.



# સંસ્થાની વર્તમાન ભૂમિકા.

## સંસ્થાની હાલની ભૂમિકા.

છેલ્લાં ત્રણેક વર્ષથી સંસ્થા તરફનો ગ્રંથપ્રચાર દર વર્ષે પચીસથી ત્રીસ હજારની કિંમતનાં પચાસથી સાઠ હજાર પુસ્તકો જેટલો રહેતો આવ્યો છે. આ પ્રચારમાં અર્ધોઅર્ધ હિસ્સો વિવિધ અને ચરિત્રમાળાનાં પુસ્તકોનો રહે છે. વાર્ષિક મૂલ્યનાં નાણાં દરેક વર્ષની શરૂમાંજ મળતાં રહેવાથી તેજ નાણાંવડે એ માળાઓનાં પુસ્તકો છપાતાં રહીને દરેક પુસ્તક તૈયાર થતાં તેની ઘણીખરી પ્રતો તો તુરતમાંજ ટપાલમાં નાખી દેવાની હોય છે. પ્રચારનો બાકીનો અર્ધ ભાગ બ્રહદ ગ્રંથમાળાના મોટા ગ્રંથો તેમજ ગીતા વગેરે પરચુરણ પુસ્તકો રોકે છે. પ્રેસની જો સ્વાધિન સગવડ હોત અને થઇ રહેલાં તથા નવેસરથી છપાવવાનાં પુસ્તકો જોઇએ તેમ છપાવી શકાયાં હોત, તો ગ્રંથ પ્રચારની વાર્ષિક રકમ અત્યાર અગાઉથીજ ચાલીસેક હજારે અને પુસ્તકોની સંખ્યા સિત્તેરથી એંશી હજારની હદે પહોંચી ચુકી હોત.

સંસ્થા તરફથી ૧૯૭૨ સુધીમાં થએલી ૧૦૮ પ્રાસદ્ધિઓની "ઘટમાળા" વિષે તો આગળ જણાવાયું છેજ.

એ સિવાય ભાષાન્તર કરાવવા માટે સોંપાયલાં તથા પસંદ કરાયલાં પુસ્તકોની સંખ્યા, તેમજ અન્ય સંસ્થાઓ અને સજ્જનો તરફથી આગળ પ્રસિદ્ધ થયા છતાં અધિક પ્રચારને પાત્ર હોઇ ઘણીની રજાથી પુનઃ પ્રસિદ્ધ કરવા જેવાં ખાસ ઉપયોગી પુસ્તકોની સંખ્યા પણ ઉમેરવામાં આવે; તેમજ સેવક માત્ર બે ત્રણ વર્ષ પણ ગ્રંથ સંપાદનનું કાર્ય ચાલુ રાખી શકતાં તે દરમીયાન જે નવિન પ્રસિદ્ધિઓ તથા પસંદગીઓ ઉમેરાય; તે સર્વેનો વિચાર કરતાં જો પ્રેસની

પુરતી અનુકૂળતા મળી ગઇ તો થોડાંજ વર્ષમાં સંસ્થાના વહિવટ નીચેનાં પુસ્તકોની સંખ્યા બસોની હદે અને તેના એકંદર કદનો સરવાળો છ હજાર ફોર્મની હદે પહોંચે; તથા તેને પરિણામે ગ્રંથપ્રચાર પણ દર વર્ષે એકથી સવા લાખ પ્રતે અને પચ્ચાસથી સાઠ હજારની રકમે પહોંચે, એ તદ્દન સંભવિત છે.

ધારી લઇએ કે એ પછી નવીન પસંદગીઓ અને પ્રસિદ્ધિઓનું કાર્ય બંધ રહે, અને માત્ર જે પુસ્તકો ખુટતાં જાય તેની પુનરાવૃત્તિઓ પુરી પાડયા કરવા જેટલુંજ કાર્ય ચાલુ રાખવામાં આવે; તો તેટલા કાર્યથી પણ આ સંસ્થાની લોક સેવા સારા પ્રમાણમાં ચાલુ રહી શકે એ નિઃસંશય છે. કારણ કે આ સંસ્થાનાં ઘણાંખરાં પુસ્તકોની બાબતમાં દરેક આવૃત્તિ ખપી રહેતાં એકથી પાંચ વર્ષ જેટલો અને સરાસરી ત્રણ વર્ષ જેટલો સમય હાલ જાય છે. આ ગણનામાં પુષ્કળ છુટ મુકીને એ સમય એથી ચાર ગણો એટલે કે, દરેક પુસ્તક દીઠ સરાસરી બાર વર્ષ જેટલો ગણવામાં આવે તો પણ દર વર્ષે પાંચસો ફોર્મ જેટલાં પુસ્તકો પુનરાવૃત્તિ તરીકે છપાવ્યા કરવાં પડે, અને ગ્રંથપ્રચાર હાલ ચાલે છે તેટલો એટલે કે દર વર્ષે ૫૦થી૬૦ હજાર પ્રતના અને ૨૫ થી ૩૦ હજારની રકમનો રહે એ સ્પષ્ટજ છે.

આ પ્રમાણે હકીકત છતાં તેમજ યોગ્ય કાર્યકર્તાઓદ્વારા સંસ્થાની સેવાને અનેક રીતે ખીલવી શકાય તેમ છતાં દલીલને ખાતર માની લઇએ કે સંસ્થાનું ગ્રંથ પ્રચારનું કાર્ય કોઇ કારણસર હાલના કરતાં પણ અર્ધા પ્રમાણ ઉપર આવી જાય, તો તેટલા કાર્યથી પણ સંસ્થાની ઉપકારકતા સામાન્ય રૂપે ચાલુ રહી શકે એ નિર્વિવાદ છે. કેમકે એટલા અર્ધા કાર્યથી પણ પુસ્તકોનો વાર્ષિક પ્રચાર પચ્ચાસથી ત્રીસ હજાર પ્રતનો અને બારથી પંદર હજારની રકમનો રહ્યા કરે અને તેટલો પ્રચાર પણ ગુજરાતની આપણી માનવંત વૃદ્ધ સંસ્થાના વાર્ષિક પ્રચારની

અપેક્ષાએ રકમમાં બમણો અને ગ્રંથોની સંખ્યા તથા કદને હિસાબે ત્રણ ગણો થવા જાય છે.

આ પ્રમાણે આ સંસ્થાને માત્ર પુનરાવૃત્તિઓ જોગાજ કાર્યથી ચાલુ રાખવી ઠરે, તો તેટલા પુરતો સાદો સીધો વહીવટ, કાર્યાલયના ઉપરી તરીકે એકાદ વિશ્વાસપાત્ર અને કાળજીવાળા માણસની તેમજ થોડાક સામાન્ય કક્ષાના કલાર્કોની સહાયથી ચલાવ્યા કરવામાં હરકત આવે નહિ; પરંતુ એમાં પણ સંસ્થા માટે સ્વતંત્ર મકાનની, એકાદ બે સારા ઑાનરરી સેક્રેટરીઓ કે દેખરેખ રાખનારી કમીટીની અથવા તો ઉપલો સર્વ વહીવટ દેશની કોઇ એક રૂડી અને સાર્વજનીક સંસ્થાના હાથ નીચે સોંપી દેવાની જરૂર તો રહેજ.

ખરૂં છે કે કેટલીક સંસ્થાઓ વગેરેનાં ઘણાં ખરાં પુસ્તકો પચ્ચીસ વર્ષે પણ પુનરાવૃત્તિનો પ્રસંગ પામતાં નથી; પરંતુ અત્ર તરફનાં પુસ્તકોને માટે તેમ સમજવા જેવું નથી. આ સંસ્થા જેમ તેની શરૂઆતની બાબતમાં, સંઘટ્ટનની બાબતમાં, આર્થિક સાધન અને બહારની સહાયતાની બાબતમાં, તેમજ પુસ્તકોના ચાલુ પ્રચાર અને આટલાં વર્ષના એકંદર પરિણામની બાબતમાં પણ ભિન્ન પ્રકારની છે; તેમ પુસ્તકોની પુનરાવૃત્તિઓની બાબતમાં પણ ભિન્નજ પ્રકાર સમજી રાખવાનો છે. આનું કારણ કાંઇ પુસ્તકોનું સસ્તાપણું અને પ્રચારની યોજનાજ માત્ર નથી; પરંતુ પુસ્તકોની પસંદગીની બાબતમાં જનવર્ગની અંતર બાહ્ય સ્થિતિ તરફ તથા તેમના હિત અને રૂચિ તરફ જે કાંઇ ધ્યાન અપાતું રહ્યું છે, અને તેથી આ પસંદગીઓ જે કાંઇ લોકાદર મેળવી શકી છે; તે પણ છે. થઇ રહેલાં પુસ્તકોની જે અસાધારણ માગણી રહ્યા કરી છે તે આ બાબતના સબળ પુરાવા રૂપ છે.

સારાં પુસ્તકોના ખપનું માપ નથી. પુસ્તકો ઉપયોગી અને

આકર્ષક હોય તો પછી તેનો ખપ પેઢી દર પેઢી રહ્યાજ કરે છે. યુરોપ અમેરિકાના પ્રદેશો કે જ્યાં કેળવણી વિશેષ ફેલાયલી છે, ત્યાં અનેક પુસ્તકોનો ઉપયોગ કેટલો બધો રહે છે; તે વાત ઘણાકોને માલુમજ હશે. ત્યાં સારાં પુસ્તકો દર વખતે લાખ લાખની સંખ્યામાં છપાતાં હોઇને હજારો પુસ્તકોની સેંકડાબંધ આવૃત્તિઓ–અને કેટલાંકની તો હજાર બબ્બે હજાર આવૃત્તિઓ નિકળી ચૂકવા છતાં પણ ફરી ફરીથી તેની લાખો પ્રત છપાતીજ રહે છે.

આ દેશમાં સેંકડે નેવું માણસો અભણ હોવા છતાં તથા ભણેલાઓમાં પણ વાંચનનો શોખ અને ખર્ચ કરવાની શક્તિ બહુ ઓછી હોવા છતાં પણ સારી યોગ્યતા અને વ્યવસ્થા ધરાવનારાં અનેક પુસ્તકો ફરી ફરીને છપાતાંજ રહે છે; તો પછી જેમાં સસ્તાપણાની પણ ખાસ અનુકુલતા રહેલી હોય એવાં આ સંસ્થાનાં પુસ્તકોનો ખપ વધારે પ્રમાણમાં અને લાંબી મુદત સુધી રહ્યા કરે એ તો છેકજ સ્વાભાવિક છે. વ્યાસ અને વાલ્મીકિ, કૃષ્ણ અને મનુ,* યાજ્ઞવલ્ક્ય+ અને વસિષ્ઠ ઇ૦ના મહાન ગ્રંથો ત્યારેજ વંચાતા બંધ પડે કે જ્યારે હિંદુ જાતિનો પ્રાચીન મહિમા, અનુપમ આદર્શ અને એ જાતિની જડ સુદ્ધાં જગતમાંથી ઉખડી જવાનાં હોય. જ્ઞાનેશ્વર, કબીર, અખો, વિવેકાનંદ, અને રામતીર્થ ઇત્યાદિને પણ સદીઓ સુધી વિસારી શકાશે નહિ. દેશ વિદેશનાં પ્રોત્સાહક ચરિત્રો પણ દિવસે દિવસે વધારેજ વંચાશે.

વર્તમાનમાં પણ આ સંસ્થા માટે નીચે પ્રમાણેનું કાર્ય તો ગોઠવાયલા જેવુંજ સમજવાનું છે. એ કાર્ય રોજના અકેક ફોર્મ પ્રમાણે સતત છપાતું રહે તો ( રજાના દિવસો સિવાય ) તે પાછળ કેટલો સમય લાગે તેનો અડસટ્ટો આ પ્રમાણે છે.

---

* + મનુસ્મૃતિ અને યાજ્ઞવલ્કય ઇ૦નાં ઉપનિષદો પણ આ સંસ્થા તરફથી નિકળનારજ છે.

**મહાભારત**–હજી તો આ ગ્રંથનું માત્ર શાંતિપર્વજ નિકળ્યું છે, તેટલામાંજ આખા મહાભારતનાં છસો ગ્રાહક નોંધાઇ ચુક્યાં છે. આ સંખ્યા જોતાં સર્વ ભાગ છપાઇ રહેતાં સુધીમાં તેનાં બધાંજ ગ્રાહકો પુરાં થઇ જઇને પાછા બધાજ ભાગો ફરીથી છપાવવા પડે એ સ્પષ્ટ છે. આ પ્રમાણે આ ગ્રંથની બેઉ આવૃત્તિઓનું કદ બારસો ફોર્મનું થવા જઇને તે ઉપલા પ્રમાણમાં છપાતાં ચાર વર્ષ લાગે.

**મોટાં તથા પરચુરણ પુસ્તકો**–થઇ રહેલાં, થઇ રહેવા આવેલાં, તેમજ છપાવા અપાયલાં બીજાં મોટાં તથા પરચુરણ પુસ્તકો સુમારે ફોર્મ ૭૦૦ થી ૮૦૦ જેટલાં છપાવવાનાં છે. તે છપાતાં અઢીક વર્ષ નિકળી જાય.

**ચરિત્રમાળા**–એમાં આવેલાં ચરિત્રોના વર્ગ પાડીને દરેક વર્ગવાર એકેક મોટું પુસ્તક બહાર પાડવાનું કાર્ય ફોર્મ ૬૦૦ નું હોઇ સમય બે વર્ષ જાય.

**વિવિધમાળા**–આનાં પણ ઘણાંખરાં પુસ્તકોની વર્ગણી કરીને તેની મોટાં પુસ્તકોના રૂપમાં પુનરાવૃત્તિઓ છપાવવાનું કાર્ય ફોર્મ આઠસોનું થશે. સમય અઢી વર્ષ.

**અન્ય સંસ્થાઓ** ૯૦ પાસેથી અધિક પ્રચાર માટે રજા મેળવીને છપાવવાનાં પુસ્તકોની સંખ્યા શુમારે ૫૦ ની અને કદનો સુમાર બારસો ફોર્મ થશે. સમય ચાર વર્ષ.

માત્ર ઉપલા કામને છપાવવામાંજ પંદરેક વર્ષ તો નીકળી જાય. અને તેની સાથે વિવિધ ગ્રંથમાળા ચાલુ હોય તો, પચ્ચીસ વર્ષ તથા ચરિત્રમાળા પણ ચાલુ હોય તો એ કાર્ય ચાળીશ વર્ષે પણ પહોંચે.

પ્રેસની વિશેષ સગવડ મળતાં ઉપલું કાર્ય રોજનું બબ્બે ફૉર્મ જેટલું બજાવી શકાય તોપણ તે બારેક વર્ષ તો પહોંચેજ. વળી

એટલા સમય સુધીમાં તો એ પુસ્તકો પાછાં એક પછી એક ખુટતાં ચાલીને તે દરેકની નવી આવૃત્તિઓ છપાવવીજ પડે, અને તે પણ માત્ર એકજ વાર નહિ; પરંતુ કેટલાંકની બે વાર, ત્રણ વાર, ચાર વાર અને કોઇ કોઇની તો પાંચ છ વાર પણ એટલા સમયમાં છપાવવી પડે. સંસ્થાના વહિવટ નીચેના સાહિત્ય પૈકી અર્ધોઅર્ધ સાહિત્ય તો એવીજ કોટીનું છે કે જેની પુનરાવૃત્તિઓ પેઢીઓ બદલાવા છતાં પણ જારીજ રહેવાની, અને મનુષ્યોનાં શરીર જીર્ણ થતાં જેમ બીજાં બદલાયાજ કરે છે; તેમ મહાત્માઓની આ અમર વાણી અથવા અક્ષર દેહોને પણ પોતાનાં ગ્રંથરૂપી સ્થૂલ શરીરો માણસોની પેઢીઓ સાથે જીર્ણ શીર્ણ થતાં ચાલે તેમ તેમ પુનરાવૃત્તિઓરૂપે બદલ્યાજ કરવાં પડવાનાં.

ઉન્નતિ પરાયણ દેશમાં શુભ વાંચન જેવા ઉપકારક સાધન તરફનું આકર્ષણ સામાન્ય રીતે પણ જનવર્ગમાં દિવસે દિવસે વધ્યાજ કરતું હોય છે, તો પછી એ સાધન સરળતા અને રોચકતા સાથે કિંમતમાં પણ સસ્તું મળી શકતું હશે, તો પછી તે બાબતની સાચી માહિતી લોકોમાં ફેલાતી જાય તેમ તેમ એ આકર્ષણ સારી પેઠેજ વધવાનું.

ગ્રંથપ્રચારની બાબતમાં આ મુદ્દો પણ ખાસ મહત્વનો છે કે દેશમાં કેળવણીના વધ્યા જનારા વિસ્તારને લીધે લખી વાંચી જાણનારાઓની હાલની (સેંકડે દશની) સંખ્યામાં દર વર્ષે માત્ર એકનો ઉમેરો થશે તો પણ દરેક દશકે એ સંખ્યા બેવડાતી ચાલશે.

વળી આ સંસ્થાના સ્થાયિત્વ તથા સંગીનતાના સંબંધમાં આ પછીના પ્રકરણમાં સૂચવાનારી પ્રેસ વગેરેની સુશક્ય ગોઠવણો અમલમાં આવી ગયેથી નવીન પ્રસિદ્ધિઓનું કાર્ય પણ એટલા ઝડપથી આગળ વધે તેમ છે તથા સંસ્થાના વહિવટ નીચેનાં પુસ્તકોની સંખ્યા માત્ર દશ વર્ષમાંજ એટલી વધી જાય તેમ છે કે જેથી ગ્રંથપ્રચારનું પ્રમાણ

દર વર્ષે હાલના કરતાં દશગણું રહ્યા કરે એમાં નવાઇ નથી.

હવે સંસ્થાની હાલની આર્થિક સ્થિતિ તરફ જોઇએ. પુસ્તકો છપાવવા માટે તેમજ કાગળો સંઘરવા માટે અત્યાર સુધી સંસ્થા ઉપર દેવું રહ્યા કરતું, તથા દર વર્ષે ઉછીનાં નાણાં મેળવ્યા કરવાં પડતાં; તે સ્થિતિમાંથી ૧૯૭૨ ની આખરથી સંસ્થા મુક્ત થઇ છે. તેનું ફંડ હવે ત્રીશ હજારની હદે પહોંચેલું હોઇને, તે હાલના જેટલી નવિન પ્રસિદ્ધિઓ તેમજ પુનરાવૃત્તિઓ છપાવવા માટે તો પૂરતુંજ થઇ પડે તેમ છે.

---

# સેવકની વર્તમાન સ્થિતિ અને ધારણા.

---

આ પ્રમાણે એક પ્રાથમિક સુસ્થિતિએ પહોંચેલી અને બહોળી આશા આપનારી સંસ્થા હવે સ્થાયી બને અને દીવસે દીવસે દેશની વધુને વધુ સેવા બજાવતી ચાલે, એમજ સર્વ કોઈ ઇચ્છશે; પરંતુ હવે એ ઇચ્છા માત્ર ભાવનાનાજ પ્રદેશમાં ન રહેતાં ક્રિયાના પ્રદેશમાં ઉતરે તેમ હશે તોજ સફળતાને માર્ગે ગાડું ગબડે તેમ છે. કેમકે સેવકનું તનમન અત્યાર સુધી આ કાર્યમાં મંત્રી, (વિચારક) ચાલક અને ગ્રંથ સંપાદક તરીકે જે શામિલગીરી આપી શક્યું છે, તેટલી શામિલગીરી પ્રકૃતિની શિથિલતા ઇ. ને લીધે ચાલુ રાખી શકવાને હવે શક્તિવાન નથી; અને તેથી કરીને મકાન, પ્રેસ, વહીવટ વગેરે બાબતોમાં અત્યાર સુધી જે ધોરણે કામ ગબડાવી શકાતું તે ધોરણે હવે પછી ગબડવું અશક્ય છે.

આગળ ( પૃષ્ઠ ૪૬-૪૭ માં ) જણાવેલાં કારણોને લીધે સેવકનેમાટે ઉપલાં કાર્યો એક સાથે અને હાલના પ્રમાણમાં બજાવવાનું અસાધ્ય તો પ્રથમથી પણ હતુંજ; અને તેથી આગળ જણાવાયું છે તેમ

વિવિધ ગ્રંથમાળા શરૂ કરીને સંસ્થાનું કાર્ય વધારતી વખતે પણ એવીજ ધારણાથી તેમ કરાયું હતું કે, કાર્યાલયના વહીવટમાટે યોગ્ય મનુષ્યોની સગવડ કરીને પછી ઇષ્ટ સ્થળસંયોગ તરફ ચાલ્યા જવું, તથા એકાદ માણસને સાથે રાખી લઇ તેની મદદથી માત્ર જરૂરી પત્રવ્યવહાર તથા દેખરેખ જોગુંજ સંસ્થાનું કાર્ય બજાવવાનું રાખવું; પરંતુ ધારણા મુજબની માણસોની સગવડ નહિ મળી આવવાથી દરેક બાબતમાં જાતેજ બનતી દેખરેખ અને શામિલગીરી ચાલુ રાખવી પડી, અને તેથી સતત કાર્યપરાયણ રહેવું પડીને અત્યાર સુધીનો ઘણો ખરો સમય સંસ્થાના સ્થળમાંજ ગળાયો.

એ પછી ૧૯૭૦ ના માઘ માસમાં શરીરને હડકાયું કુતરૂં કરડવાનું પ્રારબ્ધ ઉદય થતાં વાયુની મૂળ પ્રકૃતિ સાથે તેના વિષને ખૂબ મેળ આવી ગયો; અને તેથી પછીથી શરીર, હૃદય અને મગજની શક્તિઓમાં કેટલોક દેખીતો ઘટાડો થવાને લીધે ઉપલાં કાર્ય વધુ શ્રમસાધ્ય બન્યાં. કાર્ય તેમજ આરોગ્યનો નિભાવ એ પછીથી સ્વાભાવિક રીતે નહિ, પરંતુ ઉપવાસ—ઔષધ—પરેજ અને એકાદ બે શોધન ક્રિયાઓના કૃત્રિમ ધોરણેજ થતો આવ્યો છે; અને તે પણ એવી રીતે કે સમય અને શ્રમના વિશેષ ભોગે થોડુંક કાર્ય થઇ શકે; અને જો ઉપલી બાબતોમાં થોડા દિવસ પણ પ્રમાદ થાય તો મગજના કાર્ય માટે શરીર નાલાયક થઇ જાય; તેમજ જ્વર, મરડો કે એવું કંઇક ઉપડી આવે.

આવી સ્થિતિમાં સેવકને માટે સર્વથી સારો અને અનુભવગમ્ય ઉપચાર એજ હોય છે કે મગજપરથી કાર્યનો બોજો દૂર કરીને અંતર્મુખતાનું, શારીરિકશ્રમનું અને સાત્વિક સ્થળ તથા સહવાસોનું સેવન કરવું. આથી એવો વિચાર રાખવામાં આવ્યો હતો કે સંસ્થાના હિસાબ રિપોર્ટનું કામ જલદી આટોપી લઇને તથા વહીવટ અને બંધારણને

માટે જેવી પણ બને તેવી ગોઠવણ કરીને આ કાર્યમાંથી નિવૃત્ત થવું; પરંતુ તેજ અરસામાં હાલની અસામાન્ય લડાઇએ જાગી ઉઠીને લાંબો વખત જારી રહેવાનાં, અને તેથી કાગળો વગેરેની મોંઘવારી બહુ વધી પડવાનાં ચિહ્ન દર્શાવ્યાં. આથી આગળ (પૃષ્ઠ ૬૫ માં) જણાવ્યું છે તેમ કાગળો ઇત્યાદિનો બને તેટલો વધુ સંગ્રહ કરી લેવાની અને તેને-માટે મોટી રકમ ઉછીતી મેળવવાની તથા તે રકમો આપનારાઓ અચકાય નહિ તેને ખાતર કેટલોક વધુ સમય સંસ્થામાં શામિલ રહીને જેમનું તેમજ ચલવવાનું ઠર્યું. મકાનની ફેરફારી પણ એ અરસામાં બે વાર કરવાની જરૂર પડી.

હિસાબ રિપોર્ટનું કાર્ય, ઉપલી નવી રોકાણો તેમજ સંસ્થાની બીજી ચાલુ રોકાણો વચ્ચે અવકાશે અવકાશે અને શિથિલ મગજે બજાવવાનું હોવાને લીધે તેનો કરાયલો આરંભ ૧૯૭૧માં પૂર્ણ ન થઇ શકતાં ૧૯૭૨ માં પણ તે કાર્ય ચાલુ રહ્યું. શિયાળો ઉતરતાં સુધીમાં તે મોટે ભાગે આટોપાઈ રહેવા આવ્યું; પરંતુ તેવામાં અગ્નિના અકસ્માતનું પ્રારબ્ધ જાગી ઉઠીને તે પણ મગજ તથા હૃદયની શક્તિમાં કેટલોક ઘટાડો કરતું ગયું. આ બાબતના મંદવાડને લીધે કેટલાક મહિના સુધી જોઇએ તેટલું કામ નહિ બની શકવાથી ચાલુ કાર્યને આડે હિસાબ રિપોર્ટનું કાર્ય વળી પણ બાજુ રહ્યું.

આ પ્રમાણે ૧૯૭૦ સુધીના હિસાબ-રિપોર્ટનું કાર્ય ૧૯૭૨ સુધીમાં પણ નહિ બની શકીને ૧૯૭૩નું વર્ષ પણ શરૂ થઇ જવાથી આમ ને આમ ૧૯૭૨ સુધીનોજ હિસાબ રિપોર્ટ તૈયાર કરવાનું ઠર્યું. હવે આ કામ પાછું વધુ ન લંબાય, એ વગેરે કારણોને લીધે ચરિત્ર-માળા બંધ રખાઇ અને હિસાબ તૈયાર થઇ રહેતાં તે તેમજ રિપોર્ટનો તૈયાર થએલો ભાગ છપાવવાનું ઉન્હાળો બેસતાં શરૂ કરાયું.

દાઝવાના મંદવાડને લઇને ગયે વર્ષે આબુ જવું થતાં ત્યાં પહેલા

જ અઠવાડીઆમાં ૫૨ વગેરે બંધ પડી જઇને ફરવા હરવાની તેમજ લખવા વાંચવાની જે શકિત આવી ગએલી, તે ઉપરથી આ વખતે પણ ત્યાં જવાથી રિપોર્ટનો બાકીનો ભાગ વહેલો અને વધુ સારી રીતે તૈયાર થઇ જશે એમ લાગ્યું; પરંતુ આ વર્ષે તે તરફ શ્રીમાનો વધુ ઉતરી પડેલા હોવાથી ગયા વર્ષની પેઠે વગર ભાડે રહેવાનું નહિ બને એવી ખબર મળવાથી, તેમજ એ અરસામાં સ્વામી શ્રીવિશ્વેશ્વરાનંદજીએ સીમલામાંની પોતાની "શાંતકુટી" ની વિશાળ જગ્યાનો એક ભાગ આપવાની કૃપા દર્શાવવાથી ત્યાં જઇને રિપોર્ટનું કાર્ય આગળ ચલવવામાં આવ્યું. અહિંની વિશુદ્ધ હવાને લીધે લાભ તો કેટલોક થયો જ; પરંતુ બીજી તરફથી કોઇ વર્ષ નહિ દેખાયલા એવા ઉપરા ઉપરી માવઠાની શરદી આવા ઠંડા સ્થળમાં વધારે દાખવવી, વગેરે કારણોને લીધે આ સ્થળમાં હૃદયમાં મુઝારાની અસહ્ય પીડા બે એક વખત ઉપડી આવી, અને ત્યાં પણ રહી શકાયું નહિ.

આ રિપોર્ટ હાલના રૂપમાં નિકળી શકયો અને તેની સાથે સંસ્થાના સ્થાયિત્વ અને ઉન્નતિને લગતી તેમજ બીજી કેટલીક જનહિતની સૂચનાઓ જોડી શકાઈ; તેનું મુખ્ય કારણ એજ છે કે એ સર્વ બાબતો અગ્નિના અકસ્માત અગાઉ લખાઇ ચૂકેલી હતી. એ આગલા લખાણને શિથિલ મગજે ઠીક ઠાક કરવાનાં તેમજ ઉમેરવા જેવી બાબતોના છુટા છવાયા વિચારો તથા યાદદાસ્તો છેક ગુંચવાયલા રૂપમાં ઉદ્ભવે, તેને યોગ્ય રૂપમાં અને ક્રમમાં ગોઠવવામાં અને લખાણનું દરેક પાનીયું સુધારી સુધારીને દશ દશ કે વધુ વખત ફરી ફરીથી ઉતરાવવું પડવામાં તથા અનેક વાર તેનાં પ્રૂફ જોવા સુધારવામાંજ આ વર્ષનો ચાલુ કાર્ય સિવાયનો ઘણો ખરો સમય ગયો છે.

જો કે હજી શરીરના બાહ્ય દેખાવમાં અને હરવા ફરવામાં ખુલ્લી જણાય તેવી ન્યૂનતા આવી નથી; પરંતુ તેનું કારણ ઉપર

જણાવ્યું તેમ લંઘનાદિ સાધનોનો નિયમિત ઉપયોગજ છે; કુદરતી આરોગ્ય નહિ. છેલ્લા ( ૧૯૭૩ ના ) ચોમાસામાં તો એ સાધનોના ઉપયોગ છતાં પણ પ્રકૃતિ વધારે શિથિલ બની હતી. આગળ જણાવ્યું તેમ એએક વખત કલેજાની સખ્ત વ્યથા દાખવવા ઉપરાંત આ ઋતુમાં દરરોજ રાત્રે હૃદયનો થડકો ઉપડી આવતો; અને કોઇ કોઇ વાર તો મગજમાં કોઇ કોઇ ગાંડપણનું પૂર્વ ચિહ્ન પણ જણાતું. જો કે આ બાબતો આ વર્ષમાંજ જણાઇ છે; અને વર્ષા રૂતુના વાત પ્રધાન દિવસોમાંજ તેની ખાસ અસર જણાતી હોઇને બાકીની ઋતુઓમાં તો ધાર્યું હોય તો ઉપવાસાદિનો આધાર લઇને સંસ્થાનો વહિવટ હજી પણ કેટલાંક વર્ષ સુધી જેમનો તેમ ખેંચી શકાય ખરો. વળી " છેક પથારીવશ કે અસાધ્ય સ્થિતિએ પહોંચાય ત્યારેજ વ્યાધિ થયો માનવો " એવી લોકરૂઢિ પણ એજ પક્ષને ટેકો આપે તેમ છે; પરંતુ એમ અકુદરતી ધોરણે ખેંચ્યા કરવાનું પરિણામ દિવસે દિવસે અધિક શ્રમે અલ્પ કાર્ય થવા દેનારૂં, જુજ જુજ કારણોમાં પણ કલેશનું અધિક ભાન કરાવ્યા કરનારૂં, શરીર તથા મગજની શક્તિ અને આરોગ્યમાં ખાડો પાડનારૂં, અને તેથી ઉપચાર વગેરેનાં લફરાંમાં ઉમેરો કર્યા કરનારૂંજ નિવડતું આવ્યું છે અને આવે.

સેવાવૃત્તિના આત્મારૂપ તથા સ્વપર માટે આનંદ અને ઉત્સાહપ્રેરક એવી તનમનની કેટલીક યોગ્યતા છેલ્લાં વર્ષોમાં ઓછી થવાનું કારણ શ્વાનના વિષજન્ય શિથિલતા તો છેજ; પરંતુ એ કરતાં પણ વધારે મોટું કારણ તો, એવી સ્થિતિવાળાએ જે માનસિક શાંતિ અને સાત્વિક સંયોગો સેવવા જોઇએ તે નહિ સેવવામાં તથા ઉપર જણાવ્યું તેમ કાર્ય ખેંચ્યા જવામાં રહેલું છે. માટે હજી પણ જો જેમનું તેમજ ગબડયા કરે, તો પરિણામ " વધુ તાણતાં તૂટી જાય " તેની પેઠે ચિત્તભ્રમ કે એવા કોઇ વ્યાધિનો ભોગ બનવામાંજ આવે તેમ

છે; માટે એવી રીતે પ્રકૃતિની દશા અસાધ્ય, પરાધીન અને સ્વપર માટે દુઃખરૂપ થઈ પડે તથા સંસ્થા સાથેનો સંબંધ પરાણે છુટી જઈને દેશને આ કાર્ય એકાએક સંભાળવું કે માંડી વાળવું પડે; તે કરતાં તો કંઈક સલાહ સુચનાથી પણ ઉપયોગી રહેવાય એવી સ્થિતિમાંજ એમાંનો જે તે માર્ગ લેવાય તે વધારે ઠીક લાગે છે.

અનેક સ્થળે જણાવાયું છે તેમ સેવકની માન્યતા પ્રમાણે પ્રથમથી પણ આવાં કાર્યો કરવા કરાવવાની ફરજ તે બાબતની યોગ્યતા અને સાધન ધરાવનારા કુશળ અને ઉદાર વિદ્વાનો, ધનવાનો, આચાર્યો, અગ્રેસરો અને રાજા મહારાજાઓનીજ હતી અને છે. વ્યવહાર તરફની વલણ, યાદ શક્તિ, મળતાવડાપણું, ઇ૦ વ્યવહારિક યોગ્યતાઓની મૂળથીજ ઓછપને લીધે, તથા આગળ જતાં અંતરમુખતાના અભ્યાસમાંજ સ્વપ્રકૃતિનો સ્વધર્મ અને પોતાનું તથા જગતનું અધિક હિત રહેલું સમજાવાને લીધે, સેવકની અંતરબાહ્ય પ્રકૃતિને માટે રસ પ્રદ અને બંધ બેસતો વિષય પણ વ્યવહાર પરાયણતાથી ઉલટાજ પ્રકારનો—એટલે કે અંતરાભ્યાસ, એકાંત અને સાત્વીક સ્થળ સંયોગના સેવનનોજ માનેલો અને અનુભવેલો હતો. આશ્રમ પરિવર્તન પછીનાં બેત્રણ વર્ષ એ માર્ગનું અવલંબન રહ્યા પછી યોગાનુયોગ મુંબઇ તરફ જવાનું થતાં ત્યાં સસ્તા સાહિત્યના વિચારોએ જોર પકડવું અને કાર્યની શરૂઆત થઇને અત્યાર સુધી લંબાઇ શકવું; એ પણ લોક સંગ્રહાર્થે રૂડી જન સેવા અથવા તો સાધન દ્રષ્ટિના કર્મયોગ રૂપજ છે; પરંતુ ઉપર જણાવ્યું તેમ આવાં કાર્યોમાં જોઇતી વ્યવહારિક યોગ્યતાઓની આ ભિક્ષુ પ્રકૃતિમાં ઓછપ હોવાને લીધે આ કાર્ય માત્ર લાગણીવશ, આપદ ધર્મ દાખલ, અને આવાં કાર્યો કરવા કરાવવાની જેમની ફરજ છે તેઓનું ધ્યાન ખેંચવા પુરતાજ ઉદ્દેશથી શરૂ કરાયું હતું.

આ પ્રમાણે શરૂમાં માત્ર 'એકાદશ સ્કંધ' જ કહાડવાના હેતુથી હાથ ધરાયલી આ પ્રવૃત્તિ જન સમાજના સદ્‌ભાવ અને પુણ્ય બળ યોગે ધીમે ધીમે લંબાતી ચાલીને હવે જો કે તે એકાદશ વર્ષની ઉમરે, ૧૦૮ પ્રસિદ્ધિઓએ, અને ત્રીશ હજારની આર્થિક સગવડે પહોંચી ચૂકી છે; છતાં હજી પણ તેના સ્થાયિત્વ અને ખીલવણીને લગતી બાબતો ઉભેલીજ હોવાથી તથા તેના પછી પણ બીજી ત્રીજી બાબતો નિકળ્યાજ કરે તેમ હોવાથી, સેવકનું વેગે ચ્હડેલું ચક્કર કદાચ હજી પણ જેમનું તેમ ચાલ્યાજ કર્યું હોત; પરંતુ એમાં જે પ્રકૃતિથી કામ લેવાનું, તે પ્રકૃતિ ઉપર જણાવ્યું તેમ છેલ્લાં ત્રણ ચાર વર્ષ દરમીયાન શિથિલ થતી ચાલીને હવે છેકજ મંદ બની બેઠી છે, અને તેના ઉપચાર તરીકે પણ ઉપલા અંતર મુખતા ઇ. પ્રકારોજ સુસેવ્ય છે; તો પછી "કરવું તો સર્વ ભાવે કરવું, ને નહિતો સમૂળગું છોડી દેવું" એવા સ્વભાવને લીધે આ કાર્યથી મુક્ત થવાનોજ માર્ગ લેવાનો રહે છે.

સંસ્થાની તેમજ સેવકની સ્થિતિ ઉપર મુજબ હોવાથી એવો વિચાર રાખવામાં આવ્યો છે કે સંસ્થાનો વહિવટ–કે જે દેશનેજ માટે શરૂ થઇ ચાલુ રહેલો છે–તે હવે જો દેશ ચાલુ રાખવાને તત્પર જણાય તો દેશનાજ હાથમાં સોંપી દેવો; અને તૈયાર નજ જણાય તો પછી સંસ્થાનું કાર્ય કોઇ અન્ય સંસ્થાને સોંપી દેવું, અથવા તો આટોપી લઇને તેનાં સાધનોનો કોઇ શુભકાર્યમાં ઉપયોગ કરી દેવો.

કેટલીક મુદ્દત વિશ્રાંતિ લીધા પછી પાછું આ કાર્યમાં જોડાવાનું રાખ્યું હોય તો રહી શકે ખરૂં; પરંતુ પ્રકૃતિના ગુણસ્વભાવને બંધ બેસતા નહિ એવા આ વ્યવહાર પ્રધાન કાર્યમાંજ તે કાર્ય આટલી હદે પહોંચ્યા પછી પણ જોડાઇ રહેવું; એ હવે તો આ કાર્યને વધુ યોગ્ય સંયોગોથી દૂર રાખવા જેવું, અને પ્રકૃતિને તેના બંધ બેસ્તા

ધર્મથી વિમુખ રાખ્યા કરી સ્વપર ઉભયના ઉંડાહિતથી દૂર રહેવા જેવુંજ લાગે છે.

હકીકત આ પ્રમાણે હોવા છતાં વર્ષે એવર્ષે પ્રકૃત્તિ સુધરી ગયા પછી પણ પ્રારબ્ધ પ્રવૃત્તિ પ્રધાનજ હશે, તો તેને માટે પણ પરમ પિતાની મહત્તાએ અને સર્વે રૂપતાએ નિરાંતજ આપી મૂકેલી છે. "ગાય જાણે ને ગોવાળ જાણે" "કટારને કમરે લટકાવે કે જમીન ખોદવાને વાપરે," તે માલિકની મરજી પર છે, કટારની નહિ.

આ પ્રમાણે ભાવીનું ચિંતન ઉંડી દ્રષ્ટિએ નકામા જેવું છતાં, વ્યવહાર કાળે એ ઉંડી દ્રષ્ટિ સદા જાગ્રત ન રહેતી હોવાથી; અને વચમાં મનજી બંદરજી પોતાના જાતિ સ્વભાવ પ્રમાણે વૃથા અહં મમત્વને આધીન બની વહિવટ ના નિયમિતપણા અને ઉત્તમતાના તાન આડે "નોકરોથી થાય તેવું ખરૂં" એવું મંત્રીત્વના અડગપણાનું ભાન ભૂલી જઇને તંત્રીપણાની-ખેંચતાણ ભરી લગામ પણ છુટથી પહેર્યા કરતા હોવાથી; અને પહેર્યા પછી તો સુખે કે દુઃખે પણ નિર્વે-હગેજ છુટકો રહેતો હોવાથી તથા એવો આગળ પડતો સ્વભાવ આ જન્મમાં છુટે નેમ નહિ હોવાથી; ચિત્તમાં એટલું તો રહે છેજ કે પ્રારબ્ધ પ્રવૃત્તિ પ્રધાન હોય તો પણ પાછું આ સોંપી દીધેલા, અન્યોથી પણ ચાલી ખીલી શકે તેવી સ્થિતિએ પહોંચેલા, અને જ્યારે ત્યારે પણ બીજાઓનેજ સંભાળવા પડનારા; એવા આને આજ કાર્યમાં કદી ન જોડાવું પડે; અને જો બને તેમજ હોય તો બીજી કોઇ જરૂરી પ્રવૃત્તિ જનવર્ગને શરૂ કરી અપાય; તથા તેમાં પણ વહિવટી અંશમાં ન ગબડી પડાતાં દેશના વ્યવહાર કુશળ અને સદ્કાર્યેચ્છુ સુપુત્રોના માનસિક સેવક તરીકેજ રહેવાય તો વધુ સારૂં.

એ પણ નક્કી છે કે લોક પુણ્ય પ્રથમથીજ જરાક વધુ બળ-વાન થઇને સેવકને ઠેકાણે કોઇ યોગ્ય અને કુશળ વ્યક્તિને ખેંચી

શક્યું હોત, તો આ કાર્ય આટલાજ વખતમાં આથી અનેક ગણું વધારે અને ઉત્તમ બની શક્યું હોત. સંભવ છે કે લોક પુણ્ય હવેજ એવું કોઇ વિશેષ બળ કરવા માગતું હોય, અને ઉપલા નિમિત્ત દ્વારાજ જગતના વ્યવસ્થાપકે આ કાર્ય સાથે કોઇ ખાસ યોગ્ય વ્યક્તિ અથવા વ્યક્તિઓનો યોગ કરાવવો ધાર્યો હોય !

આશા છે કે આ કાર્યને આટલી હદે પહોંચેલું જોયા જાણ્યા પછીથી દેશમાંના ઉદાર અને ધર્માત્મા ધીમાનો તથા શ્રીમાનો તેને ચાલતું અને ઉન્નતિ પરાયણ રાખવા, અને તેમ કરીને આ દીનહીન દેશના જનવર્ગ પ્રત્યેની પોતાની એક જરૂરી ફરજ ઉપાડી લેવાને ચૂકશે નહિ. આમ કરવું એ હવે તેમને માટે ઇશ્વરાજ્ઞારૂપ હોવા સાથે એમાં પુણ્ય, યશ અને અંતર શુદ્ધિરૂપી લાભો પણ સ્પષ્ટજ છે.

ઉપલી ગોઠવણો ખાતે ઉદારાત્માઓ તરફથી જે જાતિભોગ અને ધનભોગ અપાવાની જરૂર રહેશે, તે વિષે હવે પછીના પ્રકરણમાં જણાવાશે.

આગળ જણાવાયું છે તેમ પ્રકૃતિ હવે તુરતમાંજ આરામ માગી રહેલી હોવાથી અને મગજની સ્થિતિ છેલ્લે પાટલે જઇ બેસવાનાં પૂર્વ ચિન્હ બતાવ્યા કરતી હોવાથી, ઉપલી બાબતનો દેશ તરફથી જુવાબ મળે ત્યાં સુધી તથા તે ઉપરથી જે કાંઇ કરવા જેવું લાગે તે થઇ રહે ત્યાં સુધી તેનાથી જેમનું તેમ ગબડાવી શકાય એમ રહ્યું નથી. વળી દેશ તરફથી આ બાબતમાં ઠીક ઉત્તર મળે તો તેવા સંયોગમાં અને બેદરકારી જણાય તો તેવા પ્રસંગમાં આ સંસ્થાની છેવટની સોંપણી અથવા નિકાલના કરવા ખાતે જે કાંઇ તપાસ, વિચાર અને ગોઠવણ કરવી જોઇએ; તે કાર્ય મગજની હાલની સ્થિતિમાં, હાલના મોંઘારત ઇ૦ સંયોગોમાં, ઉતાવળથી, એકલે હાથે, અને જે પણ મળી આવે તે વ્યક્તિ કે સંસ્થા સાથે કરી દેવું; તેના કરતાં

થોડાક શ્રદ્ધાપાત્ર દેશજનોદ્વારાજ તે થાય, અને હાલની લડાઇ, મોંઘા-રત વગેરે દૂર થતાં સુધી થોભી શકાઇને સેવકની ગેરહાજરીમાં વહીવટની પણ કંઇક દેખરેખ રહી શકે; તેટલા સારૂ એવો વિચાર રાખવામાં આવ્યો છે કે રીપોર્ટ બહાર પડી ગયા પછી હાલના અન્ય બે સભ્યોની સંમતિપૂર્વક થોડાક પરિચિત શુભેચ્છકો અને દેશસેવકોની પંચ તરીકે ગોઠવણ કરવી; અને આ સંસ્થાની છેવટની સોંપણી વગેરે કરવા કારવવાનું એક રજીષ્ટર્ડ દસ્તાવેજ ( ત્રષ્ટડીડ ) દ્વારા તે પંચના હાથમાં મૂકવું.

એ પ્રમાણે પંચ તરફથી છેવટની ગોઠવણ થઇ રહેતાં સુધી સંસ્થાનું પુસ્તક પ્રસિદ્ધિનું તથા પસંદગીનું કાર્ય અને જુવાબદારી સેવક ગમે ત્યાં રહેવા છતાં બનતે પ્રકારે ચાલુ રાખશે. વહિવટી ચિંતન અને રોકાણમાંથી મુક્ત થવાતાં એ કાર્ય એકાદ ક્લાર્કને સાથે રાખીને બજાવવું અશક્ય નથી.

કાર્યાલયની વહિવટી દેખરેખ ઇ૦ કાર્ય, પંચમાંથી કે બહારથી એકાદ જણને વહિવટી મંત્રી તરીકે નીમવાથી તે વ્યક્તિ કાર્યાલય તરફ રોજ એકાદ આંટો મારીને અથવા તો અઠવાડીએ એકાદ વખત કેટલાક કલાક ગાળીને બનતે પ્રકારે બજાવશે. છેવટની ગોઠવણ થતાં સુધી હજી પણ એકાદ બે વર્ષ સંસ્થાનું કાર્ય કેટલુંક ઓછું અને ધીમું ચાલે એ તો સ્વાભાવિકજ છે. પ્લેગ, પ્રેસની અગવડ, વગેરેને લીધે ૧૯૭૩ નું વર્ષ પણ એવુંજ ગયું છે.

આ વાત તો ખુલ્લીજ છે કે, આ કાર્યનેજ મુખ્ય લક્ષ્ય બના-વનારી સ્વતંત્ર સંસ્થા દ્વારા આ કાર્ય જેટલું સારૂં ચાલી અને ખીલી શકે; તેવું અન્ય સંસ્થાના પેટામાં તેને સોંપી દેવાથી નજ બને. વળી આ સંસ્થાની સેવાનો વિસ્તાર વધારવો; હિંદી વગેરે અન્ય પ્રાંતની ભાષાઓમાં પણ સસ્તા સાહિત્યની શરૂઆત કરવી; સસ્તું

માસિક, ગીતા પ્રચાર, ચિત્ર પ્રચાર વગેરે હવે પછી સુચવાશે તેવી અને બીજી સુશક્ય બાબતો પણ સ્વતંત્ર સંસ્થાના ધોરણવડે હાથ ધરવાનું જેટલું સુગમ પડશે, તેટલું બીજી રીતે નહિ પડે.

કોઇ પણ બાબતમાં અસામાન્ય સફળતાનો આધાર તે તે કાર્યના આત્મા અને પ્રધાન અંગ રૂપ વ્યક્તિ અથવા વ્યક્તિઓના ઉત્સાહ, કુશળતા અને પરાયણતા ઉપરજ રહે છે; અને તેથી તેવા આત્મા નિકળી આવવા, એજ સર્વથી મોટો મુદ્દો છે. દેશમાં જન સેવાનું વાતાવરણ જે વિસ્તાર અને ઉંડાણ પામતું ચાલે છે, તે જોતાં આવી એક સંસ્થા માટે અસામાન્ય નહિ તો સામાન્ય કક્ષાના પણ થોડાક સ્વયંસેવકો નિકળી આવવા, તથા તેમના નિર્વાહ ઇ૦ માટેની જરૂરી સગવડો બની આવવી, એ વાત હવે ગુજરાતને માટે અશક્ય નથી.

# સંસ્થાને સ્થાયિ અને વ્યાવહારિક બના-વવા બાબતમાં કેટલીક સુચના.

આગલા પ્રકરણમાં આશા રખાઇ છે તેમ આ કાર્યને આટલી હદે પહોંચેલું જોયા જાણ્યા પછી જો દેશમાંના થોડા પણ ઉચ્ચ હૃદય શ્રીમાનો અને સુશિક્ષિતો તેને સ્થાયિ, વ્યવહારિક અને વિસ્તૃત બનાવવાની આવશ્યકતા જોઇ શકતા હોય; તથા આવા યશ અને પુણ્યપ્રદ પ્રસંગોને ઇશ્વરે આપેલી ઉમદા તક તરીકે સમજીને તે ખાતે પોતાના તન-મન-ધનનો ઉપયોગ કરવાને ઉત્કંઠિત થઇ શકતા હોય, તો નીચેનાં સાધનો યોજવાથી તેમ બની શકશે.

૧. કાર્ય કર્તાઓ તરીકે ચાર સુયોગ્ય સ્વયંસેવકો અને સંસ્થાનું પોતાનુંજ મકાન તથા પ્રેસ.

૨. ઉપલી બાબતોના ખર્ચ માટે આવશ્યક નાણાં, અને કાર્યના સુપ્રબંધ માટે કાર્ય સાધક બંધારણ.

ઉપલાં સાધનોને લગતી વિશેષ હકીકત નિચે પ્રમાણે છે.

## મુખ્ય કાર્ય કર્તાઓ.

સંસ્થાનું સાહિત્ય વિષયક, વ્યવસ્થા વિષયક, અને છાપખાના વિષયક કાર્ય બજાવવા માટે; તેમજ સંસ્થાની ખીલવણી અને નવિન યોજનાઓની પેરવી ખાતે મળીને કમમાં કમ ચાર સુયોગ્ય વ્યક્તિઓની જરૂર પડશે. પોતપોતાના કાર્યના દરેક અંગની આવડત અને કાળજી વાળા સ્વયંસેવકોની શામિલગીરી તથા દોરવણી વિના માત્ર સામાન્ય નોકર વર્ગને હાથેજ આવાં કાર્યોની સુસ્થિતિ કે પ્રગતિની આશા વૃથા છે. ફર્ગ્યુશન કોલેજ, હિંદ સેવક સમાજ અને તેની જુદે જુદે સ્થળે આવેલી શાખાઓ, ચારૂત્તર એજ્યુકેશન સોસાયટી, ભરૂચ કેળવણી મંડળ, ગુજરાત સેવક સમાજ, સત્યાગ્રહાશ્રમ વગેરે સ્થાપન થએલી તથા થનારી સંસ્થાઓની પેઠે આ બાબતમાં પણ મુખ્ય મુખ્ય હોદ્દાપર કાર્ય કુશળ અને કર્તવ્યનિષ્ઠ સ્વયંસેવકોની યોજના થવી જોઇએ.

ઉપર જણાવ્યા જેવી સંસ્થાઓમાં જોડાનારા સ્વયંસેવકો પોતાની સારી આવકવાળી ચાલુ અથવા સંભવિત નોકરી કે ધંધાનો અને તેની સાથે પોતાની વ્યાવહારિક સગવડો અને આશાઓનો સંન્યાસ ( ત્યાગ ) કરીને, દેશ તરફની માત્ર નિર્વાહ ૪૦ પુરતી સાદી સગવડો ઉપરજ સંતોષ માનીને લોક સેવાનાં કાર્યોમાં પોતાનું જીવન અર્પણ કરી રહે છે. આ પ્રમાણે પોતાના સ્વાર્થનો ભોગ આપીને કોઇ એક પોતાને બંધ બેસ્તી થઇ પડે એવી બાબતને પોતાના ખાસ વિષય રૂપ બનાવનાર અને તેની પાછળ સર્વ ભાવે મંડી પડનાર એક સુયોગ્ય સ્વયંસેવક જેટલું અને જેવું લોકહિત સાધી શકે છે તેમજ બીજાઓમાં સમાજ સેવાની જેટલી રૂડી અસરો ફેલાવી શકે છે; તે

જોતાં તેમના ફંડ, કુટુંબ, વીમો, પેન્શન, મુસાફરી વગેરે ખાતે જે રૂ. ૧૦૦ સુધીનો ( અને પદવી રહિત સામાન્ય સ્વયં સેવકને માટે ૫૦ સુધીનો) માસિક ખર્ચ વેઠવાનો હોય છે; તે વિશ્વાત વિનાનોજ હોઇને દેશના ઉદાર શ્રીમાનો ફંડની અથવા બીજી સ્થાયી ગોઠવણ દ્વારા તે ખુશીથી ઉઠાવી લેછે.

આ સંસ્થાના કાર્ય માટે એવા ચાર સ્વયં સેવકોની ગોઠવણ પાછળ વાર્ષિક પાંચેક હજાર આશરેનો જે ખર્ચ નવો શરૂ થાય તેને માટે લાખ રૂ. ના સ્થાયી ફંડ અથવા મિલ્કતની ગોઠવણ કરવી જોઇએ.

## સંસ્થાનું પોતાનુંજ છાપખાનું.

આ આવસ્યક્તાના સંબંધમાં માત્ર આ એક મુદ્દો પણ પુરતો થાય તેમ છે કે, જો સ્વાધિન પ્રેસ સવેળાથીજ હોત, તો આ સંસ્થા અત્યાર સુધીમાં હાલના કરતાં બેવડી સેવા તો અવશ્ય બજાવી શકી હોત. બહારનો પ્રેસ ગમે તેટલો સારો હોય તો પણ સ્વાધીન પ્રેસના જેટલી સુગમતા નજ આપી શકે.

આગલા પ્રકરણમાં જણાવ્યા મુજબ સંસ્થા પાસે છપાવવાનું જે કાર્ય તૈયાર જેવું છે, અને તે છપાઇ રહેતાં બારેક વર્ષ નિકળી જાય તેમ છે; તે કાર્ય જો પ્રેસની સ્વતંત્ર સગવડ હોય તો માત્ર ચારેક વર્ષમાંજ પુરૂં થઇ જાય અને ચાલુ કાર્ય પણ હાલના કરતાં ઘણા વધારે પ્રમાણમાં બજાવાતું રહે.

રાજસ્થાનના ઇતિહાસના બીજા ભાગ માટેનું લખાણ તથા છપાવવાના કાગળો ત્રણ ચાર વર્ષથી તૈયાર છતાં છપાઇ શક્યું નહિ; મહાભારતના ભાષાંતરની પણ સારી જેવી તૈયારી તથા બે ભાગ જેટલો કાગળોનો સંગ્રહ હોવા છતાં દર વર્ષે તેનો એકેક ભાગ બહાર પાડવાનું બની શક્યું નહિ; વાલ્મીકી રામાયણનો ગ્રંથ છ માસમાં

છાપવાની ગોઠવણે એક જગ્યાએ અપાયા છતાં વર્ષ દહાડે પણ ચોથા ભાગનું કામ થયું નહિ; બીજાં પણ ત્રણે માળાઓનાં ખલાસ થએલાં અનેક પુસ્તકોની વિશાળ માગણી છતાં તે છપાવવાનું બની શકતું નથી, અને લડાઇ મટયા પછી પણ વર્ષો સુધી બનવા સંભવ નથી; આ સર્વે આ પ્રમાણે થવામાં "સ્વાધીન પ્રેસનો અભાવ" એજ મોટું કારણ છે.×

૧૯૭૧ થી ત્રણ વર્ષ સુધી સંસ્થાનું દર વર્ષે ૫૦૦ ફોર્મ સુધીનું કામ છપાતું રહ્યું હતું, પણ ૧૯૭૩ ના વર્ષમાં એથી અર્ધું કામ પણ ન છપાઇ શકવાથી, અને બીજા ગમે તે પ્રેસમાં જેવું પણ થાય તેવું છપાવી લેવાનું પસંદ નહિ હોવાથી, તથા અમદાવાદના બીજા એકાદ બે સારા પ્રેસોમાં કામની ભીડ રહ્યા કરતી હોવાથી, આ વર્ષમાં સંસ્થાનો (પગાર, ભાડાં) વગેરેનો, આખા કામના ધોરણપર ગોઠવાયલો ખર્ચ લગભગ જેમનો તેમજ ચાલુ રહ્યો; અને તેથી કરીને જે આર્થિક નુકશાન થયું તેમાં પણ "સ્વાધિન પ્રેસનો અભાવ" એજ મોટું કારણ છે.

આવી રીતે બીજી દરેક તૈયારી છતાં, સ્વાધિન પ્રેસ ન હોવાને લીધે અનેક નવાં તેમજ ફરીવાર છાપવાનાં પુસ્તકોની બાબતમાં અસાધારણ ઢીલ, અગવડ તથા આર્થિક નુકશાન વેઠવાનું હવે હંમેશાનું થઇ પડે તેમ હોવાથી આ વિષેની ગોઠવણ બને તેમ પહેલી તકે થવા જરૂર છે.

વળી પ્રેસની પુરતી અને સ્વાધિન સગવડ હોય તો સંસ્થા

---

× લડાઇ મટવા પહેલાં છપાય તેમ નહિ લાગવાથી રાજસ્થાન તથા મહાભારતના એકેક ભાગ માટેના કાગળોનો ઉપયોગ વિવિધ માળાને ૧૯૭૪ માં કાગળોની મોંઘારતથી મોંઘી બનતી અટકાવવામાં કરી લેવાનું રાખ્યું છે.

હાલ જે દર વર્ષે ૨૫ થી ૩૦ હજારની કિંમતનાં ૫૦ થી ૬૦ હજાર પુસ્તકો ફેલાવી શકે છે; તેના કરતાં કમમાં કમ ચાર ગણાં પુસ્તકો ફેલાવી શકે એમાં પણ સંશય નથી.

આવી સંસ્થાદ્વારા મૂલ્યમાં માત્ર અર્ધ ભાગનોજ ઘટાડો થતો માનીએ તો પણ ઉપર પ્રમાણે કાર્ય વધતાં દેશને દર વર્ષે એકથી દોઢ લાખનો લાભ તો માત્ર કિંમતમાંજ થાય, અને જે લાખો મનુષ્યો ગરીબાઇને લીધે સારા ગ્રંથો ન મેળવી શકતા હોય તેમજ હલકટ તથા પરધર્મનાં પુસ્તકોમાં ફસી પડતા હોય તેઓ સારા ગ્રંથોનો અને તેના દ્વારા રુડા સંસ્કારોનો લાભ મેળવી શકે. આ પાછલા લાભને તો નાણાંની કોઇ પણ રકમ સાથે સરખાવાયજ નહિ.

આવા એક ઉપકારક કાર્યને માટે પ્રેસની સગવડ કરવા પાછળ નિચેની વિગતે જે ખર્ચ કરવો પડે તે મોટી વાત નથી. દેશમાં સુરત વગેરે સ્થળે ખ્રીસ્તી મિશનોના પ્રેસો અને પુસ્તકોનાં ખાતાં જેમણે જોયાં હશે તેમને આ આટલી આવશ્યકતા છેકજ સામાન્ય લાગશે.

૩૦૦૦૦ ) સાંચા કામ ખાતે; જેમકે એક ડબલ મશીન, બે શીંગલ મશીન, ત્રણ ટેડલ, ( ૧ પૂંઠાનું, ૧ ચિત્રોનું, ૧ સામાન્ય. ) એક દાબણનું મશીન, એક કાગળો વાળવાનું (ફોલ્ડીંગ) મશીન, ઓઇલ એન્જીનની જોડ, એક પ્રુફ પ્રેસ, વગેરે.

૨૦૦૦૦ ) ટાઇપ, બોર્ડર, ગેલી, ચેસ, યંત્ર, વગેરે વસ્તુઓ ખાતે.

૫૦૦૦ ) કેસ, ઘોડા, કબાટ, સ્ટૂલ ઇ૦ ફરનીચર ખાતે.

૨૫૦૦૦ ) છાપખાનું તથા કાગળોની વખારના મકાન ખાતે.

૧૦૦૦૦ ) ચિત્રકામને સારૂ લીથો (શીલા) પ્રેસને લગતા સાંચાકામ પત્થરો વગેરે ખાતે.

૧૦૦૦૦ ) પુસ્તકોના બાઇન્ડીંગનાં યંત્રો, સરસામાન તથા મકાન ખાતે.

૧૦૦૦૦૦)

પ્રેસની ગોઠવણ ઉપર જણાવેલા પ્રમાણમાં થવાથી રોજના પાંચથી દશ ફોર્મ છપાતા રહીને તે દરેક ફોર્મની અલગ અલગ સંખ્યા લેતાં કમમાં કમ કુલ પચીસ હજાર ફોર્મ દરરોજ છપાતા રહે. આ હિસાબે મહિનામાં ૨૫ દિવસ અને વર્ષમાં દશ માસ કાર્ય ચાલે તો પણ દર વર્ષે ૬૨ાા લાખ ફોર્મ જેટલું કામ એટલી ગોઠવણદ્વારા છપાતું રહે. આ ગણત્રી ઘણીજ છુટછાટપૂર્વકની છે. લાયક કામદારો રોકીને કાળજીપૂર્વક કામ લેવાથી, તેમજ બેવડા પ્રીન્ટર રાખીને દીવસમાં સોળ કલાક સુધી છાપખાનું ચલવવાથી દર વર્ષે એકથી દોઢ કરોડ ફોર્મ સુધીનું કાર્ય પણ એટલીજ સગવડદ્વારા લઇ શકાય.

આમ છતાં ઉપર જે ૬૨ાા લાખનો ઓછામાં ઓછો અડસટ્ટો આપ્યો છે તેનેજ લઇએ, તોપણ આ ખાતાના હાલના ( દર વર્ષે વધુમાં વધુ ફોર્મ ૫૦૦×સરાસરી પ્રત ૩૦૦૦= કુલ ફોર્મ પંદર લાખ જેટલા ) છપાઇ કામ કરતાં એ કામ ચાર ગણું થવા જાય છે; અને ઉપર જણાવ્યું તેમ તેટલા કામ વડે પણ દર વર્ષે એકથી સવા લક્ષ રૂ. નાં બેથી ત્રણ લાખ પુસ્તકો ફેલાયા કરે તેમ છે.

## સ્વતંત્ર મકાન.

આવી એક સંસ્થાના કાર્યને માટે સ્વતંત્ર મકાનની આવશ્યકતા વિશેષ સમજાવવી પડે તેમ નથી. “ ભૂત મરે ને પલીત જાગે ” તેની પેઠે ભાડાં અને માલિકોની ફેરફારીઓને અંગે ભાડાનાં મકાનોની અદલાબદલી પાછળ અત્યાર સુધીમાં જે હાડમારી ભોગવાઇ છે; તેમજ સગવડ ભર્યાં મોટાં મકાનોની જે ઓછપ જણાઇ છે; તે જોતાં મકાન સંસ્થાનું પોતાનુંજ હોવાની આવશ્યકતા ત્રણેક વર્ષથી સમજાઇ ચૂકી હતી; પરંતુ કાર્યના સ્થાયીપણાની યોજના ન હોય ત્યં સુધી જે તે રીતે નિભાવ્યેજ છુટકો હતો.

પુસ્તકો અને કાગળોની બાફથી ગરમ રહેતા ઓરડાઓમાં કામ

કરનારાઓને સંકડાસથી બેસાડવાના; ચોમાસામાં ચૂવાનો પેરો રાત્રે પણ ભરવાનો; અને ઉધઇબાઇ તથા ઉંદરભાઇના મંત્રો તો બારે માસ જપવાના. ચારેક વર્ષ અમદાવાદમાં એવી રીતે ચાલ્યા પછી બેએક વર્ષથી મકાન અનુકુળ મળ્યું છે; પરંતુ અહિં પણ જો ત્રણ ચાર દિવસ ભોંયતળીયાપર કોઇ ચીજ રહી જાય તો ઉધઇબાઇની ચડાઇ થઇજ જાય.

સંસ્થાને અમદાવાદ આવ્યે ૧૯૭૨ આખરે પાંચ વર્ષ થયાં તે દરમીયાન તેને ચાર સ્થળ બદલવાં પડયાં છે. પ્રથમનાં ત્રણ સ્થળ માસિક ૧૩ થી ૧૫ સુધીના ભાડાનાં હોઇને ભાડાની વધુ માગણી થવાથી તથા માલીક બદલાવાથી ફરજીઆત બદલવાં પડયાં હતાં; જ્યારે હાલનું સ્થળ એથી લગભગ બેવડા ભાડાનું છતાં સ્થાયી ભાવે અને સગવડ ભર્યું મળવાથી જાણે જોઇનેજ બદલવામાં આવ્યું હતું. પાછળથી આ મકાન પણ એક મીશનરી શાળાને લીધે એકજ વર્ષમાં બદલવું પડયું હોત; પરંતુ ઉપર જણાવ્યું તેમ સ્થાયિત્વની સગવડને લઇનેજ આ મકાનમાં આ કાર્યાલય આવેલું હોવાથી; તેમજ જે "સંસાર સુધારા સમાજ" નું એ મકાન છે, તે સંસ્થા પણ લોકહિતની અને સાર્વજનિક હોઇને તેના સુયોગ્ય ચાલકો માત્ર ભાડા તરફજ દ્રષ્ટિ રાખે એવા નહિ હોવાથી; પુનઃ ફેરફારીની મુશ્કેલી, એકાદ બે માસ જેટલો સમય, અને સો બસોનો ખર્ચ અટકયાં હતાં.

સંસ્થાનું હાલનું સ્થળ ચોરસ ૩૦૦ વારના માપનું હોવા છતાં તે પણ અર્ધો અર્ધ નાનું પડતું હોઇને છાપેલા તથા કોરા કાગળોનો કેટલોક જથો હજી પ્રેસમાં અને બીજે મૂકવો પડે છે. જો તેને પણ બદલવું પડે તો આટલી મોટાઇનાં પણ બીજાં મકાનો મળવાં દુર્લભ છે; અને મળે તો પણ હવા, ઉજાસ વગેરેની ખામી વાળાં, પુસ્તકોના સંગ્રહ અને રક્ષાને માટે અયોગ્ય, અને ભાડાની બાબતમાં આવી

સંસ્થાને ન પરવડી શકે તેવાંજ હોય. એમાં પણ પ્રેસ ઉમેરાઇને સંસ્થાનું કાર્ય વધે એટલે તો હાલના જેવાં ચારેક મકાનો જોઇએ, તે મેળવવાનું કેટલું મુશ્કેલ અને ખર્ચાળુ થઇ પડે એ સમજાવવું પડે તેમ નથી.

સંસ્થાનું કાર્ય વિવિધ ગ્રંથમાળા ઇ૦ રૂપે વધારવામાં આવ્યું ત્યારથીજ મુંબઇનાં ભાડાં, પગાર, છપાઇ, બંધાઇ, વગેરેના ભારે ખર્ચોમાંથી બચવાની જરૂર સમજીને છપાવવા મોકલવા વગેરેની સર્વ વ્યવસ્થા અમદાવાદમાંજ રખાઇ છે; પરંતુ અહિં પણ મીલો વગેરેને લીધે ભાડાં, પગાર, પ્રેસ, વગેરેની જે મોંઘારત દિવસે દિવસે થઇ છે અને થતી ચાલે છે; તે જોતાં હાલ નહિ તો આગળ ઉપર પણ સંસ્થાના સ્થાયી અને મુખ્ય સ્થળ તરીકે કોઇ બીજુંજ સ્થળ શોધવું પડે તેમ છે. સંસ્થાનું મકાન, પ્રેસ, વગેરે બનાવવા માટે મુખ્ય સ્થળ તરીકે એવું કોઇ ગામ પસંદ થવું જોઇએ કે જે મોટા શહેરથી પાસે પડે તેમ હોય, સ્ટેશનવાળું હોય, સારાં હવા પાણી વાળું હોય, ઉજળીઆટ વસ્તી અને બે ચાર હજારની જન સંખ્યા ધરાવતુ હોય તથા જ્યાં પગાર, મકાન, જમીન વગેરેના ખર્ચ ગામડાની રીતનાજ હોય.

ગામડાનો છઠ્ઠું ધોરણ ભણેલો યુવક ઘેર બેઠાં દશ રૂ.ની આવક કરીને તથા દાળ રોટલાનો સાદો ખોરાક જમીને જે આરોગ્ય, પ્રમાણીકતા, ચપળતા, સંતોષ અને સુશીલતા રાખી શકે છે; તેમજ સગાં, કુટુંબ અને નાત જાતનો સહવાસ ભોગવી શકે છે; તેથી અર્ધા ભાગનું પણ શહેરમાં જઇ વીશની આવક મેળવવા છતાં ભોગવી શકતો નથી. ઉલટું ઘણાખરાઓ શહેરના મલિન જળવાયુનો, અને રાજસિક આહાર વિહારનો ભોગ થઇ પડીને ચારિત્ર્ય અને આરોગ્યને હાની પહોંચાડે છે અને કંઇ એક તો અર્ધી ઉમર પણ થવા પહેલાં મરણ કે મોટા રોગોને વશ થઇ પડે છે.

નડિયાદ, આણંદ, વડોદરા, ભરૂચ, સુરત અથવા તો અમદાવાદની આસપાસનું કોઇ એક નાનું સરખું સ્ટેશન આ કામ માટે ( શરૂમાં કેટલીક મુશ્કેલીઓ પડવા છતાં ) પરિણામે વધારે ઠીક થઈ પડે. હવે પછીના સંયોગોને અનુસરીને સંસ્થાને સ્થાયિ બનાવવી ઠરે તોજ આ પ્રશ્ન વિચારવાનો હોઇને તે વખતે જેમ યોગ્ય અને શક્ય ભાસે તેમ કરી લેવાનું છે.

મુખ્ય સ્થળ બીજે જમાવવું ઠરતાં અમદાવાદમાં પણ મુંબઈની પેઠે સ્થાનિક કાર્ય પુરતી શાખા-બજારમાં ભાડાનો એકાદ મેડો મેળવીને ચાલુ રાખી શકાશે. કાર્ય વધતાં સુરત, ભરૂચ, ભાવનગર, રાજકોટ, જુનાગઢ, વડોદરા ઇ૦ સ્થળોમાં પણ તેમજ કરવું પડશે.

એટલુંજ નહિ પણ આગલાં પ્રકરણોમાં જણાવાશે તેમ હીંદી વગેરે ભાષાઓનું કાર્ય હાથ ધરાતાં પુના, કલકત્તા, દિલ્લી, નાગપુર, લાહોર, અમ્રતસર, કરાંચી, કચ્છ, મદ્રાસ, હરદ્વાર, પ્રયાગ, કાશી, આગ્રા, પટણ, ઇંદોર, જયપુર, જોધપુર વગેરે દેશનાં અનેક મુખ્ય મુખ્ય સ્થળોમાં શાખાઓ ખોલવી પડશે. શાખાઓ ખોલવાથી લોકોની જાણકારી તથા પુસ્તકોના પ્રચારમાં ખાસ વધારો થવા સાથે લોકોને પોસ્ટેજનો ભારે ખર્ચ ઉગરે છે, અને વેપારીઓને આપવા પડતા કમીશન જેટલાજ ખર્ચમાં શાખાનો પગાર, ભાડું તેમજ રેલ્વે ખર્ચ નભી રહે છે. શરૂમાં કોઇ કોઇ જગાએ કંઇક ખમવું પડે એજ.

ઉપર જણાવ્યું તેમ સંસ્થા માટે મુખ્ય સ્થળનો નિર્ણય તો આગળ ઉપર જ્યાં યોગ્ય લાગે ત્યાં થઇ રહેશે; પરંતુ ગમે તેવું ઓછા ખર્ચવાળું સ્થળ પસંદ કરવા છતાં પણ કાર્યના પ્રમાણમાં પાકા મકાન પાછળ ( એટલે કે સંસ્થાને લગતી ઓફિસ, લાયબ્રેરી, પુસ્તકોની વખાર, કુવો, જમીન, છેડેછડા સ્વયંસેવકો અને બહારગામના કામદારો વગેરેને રહેવાની ઓરડીઓ, તેમજ સ્થળની ચોતરફ રક્ષણ

માટેની ગોઠવણ કરવા પાછળ ) શુમારે ૫૦ હજારનો ખર્ચ થશે.

આ પ્રમાણે મકાન ખાતે ૫૦ હજારે, સ્વયંસેવકોના નિર્વાહ ઇ૦ સગવડ ખાતે ૧૦૦ હજાર, પ્રેસ અને તેને લગતા મકાન વગેરે ખાતે ૧૦૦ હજાર, અને કામના વધારાના પ્રમાણમાં પુસ્તકો તથા કાગળોની શિલક વધારે રહે તે પાછળની રોકાણ ખાતે ૫૦ હજાર મળીને ત્રણ લાખ જેટલી આર્થિક સગવડ દેશે યોજવી જોઇએ.

અત્યાર સુધી માત્ર માર્ગસુચનનો હેતુ અને ફકીરી ધોરણ ધરાવનારા આ કાર્યને દેશ જો હવે સ્થાયી અને વ્યવહારિક બનાવવામાં પોતાનું હિત જોઈ શકશે, તો ઉપલાં સાધનો હસ્તા વદને યોજી શકશે.

બંધારણ એવું રખાય કેઃ તમામ વહિવટ સ્વયંસેવકો ચલવે અને નિયામક મંડળમાં એ ભાગના પ્રતિનિધિઓ સ્વયંસેવકો તરફથી, એક ભાગના સહાયકો ( અમુક રકમની સહાય કરનારાઓ ) તરફથી, અને એક ભાગના પંચો તરફથી રહે; તથા દરેક ખાસ નિયમ યોજના અથવા ઠરાવ ઉપર એ નિયામક મંડળની વધુ મતે મંજુરી હોવી જોઇએ.

એ પ્રમાણે યોજના ગોઠવાઇ ચાલુ થતાં સુયોગ્ય કાર્ય કર્તાઓ જે વિશાળ પ્રમાણમાં લોકહિત સાધી શકે તેમ છે; તે વિષય હવે પછીના પ્રકરણમાં અપાશે. જે વાંચવાથી હરકોઇ સમજી શકશે કે તેની અપેક્ષાએ ઉપલી આર્થિક રકમની તેમજ સ્વયંસેવકોની સાર્થકતા કેટલી બધી છે.

ઉપલી બંને બાબતો પૈકી સ્વયંસેવકોની બાબતમાં સેવકને અત્યારથીજ પુર્ણ શ્રદ્ધા છે; અને લોકોનું તેમજ પૈસાદારોનું પુણ્ય જાગ્યું હશે તો આર્થિક બાબત પણ તેટલીજ સુશકય છે.

ઉપર જણાવેલી આર્થિક અને સ્વયંસેવકોની સગવડો પુરેપુરી આવશ્યક છતાં તત્કાળમાં એ સગવડો કદાચ એથી અર્ધીજ બની આવશે; તોપણ શરૂના કર્તા ધર્તા સ્વયંસેવકો જો ખડતલ, લગનીવાળા

અને કુશળ હશે તો કાર્યના વિસ્તારની તથા પ્રેસ-મકાન વગેરેની ગોઠવણ તેટલા પ્રમાણમાં ઓછી રાખીને તથા કંઇક અગવડ સગવડ વેઠીને પણ સંસ્થાનું ગાડું હાલ તુરત તેઓ ગબડાવી શકશે; અને પોતાના બળ, બુદ્ધિના ઉપયોગ વડે થોડાંજ વર્ષમાં પ્રાપ્ત સાધનોના પ્રમાણમાં એવું સારૂં પરિણામ બતાવી શકશે કે જેથી કરીને કાર્યના વિસ્તાર તથા સંગીનતા માટેની ખુટતી સગવડો પણ એની મેળેજ નિકળી આવશે, એમાં સંશય નથી. કારણ કે આ એક એવી લોકોપકારક અને પ્રત્યક્ષ પ્રમાણભૂત બાબત છે; તથા દેશને માટે તે એટલી બધી જરૂરી છે કે કુશળ, પરિશ્રમી અને ચારિત્રવાન કાર્યકર્ત્તાઓ તેને બે ચાર ગણી તો શું પણ દશ-વીસ-અને સો ગણી પણ ખીલવી શકે; અને તે માટેની આવશ્યક સામગ્રીઓ દેશ હસ્તે મોઢે પુરી પાડી શકે.

લાયક કાર્યકર્ત્તા ! ભારતના નરદેવતા ! તારામાં બધુંજ છે ! ! ઉઠ, જાગ્રત થા અને દેશ સેવાના આ યજ્ઞમાં ઝોકાવ ! ! !

જગતના મહા નિયમને અનુસરીને સર્વ સજીવ પદાર્થોની પેઠે આ સંસ્થા પણ એકજ અવસ્થામાં ન રહેતાં જનસમાજના પ્રારબ્ધ અને પુરૂષાર્થને અનુસરીને તેની ગતિ કાંતો ચ્હડતી તરફ કે કાંતો પડતી-નાશ તરફ-રહ્યાજ કરવાની. એમાં એક વચલી દશા પણ દરેક પદાર્થને આવે છે કે જ્યારે તેના તરફ પુરતી દ્રષ્ટિ રહે તોજ તેનું સુકાન ચડતી તરફજ રહી શકે, અને નહિ તો પડતી તરફજ વળી જાય.

આ સંસ્થાને પણ હવે એ વચલી દશામાંજ સમજવી. જગતના સદાના સુહૃદ-સર્વેશ્વરની મહત્તા અને ભારતના પુણ્યોદયની બાબતમાં શ્રદ્ધા રાખી સેવક તો ચોક્કસજ માને છે કે આ સંસ્થા લોકહિતાર્થે જરૂરનીજ હશે, તો પછી તે હાલ કદાચ માંડી વળાશે તો પણ તેથી કરીને હજારો હૃદયોમાં જે આતુર આંદોલન જાગશે, તેને લીધે તેનો પુનર્જન્મ સત્વર તથા વધારે સારા સંયોગો વચ્ચે થયા વિના રહેનાર નથી.

આ પ્રમાણે સેવકના મનથી તો આ સંસ્થાનું માંડી વળાવું પણ માત્ર નાટકના એક સારા પાત્રે સુવેશ સજવા માટે થોડીવાર પડદે થવા જેવુંજ છે. અલબત્ત એક સારી હાલતવાળી અને દરરોજની ઉપયોગીતા ધરાવનારી નૌકા, માત્ર સારા સુકાનીઓ અને અનુકુલ પવનના અભાવેજ પડી ભાગે; એક સારી આશા આપનારા, સુંદર અને આરોગ્ય બાળકને માત્ર તેની અવસ્થા મુજબના પાલન પોષણને અભાવેજ બીજો જન્મ લેવા જવું પડે; એ દેશના શ્રીમાનો વગેરેને માટે તો લજાવનારૂંજ ગણાશે.

અગીયાર વર્ષ સુધી તો આ બાળક ધાવનાદૂધ અને પાલન વડે ઉછરી શકયું; પણ આખી ઉમર સુધી સ્તનપાન પહોચતું પણ નથી ને તેવા પાન ઉપર નભી શકાતું પણ નથી. ઉમર વધતાં બહારનો સ્થૂળ ખોરાક પણ આવશ્યક થઇ પડે છે.

એમાં પણ કોઇ નકામા જેવું છોકરૂં હોય તો જુદી વાત. આ તો જન્મ્યું ત્યારથીજ સંયમી હોઇને ગરીબો, સામાન્યો તથા ધનીકોને માટે પણ જ્ઞાનામૃત જેવો દૈવી આહાર સુલ્લભ બનાવ્યે જનારૂં હોઇને અત્યાર અગાઉ દેશનાં લાખો હૃદયોમાં હઠાવ્યું ન હઠે એવું વહાલ મેળવી ચૂકયું છે. હવે જ્યારે યુવાવસ્થાની અસામાન્ય ખીલવણી અને ઉપકારકતા પ્રાપ્ત કરવાને માટે તેને સ્તન-પાનને બદલે બહારનાં આર્થિક ફળ ફૂલની જરૂર છે, અને શિથિલ બનેલા ભિક્ષુને બદલે અન્ય સુઆત્માના સહવાસની જરૂર છે; ત્યારે તે બાબતો દેશે યોજવીજ જોઇએ.

યોગ્ય પોષણ અને દોરવણીથી આ દૈવી બાળક વખત જશે તેમ જે જે ઉપકારકતા દર્શાવતું ચાલશે, તે વાત પુરેપુરી તો તે પરમ પિતાજ જાણી શકે. સેવક પણ તેમાંનું જે કાંઈ કલ્પી શકે છે તે બધું વર્ણવી શકતો નથી; છતાં તે વિષેનો કંઇક ખ્યાલ આવતાં પ્રકરણો ઉપરથી આવી શકશે. " પુત્રના પગ પારણામાંથી " પરખી શકનારા

સુજ્ઞોને માટે તો અત્યાર સુધીનું કાર્ય પણ પુરતું છે.

અહીં આ વાત પણ જણાવવી જોઇએ કે સ્વયં સેવકોની તેમજ આર્થિક સગવડોની બાબતમાં સેવક અથવા પંચો તરફથી ફંડ ઉઘરાવવાનું કે એવું કોઈ ખાસ મંથન થાય તેમ નથી. પંચના માણસો પોતપોતાની ખાસ રોકાણવાળા હોવાને લીધે ઉપર જણાવેલી આર્થિક તેમજ સ્વયં સેવકોની સગવડો અનાયાસે નિકળી આવશે તોજ તેઓ સંસ્થાના સ્થાયિત્વને લગતી ગોઠવણુ અને બંધારણની બાબત હાથ ધરી શકશે; માટે આ બાબતમાં જેમને સ્વતઃ ઇચ્છાથી કાંઇ પણ વિચાર થઇ આવે, તેમણે તે વિષે પોતાની મેળેજ પંચોને ખબર આપવાની છે. કાંઇ પુછપરછ કરવી હોય તો તે પણ પંચોનેજ કરવી. એ વિષેનું શીરનામું આગળ ઉપર બીજું કોઇ ન જણાવાય તો અમદાવાદના કાર્યાલયનું તો છેજ.

આવી રીતે આ બાબતમાં સહજે સહજે સ્વતઃ પ્રેરણાથી જે કાંઇ સંયોગો નીકળી આવશે, તેના ઉપરજ સંસ્થાના ભાવીનો આધાર સમજવાનો છે. એકાદ બે વર્ષમાં જો કાંઇ ખાસ પરિણામ જણાઇ આવશે તો તેમ, અને નહિ તો આ કાર્ય કોઇ બીજી સંસ્થાને સોંપી દેવાનો અથવા બીજો કોઇ રસ્તો ઠીક લાગે તો તેમ કરવાનો, અને તેમાં પણ શક્યતા કે યોગ્યતા ન દેખાય તો સંસ્થાને આટોપી લેવાનો માર્ગ તો પંચ માટે ખુલ્લોજ છે.* એવે પ્રસંગે અપયશના વૃથા આરોપની બીક પંચે જરા પણ ન રાખતાં માત્ર "માંડી વાળવાને ખાતરજ આ સંસ્થા તેમને સોંપાઇ છે; તથા અપયશનો ખરો કે ખોટો ટોપલો સેવકની ઉપરજ રહેલો છે" એમ સમજવું.

* આમ છતાં આ પુસ્તકમાંની આ કે કોઈ પણ સુચના હવે પછીના પંચને માટે જરાપણ બંધનકારક સમજવી નહિ. "પૂર્ણસત્તા"માં બંધન હોયજ નહિ.

સારાંશ એજ કે આ સંસ્થાનું કાર્ય સંગીન પાયા પર મૂકાઇને વિશેષ જનસેવા બજાવતું થાય, કે કોઈ બીજી સંસ્થાના પેટામાં જઈ પડે; દુર્ગતિમાં પડીને માંડી વળાય, કે પછી સવેળા સમજીને આટોપી લેવાય; તેનો આધાર તેના ભાવિ પ્રબંધ માટે દેશના વિવેકી અને સાધનપાત્ર જનો જે કાંઇ કાળજી કે બેકાળજી દર્શાવશે તેના ઉપરજ રહેશે. સેવક તો જે કાંઈ બે શબ્દ સુઝયા તે સુચવીને પોતાનું કાર્ય પુરૂં થએલું માને છે.

કોઇ એમ પૂછે કે સંસ્થાના બીજા ચાલુ ખર્ચોની પેઠે ઉપલી દરેક બાબતોને લગતા ખર્ચો પણ પુસ્તકોની કિંમતમાંજ ચઢાવી લેવાયતો કેમ? સમાધાન એ છેકે એ વાત સંસ્થાના સસ્તાપણાના મૂળ હેતુથી વિરૂદ્ધની છે. દેશની સ્થિતિ અને આવશ્યકતાઓ તરફ જોતાં તો ઉલટું આ ઉપકારક સાધન હજી પણ ઘણું વધારે સસ્તું અને પ્રચલિત બનાવવાની જરૂર છે. બીજી તરફ નોકર પગાર વગેરે વહિવટી ખર્ચો કે જે હજી કિંમતમાંજ ચડાવી લેવા પડે છે, તે પણ વધતાજ ચાલે છે, અને ચાલશે. વળી કાગળોની અત્યંત વધી ગયેલી મોંઘવારી લડાઇ મટયા પછી પણ ખર્ચમાં કેટલોક વધારો મૂકતીજ જવાની છે. માટે દેશમાં અન્ય અનેક બાબતો ધાર્મિક અને પરોપકારી દ્રષ્ટિથી ચલવાય છે, તેવીજ રીતે આ કાર્ય પણ ચલવવું જોઇએ અને સ્વયં સેવકો તથા મકાન વગેરેને લગતા નવીન અને આવશ્યક ખર્ચો ઉદારાત્માઓએજ ઉપાડી લેવા જોઇએ.

# સંસ્થાની સામાન્ય ખીલવણી.

આગલા પ્રકરણમાં સુચવાયલી સ્વયંસેવકોની તેમજ આર્થિક સગવડો પુરેપુરી નીકળી આવતાં તે સગવડોવડે આ સંસ્થાનું કાર્ય સારી રીતે ચાલવાની સાથે તે વધી પણ કેટલું બધું શકે, તેને લગતી કેટલીક બાબતો નીચે પ્રમાણે છે. રૂડા કાર્યકર્તાઓ જ્યારે લોક સેવાનેજ જીવનનું લક્ષ્ય બનાવી સર્વ ભાવે તેના ચિંતનમાં મંડી પડે છે, ત્યારે આપો આપજ અને એક એકથી ચડી જાય તેવાં રૂડાં કામો અને તે પાર પાડવાના પ્રકારો સુજી આવે છે; અને તેથી આ પ્રકરણમાંની બાબતોને ભાવી કર્ત્તાધર્ત્તાઓએ માત્ર " પ્રાથમિક " સુચનાઓ તરીકેજ સમજવાની છે.

## ૧–લઘુ લેખ માળા.

આ બાબત પાંચ સાત વર્ષથી ધ્યાનમાં છતાં બીજી રોકાણો આડે હજી સુધી તે ખાતે કાંઇજ બની શકયું નથી. સંસ્થાની નવી વ્યવસ્થા અને પ્રેસ વગેરેની ગોઠવણો તૈયાર થયેથી આ યોજના સુગમતાથી હાથ ધરી શકાય. ટુંકા ટુંકા અને ખાસ ઉપયોગી લેખો ચુટી કહાડીને તેમજ તૈયાર કરાવીને નાની નાની ચોપડીઓ એક પૈસાથી માંડીને બે આના સુધીની કહાડવી, એ આ યોજનાનો મુદ્દો છે. ધાર્મિક, સામાજીક, નૈતીક વગેરે ઉપયોગી વિષયો ઉપર કાળજીથી ચુંટી કહાડેલા અને તૈયાર કરાવેલા ખાસ ઉપકારક તથા સચોટ લેખો, ભાષણો, વાર્તાઓ, સંવાદો, પ્રહસનો, કવિતાઓ વગેરેને આવાં નાનાં અને થોડી થોડી કિંમતનાં ચોપડી ચોપાનીયાં રૂપે બહાર પાડવાથી તેનો ઘણા બહોળા પ્રમાણમાં પ્રચાર થઇ શકે. સ્રીઓ માટે, પતિઓ,

માટે, પિતાઓ માટે, બાળકો માટે, જીજ્ઞાસુઓ માટે, અંત્યજો માટે, ખેડૂતો માટે, સંન્યાસીઓ માટે, વિદ્યાર્થીઓ માટે, ખરાબ રિવાજો તથા રૂઢિઓ માટે, ખરાબ ટેવો અને વ્યસનો માટે, યાત્રાળુઓ માટે, મુસાફરો માટે, મોટા તથા વખતો વખત સતાવ્યા કરતા વ્યાધિઓ માટે, ચેપી રોગો માટે, પરોપકાર માટે, દેશાભિમાન માટે, આરોગ્યના મુખ્ય મુખ્ય મુદ્દાઓ માટે, જુદી જુદી પ્રજાઓની ખુબીઓ અને ઉપકારક રિવાજો માટે, જુદા જુદા સદ્‌ગુણ અને સદાચાર માટે, મનોબળ માટે, નિત્ય કર્મ માટે, દેશની પ્રાચીન અને વર્તમાન સ્થિતિ વિષે, સારી સંતતિ વિષે, જુદા જુદા ઐતિહાસિક અને સામાજીક બોધપ્રદ બનાવો વિષે, પાકશાસ્ત્ર વિષે, નિત્ય ઉપયોગની જુદી જુદી વસ્તુઓના ખોરાક તરીકે તથા ઔષધ તરીકેના ગુણ દોષ અને ઉપયોગ વિષે, મહાન સ્ત્રીઓ અને પુરૂષો વિષે; આવી આવી જુદી જુદી બાબતો વિષે ધીમે ધીમે ખાસ ઉત્તમ લખાણોનો યોગ મળતો જાય તેમ તેમ એવી ચોપડી ચોપાનીયાંના રૂપમાં મોટી સંખ્યામાં પ્રસિદ્ધ કરતા રહેવું અને ખુટે તેમ નવી આવૃત્તિઓ છપાવી તૈયાર રાખ્યે જવી. કોઇ ફાંટાબાજોના ફાંટામાં, ગોટપીટમાં કે આર્થિક સહાયની શરમ લાલચમાં ન લેવાઇ જવાય એ વાત પણ એમાં યાદ રાખવા જેવી ખરી.

આવી ઉપયોગી અને થોડા મૂલ્યની બુકોના પ્રચારને માટે ક્ષેત્ર ઘણું બહોળું સમજવાનું છે. ઉત્પત્તિ નાશના અબાધિત ચક્રને અનુસરીને દેશમાંનું દરેક કુટુંબ વર્ષે બે વર્ષે પણ એકાદ સારા કે માઠા બનાવમાં આવીજ પડે છે. આવા દરેક સારા માઠા પ્રસંગ ઉપર સગાં વહાલાં, મિત્રો, વિદ્યાર્થીઓ, બ્રાહ્મણો, સાધુ સન્યાસીઓ, જ્ઞાતિ બંધુઓ, અને આડોશી પાડોશીઓમાંના પાંચ પચીસથી માંડીને હજારો સુધી માણસોનો ભોજનથી, દક્ષિણાથી, અથવા તો ગોળ, સાકર, બતાસાં, વાસણ

કે બીજી વસ્તુઓની લ્હાણીથી સત્કાર કરવાનો રિવાજ ઘણી ખરી જ્ઞાતિઓમાં છે. સત્કારના આવા પ્રકારો અને પદાર્થોમાં આવાં નાનાં નાનાં ચોપડી ચોપાનીયાંઓને પણ એક ઉપકારક વસ્તુ તરીકે લોકો યોજી શકે, એવી સમજૂત ભાષણો, જાહેર ખબરો વગેરે દ્વારા ફેલાવવાથી આ સેવાનો લાભ ઘણાજ બહોળા પ્રમાણમાં લેવાય.

અનેક પ્રકારનાં બોધ પ્રદ તૈયાર ચોપડી ચોપાનીયાંઓમાંથી કોઇ નહિને કોઇ એક પણ દરેકને ગમ્યા વિના નજ રહે. છેવટ કંઇજ નહિ તો મેમાનોમાં વહેંચવાનું તો ગરીબમાં ગરીબ પણ પસંદ કરશે. બે ચાર રૂપીયામાં હજાર પ્રત તૈયાર થઇ શકે એવાં સુબોધક હસ્ત પત્રો કોઇને પોતાની પસંદગીનું ચોપડી ચોપાનીયું મફત વહેંચવા સારૂ છપાવવું હોય, તો તે આપણને સામાન્ય જેવું લાગે તોપણ જો તે હાનીકારક, મુર્ખતા ભરેલું અથવા તકરારી ન હોય, અને કામને પહોંચી વળાય તેમ હોય તો તે પણ સંસ્થાના છાપખાનામાં તેના નામે તથા ખર્ચે છાપી અપાય. જો તે અસાધારણ ઉપકારકતા ધરાવતું હોય તો સંસ્થા તેના પોતાના નામ અને વ્યવસ્થાથી પ્રસિદ્ધિ તથા વિશેષ પ્રચાર કરવાનું પણ રાખી શકે.

વાંચેલું લખી કે ઉતારી લાવીને તેના મૂળ લેખક તરીકેની નામના કહાડવા માગનારાઓને ઉત્તેજન ન મળે તે સંભાળવું જોઇએ. "અમુકના લગ્ન, જન્મ, વર્ષ ગાંઠ, સંવત્સરિ કે જે પ્રસંગ હોય તેના સ્મરણમાં અમુક તરફથી ભેટ" આવો કોઇ ઉલ્લેખ છાપીને કે જે પ્રસંગ હોય તેના અથવા તો પાછળથી રબર સ્ટાંપ મારીને કે હાથે લખીને એવી ચોપડી ચોપાનીયાંઓના પૂઠાપર ઉમેરવાથી અથવા તો પૂઠાની ઉપર કે અંદર તે મતલબનું છાપીને ચોટાડવાથી તેમજ તે પાનીયાપર તેની છબી પણ ભેગાભેગી છપાવવી હોય તો છપાવી લેવાથી પરોપકાર સાથે યાદગીરીનો હેતુ પણ સારી રીતે જળવાય.

આ પ્રકારે પોતાની પસંદગીનાં કોઇ પણ નાનાં મોટાં ચોપડી ચોપાનીયાં પોતાને ત્યાં આવેલા મેમાનોને ભેટ લ્હાણી તરીકે આપવામાં માણસ દીઠ એક બે કે ચાર પાઇ જેટલો અને બની શકે તો બે ચાર પૈસા જેટલો ખર્ચ કરવાનું કોઇ પણ સમજુ માણસોને ભારે લાગે નહિ. છેવટ તેનો ખર્ચ પોતાને નજ ઉઠાવવો હોય તો સાકર પાશેરને બદલે પોણાપાશેર વહેંચવાથી અથવા તો મિષ્ટાનમાં અધોળ થી ઓછું નાંખવાથી ખર્ચ બારોબાર પણ નીકળી શકે. બીજે દહાડેજ બાતલ જનારા મિષ્ટાન–ભોજનની સાથે મનુષ્યમાં સ્થાયી અસર મૂકનારો આવો માનસિક ખોરાક પણ જમણવારો, પાર્ટીઓ, અને હરિકિર્તનના મેળાવડા વગેરે પ્રસંગોએ પધારેલા મેમાનોને અપાતો રહે એ કેટલું બધું શુભ કાર્ય છે! ભોજન ગમે તેટલી ભાતનું ગમે તેટલા ખર્ચથી અને ગમે તેટલું સ્વાદિષ્ટ બનાવ્યું હોય, છતાં બીજે દહાડેજ તે માટીમાં મળી જઇને ભૂખબાઇ તો પાછાં જેવાંને તેવાં ખડાં થનાર છે; ત્યારે બીજી તરફ ઉપયોગી વાંચન માનવ હૃદય ઉપર પોતાના સ્વાભાવિક ગુણને લઇને જે રૂડા સંસ્કારો પાડી શકે છે, તે સંસ્કારો તો જીવન પર્યંત રહી શકે છે અને પ્રસંગોપાત પુષ્ટ થતા રહીને વહેલે મોડે મનુષ્યની અને સમાજની ઉન્નતિમાં અગત્યનો ફાળો આપનારા થઇ પડે છે; માટે અશાશ્વત ભોજનની સાથે એવા શાશ્વત અને ઉપકારક સંસ્કારો આપનારૂં વાંચન રૂપી માનસિક ભોજન પણ (પોતાને ખર્ચે નહિ તો ઉપર જણાવ્યું તેમ જમનારાઓના ખર્ચે પણ) પોતાના મેમાનોને વહેંચવાનું કયો સમજુ પસંદ નહિ કરે? ખરૂં છે કે આવી છેક સાદી, ઉપકારક અને સહેલાઇથી સમજાય તેવી બાબતો પણ સમજવા–પાળવા જેટલી અક્કલ ઘણાકોમાં હોતી નથી; પરંતુ તે લાવવાનું કાર્ય પણ રૂડા સમાજ સેવકો માટે અશક્ય નથી.

વળી આવાં સાધનોનો ઉપયોગ કરવાની આતુરતા વાળા પણ

સેંકડો અને હજારો મનુષ્યો પડેલા હશે. સાધના તયાર કરી આપનાર અને લક્ષ પર લાવનાર જોઈએ.

એવા ચોપડી ચોપાનીયાંનો લાભ 'વિવિધ ગ્રંથમાળા' ના વાંચકોને પણ મળી શકે, તેટલા માટે દરેક વર્ષમાં એ પ્રકારનું જેટલું નવું વાંચન નીકળે તેને "લઘુ લેખ સંગ્રહ" ના એક પુસ્તકરૂપે કહાડી શકાય.

## ૨—સસ્તું માસક—"અનુવાદ."

દેશ વિદેશમાં ઉત્તમ માસિકો તેમજ પુસ્તકોદ્વારા જુદી જુદી ભાષાઓમાં જુદા જુદા વિષયો ઉપર અનેક ઉત્તમોત્તમ લેખો બહાર પડતા રહે છે. એમાંથી અહીંના દેશકાળ માટે ઉપયોગી થાય એવા ખાસ ખાસ લેખો પસંદ કરીને તેના અનુવાદો એક માસિકપત્ર રૂપે બહાર પડતા રહે તો તે કેટલા બધા ઉપકારક થાય એ વાત વિસ્તારથી સમજાવી પડે તેમ નથી. એમાં મુખ્ય ખુબી લેખોની પસંદગી કરવામાં તથા ભાવવાહી સરલ અને સ્પષ્ટ અનુવાદો કરાવવામાં રહેલી છે. દેશ ભાષાના પ્રચારાર્થે એમાં કોઇ કોઇ લેખ નાગરી લીપીના તથા હિંદી ભાષાના પણ અપાતા રહે.

આવું માસિક દર માસે રોયલ આઠ પેજી ૧૨૫ પૃષ્ઠના કદનું વાર્ષિક ત્રણેક રૂ. ના મૂલ્યથી કહાડી શકાય, અને નિયમિત પણે તથા સારી યોગ્યતાથી ચલાવવામાં આવે, તો તેનાં પાંચેક હજાર ગ્રાહક ગુજરાતમાંથી નિકળી આવે. ગુજરાતી તેમજ બીજી ભાષાઓનાં કેટલાંક વર્તમાન પત્રો તથા માસિકો સાથે ગોઠવણ કરવાથી આ માસિકમાં દર માસે પાંચ દશ અથવા વધુ ચિત્રો પણ આપી શકાય.

## ૩—એક લીપી પ્રચાર અને 'હિંદી' તથા પ્રાંતિક ભાષાઓની સેવા.

પ્રેસ વગેરેની પુરતી ગોઠવણ થતાં તેના દ્વારા ગુજરાતી ઉપરાંત

હિંદી તેમજ દેશમાં ચાલતી બીજી મુખ્ય ભાષાઓની સેવા પણ કેટલાક પ્રમાણમાં બજાવી શકાય.

ગુજરાતી ઉપરાંત હિંદી, સંસ્કૃત, બંગાળી, મરાઠી, ઉર્દૂ, તામીલ વગેરે જે અનેક ભાષાઓ દેશમાં પ્રચલિત છે; તેમાંની ઘણી ખરી તો ગુજરાતીની અપેક્ષાએ બે, પાંચ ને દશ ગણી પ્રચલિત હોઇને કેટલીક તો ગુજરાતી કરતાં ઉત્તમ અને બહોળું સાહિત્ય ધરાવે છે. વળી એ ભાષાઓ બોલનારા ઘણા ખરા પ્રાંતોની આર્થિક દશા અને ખેતીવાડી તથા ધંધારોજગારના સંયોગો ગુજરાત કરતાં પણ ખરાબ હોવાથી વાંચનના સસ્તાપણાની આવશ્યક્તા ગુજરાત કરતાં પણ તે પ્રાંતો માટે વિશેષ ગણાય.

દરેક પ્રાંતમાં સારૂં વાંચન પુરૂં પાડનારી સાર્વજનિક સંસ્થાઓ, વેપારીઓ, તેમજ વાંચક વર્ગ પણ હોય છેજ; પરંતુ જ્યારે માત્ર લોકહિતનેજ પ્રાધાન્ય આપીને રૂડા વાંચનનું મૂલ્ય પણ ખાસ સસ્તું રાખવામાં આવે છે, ત્યારે તેનો લાભ વિશેષ પ્રમાણમાં અને ઘણા વધારે લોકોથી લઇ શકાય છે.

વળી સસ્તાપણાનો લાભ માત્ર એટલો સાદોસીધોજ નહિ પણ ઘણો વધારે ઉંડો અને સંગીન છે. દીનહીન ભારતમાં સેંકડે જે થોડા ઘણા માણસો લખી વાંચી જાણનારા છે, તેઓમાં ઉત્તમ વાંચનનો લાભ લેનારાઓની સંખ્યા કરતાં મધ્યમ અને હલકટ પુસ્તકો વાંચનારાઓની સંખ્યા વધારે હોય છે; અને તેમના કરતાં પણ વાંચન તરફ જેમનું સમૂળગું ધ્યાનજ ન ગયું હોય એવાઓની તથા ધ્યાન જવા છતાં ગરીબાઇને લીધે ઇચ્છીત લાભ નહિ લઇ શકનારાઓની સંખ્યા વધારે હોય છે. આવા સંયોગોમાં ચુંટી ચુંટીને સારા સારા ગ્રંથો (બીજી રીતે મોંઘાં નીકળતાં મધ્યમ તથા હલકાં પુસ્તકો કરતાં) ખાસ સસ્તી કિંમતે પુરા પાડવામાં આવે છે, ત્યારે એ બધા પ્રકારના મનુષ્યોને

તેનો લાભ પહોંચી      કે   કેમકે એથી હલકટ અને ઓછાં ઉપયોગી (છતાં વેપાર દૃષ્ટને લઇને મોંઘાં કહાડવામાં આવતાં) પુસ્તકોની જગ્યા ઉત્તમ વાંચન લેતું ચાલે છે. પ્રથમ જેઓ ગરિબાઇને લીધે ગ્રંથો ખરીદી શકતા નહિ, તેવા હજારો અને લાખો માણસો ગ્રંથસમાગમ કરતા થાય છે; અને તેમનું જોઇને બીજા-વાંચનનો મહિમા નહિ સમજનારાઓમાં પણ વાંચનનો શોખ જાગવા માંડે છે. વળી આમ થતાં જે હજારો-લાખો મનુષ્યોનો સમય કુથલીમાં અને ગામ ગપાટાઓમાં વૃથા જતો હોય છે, તે સારા સસ્કારો મેળવવા-ખીલવવામાં જાય છે. એમાં પણ જો એકાદ પરોપકારી સંસ્થા તરફથી ગ્રંથ પ્રકાશનનું કાર્ય બજાવાતું હોય છે, અને જો પુસ્તકોની પસંદગી લોકોની હાલત વગેરે તરફ દૃષ્ટિ રાખીને કરાતી હોય છે, તો તો તેના તરફ જનવર્ગની શ્રદ્ધા અને આકર્ષણ બહુજ ત્વરાથી તથા બહોળ પ્રમાણમાં જાગી ઉઠે છે અને લોકહિતનો હેતુ ઘણા બહોળા પ્રમાણમાં સફળ થાય છે.

દેશમાંના  વદ્વાનો, ધનિકો અને સમાજ સેવકોને માટે આ લોકલાભ-આ જન કલ્યાણ-આ સમાજ સેવા-કેટલી મહત્વની, કેટલી આવશ્યક અને કેટલી આકર્ષક છે, તે વિષે આટલું લખ્યા પછી મૂળ મુદ્દાપર આવતાં જણાવવાનું      દેશના દરેક પ્રાંતમાં એવી સેવાને પાત્ર જે લાખો મનુષ્યો રહેલાં છે, તેમની સેવા પણ આ સંસ્થા યોગ્ય સાધનો દ્વારા કેટલુંક કાર્ય બજાવી શકે.

દરેક પ્રાંતની આ પ્રકારની સેવા સારી રીતે અને પુરતા પ્રમાણમાં તો તે પ્રાંતના સમાજ સેવકો (આવી સંસ્થાઓ કહાડીને અથવા બીજી કોઇ રીતે   બજાવી શકે; અથવા તો એકાદ આખા દેશ માટેની જબરદસ્ત બંધારણ અને સાધનોવાળી વિશાળ સંસ્થા સ્થાપવાથી બની શકે. ગુજરાત જેવો અન્ય ભાષાનો તથા નાનો

સરખો પ્રાંત તો તે તે પ્રાંતોનું એવી બાબતો તરફ લક્ષ્ય ખેંચવા પુરતું પ્રાથમિક કાર્ય બજાવી શકશે તો પણ બસ છે લક્ષ્ય ખેંચવાના અન્ય પણ માર્ગ છેજ, પરંતુ કાર્ય વડે કાર્ય સુચવવું વધુ ઉપકારક છે. કસ્તુરીની સુગંધ કસ્તુરી પોતેજ જેવી બહેકાવી શકશે તેવી ગમે તેવા વિદ્વાનની વાણી કે કલમ બહેકાવી શકશે નહિ. દેશની દીનહીન સ્થિતિ સર્વત્ર દેખાવા-બોલાવા છતાં તે તે પ્રાંતની સાર્વજનિક સાહિત્ય સંસ્થાઓ અને ઉદાર સાહિત્ય સેવકો સસ્તાપણાની આવશ્યકતા શાથી કરીને નથી જોઇ શકતા; અથવા જોઇ શકતા હોય તો શાથી તે તરફ લક્ષ્ય નથી આપી શકતા; અને લક્ષ્ય આપી શકતા હોય તો ક્યાં કારણોથી સફળ નથી થઇ શકતા, તેનાં કારણો અને ઉપાયો તે દિશામાં કાર્ય કરવાથી જેવી રીતે સુચવાશે અને શોધાશે તેવું બીજી રીતે નહિ બને, અને તેમ થતાં તેનું સુપરિણામ અનિવાર્યજ સમજવું.

હા, પુસ્તકો સસ્તાં થવાથી પોતાનાં મોઘાં પુસ્તકોનું અને લોક હિતને બહાને કમાણી કરવાનું પોકળ લોકો રખેને જાણી જાય! એવો ભય રાખનારા લેખકો, પ્રકાશકો અને પત્રકારોજ જો તે તે સ્થળની સાહિત્ય સંસ્થાઓ પર અથવા જન વર્ગ પર કાબુ ધરાવતા હશે, તો તો લોકો કેટલોક વખત તેમનાથી અંજાયલા રહેશે ખરા, પરંતુ આખરે તેમનું પોલ લોકો સમજવાનાજ. છેવટે સત્યનો વિજય થવાનોજ.

અન્ય પ્રાંતોનું થોડું ઘણું લક્ષ્ય તો આ સંસ્થા પોતાના અત્યાર સુધીના કાર્યથી પણ ખેંચી શકી છે; પરંતુ ખરૂં રહસ્ય સમજાયાને અભાવે હજી તેઓ એમજ માનતા જણાય છે કે ગુજરાત અને મુંબઇ જેવાં માતબર સ્થળોમાંથી આ સંસ્થાને લાખોની મદદ મળે છે અને તેથી કરીનેજ પુસ્તકો આટલાં સસ્તાં આ સંસ્થા કહાડે છે.

આ પ્રમાણે દેશની અન્ય ભાષાઓની પણ કેટલીક સેવા કરવાની આવશ્યકતા જોયા પછી હવે આ સંસ્થા દ્વારા તે સેવા ઉત્સાહી સ્વયંસેવકો કેવી રીતે અને કેટલા પ્રમાણમાં બજાવી શકે તે વિષેનાં પ્રાથમિક સુચનો જણાવીશું.

૧. મરાઠી, સંસ્કૃત અને હિંદી માટે તો દેવ નાગરી લિપિ ચાલે છેજ; પરંતુ બંગાળી, ઉર્દુ, સિંધી, તામીલ, એવી ભાષાઓનાં સારાં સારાં પુસ્તકો પણ જો નાગરી લિપિમાં કહાડવામાં આવે, તો સસ્તાપણાને લીધે તે તે પ્રાંતોમાં તે આકર્ષક થયા વિના રહે નહિ. આથી કરીને "એક પંથ દો કાજ" ની પેઠે ભેગા ભેગું "એક લિપિ પ્રચાર"નું કામ પણ સહજે સહજે અને આબાદ રીતે થતું ચાલે. કેમકે નાગરી લિપિ એવી છે કે હરકોઇ કાળજીવાળો માણસ એક બે કે ચાર દીવસમાં તેને શીખી શકે છે, અને એકવાર લિપિ આવડી એટલે પછી ભાષા તો તેની પોતાનીજ હોઇને વાંચનનું ગાડું સડસડાટ ચાલ્યુંજ સમજવું !

નાગરી લિપિની સાથે હિંદી ભાષાના પ્રચારની જે આવશ્યકતા છે, તે જોતાં હિંદી ભાષાનો એક એવો શબ્દકોષ નિકળવાની જરૂર છે કે જેમાં હિંદી શબ્દોના અર્થ હિંદની બીજી દરેક મૂખ્ય ભાષામાં આપેલા હોય. દરેક પ્રાંતિક ભાષા માટે આવા કોષો જુદા જુદા નીકળે તો વળી વધારે સારૂં. જો કોઇ પુણ્યાત્મા પચ્ચીસેક હજારની રકમ ખર્ચવા કહાડે, તો આ કાર્ય તે અવસ્ય કરાવી શકે તેવું છે. આમાં કેટલો બધો દેશોપકાર સમાયલો છે ! !

હવે એ દરેક ભાષા માટે સારૂં વાંચન આ સંસ્થા સિદ્ધ કરવા ઇચ્છે, તો તે કાર્ય તત્કાળમાં અને સુગમતાથી તે કેવી રીતે બજાવી શકાય તે જોઇએ.

૧. તે તે ભાષાના ભાષાંતર સહિત ગીતાના ગુટકા કહાડવા.

૨. તે તે ભાષામાં માસિકો વગેરે દ્વારા નિકળતા ઉત્તમોત્તમ લેખોની ચુંટણી કરીને તેના સંગ્રહો નાગરી લીપીમાં કહાડતા રહેવું. અને તેમ કરીને કાળદેવતાના **પ્રવાહમાં તણાઈ** જતાં સાહિત્ય સંસારનાં ખાસ પાણીદાર રત્નોનાં સદા ઉપયોગમાં આવે એવાં ગ્રંથરૂપી આભુષણ ગુંથી આપવાં.

૩. તે તે ભાષાઓમાં જે જે ઉત્તમોત્તમ પુસ્તકો નિકળી ચૂક્યાં હોય તેની માહિતી મેળવવી; અને તેમાંથી જેની જેની રજા મેળવી શકાય તે મેળવીને તેની પુનરાવૃત્તિઓ આ સંસ્થાદ્વારા નાગરી લિપિમાં સ્વલ્પ મૂલ્યે કહાડવી. અનેક ઉત્તમ લેખકો તો એવાજ હોય છે કે કાંઇપણ બદલો ન ઇચ્છતાં પોતાની કૃતિનો લાભ વધારે લેવામાં આવે એજ તેમની મુખ્ય ઇચ્છા હોય છે. આવા લેખકોને આવી સંસ્થા તરફથી માગણી થતાં તેઓ પોતાને ખાસ માન અને ટેકો મળેલો સમજીને ઘણીજ ખુશીથી પુનરાવૃત્તિઓની રજા આપશે. બહુ જાળવીને ચુંટણી કરવા છતાં પણ આ પ્રકારદ્વારા દરેક ભાષાદીઠ દરવર્ષે સારામાં સારાં બે પાંચ પુસ્તકો તો સહજે કહાડી શકશે.

૪. એક વાર તે તે પ્રાંતોમાં જઇને ત્યાંના મુખ્ય તથા નિઃસ્વાર્થ પત્રકારો અને સાહિત્ય સેવકો વગેરેને મળીને આ કાર્યનો ઉદ્દેશ વગેરે સારી રીતે સમજાવવો તથા ત્યાંનાં ઉત્તમ પુસ્તકો અને સારા લેખકો વિષે પુરતી માહિતી મેળવવી; અને આ સંસ્થા તરફથી આ દિશામાં કાર્ય શરૂ થતાં જાહેર ખબરોથી તેમજ સમાલોચનાથી તેઓની સહાય અને સહાનુભૂતિ મળ્યા કરે એવી ગોઠવણ કરવી.

જો આ પ્રકારે ચાર પાંચ વર્ષ સુધી અન્ય પ્રાંતોની થોડી થોડી સેવા બજાવી શકાય, તો પછી આપો આપજ તે તે પ્રાંતના વિદ્વાનો

અને ધનવાનો પોત પોતાના પ્રાંત માટે આવી સંસ્થાઓ કહાડવાને પ્રેરાઇને જોઇતી યોજના ઉભી કરી લે.

## ૪-સંસ્કૃત માતાની સેવા.

ઉપનિષદાદિ અનુપમ સાહિત્યના પ્રવાહને વહેવરાવનારી સર્વ વૃદ્ધ પુણ્ય પવિત્ર સંસ્કૃત ગિરા કે જેનો વપરાશ ઘટી જવા છતાં પણ હજી ભારતનાં લાખો સંતાનો તેની ઉપાસનામાં નિરત રહે છે; નાનાં નાનાં ગામો પણ હજી સંસ્કૃતના સુરમ્ય શ્લોકો બોલી બતાવનારા, અને તેના અર્થો સમજાવીને નિરક્ષર આબાળ વૃદ્ધોને પણ આર્યોના ધર્મ ભાવનું હાર્દિક આસ્વાદન કરાવનારા ભટ્ટજીઓથી સુશોભિત છે. ભારતનું સર્વ વંદ્ય સાહિત્ય પણ તેજ ભાષામાં રચાયું હોઇને હજી સંસ્કૃતના હજારો ગ્રંથો તો અપ્રસિદ્ધજ છે.

એ અપ્રસિદ્ધ તેમજ પ્રસિદ્ધ સંસ્કૃત ગ્રંથોમાંથી માત્ર ખાસ ખાસ ગ્રંથો પસંદ કરાય તોપણ કુડી બંધ ગ્રંથો ચુંટી શકાય અને તેને સ્વલ્પ મૂલ્યે કહાડવાથી તેનો હાલના કરતાં ઘણો બહોળો લાભ લેવાય એ નિઃશક છે. દાખલા તરીકે પુજ્યચરણ શંકર ભગવાન રચિત ગ્રંથોનો એક મોટો સંગ્રહ એક ધનવાનમઠની સહાય છતાં ૫૦) ની કિંમતે થોડાંક વર્ષ ઉપર નિકળેલો, તે સંગ્રહ આવી સંસ્થા દ્વારા માત્ર દશ કે પંદરમાંજ નીકળી શકે. એકસોને આઠ ઉપનિષદોની મ્હોટા અક્ષરવાળી મૂળ મૂળ પોથીના ચાર પાંચ પડે છે તે માત્ર રૂપીઆ દોઢ રૂપીઆમાંજ આપી શકાય.

માત્ર એકલી ગીતાનીજ વાત લઇએ. આ સંસ્થા તરફથી ગુજરાતી સરલાર્થ સાથેના જે ગુટકા નિકળેલા છે તેની હાલ દર વર્ષે દશ હજાર પ્રત ફેલાતી રહે છે; પરંતુ જો એવાજ ગુટકા હિંદી, મરાઠી વગેરે ભાષાંતરો સહિત નીકળતા રહે તેમજ માત્ર મૂળ શ્લોકવાળી ગીતાઓ પણ જુદા જુદા નાના મોટા અક્ષર તથા કદવાળી પ્રસિદ્ધ

કરાતી રહે તો ફક્ત ગીતાઓનો પ્રચારજ આ સંસ્થાદ્વારા દર વર્ષે બે લાખથી વધુ પ્રત જેટલો થતો રહે.

## ૫–ચિત્રપ્રચાર.

સુજ્ઞ વાંચકોથી આ વાત અજ્ઞાત ન હોઇ શકે કે ઉચ્ચ ભાવોને જગાડવા તથા પોષવામાં ચિત્રો પણ કેટલો બધો ભાગ બજાવી શકે છે. પુસ્તકોની પેઠે તેને બંધ ન કરી મુકવાં પડતાં ઘરના મુખ્ય ભાગમાં સદાકાળ ખુલ્લાં રાખી શકાતાં હોવાથી તે ઘરની સુંદરતા વધારવા સાથે ઘરમાં રહેનારાં તેમજ બહારનાં જતાં આવતાં મનુષ્યોનાં હૃદયો તથા બુદ્ધિની સુંદરતા પણ વધારી શકે છે. માત્ર તેની પસંદગી કરવામાં તેમજ દરેક ખરીદાતું ચિત્ર જે પણ ઇતિહાસ અને ભાવના વગેરે રજુ કરતું હોય તે એકવાર બરાબર સમજી રાખવામાં કાળજી રહેવી જોઇએ; અને ઘરનાં સ્ત્રી, બાળકો તથા નોકરો વગેરેને તે હકીકત સમજાવી રાખવી જોઇએ. એક વાર આ હકીકત ધ્યાનમાં આવ્યા પછી, એમાંથી પોતપોતાના અધિકારને બંધ બેસતી કોઇ ને કોઇ હકીકત તથા તેની સાથે સંબંધ ધરાવનારૂં ચિત્ર મનુષ્યના હૃદયપર ખાસ અસર ઉપજાવનારૂં થઇ પડે એ સ્વાભાવિકજ છે.

મહાન પુરૂષોનાં ચિત્રોમાંથી મળનારી રૂડી અસરો, તેવાં ચિત્રો વારંવાર જોવામાં કે ચિંતવવામાં આવ્યા કરવાથી મનુષ્યના હૃદયમાં સ્વાભાવિક રીતેજ ઉંડી ઉતરતી જાય છે અને તેનું પરિણામ પણ યોગ્ય કાળે આવે છેજ; પરંતુ જો આ અસરો ઇરાદા અને બુદ્ધિપૂર્વક ઉપજાવવામાં આવે છે, તો તેવા ગુણ સૌંદર્યવાળાં સંતાનો પોતાને પેટ પણ અવતારી શકાય છે. આ વાત અનેક સિદ્ધાંતો, દલીલો અને દૃષ્ટાંતોથી આ જમાનાના મહાન વિદ્વાનો અને શોધકોમાં પ્રસિદ્ધ થઇ ચુકેલી છે. સારાં ચરિત્રો અને ચિત્રોનો આ મહિમા અને આ ઉપયોગ કેટલા બધા મહત્વનો, ઉપકારક અને આકર્ષક છે!

પુસ્તકો તો માત્ર લખી વાંચી જાણનાર અને વાંચનનો શોખ ધરાવનારનેજ આકર્ષી અને ઉપદેશી શકે; પરંતુ ચિત્રો તો અભણ, સ્ત્રીઓ, ખેડુતો અને બાળકોને પણ આકર્ષી અને ઉપદેશી શકે છે.

દરેક ધાર્મિક અથવા ઐતિહાસિક ચિત્રની સાથે અકેકે નૈતિક, ઐતિહાસિક અથવા ધાર્મિક વાર્તા અને તેના સારરૂપે રૂડો ઉપદેશ જોડાયેલોજ હોય છે. ચિત્ર પ્રસિદ્ધિના કાર્યની સાથે જુદી બુક રૂપે અથવા છુટાં પાનીયાંરૂપે એ હકીકત અને ઉપદેશ પણ જોડવો જોઇએ. પ્રત્યેક બાળક જ્યારે ત્રણ ચાર વર્ષની વયે પહોંચે છે, અને આ શું, આમ કેમ વગેરે પ્રશ્નોના રૂપમાં પંડિતોને પણ થકિત ચકિત બનાવનારી વાતો પૂછવા માંડે છે; ત્યારે આવાં ચિત્રોથી ધર્મ, નીતિ, ઇતિહાસ ચારિત્ર્ય અને સમાજની સારી નરસી દશાઓ, પ્રથાઓ ઇ૦ વિષે સમજુ શિક્ષકો અને માબાપો તરફથી જે શિક્ષણ અને ભાવનાઓ મેળવી શકે છે; તેની છાપ એક કોરા કાગળપર લખાયલા શબ્દોની પેઠે તે બાળકોના હૃદય પર હયાતી પર્યંત રહે છે.

જુદા જુદા પ્રેસો અને ચિત્રશાળાઓ તરફથી નિકળેલાં ચિત્રો- માંથી પણ અનેક ઉપકારક ચિત્રો નિકળી આવે તેમ છે. એમાંથી સુધ- રાવવા જેવાં હોય તે સુધરાવવાં તથા નવાં તૈયાર કરાવવા જેવાં હોય તે નવિન તૈયાર કરાવવાં જોઇએ. આવી નવિન તૈયારીઓ માટે આપણાં પ્રાચીન ઇતિહાસ પુરાણો તેમજ પ્રાંતિક ઇતિહાસો અને દંતકથાઓનો પ્રદેશ ઓછો વિશાળ નથી. ભારતના વર્તમાન યુગના નામીચા અગ્રેસરો તેમજ વિદેશી મહાન સ્ત્રી પુરૂષોમાંથી પણ અનેક સારી પસંદગીઓ આ વિષયમાં થવા જેવી છે.

આ સિવાય કલ્પનાનો અમાપ પ્રદેશ તો વળી જુદોજ છે. સો બસો વર્ષ પહેલાંનો ખાધેલ પીધેલ સર્વ પ્રતિપાળ ખેડુત, અને હાલનો દીન, દુઃખી અને શુષ્ક શરીર વાળો તથા ચીમળાયલા ચહેરા વાળો

દેવાદાર ખેડુત; બ્રહ્મચર્ય પાળ્યા પછી ગૃહસ્થાશ્રમી બનનાર પુષ્ટ અંગોવાળાં હુશીઆર સ્ત્રી પુરૂષ અને તેમના સુંદર દેવતાઇ ભૂલકાંઓ; બાળ લગ્નમાં બુડીને નાની ઉંમરેજ માબાપ બની ચુકેલાં બેડોળ, ફિક્કાં યુવક યુવતિઓ તથા તેમનાં શુષ્ક અને રોગીષ્ટ સંતાનો; ભણેલાં અને અભણ તથા સ્વચ્છ અને મલિન બાળક બાળકીઓ અને સ્ત્રી પુરૂષોના આચાર વિચાર તથા દેખાવ વચ્ચેનો સચોટ ફરક સમજાવનારાં ચિત્રો; લુખો રોટલો ખાવા છતાં પણ ગામડાની સ્વચ્છ હવામાં રહી ખેતીવાડીનો શારીરિક શ્રમ કરીને આરોગ્ય તથા સંતોષ ભર્યું જીવન ગાળનાર ખેડુત, અને શહેરના લોભી અને મલિન વાતાવરણમાં રહીને શારીરિક શ્રમ વિનાનું રોગીષ્ટ, રાજસિક અને અસંતોષી જીવનમાં ડૂબી રહેલાં મનુષ્યોના દેખાવ; બાળ લગ્નની કુપ્રથાથી પેઢી દર પેઢી ઉતરતા જતા આરોગ્ય અને ચારિત્ર્યને દર્શાવનારાં ચિત્ર; કર્કશા સાસુ અને નિર્દોષ વહુ; દુષ્ટ પતિ અને નિર્દોષ પત્નિ; સુશીલ સાસુ અને વઢકણી વહુ; શિક્ષિત પતિ અને મૂર્ખ પત્નિ; વૃદ્ધ પતિને વેચેલી નિર્દોષ બાળકી; મોટેરી બૈરી અને બાલુડો વર; મોંમાંથી ચુંદડી કાઢનારની ઢગાઇ પકડતો યુવક; સ્ત્રીઓને પતિ વશ કરી આપવાને બહાને અને ગ્રહની તથા ભુત પલીતની પીડા જંતર મંતરથી મુકાવવાને બહાને ઠગતો ધૂર્ત; સોળ પંચાં બ્યાસી કહીને અભણ ખેડુતને ઠગતો વણીક; ઓછું તોળીને અને જુઠું બોલીને પૈસા કમાનારની નાર્કિય દુર્દશા; ગરીબ અજ્ઞાન ખેડુત પાસે ભારે બ્યાજ લઈ પછી તેનાં ઘર ઢોર પડાવી લેતી વખતના ખેડુતના કાલાવાલા; વિગેરે વિગેરે અનેક પ્રકારનાં બોધપ્રદ ચિત્રો સારી પેઠે ફેલાવી શકાય.

ધર્મના જય અર્થે રથ હાંકવાનું સ્વીકારનાર તથા માલિક તરફનું સર્વોપરી સન્માન છતાં જુઠી પત્રાવળીઓ સ્વીકારનાર શ્રી કૃષ્ણ; શીવાજીને બચપણમાં મહાન પુરૂષોનાં પરાક્રમ અને દેશની દુર્દશા સંભળાવતાં જીજાબાઇ; અડગ ટેકી પ્રતાપ; દેહ મોહને છોડાવી

આદર્શ જીવન ગળાવનારી તત્વ વિદ્યાનાં હાલરડાંવડે પોતાના પારણે પોઢેલા પુત્રને રીઝવતી આદર્શ માતા મૃદાલસા દેશ હિતાર્થે જેલમાં નર્કની બાલટીઓ ઉઠાવતા ગાંધીજી; પતિની પાછળ જેલમાં જઇ પત્નિધર્મ પાળનાર અ શૌ ગાંધી પત્નિ; શરીર અનારોગ્ય અશક્ત છતાં દેશહિતના વાંચન લેખનમાં બેઠેલા ગોખલે; પોતાના રૂપ, લાવણ્ય ઇત્યાદિનો સ્થૂળ મોહ છોડાવીને સ્વધર્મ રક્ષાર્થે પૃથ્વીરાજને ઉશ્કેરતી સંયોગતા; મરણ ભયથી કાંપતા પુત્રોને ક્ષત્રીયત્વનો પાનો ચડાવનારી આદર્શ સતિ રાણકદેવી; ધર્મને ખાતર ક્રૂર જુલમ ખમીને જરાપણ નમતું ન આપતાં ધૈર્યથી પ્રાણ આપતી વખતનો ગુરૂગોવિંદ-સિંહના પુત્રોનો દેખાવ; મેવાડ અને મારવાડના અને બીજા પ્રાંતોના મુખ્ય શુરવીરો તથા વિરાંગનાઓનાં તેમજ ધર્માત્માઓ અને મહાત્મા-ઓનાં જીવનોમાંથી બોધ પ્રદ અને પ્રેરક પ્રસંગોનાં ચિત્ર; દેશને ખાતર અગ્નિદાહની શિક્ષા ખમવાને તૈયાર થઇ કાષ્ટ ચિતા ઉપર ઉભેલી જોન ઑફ આર્ક; દેશની નીતિ અને પરલોકની સત્યતામાં દ્રઢ આગ્રહ અને શ્રદ્ધા રાખીને વિખનો પ્યાલો જરા પણ ગ્લાની વિના ગટગટાવી જતો સૉક્રેટીસ; મોતીહારીની કોર્ટ સન્મુખ જગતની સર્વો-પરી પરમાત્મ સત્તાના કાયદાને ખાતર સરકારી અધિકારીના અયોગ્ય હુકમને નહિ માનવાનો ખુલાસો વાંચી સંભળાવતા વિરાત્મા ગાંધી; વગેરે વગેરે સુવિચાર અને સુચારિત્ર્યનાં પ્રેરક અનેક વિધ ચિત્રો તૈયાર કરાવીને ફેલાવી શકાય.

આવાં ઘણાં ખરાં ચિત્રો માટે તો પ્રાથમિક તૈયારી કર્યા પછી ચિત્ર છાપવા વેચવાનો ધંધો કરનારાઓ સાથે પણ છાપવા વેચવાની સગવડ ભરી ગોઠવણ થઇ શકે આવા દરેક ચિત્રની નીચે નાના અક્ષરમાં બેચાર લાઇનો તે ચિત્રમાં રહેલા ઇતિહાસ પ્રેરણા અને સ-દ્ગુણ વિશેની પણ આવી જવી જોઇએ, કે જેથી કરીને તેનો ખરીદનાર ખરીદતી વખતે એકવાર પણ વાંચીને સમજી શકે અને પછી પોતાની સ્ત્રી, બાળકો તથા મેમાનો વિગેરેને તે સ્હમજાવી શકે.

આવાં ચિત્રોની પુસ્તકાકાર આલ્બમો છપાવીને દરેક ચિત્રની સાથે એકેક બબ્બે પાન તે ચિત્રને લગતા ઇતિહાસ ઇત્યાદિની માહિતીનાં જોડવાથી આ યોજના ઘણી લાભ દાયક થાય; અને આવી હકીકતો દેશની જુદી જુદી મુખ્ય ભાષાઓમાં આપવાથી આખા દેશમાં તે ચિત્રોનો પ્રચાર થઇ શકે.

નામદાર લૉર્ડ ચેમ્સફોર્ડ પોતાના વિદ્યાભ્યાસ દરમીયાન દેશના મહાન પુરૂષોનાં ચિત્રોથી જે લાભ મળેલો જણાવે છે તે સ્મરણમાં રાખવા યોગ્ય છે તેઓ કહે છે કેઃ-

"અમારી કોલેજની દીવાલોપર રાજ્યના જીવનમાં જેઓએ મહાન ભાગ ભજવ્યો છે, તેઓનાં ચિત્રો અમે જોઇ શકતા હતા; જેમ અમે અમારી માતાનું દુધ સ્વાભાવિક રીતે ધાવતા હતા, તેમ સ્વાભાવિક રીતેજ ભુતકાળપરથી અમે ઉન્નતિના પાઠ શીખતા હતા."

દુર્દશામાં ડુબેલા ભારતનો ઉદ્ધાર કરવા માટે આવા મહિમાવાળાં સાધનો જેટલાં પણ યોજાય અને પ્રચલિત કરાય તેટલાં ઓછાં છે. ઉંચી ભાવના, ઉંડી કાળજી અને વિશાળ દ્રષ્ટિવાળો કોઇ એક સમાજ-સેવક માત્ર આ એકજ યોજનાને પોતાના જીવનનું લક્ષ્ય બનાવે તો તેના પરિણામો અવર્ણનીય છે. ઓશીસરની રીતે, ઓર્ડરથી કામ લઇને જેવું થયું તેવું ફેંકયા જનારા તો લાભને બદલે નુકશાનજ કરે છે.

પ્રાચીન સમયની એક વાનપ્રસ્થ મહાસતિનું ચિત્ર એક ઠેકાણે અમારા જોવામાં આવ્યું હતું, તે હાલની કોઇ એક ભપકાદાર વેશ્યાને પણ બાજુ મૂકે એવા પ્રકારનું હતું! આવા ચિત્રકારો, પ્રકાશકો, વ્યાપારીઓથી તો ઇશ્વર બચાવે!

**વાંચન હજી પણ વધારે સસ્તું થાય અને આ લોકસેવાનો લાભ હજી પણ ઘણા વધારે લોકો લઇ શકે; એ વિષય આગળ પરિશિષ્ટ વિભાગમાં ૨૯૪ મા પાને અપાયો છે.**

# સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલયનો

સં. ૧૯૬૩ થી સં. ૧૯૭૨ સુધીનો

## હિસાબ

તથા

તેને લગતી માહિતિનાં કોષ્ટકો.

# સસ્તું સાહિત્ય

## સંવત્ ૧૯૬૩ થી સં.

## આવક ખર્ચ

જમા પાસું

૧૫૨૫૩૨ા−ા પુસ્તકોના વેચાણ ખાતે. બાબત કે કુલ ૧૧૯ જાતનાં પુસ્તકોની પ્રત ૩,૮૧,૧૩૫ ની કિંમત.

| રૂપિયા. | પુસ્તકોનાં નામ તથા પ્રત સંખ્યા |
|---|---|
| ૫૧૬૨૮ાા−ાાા | **વિવિધ ગ્રંથ માળાનાં** પુસ્તકો, કુલ વર્ષ ૭, કુલ જાત ૩૯ અને કુલ પ્રત ૧૭૯૨૪૪ |
| ૨૦૩૫૭ા≈ | **ચરિત્ર માળાનાં** પુસ્તકો, કુલ વર્ષ ૫, કુલ જાત ૨૧ અને કુલ પ્રત ૩૫૭૪૬ |
| ૪૮૬૯ા | **જ્ઞાનેશ્વરી** ગીતા કુલ પ્રત ૨૬૦૦<br>૩૪૩૬) ઉત્તમ આવૃત્તિ પ્રત ૧૭૧૮ દર પ્રતે રૂ. ૨) મુજબ.<br>૧૪૩૩ા મધ્યમ આવૃત્તિ પ્રત ૮૮૨ દર પ્રતે રૂ. ૧ાા≈ મુજબ. |
| ૨૦૦૦૦) | **ભાગવત ભાષાંતર** બે આવૃત્તિ મળીને પ્રત ૧૦૦૦૦, દર પ્રતે રૂા. ૨ મુજબ. |
| ૨૦૧૦ાા | **શિવાજી છત્રપતિ** કુલ પ્રત ૧૯૧૨ |

વર્ધક કાર્યાલયનો

૧૯૭૨ સુધીનાં દશ વર્ષનો

નો હિસાબ.

ઉધાર પાસું

**૧૫૮૪૯૪ાાાન્ાા પુસ્તકો તૈયાર કરાવવાનો તથા તેની વેચાણ વ્યવસ્થા વગેરેના ખર્ચ ખાતે.**

| | |
|---|---|
| ૪૫૦૧૭ાાા૦ાા | છપાવવાના કાગળોનો ખર્ચ. |
| ૨૦૮૪૩ાન્ાા | છપામણી ખર્ચ. |
| ૨૧૯૨૫)ન્ા | બંધામણી ખર્ચ. |
| ૧૮૭૪૨ાાન્ા | નોકર ખર્ચ. |
| ૧૦૫૬૨ાાન્ાા | પોષ્ટેજ ખર્ચ. |
| ૧૨૭૨૦)ન્ાા | કમીશન ખર્ચ. |
| ૫૦૭૭ાન્ાા | બહારનાં વેચવા રાખેલાં પુસ્તકોની કિંમત વગેરેનો ખર્ચ. |
| ૪૫૬૯ાન્ા | જાહેર ખબર ખર્ચ. |
| ૨૮૪૯ાા | લેખક પુરસ્કાર ખર્ચ. |
| ૨૪૮૨ાન્ાા | બગાડ ભેટમાં ગએલાં પુસ્તકોની કિંમત.* |
| ૨૪૫૯ | મકાન ભાડું તથા વીમા ખર્ચ. |

* આ ખાતે પ્રથમથી જે પ્રતો વધુ છપાવી લેવાય છે, તેમાંથીજ આ પુસ્તકો વપરાયલાં હોવા છતાં પ્રત મેળ તથા હિસાબની અનુકૂળતાને ખાતર તેને વેચાણ ખાતામાં જમા લેવાં પડવાથી તેની કિંમત આ પ્રમાણે ઉધારી લેવાઇ છે.

જમા પાસું

૧૦૨૮॥ ઉત્તમ આવૃત્તિ પ્રત ૮૨૩
દર પ્રતે રૂ. ૧।। મુજબ.
૬૬૦) મધ્યમ આવૃત્તિ પ્રત ૬૬૦
દર પ્રતે રૂા. ૧) મુજબ.
૩૨૧॥ સાદી આવૃત્તિ પ્રત ૪૨૯
દર પ્રતે રૂ. ૦॥ મુજબ.

૪૩૦૭) **રાજસ્થાનનો ઇતિહાસ ગ્રંથ ૧લો** કુલ પ્રત ૧૬૬૩
૧૨૦૪) ઉત્તમ આવૃત્તિ પ્રત ૩૪૪
દર પ્રતે રૂા. ૩॥ મુજબ.
૨૩૨૫) મધ્યમ આવૃત્તિ પ્રત ૯૩૦
દર પ્રતે રૂા. ૨॥ મુજબ.
૭૭૮) સાદી આવૃત્તિ પ્રત ૩૮૯
દર પ્રતે રૂા. ૨) મુજબ.

૫૦૫૬॥ **આર્યભિષક્** કુલ પ્રત ૩૧૦૭
૩૪૭૨॥ ત્રીજી આવૃત્તિ પ્રત ૨૩૧૫
દર પ્રતે રૂા. ૧॥ મુજબ.
૧૫૮૪) ચોથી આવૃત્તિ પ્રત ૭૯૨
દર પ્રતે રૂા. ૨) મુજબ.

૨૮૩૩॥ **સ્વામી રામતીર્થ** ગ્રંથ ૧ લો ભાગ ૧ થી ૫, કુલ પ્રત ૨૬૦૦
૧૧૬૭॥ ઉત્તમ આવૃત્તિ પ્રત ૯૩૪
દર પ્રતે રૂા. ૧।। મુજબ.
૧૬૬૬) મધ્યમ આવૃત્તિ પ્રત ૧૬૬૬
દર પ્રતે રૂા. ૧) મુજબ.

ઉધાર પાસું

૨૦૬૩)ત્ના પુસ્તકોનું રેલવે નૂર તથા પેકીંગ ખર્ચ.
૧૭૮૩ાત્ના ગ્રંથસંગ્રહનો ખર્ચ.
૧૭૫૧ાા૦ નુકશાની ખર્ચ.
૧૬૨૦ાાત્ના સરસામાન ખર્ચ.
૧૦૭૬ા૦ાા મંત્રીનો ખર્ચ.
૯૧૨ાત્ના દીવાબતી વગેરે પરચુરણ ખર્ચ.
૫૭૦ાત્ના ચિત્રોનો ખર્ચ.
૫૫૭ાત્ર લેખન સામગ્રી ખર્ચ.
૪૦૬)૦ાા મુસાફરી ખર્ચ.
૨૧૨)૦ાા સત્કાર ખર્ચ.
૧૪૯ાાત્ના વર્તમાન પત્રો વગેરે ખર્ચ.
૧૨૫ાાત્ર માંડી વાળેલા લહેણા ખાતે.
૧૪ાત્ર હિસાબની વધઘટ.

**૪૦૫ાાત્ર નવી યોજના ખાતે ફોનોગ્રાફ તથા રેકર્ડ***

**૭૪૨ાાત્ન લહેણું સંવત ૧૯૭૨ આખરે.**

૧૬ાાત્ના બહારનાં પુસ્તકોની સીલીક ખાતે.
૧૮૪ા– મુંબાઇ સ્વદેશી કોઓપરેટીવ સ્ટોર્સ કું. લીમીટેડને ખાતે.

---

* ગરીબો તથા મેળાઓ વગેરેમાં સંભળાવવા માટે આ વસ્તુઓ લેવાઇ હતી; પરંતુ એ ખાતે માણસ ફાજલ નહિ પડી શકવાથી તથા કેટલીક જોઇએ તેવી રેકર્ડ લડાઇને લીધે નહિ મેળવી શકાવાથી આ બાબત ચાલુ થઈ નથી.

જમા પાસું

૪૧૨૨) **શાંતિપર્વ** મહાભારતનું કુલ પ્રત ૧૭૦૧
૩૬૦૦) ઉત્તમ આવૃત્તિ પ્રત ૧૪૪૦
દર પ્રતે રૂા. ૨ાા મુજબ.
૫૨૨) મધ્યમ આવૃત્તિ પ્રત ૨૬૧
દર પ્રતે રૂા. ૨) મુજબ.

૩૩૨૧) **યોગ વાસિષ્ઠ** ભાગ ૧ લો પ્રત
૧૧૦૭ દર પ્રતે રૂા. ૩ મુજબ.

૧૮૩૧ાા **ભગવતી ભાગવત** પ્રત ૬૬૬ દર
પ્રતે રૂા. ૨ાા લેખે.

૨૬૭૬) **યોગવાસિષ્ઠ** ભા. ૨ જો પ્રત ૮૯૨
દર પ્રતે રૂા. ૩ મુજબ.

૩૨૩ાા **દાસબોધ** પ્રત ૨૫૯ દર પ્રતે રૂા.
૧ા મુજબ.

૫૧૭૫ાા **એકાદશ સ્કંધ** બે આવૃત્તિ મળી
કુલ પ્રત ૧૩૨૧૩
૪૦૭) ઉત્તમ આવૃત્તિ પ્રત ૮૧૪ દર
પ્રતે રૂા. ૦ાા મુજબ.
૩૦૩૮ાા મધ્યમ આવૃત્તિ પ્રત ૭૪૮૦
દર પ્રતે રૂા. ૦।=ાા મુજબ
૧૫૦૦) પાકું પુંઠું, પહેલી આવૃત્તિ
પ્રત ૪૦૦૦ દર પ્રતે રૂા.
૦।= મુજબ.
૨૨૯ાા સાદી આવૃત્તિ પ્રત ૯૧૯
દર પ્રતે રૂા. ૦। મુજબ.

ઉધાર પાસું

૧૫૨) અમદાવાદ સંસાર સુધારા હૉલને ખાતે (ભાડા પેટે અગાઉથી).

૧૩૫ાા્ર્ર પી. વી. મહેતાની કુંપની સુરત.

૧૬૫ાાા્રાા મોહનલાલ મનસુખ શાહ વડોદરા.

૩૪ાાા૦ાા ચુનીલાલ બોધાભાઇ નડીઆદ.

૫૩ાા ઇન્ડીયન ઓપીનીયન ઓફીસ—નાતાલ

**૨૮૯૦૬ાાા્રાા હિસાબી જમા ખરચી** એટલે કે જે રકમો ખરેખરી ખર્ચાયેલી નહિ; પરંતુ હિસાબની રીતને ખાતર જમા ખર્ચ થયેલી તેની વિગત નીચે પ્રમાણે.

૩૯૯૦ાાા **ફંડની વૃદ્ધિન ખર્ચ ખાતે.** બાબત કે ફંડના વધારા સારૂ સો સો પ્રત વધુ છપાવેલી તે પ્રત ૭૯૦૫ નું વેચાણ, પ્રત મેળને ખાતર વેચાણ ખાતામાં જમા આવેલું તે સંસ્થાના ફંડમાં સામાન્ય કરકસર ખાતે જમા લઇને આ ખાતે ઉધાર.

૧૨૬૦૪)્રાાા **ફંડની વૃદ્ધિના ખર્ચ ખાતે.** બાબત કે ગોઠવણ મુજબ વિવિધ તથા ચરિત્ર માળાનાં પુસ્તકોની પ્રતો વાર્ષિક ગ્રાહકોની સંખ્યા કરતાં વધુ છપાવેલી તેના ખર્ચમાં થયેલા બચાવ બદલ અરધી કિંમત સંસ્થાના

જમા પાસુ

| | |
|---|---|
| ૧૧૨૧૯। | **ભગવદ્ ગીતા** પાંચ આવૃત્તિ મળી કુલ પ્રત ૬૭૬૨૮ |
| | ૩૩૧ાા અતિ ઉત્તમ આવૃત્તિ પ્રત ૬૬૩ દર પ્રતે રૂા. ૦ાા મુ. |
| | ૨૧૮૮ાા ઉત્તમ આવૃત્તિ પ્રત ૮૭૫૪ દર પ્રતે રૂા. ૦ા મુજબ. |
| | ૬૦૪૫ા≈મધ્યમ આવૃત્તિ પ્રત ૩૨૨૪૨ દર પ્રતે રૂા. ૦)≋ મુજબ. |
| | ૨૦૬૧ાા≈સાદી આવૃત્તિ પ્રત ૧૬૪૯૩ દર પ્રતે રૂ. ૦)≈ મુજબ. |
| | ૫૯૨ા આનાવાળી આવૃત્તિ પ્રત ૯૪૭૬, દર પ્રતે રૂા.૦)– મુ. |
| ૨૩૦૫ાા≈ | **દશમસ્કંધ** કુલ પ્રત ૪૦૦૦ |
| | ૩૦૫ાાા≋ ઉત્તમાવૃત્તિ પ્રત ૪૪૫, દર પ્રતે રૂા. ૦ાા≋ મુજબ. |
| | ૧૯૯૯ાા≋ મધ્યમાવૃત્તિ પ્રત ૩૫૫૫, દર પ્રતે રૂા. ૦ાા– મુજબ. |
| ૧૮૦૩ાાા≈ | **વૈરાગ્ય મુમુક્ષુ પ્રકરણ** કુલ પ્રત ૪૦૦૦ |
| | ૨૪૨ા≋ ઉત્તમ આવૃત્તિ પ્રત ૪૩૧, દર પ્રતે રૂા. ૦ાા– મુજબ. |
| | ૧૫૬૧ા≋ મધ્યમાવૃત્તિ પ્રત ૩૫૬૯, દર પ્રતે રૂા. ૦ા≋ મુજબ. |
| ૨૫૦) | **વૈષ્ણવોના ૨૪ ગ્રંથ** કુલ પ્રત ૪૦૦૦ દર પ્રતે રૂા. ૦)– મુજબ. |

ઉધાર પાસું

ફંડમાં સામાન્ય કરકસર ખાતે જમા
લઇને આ ખાતે ઉધાર.

૧૦૪૧૧ાાા=ાા **ફંડની વૃદ્ધિના ખર્ચ ખાતે.**
બાબત કે સરવૈયાની છેવટે અણધારી
કરકસર તથા અવૈતનિક કામગીરી
બદલ નીકળેલી બચત સંસ્થાના
ફંડમાં અસાધારણ કરકસર ખાતે
જમા લીધી તે બદલ આ ખાતે
ઉધાર.

૧૯૦૦) **બિગાડ ભેટના ખર્ચ ખાતે.**
બાબત કે આ ખાતાની પ્રતોમાંથી
જે પુસ્તકો ૧૯૭૨ ની આખરે સી-
લીક રહેલાં તે પુસ્તકો હિસાબની
અનુકૂળતાને ખાતર ૧૯૭૨ આ-
ખરની એકંદર શીલીક ભેગાં ગણી
લેવાયલાં તેથી તેની ચોકખી કિંમત
જમા લઇને આ પ્રમાણે ખર્ચ ખાતે
ઉધારી છે.

૧૮૮૫૫૦ાા=ા

જમા પાસુ

૯૫૨॥ ≈ **ભજન સાગર** બે આવૃત્તિ મળી કુલ પ્રત ૭૨૯૪
૧૨૨॥ ≈ મધ્યમાવૃત્તિ પ્રત ૬૫૪ દર પ્રતે રૂ. ૦)≈ મુજબ.
૮૩૦) સાદી આવૃત્તિ પ્રત ૬૬૪૦ દર પ્રતે રૂ. ૦)≈ મુજબ.

૧૦૬૭॥ ≈ **સદ્દગુણી બાળકો** ત્રણ આવૃત્તિ મળી કુલ પ્રત ૫૩૫૪
૨૫૬) મધ્યમ આવૃત્તિ પ્રત ૧૦૨૪ દર પ્રતે રૂ. ૦। મુજબ.
૮૧૧॥ ≈ સાદી આવૃત્તિ પ્રત ૪૩૩૦ દર પ્રતે રૂ. ૦)≈ મુજબ.

૮૫॥≈ **બાળકોની વાતો** માત્ર ત્રીજી આવૃત્તિમાંથી પ્રત ૪૫૭ દર પ્રતે રૂ. ૦)≈ મુજબ.

૫૦।≈ **બાળ સદ્દબોધ** માત્ર બીજી આવૃત્તિમાંથી પ્રત ૨૬૯ દર પ્રતે રૂ. ૦)≈ મુ.

૯૪૨)−। **ભગવાનની છબી** પ્રત ૧૬૦૦૦) આવૃત્તિ પાંચ, પેટા જાત પાંચ.

૬૫।− **જ્ઞાનપટ સોપાનપટ** જોડી ૨૪૭ દર જોડીએ રૂ. ૦)− મુજબ.

૨૪૯॥−॥ **મનહર પદ** કુલ પ્રત ૧૧૭૩
૧૭૭) મધ્યમાવૃત્તિ પ્રત ૭૦૮, દર પ્રતે રૂ. ૦। મુજબ.

જમા પાસુ

૭૨ાાऽાા સાદી આવૃત્તિ પ્રત ૪૬૫
દર પ્રતે રૂા. ૦)ऽાા મુજબ.

૫૦૭૭ાऽાાા **બહારનાં પુસ્તકો** કુલ પ્રત ૧૬૦૦૩
કુલ જાત ૩૬, નામવાર વિગત માટે
જુઓ કોષ્ટક પાંચમું.

**૨૮૬૦ા૦ાાા પરચુરણ આવક ખાતે.**

૧૧૪૯ાऽ **જાહેર ખબરો ખાતે.**

૧૧૯૯ાાા≋ **વેચાણવ્યવસ્થા ખાતે.** બહારનાં
પુસ્તકોની વેચાણવ્યવસ્થા બદલ.

૩૩૫ાાા≋ **નોકરખર્ચ ખાતે.** રા. રણછોડદાસ
વરજીવનદાસ પેટલાદી તરફથી મળેલા તે.

૧૭૫)ऽાા **વ્યાજ ખાતે.**

**૩૦૫૨ાાા૦ાા સહાયક ફંડ ખાતે.**

૧૦૩૪ાऽ **મંત્રી મારફત**–વિગત માટે જુઓ
હિસાબી વિવેચનનું પ્રકરણ.

૨૦૧૮)≋ાા **બહારથી મળેલી બીજી રકમો.**
નામવાર વિગત માટે જુઓ કોષ્ટક ૭મું.

**૧૧૯૮)ऽ દેવું સંવત્ ૧૯૭૨ આખરે.** નામવાર
વિગત માટે જુઓ કોષ્ટક ૧૧ મું.

**૨૮૯૦૬ાાા≋ાા હિસાબી જમા ખરચી** એટલે કે જે
રકમો આવકતરીકે નવી આવેલી નહિ છતાં
હિસાબી જમા ખરચીની રીતે જમા લેવા-
ચલી તેની વિગત નીચે પ્રમાણે.

જમા પાસું

| | |
|---|---|
| ૧૯૦૦) | **પુસ્તકોના બિગાડ, ભેટ વગેરે ખાતે.** બાબત કે આ નિમિત્તનાં સીલીક પુસ્તકો એકંદર સીલીકમાં ગણી લેવાયલાં હોવાથી તેની ચોખ્ખી કિમ્મત આ ખાતે જમા. |
| ૨૭૦૦૬ાાા≋ા | **સસ્તુ' સાહિત્ય વર્ધક કાર્યાલયના ફંડ ખાતે.** |
| | ૧૬૫૯૪ાાા≋ાા સામાન્ય એટલે કે ગોઠવણુ મુજબની કરકસર ખાતે. |
| | ૧૦૪૧૧ાાા≋ાા અસામાન્ય એટલે કે અણુધારી કરકસર તથા અવૈતનિક કામગીરી ખાતે. આ રકમોની વિશેષ સમજુત માટે જુઓ ઉધાર બાજુમાં તથા "હિસાબી વિવેચન" વાળા પ્રકરણુમાં. |

**૧૮૮૫૫૦ાા≋**

# સરવૈયું-સંવત્ ૧૯૭૨ આખરનું.

**જમા પાસું**

૧૧૯૮)ન દેવું બહારના આસામીઓનું.

૧૯૦૦) પુસ્તકોનાં બિગાડ ભેટ વગેરે ખાતે.

૩૦૦૫૯ાા સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલયના ફંડ ખાતે.

- ૩૦૫૨ાાાા સહાયક ફંડ ખાતે.
- ૧૬૫૯૪ાાઋાા સામાન્ય (ગોઠવણ મુજબની) કરકસર ખાતે.
- ૧૦૪૧૧ાાઋાા અસામાન્ય (અણધારી) કરકસર અને અવૈતનિક કામગીરી ખાતે.

૩૩૧૫૭ાાાન

**ઉધાર પાસું**

૭૪૨ાાાન લહેણું બહારના આસામીઓ પાસે.

૩૨૪૧૪ાાાઋ સીલીક ૧૯૭૨ આખરે.

પુસ્તકો, કાગળો તથા બાઇંડીંગનું કપડું મળીને.(તેની વિગત માટે જુઓ કોષ્ટક ૧૦ મું.)

૩૩૧૫૭ાાાન

# કોષ્ટક ૧ લું—વિવિધ ગ્રંથમાળા

## દ્વારા સંવત્ ૧૯૭૨ સુધીનાં છ વર્ષમાં નીકળેલાં પુસ્તકો સંબંધી હકીકત.

| ગ્રંથનો અંક | ગ્રંથનું નામ | લેખક, અનુવાદક અથવા ભાષાન્તર કર્તા | કેટલી પ્રત છપાઇ | મૂલ્ય વાર્ષિક ફાળે | | પૃષ્ઠ-સંખ્યા ૧૬ પેજી | ચિત્ર-સંખ્યા |
|---|---|---|---|---|---|---|---|
| | | | | સાદું પૂંઠું | પાકું પૂંઠું | | |
| | **સં. ૧૯૬૭નાં પુસ્તકો** | | | | | | |
| ૧—૨ | આર્યધર્મનીતિ અને ચાણક્યનીતિસાર. | સ્વ. નારાયણ હેમચંદ્ર | ૬૮૫૦ ૩ આવૃત્તિ | ૦। | ૦॥ | ૧૯૬ | ૦ |
| ૩ | અબળાહિત દર્પણ. | મીસીસ જી. કે. ઉપાધ્યાય | ૬૦૦૦ બે આવૃત્તિ | ૦)~ | ૦। | ૧૧૨ | ૧ |
| ૪ થી ૬ | સ્વામી રામતીર્થના સદુપદેશ—ભાગ ૧-૨-૩ | ... ... ... | ૫૬૦૦ બે આવૃત્તિ | ૦।~ | ૦॥ | ૭૫૬ | ૨ |
| ૭ | લઘુ લેખ સંગ્રહ—ભા. ૧ લો. | મણિલાલ નથુભાઇ દોશી | ૫૬૦૦ બે આવૃત્તિ | ૦)−॥ | ૦। | ૧૦૪ | ૦ |

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| ૮ | સંસારમાં સુખ ક્યહાં છે ? | વાડીલાલ મોતીલાલ શાહ. | ૫૬૦૦ બે આવૃત્તિ | ૦)≈ા | ૦। | ૧૬૦ | ૦ |
| ૯ | નવા યુગની વાતો-ભાગ ૧ લો. | વૈદ્ય અમૃતલાલ સુંદરજી પઢીઆર. | ૫૬૦૦ બે આવૃત્તિ | ૦)≈ | ૦। | ૧૨૮ | ૦ |
| ૧૦-૧૧ | યોગિની. | રામમોહનરાય જશવંતરાય. | ૫૩૦૦ | ૦। | ૦ાા | ૨૮૮ | ૦ |
| ૧૨ | અક્ષરમાળા. | સ્વ. કાવ છોટાલાલ કાળીદાસ. | ૫૩૦૦ | ૦)≈ | ૦। | ૧૪૪ | ૦ |
| | | કુલ. | ૪૫૮૫૦ | ૧ાા | ૩ | ૧૫૮૮ | ૩ |
| | સં. ૧૯૬૮નાં પુસ્તકો | | | | | | |
| ૧૩-૧૪ | નવ સંહિતા. | ગણપતરાવ ગોપાળરાવ બર્વે. | ૫૩૦૦ | ૦। | ૦ાા | ૨૪૦ | ૧ |
| ૧૫-૧૬ | કાશ્મીરનો પ્રવાસ અને કલાપીના સંવાદો તથા સ્વીડન બોર્ગના ધર્મવિચારો. | સ્વ. કલાપી. | ૫૩૦૦ | ૦। | ૦ાા | ૨૫૬ | ૧ |
| ૧૭-૧૮ | સ્વામી વિવેકાનંદના પત્રો. | મોહનલાલ દલીચંદ દેશાઇ. | ૫૩૦૦ | ૦। | ૦ાા | ૨૭૨ | ૧ |

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| ૧૯ | નવા યુગની વાતો—ભાગ ૨ જો. | વૈદ્ય અમૃતલાલ સુંદરજી પઢીઆર. | ૫૩૦૦ | ૦)‌ચ | ૦। | ૧૫૨ | ૦ |
| ૨૦-૨૧ | સ્વામી રામતીર્થના સદુપદેશ—ભા. ૪ થો. | કૃપાશંકર બહેચરલાલ પંડિત. | ૫૩૦૦ | ૦)‌॥ | ૦‌ચ | ૧૮૪ | ૦ |
| ૨૨ થી ૨૪ | વીર દુર્ગાદાસ. | વિઠ્ઠલદાસ ધનજીભાઇ પટેલ. | ૫૩૦૦ | ૦ાના | ૦ાા‌— | ૩૫૨ | ૨ |
| | | કુલ. | ૩૧૮૦૦ | ૧॥ | ૩ | ૧૪૫૬ | ૯ |
| | **સં. ૧૯૬૯નાં પુસ્તકો** | | | | | | |
| ૨૫-૨૬ | સ્વામી રામતીર્થના સદુપદેશ—ભા. ૫ મો. | માધુભાઇ બાબારાવ દીવેટીઆ. | ૫૩૦૦ | ૦। | ૦॥ | ૨૪૮ | ૧ |
| ૨૭ | ભગવદ્ગીતા—પદ્યાત્મક ભાષાંતર. | હરિલાલ નૃસિંહરામ વ્યાસ. | ૮૩૦૦ | ૦)ના | ૦)ચ | ૯૬ | ૧ |
| ૨૮ | નવલકથા સંગ્રહ—ભાગ ૧ લો. | ર. દી. પરમાર. | ૫૩૦૦ | ૦)ચ | ૦। | ૧૨૮ | ૦ |
| ૨૯ | ના. શહેનશાહ અને શહેનશાહ બાનુ. | અ. સું. પઢીયાર. | ૫૩૦૦ | ૦)ચ | ૦। | ૧૩૨ | ૨ |
| ૩૦ | છોટાલાલ પદબોધની | સ્વ. છોટાલાલ સેવકરામ. | ૫૩૦૦ | ૦)ચ | ૦। | ૧૨૮ | ૦ |
| ૩૧ | વૈરાગ્યબોધકાવ્ય. | રત્નેશ્વર કૃત. | ૫૩૦૦ | ૦)ચ | ૦। | ૧૧૨ | ૦ |

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| ૩૨ | દુઃખમાં વિદ્યાભ્યાસ. | ર. દી. પરમાર. | ૫૩૦૦ | ૦)॥ | ૦|~ | ૧૫૨ | ૦ |
| ૩૩ | કથાગુચ્છ-ભાગ ૧ લો. | શિવપ્રસાદ દલપતરામ પંડિત. | ૫૩૦૦ | ૦)॥ | ૦|~ | ૧૬૮ | ૦ |
| ૩૪ થી ૩૬ | ટુંકી વાર્તાઓ-ભાગ ૧ લો. | ર. દી. પરમાર અને સ્વ. ના. હેમચંદ્ર. | ૫૩૦૦ | ૦|~॥ | ૦॥ | ૩૬૦ | ૦ |
| | | કુલ. | ૫૦૭૭૦ | ૧॥ | ૩ | ૧૫૨૪ | ૪ |

સં. ૧૯૭૭નાં પુસ્તકો

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| ૩૭-૩૮ | સ્વામી રામતીર્થના સદુપદેશ-ભાગ ૬ ઠ્ઠો. | કૃપાશંકર બહેચરલાલ પંડિત. | ૫૩૦૦ | ૦|૦॥ | ૦॥~ | ૨૯૬ | ૦ |
| ૩૯-૪૦ | સામાજિક સેવાના સન્માર્ગ. | ડાહ્યાભાઇ લક્ષ્મણ પટેલ. | ૫૩૦૦ | ૦|૦॥ | ૦॥~ | ૨૮૮ | ૦ |
| ૪૧ થી ૪૩ | ટુંકી વાર્તાઓ-ભાગ ૨ જો. | વ્રજલાલ જાદવજી ઠક્કર | ૫૩૦૦ | ૦|~ | ૦॥ | ૩૪૪ | ૦ |
| ૪૪-૪૫ | સ્વામી રામતીર્થના સદુપદેશ-ભાગ ૭ મો. | ચંદુલાલ છોટાલાલ શાહ. | ૫૩૦૦ | ૦| | ૦॥ | ૨૫૬ | ૧ |
| ૪૬ થી ૪૮ | નેપોલીયન બોનાપાર્ટ | પરંતુભાઇ વ્હાલાભાઇ શર્મા તથા ર. દી. પરમાર. | ૫૩૦૦ | ૦|~ | ૦॥ | ૩૩૬ | ૧ |
| | | કુલ. | ૨૬૫૦૦ | ૧॥ | ૩ | ૧૫૨૦ | ૨ |

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| | સં. ૧૯૭૧નાં પુસ્તકો | | | | | | |
| ૪૯–૫૦ | સ્વામી વિવેકાનંદના સદુપદેશ–ભાગ ૧ લો. | ઉદ્ધવજી તુલસીદાસ ઠક્કુર. | ૫૩૦૦ | ૦।~ | ૦।≈ | ૨૯૬ | ૧ |
| ૫૧–૫૨ | અખાની વાણી–ભાગ ૧ લો. | ... ... | ૫૩૦૦ | ૦।~ | ૦॥ | ૩૨૪ | ૦ |
| ૫૩ થી ૫૬ | સાચું સ્વર્ગ. | અ. સું. પઢિયાર. | ૫૩૦૦ | ૦।≈ | ૦॥≈ | ૬૮૦ | ૦ |
| ૫૭ થી ૫૯ | સ્વામી વિવેકાનંદના સદુપદેશ–ભાગ ૨ જો. | ભીમજી હરજીવન પરીખ. | ૫૩૦૦ | ૦॥ | ૦॥। | ૪૭૨ | ૧ |
| ૬૦ | ટુંકી વાર્તાઓ–ભાગ ૩ જો. | કલ્યાણજી વિઠ્ઠલભાઇ મહેતા. | ૫૩૦૦ | ૦। | ૦।≈ | ૨૫૬ | ૦ |
| | | કુલ. | ૨૬૫૦૦ | ૨ | ૩ | ૨૦૨૮ | ૨ |
| | સં. ૧૯૭૨નાં પુસ્તકો | | | | | | |
| ૬૧ થી ૬૩ | સ્વામી રામતીર્થના સદુપદેશ–ભાગ ૮–૯. | રતિલાલ છોટાલાલ પાઠક. | ૪૩૦૦ | ૦॥ | ૦॥। | ૫૦૪ | ૪ |
| ૬૪ | આરોગ્ય વિષે સામાન્ય જ્ઞાન–ભાગ ૧ લો તથા ૨ જો. | મોહનદાસ કરમચંદ ગાંધી. | ૬૧૭૦૦ બે આવૃત્તિ | ૦)॥ | ૦। | ૧૬૦ | ૨ |
| ૬૫–૬૬ | લઘુ લેખ સંગ્રહ–ભાગ ૨ જો. | ક. વિ. મહેતા અને ર. દી. પરમાર. | ૪૩૦૦ | ૦।≈ | ૦॥~ | ૩૬૦ | ૦ |

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| ૬૭-૬૮ | પ્રભુમય જીવન. | મણિલાલ નથુભાઇ દોશી. | ૪૫૦૦ | ૦।- | ૦॥ | ૩૨૦ | ૦ |
| ૬૯-૭૦ | ટુંકી વાર્તાઓ-ભાગ ૪ થો. | પરીખ પુરૂષોતમ મથુરાંદાસ. | ૪૩૦૦ | ૦।- | ૦।= | ૩૩૬ | ૦ |
| ૭૧-૭૨ | હિન્દી લેખમાલા-ભાગ ૧ લો. | ... ... | ૪૬૦૦ | ૦।-॥ | ૦॥ | ૩૫૨ | ૦ |
| | | કુલ. | ૨૮૭૦૦ | ૨ | ૩ | ૨૦૩૨ | ૬ |
| | છએ વર્ષનો કુલ સરવાળો. | | ૨૧૦૦૫૦ | ૧૦ | ૧૮ | ૧૦૧૪૮ | ૨૨ |
| | ઉપલામાંનાં નવ પુસ્તકોની ૧૧ પુનરાવૃત્તિઓ થએલી તે બદલનો ઉમેરો. | | ઉપલામાં આવી જાય છે. | ૨ | ૪ | ૨૦૪૪ | ૬ |
| | | કુલ સરવાળો. | ૨૧૦૦૫૦ | ૧૨ | ૨૨ | ૧૨૧૯૨ | ૨૮ |

# કોષ્ટક ૨ જું–ચરિત્રમાળા

## દ્વારા સં. ૧૯૭૨ સુધીનાં પાંચ વર્ષમાં નીકળેલાં પુસ્તકો સંબંધી હકીકત.

| ગ્રંથનો અંક | ગ્રંથનું નામ. | લેખક, અનુવાદક અથવા ભાષાન્તર કર્તા. | કેટલી પ્રત છપાઇ. | મૂલ્ય વાર્ષિક ફાળે. સાદું પૂઠું | પાકું પૂઠું | પૃષ્ઠ-સંખ્યા ૧૬ પેજી | ચિત્ર-સંખ્યા |
|---|---|---|---|---|---|---|---|
| | **સં. ૧૯૬૮નાં પુસ્તકો** | | | | | | |
| ૧-૨ | શ્રી બુદ્ધચરિત્ર અને બુદ્ધના ઉપદેશ | મણિલાલ નથુભાઇ દોશી. | ૨૩૦૦ | ૦। | ૦॥ | ૨૮૮ | ૦ |
| ૩ થી ૮ | ભારતનાં સ્ત્રીરત્નો–ગ્રંથ ૧ લો. | શિવપ્રસાદ દલપતરામ પંડિત. | ૨૩૦૦ | ૦॥ | ૧। | ૭૨૮ | ૦ |
| ૯ થી ૧૨ | ભારતનાં સ્ત્રીરત્નો–ગ્રંથ ૨ જો. | ,, ,, | ૨૩૦૦ | ૧ | ૧। | ૭૬૦ | ૦ |
| | | **કુલ.** | ૬૯૦૦ | ૨ | ૩ | ૧૭૭૬ | ૦ |
| | **સં. ૧૯૬૯નાં પુસ્તકો** | | | | | | |
| ૧૩-૧૪ | ભારતના મહાન પુ· | ર. દી. પરમાર વગેરે | ૨૩૦૦ | ૦।ઽ | ૦॥ઽ | ૩૧૨ | ૪ |

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| | રૂષો-ભાગ ૧ લો. (યોગી હરિદાસ, રાજર્ષિ ભીષ્મ અને મહારાજા છત્રસાલ) | | | | | | |
| ૧૫ | આનંદીબાઇ જોશી | શિ. દ. પંડિત. | ૨૩૦૦ | ૦)≈ | ૦)≈ | ૯૬ | ૦ |
| ૧૬ થી ૧૯ | ભારતના વીર પુરુષો-ભાગ ૧ લો (ઐતિહાસિક ૪૪ વીરોનાં ચરિત્ર.) | ... ... ... ... | ૨૩૦૦ | ૦॥≈ | ૦॥≈ | ૪૪૮ | ૦ |
| ૨૦ થી ૨૨ | ભારતના સંત પુરુષો-ભાગ ૧ લો (૧૩ સંત પુરુષોનાં ચરિત્ર.) | શિ. દ. પંડિત. | ૨૬૦૦ | ૦॥ | ૦॥ | ૩૨૦ | ૪ |
| ૨૩-૨૪ | જગવિખ્યાત પુરુષો-ભાગ ૧ લો. (સોક્રેટીસ અને ફાધર ડેમીયન) | સ્વ. ગણપતરામ વેણીલાલ ઓઝા અને ર. દી. પરમાર. | ૨૩૦૦ | ૦।~ | ૦॥ | ૨૫૬. | ૪ |
| | | કુલ. | ૧૧૮૦૦ | ૨ | ૩ | ૧૪૩૨ | ૧૨ |
| | **સં. ૧૯૭૦નાં પુસ્તકો.** | | | | | | |
| ૨૫ થી ૨૮ | ભારતનાં સ્ત્રીરત્નો-ગ્રંથ ૩ જો. | શિ. દ. પંડિત | ૨૩૦૦ | ૦॥≈ | ૦॥≈ | ૪૬૪ | ૦ |

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| ૨૯ થી ૩૧ | બુકર ટી. વૉશિંગ્ટન | ગોવરધનદાસ કહાનદાસ અમીન | ૨૩૦૦ | ૦ા | ૦ાા | ૩૬૮ | ૨ |
| ૩૨ થી ૩૪ | ભારતના મહાન પુરુષો-ભાગ ૨ જો (તુકારામ અને રાનડે.) | મગનલાલ હરિકૃષ્ણ મહેતા અને મગનલાલ માણેકલાલ ઝવેરી. | ૨૩૦૦ | ૦।⊫ | ૦ાાઽ | ૩૨૦ | ૨ |
| ૩૫-૩૬ | જગવિખ્યાત પુરુષો-ભાગ ૨ જો. (કાર્લાઇલ જોનસન અને હૅક્સ્લો.) | ર. દી. પરમાર અને મ. જા. ઠક્કર | ૨૩૦૦ | ૦।⊫ | ૦ાાઽ | ૩૨૦ | ૦ |
| | | કુલ. | ૯૨૦૦ | ૨ | ૩ | ૧૪૭૨ | ૪ |
| | સં. ૧૯૭૨નાં પુસ્તકો | | | | | | |
| ૩૭-૩૮ | જોન ઑફ આર્ક | હાસમ હીરજી ચારણીયા. | ૨૩૦૦ | ૦।⁀ | ૦।⊫ | ૨૨૪ | ૧ |
| ૩૯-૪૦ | ભારતની દેવીઓ-ભાગ ૧ લો. (ભગવતી દેવી અને અઘોર કામિની.) | મ. હ. મ્હેતા અને શિ. દ. પંડિત | ૨૩૦૦ | ૦।⊫ | ૦ાાઽ | ૩૨૮ | ૧ |
| ૪૧-૪૨ | મહાન અલેક્ઝાંડર. | વ. જા. ઠક્કર | ૨૩૦૦ | ૦।ઽ | ૦ા⁀ | ૨૮૮ | ૦ |
| ૪૩ થી ૪૬ | મહાન શીખ ગુરુઓ (ગુરુનાનક અને ગોવિંદસિંહ) | હ. વિ. મ્હેતા અને ચુનીલાલ રામચંદ્ર શેલત | ૨૩૦૦ | ૦ા⁀ | ૦ાાઽ | ૪૧૬ | ૨ |

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| ૪૭-૪૮ | થિયોડર પાર્કર | સ્વ. ના. હે. | ૨૩૦૦ | ૦।~ | ૦॥ | ૨૨૪ | ૦ |
| | | કુલ. | ૧૧૫૦૦ | ૨ | ૩ | ૧૪૮૦ | ૪ |
| | સં. ૧૯૭૨નાં પુસ્તકો. | | | | | | |
| ૪૯-૫૦ | રાજા રામમોહનરાય | ઉ. પ્ર. ઠક્કુર | ૧૮૦૦ | ૦।≈ | ૦॥~ | ૨૪૦ | ૦ |
| ૫૧ થી ૫૪ | સમ્રાટ્ અકબર | ભીમજી હરજીવન પ. | ૧૮૦૦ | ૦॥ | ૧)≈ | ૫૫૨ | ૦ |
| ૫૫-૫૬ | જગવિખ્યાત પુરુષો-ભાગ ૩ જો (ડેમોસ્થનીસ અને વિલિયમ વોલેસ) | ૨. દા. પરમાર. | ૧૮૦૦ | ૦।~ | ૦॥ | ૨૪૮ | ૧ |
| ૫૭ થી ૬૦ | જગવિખ્યાત પુરુષો-ભાગ ૪ થો. (મી. ગ્લાડસ્ટન અને પ્રિન્સ બિસ્માર્ક.) | વ. જા. ઠક્કર | ૧૮૦૦ | ૦॥~ | ૦॥।~ | ૪૨૪ | ૨ |
| | | કુલ. | ૭૨૦૦ | ૨ | ૩ | ૧૪૬૪ | ૩ |
| | પાંચે વર્ષનો કુલ સરવાળો. | | ૪૬૬૦૦ | ૧૦ | ૧૫ | ૭૬૨૪ | ૨૩ |

## કોષ્ટક ૩ જું—બૃહદ્ ગ્રંથમાળા

## દ્વારા સંવત્ ૧૯૭૨ સુધીનાં ચાર વર્ષમાં નીકળેલા ૧૧ ગ્રંથો સંબંધી હકીકત.

આમાં મૂલ્યના ખાનામાં મૂલ્યના જે આંકડાની બાજુમાં 'રૂ' લખ્યું હોય ત્યાં ઉત્તમ પૂઠાંવાળા પુસ્તકનું મૂલ્ય સમજવું; 'મ' લખ્યો હોય ત્યાં મધ્યમ પૂઠાંવાળાનું અને 'સા' લખ્યું હોય ત્યાં સાદાં પૂઠાંવાળાનું મૂલ્ય સમજવું.

| ગ્રંથનો અંક. | ગ્રંથનું નામ. | લેખક, અનુવાદક અથવા ભાષાન્તર કર્તા. | પ્રસિદ્ધ થયાનો સંવત્. | પ્રત સંખ્યા | પૃષ્ઠ-સંખ્યા. (૮પેજી.) | ચિત્ર-સંખ્યા. | મૂલ્ય. |
|---|---|---|---|---|---|---|---|
| ૧ | જ્ઞાનેશ્વરી ભગવદ્ગીતા | રત્નસિંહ દીપસિંહ પરમાર. | ૧૯૬૮ અષાડ. | ૨૬૦૦ | ૫૪૦ | ૧ | રૂ. ૨ મ૧॥≈ |
| ૨ | ભાગવત ભાષાન્તર | ભાષાન્તર કરાવનાર વેદધર્મસભા. | | | | | |
| | ચોથી આવૃત્તિ | | ૧૯૬૯ મહા. | ૫૦૦૦ | ૯૯૨ | ૧૫ | ૨ |
| | પાંચમી આવૃત્તિ | ,, | ૧૯૭૧ પોષ. | ૫૦૦૦ | ૧૧૪૮ | ૧૫ | ૨)≈ |
| ૩ | શ્રી શિવાજી છત્રપતિ | ડાહ્યાભાઇ રામચંદ્ર મ્હેતા. | ૧૯૬૯ ચૈત્ર. | ૩૨૦૦ | ૩૬૦ | ૧ | રૂ.૧॥ મ.૧ સા૦॥। |
| ૪ | રાજસ્થાનનો ઇતિહાસ ગ્રંથ ૧લો. | રત્નસિંહ દીપસિંહ પરમાર, | ૧૯૬૯ આસો. | ૨૬૦૦ | ૮૦૪ | ૭ | રૂ.૩॥ મ.૨॥ સા.૨ |

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| ૫ | આર્યભિષક્ ત્રીજી આવૃત્તિ | સ્વ. શંકર દાજી શાસ્ત્રી પદે | ૧૯૭૦ ચૈત્ર | ૨૩૦૦ | ૫૩૬ | ૧ | ૧ા |
| | ચોથી આવૃત્તિ | ,, | ૧૯૭૨ શ્રાવણ | ૨૩૦૦ | ૭૦૦ | ૧ | ૨ |
| ૬ | સ્વામી રામતીર્થના સદુપદેશ, ગ્રંથ ૧ લો. (ભાગ ૧ થી ૫ ની પુનરાવૃત્તિ) | ... ... ... | ૧૯૭૦ જેઠ | ૨૬૦૦ | ૪૨૦ | ૪ | કે. ૧ા<br>સ. ૧ |
| ૭ | શાન્તિપર્વ | છોટાલાલ નિર્ભયરામ ભટ્ટ | ૧૯૭૦ ભાદરવો. | ૨૩૦૦ | ૮૫૬ | ૧ | કે. ૨ા<br>મ. ૨ |
| ૮ | યોગવાસિષ્ઠ–ભાગ ૧લો | ભાષાન્તર કરાવનાર વેદધર્મસભા. | ૧૯૭૧ ચૈત્ર | ૨૩૦૦ | ૯૪૪ | ૦ | ૩ |
| ૯ | ભગવતી ભાગવત અથવા દેવી ભાગવત. | ,, | ૧૯૭૧ શ્રાવણ | ૨૩૦૦ | ૯૫૬ | ૦ | ૨ાા |
| ૧૦ | યોગવાસિષ્ઠ–ભાગ ૨ જો | ,, | ૧૯૭૨ ચૈત્ર | ૧૮૦૦ | ૧૧૦૪ | ૦ | ૩ |
| ૧૧ | દાસબોધ | રત્નસિંહ દીપસિંહ પરમાર. | ૧૯૭૨ આસો | ૨૬૦૦ | ૪૧૬ | ૭ | ૧ા |
| | | | કુલ | ૩૭૦૦૦ | ૯૭૭૬ | ૫૩ | ૨૫ાાા |
| | તારીજ | | | | | | |
| | દરેક પુસ્તકની એકેક આવૃત્તિના હિસાબે. | | | ૨૯૭૦૦ | ૮૨૪૮ | ૩૭ | ૨૨ા |
| | બે ગ્રંથોની પુનરાવૃત્તિઓ થએલી તે બદલ. | | | ૭૩૦૦ | ૧૫૨૮ | ૧૬ | ૩ાા |
| | | | કુલ સરવાળો. | ૩૭૦૦૦ | ૯૭૭૬ | ૫૩ | ૨૫ાાા |

# કોષ્ટક ૪ થું-પરચુરણ પુસ્તકો.

## સં. ૧૯૭૨ સુધીમાં પ્રસિદ્ધ થયેલાં પરચુરણ પુસ્તકો સંબંધી હકીકત.

| અનુક્રમાંક. | પુસ્તકનું નામ. | તૈયાર કરનારનું નામ. | પ્રસિદ્ધિનો સમય. | પ્રતસંખ્યા. | પૃષ્ઠ સંખ્યા. | ચિત્ર સંખ્યા. | મૂલ્ય. | | |
|---|---|---|---|---|---|---|---|---|---|
| | | | | | | | ઉત્તમ. | મધ્યમ | સાદું. |
| ૧ | એકાદશ સ્કન્ધ. (મૂળ સહિત ભાષાન્તર) | ગુજરાતી પ્રેસે કરાવેલું ભાષાન્તર. | ૧૯૬૩ જેઠ | ૪૦૦૦ | ૪૬૪ | ૧ | ૦ | ૦|≈ | ૦ |
| | ,, બીજી આવૃત્તિ. | ,, | ૧૯૬૪વૈશાખ | ૧૦૦૦૦ | ૪૪૮ | ૧ | ૦॥ | ૦|≈॥ | ૦| |
| ૨ | શ્રીમદ્ ભગવદ્‌ગીતા (મૂળ સહિત ભાષાન્તર.) | ભા. ક. એક જિજ્ઞાસુ | ૧૯૬૪શ્રાવણ | ૧૦૦૦૦ | ૩૩૬ | ૩ | ૦ | ૦)≡ | ૦ |
| | ,, બીજી આવૃત્તિ. | ,, | ૧૯૬૫ મહા | ૧૬૦૦૦ | ૨૭૨ | ૨ | ૦| | ૦)≡ | ૦)≈ |
| | ,, ત્રીજી ,, | ભા. ક. એક મિત્ર | ૧૯૬૭ અષાડ | ૧૬૦૦૦ | ૩૨૦ | ૩ | ૦॥,૦| | ૦)≡ | ૦)≈ |
| | ,, ચોથી ,, | ,, | ૧૯૬૮ ,, | ૧૦૦૦૦ | ૩૨૦ | ૨ | ૦ | ૦ | ૦)〜 |
| | ,, પાંચમી ,, | ,, | ૧૯૭૦ આસો | ૨૦૦૦૦ | ૨૮૮ | ૩ | ૦| | ૦)≡ | ૦)≈ |
| ૩ | દશમ સ્કન્ધ. (ભાષાન્તર) | વેદધર્મસભાએ કરાવેલું ભાષાન્તર. | ૧૯૬૫ પોષ | ૪૦૦૦ | ૫૨૮ | ૧ | ૦॥≡ | ૦॥〜 | ૦ |
| ૪ | વૈરાગ્ય મુમુક્ષુ પ્રકરણ. (મૂળ સહિત ભાષાન્તર) | ,, | ૧૯૬૫ ચૈત્ર | ૪૦૦૦ | ૩૬૮ | ૧ | ૦॥〜 | ૦|≡ | ૦ |

| | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|
| ૫ | સદ્‌ગુણી બાળકો (સુધારા સહિત) | મૂળ લેખક-સ્વ. ના-રાયણ હેમચન્દ્ર | ૧૯૬૫ આસો | ૨૦૦૦ | ૧૬૦ | ૦ | ૦ | ૦)≋ | ૦ |
| | ,, બીજી આવૃત્તિ | ,, | ૧૯૬૭ ચૈત્ર | ૨૩૦૦ | ૧૯૨ | ૦ | ૦ | ૦)≋ | ૦ |
| | ,, ત્રીજી આવૃત્તિ | ,, | ૧૯૭૧વૈશાખ | ૨૩૦૦ | ૧૯૨ | ૦ | ૦ | ૦। | ૦ |
| ૬ | વૈષ્ણવોના ૨૪ ગ્રંથ (મૂળ) | ... ... | ૧૯૬૬ ચૈત્ર | ૪૦૦૦ | ૧૪૪ | ૨ | ૦ | ૦ | ૦)~ |
| ૭ | ભજનસાગર | ... ... | ૧૯૬૯ પોષ | ૫૩૦૦ | ૧૫૨ | ૧ | ૦ | ૦)≋ | ૦)≈ |
| | ,, બીજી આવૃત્તિ | ... ... | ૧૯૭૨ પોષ | ૪૩૦૦ | ૧૫૨ | ૧ | ૦ | ૦ | ૦)≈ |
| ૮ | મનહર પદ | ... ... | ૧૯૬૯ પોષ | ૨૩૦૦ | ૧૮૦ | ૧ | ૦ | ૦। | ૦)ના ફુ |
| ૯ | બાળકોની વાતો ત્રીજી આવૃત્તિ | લેખક—અ.સું. પઢીયાર | ૧૯૭૨ પોષ | ૨૩૦૦ | ૧૨૦ | ૦ | ૦ | ૦)≋ | ૦ |
| ૧૦ | બાળસદ્‌બોધ બીજી આવૃત્તિ | લેખક-ઠક્કર ગોપાલ-જી ઉદ્ધવજી. | ૧૯૭૨ મહા | ૨૩૦૦ | ૧૩૬ | ૦ | ૦ | ૦)≋ | ૦ |
| ૧૧ | શ્રી ભગવાનની છબી (પાંચ આવૃત્તિ મળીને) | ... ... | ૧૯૬૪ થી ૧૯૭૦સુધીમાં | ૧૬૦૦૦ | ૦ | ૦ | ૦)ના | ૦)~ | ૦)ાા |

| | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|
| ૧૨ જ્ઞાનપટ–સોપાનપટ (વધારાની પ્રતો) | ... | ... | ૧૯૬૮ અધિક અષાડ | ૫૦૦ | ૦ | ૦ | ૦ | ૦ \|૦)ˆ |
| | | | કુલ | ૧૩૭૬૦૦ | ૪૭૭૨ | ૨૨ | મધ્યમાણ્ણત્તનું મૂલ્ય ૪।ˆ | |
| તારીજ દરેક પુસ્તકની એકેક આવૃત્તિને હિસાબે. | ... | ... | ... ... | ૪૨૭૦૦ | ૨૬૨૦ | ૧૦ | ૨।।। | |
| પાંચ ગ્રંથોની મળી ૧૨ પુનરાવૃત્તિઓ થયેલી તે બદલ | ... | ... | ... ... | ૯૪૯૦૦ | ૨૧૫૨ | ૧૨ | ૧।।ˆ | |
| | | | કુલ સરવાળો. | ૧૩૭૬૦૦ | ૪૭૭૨ | ૨૨ | ૪।ˆ | |

# કોષ્ટક ૫ મું—આ સંસ્થાદ્વારા વેચાયલાં બહારનાં પુસ્તકો.

| ક્રમ | પુસ્તકનું નામ. | લેખક, અનુવાદક, ભાષાન્તર કર્તા કે પ્રગટ કર્તા ૯૦ આહુતિ. | વેચાયલી પ્રત. | રખાયલી કિંમત. | કુલ કિંમત. |
|---|---|---|---|---|---|
| ૧ | ગદ્ય સંગ્રહ | પ્રસિદ્ધ કર્તા—મિત્રમંડળ—પેટલાદ. | ૩૫૩ | ૦। | ૮૮। |
| ૨ | જીવન સંધ્યા | " " | ૩૭૩ | ૦।= | ૧૩૯॥= |
| ૩ | જીવન પ્રભાત | " " | ૩૭૩ | ૦।= | ૧૩૯॥= |
| ૪ | ગારફીલ્ડ | " " | ૨૮૩ | ૦।= | ૧૦૬)= |
| ૫ | સંગીતનીતિવિનોદ | " " | ૪૫૦ | ૦)≡ | ૮૪।= |
| ૬ | ક્ષાત્રપાળ પ્રતાપ | રચનાર મગનભાઇ ચતુરભાઇ પટેલ | ૭૫૬ | ૦)‌॥ | ૭૦॥= |
| ૭ | અવતારનું અનુકરણ | સરસ્વતી પ્રેસ—ભાવનગર. | ૨૯૭ | ૦)। | ૨૩)≡ |
| ૮ | મરણ પછીની અવસ્થા | " " | ૫૨૯ | ૦)૦॥ | ૧૬॥૦॥ |
| ૯ | સુબોધ રત્નાકર | લેખક—ગોપાલજી ઉદ્ધવજી ઠક્કર | ૧૨૫૪ | ૦।॥ | ૪૩૧)- |
| ૧૦ | બાળ સદ્બોધ (પહેલી આવૃત્તિ) | " " | ૧૩૪૧ | ૦)≡ | ૨૫૨।≡ |
| ૧૧ | બાળકોની વાતો (પહેલી તથા બીજી આવૃત્તિ) | લેખક—વૈદ્ય અમૃતલાલ સુંદરજી પઢીયાર | ૩૫૨૦ | ૦)≡ | ૬૬૦) |
| ૧૨ | નશીબ ફેરવવાની કુંચી | " " | ૬૪૮૨ | ૦)≡॥ | ૩૨૪)≡ |
| ૧૩ | જાપાન | લેખક—વિઠ્ઠલદાસ ધનજીભાઇ પટેલ | ૨૮૭ | ૦। | ૭૧॥। |
| ૧૪ | પૈસા કેમ કમાવા? | " " | ૧૫૬ | ૦। | ૩૯) |
| ૧૫ | પ્રેમની આહુતિ | લેખક—વસનજી દયાલજી ગણાત્રા | ૩ | ૦॥ | ૧॥ |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧૬ | કર્મયોગ | ભાષાન્તર કરનાર, ભગુભાઇ ફતેહ-ચંદ કારભારી. | ૩૧ | ૦)ા | ૩।।ા |
| ૧૭ | કથાવિનોદ | યોજક, ઉદ્ધવજી તુલસીદાસ ઠક્કર. | ૩૪૩ | ૦)ા | ૬૪।ા |
| ૧૮ | પ્રાણુપરિવર્તન ( હિન્દી ) | ભા. ક., અમૃત કેશવ નાયક. | ૪૪ | ૦।ા | ૧૬।। |
| ૧૯ | આત્મજ્ઞાનનાં ભજનો | પ્રસિદ્ધ કરનાર, ઇન્ડીયા પબ્લી-શીંગ કું. લી. | ૧૦૦ | ૦)ા | ૧૨।। |
| ૨૦ | આયુષ્ય વધારવાનો કીમીયો | | ૩૪૦ | ૦।ા | ૧૦૬। |
| ૨૧ | સંગીત ગરબાવલી | પ્રસિદ્ધ કરનાર, મણિલાલ દોલત-રામ પટેલ. | ૧૦૫ | ૦।ા | ૩૨।।ા |
| ૨૨ | વૈરાગ્ય દીપિકા | ... ... ... | ૨૫ | ૦)ા | ૩)ા |
| ૨૩ | પતિવ્રતા સ્ત્રી | ... ... ... | ૨૫ | ૦)ા | ૩)ા |
| ૨૪ | મહાભારત ( કવિતામાં ) બે ભાગ | ... ... ... | ૨૧ | ૨ | ૪૨) |
| ૨૫ | જ્ઞાનોપદેશ | ... ... ... | ૧૦૯ | ૦)ા | ૨૦ા |
| ૨૬ | વસિષ્ઠસાર ગીતા | પ્રસિદ્ધ કર્તા, મોહનલાલ મૂળજી-ભાઇ બારોટ. | ૨૪૮ | ૦।।ા | ૧૫૫) |
| ૨૭ | સ્થિતિ-ઉપશમ પ્રકરણ | વેદ ધર્મસભાનું ભાષાન્તર | ૭૭ | ૧।। | ૧૧૫।। |
| ૨૮ | નિર્વાણ પ્રકરણ | „ | ૧૨૮ | ૩ | ૩૮૪) |
| ૨૯ | શંકરદિગ્વિજય મૂળ | વેદ ધર્મસભા | ૧૦ | ૧।। | ૧૨।। |
| ૩૦ | આર્યભિષક્ ( બીજી આવૃત્તિ ) | સંપાદક, શંકરદાજી શાસ્ત્રી પદે. | ૭૨૫ | ૧।। | ૧૦૮૭।। |
| ૩૧ | નીતિ શિક્ષણ | લેખક, આનંદશંકર બાપુભાઇ ધ્રુવ. | ૩ | ૦।।। | ૨। |
| ૩૨ | જેસંગ કાવ્ય | કર્તા, જેસંગભાઈ ત્રીકમભાઇ પટેલ. | ૧૪૨ | ૧)ા | ૧૫૭।।। |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૩૩ | સુબોધ રત્નમાળા છત્રીસી | " " | ૨૪૦ | ૦ાાા | ૧૮૦) |
| ૩૪ | ઇશ્વરચન્દ્ર વિદ્યાસાગર | લેખક, શિવપ્રસાદ દલપતરામ પંડિત. | ૯૦૮ | ૦)≡ | ૧૭૦। |
| ૩૫ | દેવી અઘોર કામિની | " " | ૪૯૯ | ૦)- | ૩૧)≡ |
| ૩૬ | મૈત્રેયી | " " | ૪૨૩ | ૦)- | ૨૬ા= |
| | | | કુલ. ૧૬૦૦૩ | | ૫૦૭૭ા-ાા |

# કોષ્ટક ૬ ઠું–પુસ્તકોનો નંગ મેળ.

| પુસ્તકોની જાત. | પુસ્તકોની વિગત. | છપાવેલી પ્રત. | સં. ૧૯૭૨ સુધીમાં વેચાયલી પ્રત. | | | સં. ૧૯૭૨ આખરે શિલિકે રહેલી પ્રત. |
|---|---|---|---|---|---|---|
| | | | ખરેખર વેચાયલી. | ફંડ ખાતે લેવાયલી. | ભેટ, બગાડ, ઘટ, ખાતે ગયેલી. | |
| ૪૯ | વિવિધ ગ્રંથમાળા દ્વારા નીકળેલાં (જુઓ કોષ્ટક ૧ લું.) | ૨૧૦૦૫૦ | ૧૭૦૪૫૦ | ૪૦૦૦ | ૪૭૯૪ | ૩૦૮૦૬ |
| ૨૧ | ચરિત્ર માળા દ્વારા નીકળેલાં (જુઓ કોષ્ટક ૨ જું.) | ૪૬૬૦૦ | ૩૨૬૫૩ | ૨૧૦૦ | ૯૯૩ | ૧૦૮૫૪ |
| ૧૧ | બૃહદ્ ગ્રંથમાળા દ્વારા નીકળેલાં (જુઓ કોષ્ટક ૩ જું.) | ૩૭૦૦૦ | ૨૪૦૧૩ | ૧૩૦૫ | ૧૧૮૯ | ૧૦૪૯૩ |
| ૧૨ | પરચુરણ નીકળેલાં (જુઓ કોષ્ટક ૪ થું.) | ૧૩૭૬૦૦ | ૧૧૮૫૫૧ | ૭૫૯ | ૪૩૨૫ | ૧૩૯૬૫ |
| ૩૬ | બહારનાં વેચવા સ્વીકારાયલાં (જુઓ કોષ્ટક ૫ મું.) | ૧૬૦૦૩ | ૧૬૦૦૩ | ૦ | ૦ | ૦ |
| | | | ૩૬૧૬૭૦ | ૮૧૬૪ | ૧૧૦૩૧ | |
| ૧૧૯ | બધી જાતનાં મળી કુલ | ૪૪૭૨૫૩ * | ૩૮૧૧૩૫ | | | ૬૬૧૧૮ |

* આ સંખ્યામાં વિવિધ તથા ચરિત્ર માળાનાં નંગ જો અંકોને હિસાબે ગણીએ તો ૨૫૯૫૫૦ નો વધારો થઇને કુલ સંખ્યા ૭૦૬૮૦૩ ( સાત લાખ, છ હજાર, આઠસો ત્રણ ) ની થાય.

## કોષ્ટક ૭ મું–સંસ્થા તરફથી નીકળેલાં પુસ્તકોની જાતો, આવૃત્તિઓ, કદ તથા કિંમતના કુલ આંકડા.

| કયી માળા દ્વારા નીકળેલાં ? | પુસ્તકોની કુલ પ્રસિદ્ધિઓ. | દરેક જાતની એકેક પ્રત લેતાં. | | |
|---|---|---|---|---|
| | | કુલ ફોર્મ. | કુલ પૃષ્ઠ. | કુલ કિંમત. |
| વિવિધ ગ્રંથ માળા દ્વારા ( જુઓ કોષ્ટક ૧ લું. ) | ૩૯ | ૬૩૪૧ | ૧૦૧૪૮ | ૧૮ |
| ચરિત્ર માળા દ્વારા ( જુઓ કોષ્ટક ૨ જું. ) | ૨૧ | ૪૭૬ાા | ૭૬૨૪ | ૧૫ |
| બૃહદ્ ગ્રંથમાળા દ્વારા ( જુઓ કોષ્ટક ૩ જું. ) | ૧૧ | ૧૦૩૧ | ૮૨૪૮ | ૨૨ા |
| પરચુરણ નીકળેલાં ( જુઓ કોષ્ટક ૪ થું. ) | ૧૨ | ૧૪૮ાાા | ૨૬૨૦ | ૨ાાા |
| સોળ પુસ્તકોની મળીને ૨૫ પુનરાવૃત્તિઓ નીકળેલી તે બદ્દલ. | ૨૫ | ૪૧૫ાાા | ૫૭૨૪ | ૯ા= |
| કુલ | ૧૦૮ | ૨૭૭૬ા× | ૩૪૩૬૪+ | ૬૭ા=÷ |

× આ ફોર્મસંખ્યા પૈકી ફોર્મ ૫૨ાા બત્રીસ પેજી, ફોર્મ ૧૪૩૧ાાા સોળ પેજી અને ફોર્મ ૧૨૨૨ આઠ પેજી છે; એમાં કેટલાંક ફોર્મ સુપર રોયલ અને બાકીનાં ઘણાં ખરાં રોયલજ છે.

+ આ પૃષ્ઠસંખ્યામાં પૃષ્ઠ ૧૬૮૦ બત્રીસ પેજી, પૃષ્ઠ ૨૨૯૦૮ સોળ પેજી અને પૃષ્ઠ ૯૭૭૬ આઠ પેજી છે; તેમાં કેટલાંક સુપર રોયલ અને બાકીનાં રોયલજ છે.

÷ આ મૂલ્ય દરેક જાતની મધ્યમાવૃત્તિની ગણત્રી પ્રમાણેનું છે.

# કોષ્ટક ૮મું—સહાયક ફંડમાં બહારથી મળેલી રકમો.

રકમ. આપનારનું નામ, ગામ તથા તારીખ.

૧૦૦૦—૦—૦ એક જિજ્ઞાસુ ગૃહસ્થ (સ્વામી રામતીર્થના ઉપદેશોની એક પુનરાવૃત્તિ છપાવવાની શરતે)—મુંબઈ. તા. ૨૯—૪—૧૩

૧૫૦—૦—૦ રા. રા. સ્વ. બળદેવજી લાલજીભાઈ ધ્રુવ—અમદાવાદ. તા. ૧૭—૧૧—૧૨

૧૦૩—૦—૦ રા. રા. અમરચંદ માધવજીની કું.—રંગુન.

૫૧—૦—૦ તા. ૧૦—૮—૧૧ ૨૫—૦—૦ તા. ૬—૬—૧૪
૨—૦—૦ તા. ૩—૧૨—૧૩ ૨૫—૦—૦ તા. ૫—૬—૧૫

૧૦૦—૦—૦ ના. લીંબડી દરબાર શ્રી દોલતસિંહજી. તા. ૨૫—૪—૧૧

૧૦૦—૦ ૦ એક જિજ્ઞાસુ ગૃહસ્થ (મનહર પદ નામના પુસ્તકની પહેલી આવૃત્તિ પ્રસિદ્ધ કરવાની શરતે)—અમદાવાદ. તા. ૨૧—૧૦—૧૩

૭૦—૧૫—૦ રા. રા. છોટાલાલ નરોતમદાસ—મારવાડ જંક્શન
રૂ. ૫૦) તા. ૧૧—૧૦—૧૦ રૂ. ૨૦ા।ાઽ તા. ૧—૫—૧૨

૫૦—૦—૦ રા. રા. હીરાલાલ કેશવલાલ શાહ—અમદાવાદ.
રૂ. ૨૫) તા. ૫—૧૨—૧૧ રૂ. ૨૫) તા. ૨૦—૬—૧૩

૨૫—૦—૦ રા. રા. રતનશી મોરારજી—કલકત્તા. તા. ૧૧—૧૦—૧૧

૨૫—૦—૦ ,, ગીરધરલાલ અમૃતલાલ ન્યાયા—અમદાવાદ. તા. ૨૩—૪—૧૫

૨૫—૦—૦ પંડિત શોભાલાલ શાસ્ત્રી—ઉદેપુર. તા. ૧૦—૩—૧૬

૨૫—૦—૦ રા. રા. રામજી કલ્યાણજી—મદ્રાસ. તા. ૨૫—૪—૧૬

૨૩—૧૨—૦ ,, મણીલાલ મગનલાલ ઝવેરી—અમદાવાદ.

| | |
|---|---|
| ૧—૪—૦ તા. ૧૧—૧—૧૩ | ૧—૪—૦ તા. ૨૩—૧૨—૧૩ |
| ૧૫—૦—૦ તા. ૩૦—૮—૧૪ | ૫—૦—૦ તા. ૧૭—૯—૧૫ |
| ૧—૪—૦ તા. ૬—૬—૧૩ | |

૨૦—૦—૦ એક સદ્‌ગૃહસ્થ તરફથી—મુંબઈ. તા. ૯—૨—૧૪

૨૦—૦-૦ રા. રા. કાશીભાઇ બાપુભાઇ દેશાઇ—રોહ.

રૂ. ૧૦) તા. ૪-૧૧-૧૪ રૂ. ૧૦) તા. ૨૮-૧૨-૧૫

૨૦—૦-૦ રા. રા. કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી—મુંબઇ.

| | |
|---|---|
| ૫-૦-૦ તા. ૬-૩-૧૨ | ૫-૦-૦ તા. ૧૪-૧૨-૧૩ |
| ૫-૦-૦ ,, ૨૩-૫-૧૩ | ૫-૦-૦ ,, ૨૦-૬-૧૫ |

૧૬—૦-૦ રા. રા. દલપતરામ હરિરામ ભટ્ટ—ફોર્ટ સોનગઢ.

રૂ. ૧૫) તા. ૬-૧૨-૧૧ રૂ. ૧) તા. ૨-૫-૧૩

૧૫—૦-૦ રા. રા. એન. એમ. ડોકટર—ભાવનગર. ૧૪-૧૨-૧૨

૧૫—૦-૦ અ. સૌ. ગીની બ્હેન, તે ઇન્દ્રવદનરામ મધુવચ્છરામનાં ધર્મપત્ની—અમદાવાદ. તા. ૧૫-૯-૧૩

૧૫—૦-૦ શ્રીમતી બાઇ રતનબાઇ તે પ્રાણજીવનદાસ નારણદાસના ધર્મપત્ની C/o. રણછોડદાસ નારણદાસ સોલીસીટર્સ મારફત—મુંબઇ. તા. ૨૬-૩-૧૫

૧૨—૦-૦ રા. રા. ગણપતરામ ડાહ્યાભાઈ, સ્ટેશન માસ્તર—મોમ્બાસા (આફ્રિકા.) તા. ૧૬-૨-૯

૧૨—૦-૦ ના. હડાળા દરબાર, વાળા વાજસુર—પોરબંદર ૧૬-૫-૧૧

૧૦—૦-૦ રા. રા. પ્રાગજી સુરજી—મુંબઇ. તા. ૯-૧૧-૧૨

૧૦—૦-૦ ,, ઇશ્વિરભાઇ પુરૂષોત્તમદાસ—નડિઆદ. ૨૦-૧૦-૧૩

૧૦—૦-૦ ,, એક જિજ્ઞાસુ તરફથી—સિનોર. તા. ૨૧-૭-૧૪

૧૦—૦-૦ ,, વકીલ મોહનલાલ પીતામ્બરદાસ સરૈયા—નડિઆદ તા. ૨-૧૧-૧૫.

૭—૦-૦ ,, લાલજી દેવજી પટેલ—મુંબઇ.

| | |
|---|---|
| ૧-૪-૦ તા. ૧૭-૧૧-૧૨ | ૨-૦-૦ તા. ૩૦-૮-૧૩ |
| ૧-૪-૦ ,, ૩-૧૨-૧૩ | ૧-૪-૦ તા. ૨૯-૧૦-૧૪ |
| ૧-૪-૦ ,, ૨-૧૨-૧૫ | |

૬—૦—૦ રા. રા. તુલસીદાસ હાથીભાઇ પટેલ—ધર્મજ.

| | |
|---|---|
| ૩—૦—૦ તા. ૨૬—૯—૧૩ | ૨—૦—૦ તા. ૬—૧૧—૧૪ |
| ૧—૦—૦ ,, ૨—૧૨—૧૫ | |

૧૦—૦—૦ વિઠ્ઠલદાસ કહાનજી ઠક્કુર—મુંબઇ.

રૂ. ૫) તા. ૨૧—૧૦—૧૩ રૂ. ૫) તા. ૧૫—૧૦—૧૪

૬—૦—૦ રા. ભાઇલાલ વ્રજરાય દેશાઇ—વડોદરા. તા. ૨૬—૧૦—૧૨

૫—૦—૦ રા. ગોકલદાસ હાંસજીભાઇ પટેલ—અમદાવાદ. તા. ૧—૧૧—૦૮

૫—૦—૦ એક ગરીબ વિધવા બ્હેન. તા. ૨૦—૩—૧૧

૫—૦—૦ રા. બાલાશંકર ગંગાશંકર—વડોદરા. તા. ૧—૬—૧૪

૫—૦—૦ રા. પરભુદાસ ભગવાનદાસ દલાલ—ભાવનગર તા. ૨૦-૭—૧૪

૫—૦—૦ રા. કીશનલાલ લલ્લુભાઇ તા. ૧૯—૮—૧૪

૫—૦—૦ રા. હરીલાલ દલસુખરામ—પેટલાદ

૫—૦—૦ રા. રતનચંદ અમીચંદ—અમદાવાદ તા. ૩—૧—૧૩

૫—૦—૦ રા. એક વૈષ્ણવ ગૃહસ્થ—નડીઆદ તા. ૨—૧૨—૧૪

૫—૦—૦ શ્રી અંકેવાળીઆ ધર્માદા ફંડ તા. ૧૫—૫—૧૬
સ્વામી શ્રી ભૂમાનંદજી મારફત.

૫—૦—૦ પ્રાણનાથ વિશ્વનાથ શુકલ—રાજકોટ. તા. ૪—૧૧—૧૫

૫—૦—૦ રા. શેઠ રામચંદ રતનજી—ચોરવાડ. તા. ૧૦—૧૦—૧૬

૫—૦—૦ રા. શેઠ દુલભદાસ રામજી—પ્રભાસપાટણ. તા. ૧૦—૧૦—૧૬

૪—૦—૦ ,, વજેસંગ માનસંગ—કવિઠા. તા. ૧૦—૮—૧૧

૩—૧૨—૦ ,, નરસિંહ વિશ્રામ—આફ્રિકા. તા. ૬—૧૧—૧૫

૩—૮—૦ ,, હરિલાલ માધવલાલ—સોજીત્રા. તા. ૨૧—૧૦—૧૩

૩—૦—૦ ,, કેસુરભાઇ રાયજીભાઇ—વડોદરા. તા. ૧૫—૧૧—૧૩

૨—૫—૦ ,, એક સજ્જન તરફથી—ભીલખા. તા. ૨૯—૫—૧૪

૨—૦—૦ ,, ચુનીલાલ તારાચંદ—નડિઆદ. તા. ૫—૧૦—૦૯

૨—૦—૦ ,, નાથાલાલ સાકરલાલ દ્વિવેદી—અજમેર. તા. ૨૮—૮—૧૩

૨—૦-૦ ,, એક ગૃહસ્થ તરફથી-પુના. તા. ૧૪-૧૨-૧૩
૨—૦-૦ ,, અંબાલાલ પી. દેશાઇ-કલકત્તા તા. ૨૭-૩-૧૪
૨—૦-૦ ,, રવિશંકર મુળજી ફોટોગ્રાફર-ધ્રાંગધ્રા.
૧—૮-૦ ,, રામપ્રસાદ હરિપ્રસાદ દેશાઇ-ભાવનગર. તા. ૬-૧૨-૧૧
૧—૮-૦ ,, લક્ષ્મીપ્રસાદ હરિપ્રસાદ દેશાઇ-ભાવનગર. ,, ,,
૧—૮-૦ ,, ચુનીલાલ રણછોડદાસ-ભાવનગર. તા. ૬-૧૧-૧૫
૧—૬-૦ ,, એમ. એમ. દિવાન-ડરબન. તા. ૬-૧૧-૧૫
૧—૪-૦ ,, ચતુરભાઇ નારણજી-કરાંચી. તા. ૨૬-૫-૧૬
૧—૦-૦ ,, વિઠ્ઠલદાસ પરમાણંદ-જુનાગઢ. તા. ૨૯-૧-૧૪
૧—૦-૦ ,, એક જિજ્ઞાસુ તરફથી-મદ્રાસ. તા. ૨૪-૧૧-૦૮
૧—૦-૦ ,, મોતીભાઇ ગોપાળભાઇ-અમદાવાદ. તા. ૧૨-૧૨-૧૨
૧—૦-૦ ,, બાપુ આનંદ-મુંબઇ. તા. ૧૮-૩-૧૩
૧—૦-૦ ,, ચિમનલાલ દેશાઇ-નડિઆદ. તા. ૨૯-૧૦-૧૪
૧—૦-૦ ,, સુંદરલાલ મોતીલાલ શાહ-અમદાવાદ. તા. ૨૫-૧૨-૧૪
૧—૦-૦ ,, તાપીદાસ હીરાચંદ તમાકુવાળા-નવાપુરા. તા. ૧૫-૭-૧૫
૧—૦-૦ ,, ત્રિભોવનદાસ ત્રિકમજી-ભાવનગર. તા. ૧૪-૧૦-૧૫
૧—૦-૦ ,, શ્રીરામ ચમનીરામ-કચ્છ માંડવી. તા. ૬-૧૧-૧૫
૧—૦-૦ ,, અમરશી ગોકુલદાસ આફ્રિકાવાળા. તા. ૬-૧૧-૧૫
૦—૮-૦ ,, અમૃતલાલ મનમોહનલાલ-ભાવનગર. તા. ૬-૧૧-૧૫
૦—૮-૦ ,, એક ગૃહસ્થ તરફથી-મુંબઇ. તા. ૧૯-૫-૧૪
૦—૮-૦ ,, મગનલાલ તાપીદાસ-ભાવનગર. તા. ૨૯-૧૦-૧૪
૦—૩-૬ ,, એક જિજ્ઞાસુ તરફથી- ,, ,, ૫-૧૦-૦૯
૦—૨-૦ ,, ત્રીભોવન જગા મીસ્ત્રી- ,, ,, ૨૯-૧૦-૧૪
૧—૦-૦ ,, હરજીવન મહારાજ-મુંબઈ. તા. ૨૫-૧૦-૦૮

---

૨૦૧૮-૩-૬ કુલ.

# કોષ્ટક ૯ મું–ઉછીની લઇને પાછી આપી દેવાયલી રકમો.

| નાણાં ઉછીનાં આપનારનું નામ ઠામ. | નાણાંની રકમ. રૂ. | આ. | પા. | લેવાયાનો સમય. | રોકાણનો સમય આશરે. | જે કારણસર લેવાયાં હોય તે કારણ. | વ્યાજની નુકસાનીની રકમ. |
|---|---|---|---|---|---|---|---|
| રા. રા. હરગોવિંદદાસ રામજી શાહુકાર–મુંબાઇ. | ૧૦૦૦ | ૦ | ૦ | ૫—૮–૦૭ સુધીમાં | ૭ વર્ષ. | એકાદશ સ્કન્ધ માટે | ૩૬૦ |
| ,, પ્રાણજીવનદાસ ઉદ્ધવજી લાલજી –ભાવનગર. | ૩૦૦ | ૦ | ૦ | ૨૧—૨–૦૮ | દશ માસ | એકાદશ સ્કન્ધ માટે | ૧૫ |
| ,, ,, | ૬૦૦ | ૦ | ૦ | ૩૦–૧૦–૦૭ | બે વર્ષ | ગીતાની પહેલી આવૃત્તિ માટે | ૭૨ |
| ,, ,, | ૪૫૦ | ૦ | ૦ | ૧૪—૮–૦૮ | ત્રણ માસ | ,, ,, | ૭ |
| ,, ,, | ૫૦૦ | ૦ | ૦ | ૨૦—૮–૧૫ | ચાર માસ | કાગળો માટે | ૧૦ |
| ,, રણછોડદાસ વરજીવનદાસ પેટલાદી–મુંબાઇ. | ૧૪૨૯ | ૦ | ૦ | ૧–૧૨–૦૮ સુધીમાં | અઢી વર્ષ | દશમ સ્કન્ધ માટે | ૨૧૫ |
| ,, ,, ,, | ૨૦૦ | ૦ | ૦ | | ચાર માસ | ગુટકા માટે | ૪ |
| ગં૦ સ્વ૦ સાકરબાઇ તે શેઠ લક્ષ્મીદાસ ખીમજીનાં પુત્રવધૂ (અ. સું. પઢીયાર મારફત)– મુંબાઇ. | ૧૫૦૦ | ૦ | ૦ | ૧—૬–૦૪ સુધીમાં | દોઢ વર્ષ | ગીતાની બીજી આવૃત્તિ માટે | ૧૩૫ |

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| રા. રા. કરસનદાસ હરગોવિંદ ચત્તુ- મુંબાઇ. | ૧૫૦૦ | ૦ | ૦ ૧૬-૧૦-૧૦ સુધીમાં | દોઢ વર્ષ | ગીતાની ત્રીજી તથા ચોથી આવૃત્તિ માટે | ૧૩૫ |
| ,, ,, | ૧૫૦૦ | ૦ | ૦ ૧૨—૮-૧૧ | ,, | ચારિત્રમાળા માટે | ૧૩૫ |
| ,, ,, | ૧૦૦૦ | ૦ | ૦ ૧૨—૯-૧૩ | ત્રણ માસ | કાગળો વગેરે માટે | ૧૫ |
| ,, ,, | ૪૦૦ | ૦ | ૦ ૨૪-૧૦-૧૩ | બે ,, | ,, | ૪ |
| ,, ,, | ૧૦૦૦ | ૦ | ૦ ૩—૯-૧૪ | ત્રણ ,, | કાગળોના સંગ્રહ માટે | ૧૫ |
| ,, ,, | ૧૫૦૦ | ૦ | ૦ ૧૬—૮-૧૫ | છ ,, | ,, | ૪૫ |
| રા. રા. ભોગીલાલ હરિભાઇ એમ્પ્રેસ ઓફ ઇન્ડીયા ડેરી કુ.—નડિયાદ. | ૩૦૦ | ૦ | ૦ ૭—૭-૧૦ | ત્રણ વર્ષ | સદ્‌ગુણી બાળકો માટે | ૫૪ |
| ,, ,, | ૫૦૦ | ૦ | ૦ ૨૪—૮-૧૪ | ત્રણ માસ | કાગળોના સંગ્રહ માટે | ૭॥ |
| ,, ,, | ૫૦૦ | ૦ | ૦ ૩૦—૭-૧૫ | પાંચ ,, | ,, | ૧૨॥ |
| રા. રા. કરુણાશંકર ભવાનીશંકર ભટ્ટ- ભાવનગર. | ૨૦૦ | ૦ | ૦ ૧૯-૧૦-૧૦ | દશ ,, | ગ્રંથમાળાની શરૂઆત માટે | ૧૦ |
| રા. રા. પુરૂષોત્તમદાસ શામળદાસ બ્રહ્મભટ્ટ, હેડકોપીંગ ક્લાર્ક—વડોદરા. | ૪૦૦ | ૦ | ૦ ૧૨-૧૦-૧૦ | છ ,, | ,, | ૧૨ |
| ,, ,, | ૫૦૦ | ૦ | ૦ ૧૭-૧૦-૧૧ | અઢી ,, | કાગળો વગેરે માટે | ૬ |

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| " " | ૫૦૦ | ૦ | ૦ | ૧૩—૧-૧૩ | ૧૧॥ માસ | " | ૨૯ |
| " " | ૫૦૦ | ૦ | ૦ | ૨૧—૯-૧૪ | અઢી " | " | ૬ |
| રા. રા. મહાસુખ ચંદુલાલની કું. કાગળો વાળા-મુંબાઇ. | ૧૪૭૨ | ૧૦ | ૦ | ૨૯—૮-૧૩ | પાંચ " | કાગળો બાબત | ૩૭ |
| " " | ૧૪૩૫ | ૧૨ | ૦ | ૨૧—૮-૧૪ | બે " | " | ૧૪ |
| " " | ૧૧૪૭ | ૧૨ | ૦ | ૨૧—૮-૧૫ | ત્રણ " | " | ૧૭ |
| રા. રા. છોટાભાઇ ચતુરભાઇ વકીલ-બોરસદ. | ૨૦૦ | ૦ | ૦ | ૨૭—૩-૧૩ | બે " | કાગળો વગેરે માટે | ૨ |
| " " | ૪૦૦ | ૦ | ૦ | ૧૦-૧૦-૧૩ | દોઢ " | " | ૩ |
| " " | ૪૦૦ | ૦ | ૦ | ૨૩—૮-૧૫ | ત્રણ " | કાગળોના સંગ્રહ માટે | ૬ |
| રા. રા. હરિલાલ લલુભાઇ-બોરસદ. | ૪૯૫ | ૦ | ૦ | ૩—૯-૧૪ | ત્રણ " | " | ૭ |
| " " | ૭૦૦ | ૦ | ૦ | ૩૦—૭-૧૫ | પાંચ " | " | ૧૭॥ |
| " " ગોરધનદાસ કહાનદાસ અમીન-સિનોર. | ૧૦૦૦ | ૦ | ૦ | ૨૨—૮-૧૪ | ત્રણ " | " | ૧૫ |
| " " | ૧૦૦૦ | ૦ | ૦ | ૩૦—૭-૧૫ | છ " | " | ૩૦ |
| " " | ૧૦૦૦ | ૦ | ૦ | ૧૮—૮-૧૫ | છ " | " | ૩૦ |
| " " | ૬૫૦ | ૦ | ૦ | ૧૧—૨-૧૬ | છ " | " | ૧૯॥ |
| રા. રા. શિવલાલ જગજીવન-બોરસદ. | ૫૦૦ | ૦ | ૦ | ૬-૧૧-૧૪ | દશ દિવસ | " | ૧ |
| " " | ૫૦૦ | ૦ | ૦ | ૨૧—૭-૧૫ | પાંચ માસ | " | ૧૨॥ |
| રા.રા.મોતીભાઇ નૃસિંહભાઇ અમીન-વડોદરા. | ૫૦૦ | ૦ | ૦ | ૨૩—૮-૧૫ | છ " | " | ૧૫ |
| " " | ૬૦૦ | ૦ | ૦ | ૧૦—૪-૧૬ | બે " | " | ૬ |

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| રા. રા. જમનાદાસ દામોદર ઝવેરી–ચોરવાડ. | ૧૦૦૦ | ૦ | ૦ | ૨૩—૮–૧૫ | ૭ માસ | ,, | ૩૦ |
| રા.રા. મંગલદાસ છબીલદાસ તલાટી–કરાંચી. | ૨૫૦ | ૦ | ૦ | ૫—૮–૧૫ | ચાર માસ | ,, | ૫ |
| | ૨૯૫૨૮ | ૦ | ૦ | | | | ૧૫૭॥ |

કોષ્ટક ૧૦ મું.

# સંવત ૧૯૭૨ આખરની શીલક.

૩૯૨૭૪॥। **પુસ્તકોની શીલક** કુલ ૭૬ જાતનાં મળીને નંગ ૬૬૧૧૮, તેની કિંમત છાપેલા દર મુજબ.

૯૪૩૩)ᅟ॥ **વિવિધ ગ્રંથમાળાનાં પુસ્તકો** વાર્ષિક સૅટો તથા છુટી પ્રતો મળીને કુલ જાત ૩૯ કુલ નંગ ૩૦૮૦૬.

૫૪૦૪)= **ચરિત્રમાળાનાં પુસ્તકો** વાર્ષિક સૅટો તથા છુટી પ્રતો મળીને કુલ જાત ૨૧ કુલ નંગ ૧૦૮૫૪.

૨૧૬૭૨॥। **બૃહદ્ ગ્રંથમાળાનાં પુસ્તકો** ( બાંધેલાં તથા વગર બાંધેલાં) કુલ જાત ૮ તથા કુલ નંગ ૧૦૪૯૩.

૨૭૬૪॥ᅟ॥ **પરચુરણ પુસ્તકો** ૮ જાતનાં મળીને નંગ ૧૩૯૬૫.

---

૩૯૨૭૪॥। કુલ

૭૧૨૮॥≈ છાપવાના કાગળો જુદી જુદી જાત અને વજનના મળીને રીમ ૭૯૦–૭ ની કિંમત ખરીદીની પડતર મુજબ.

૪૪૦। બાઇન્ડીંગનું કપડું વગેરે

---

૪૬૮૪૩॥≈

૧૪૪૨૯) **એમાંથી** બાદ પુસ્તકોની બંધામણી તથા વ્યવસ્થા
ખર્ચ બદલ નીચેની વિગતે.

૧૬૦૦) **બંધામણી ખર્ચ**—બૃહદ્ ગ્રંથમાળાનાં પુસ્તકો સાત જાતનાં મળીને નંગ ૬૬૧૬ હજી બંધાવવાં બાકી છે તે બદલ.

૧૨૮૨૯) **શીલક પુસ્તકોનો વ્યવસ્થા ખર્ચ** (પેકીંગ, ભાડું, પગાર, વીમો, કમીશન, વગેરે બદલ.)

૨૫૪૦) વિવિધ તથા ચરિત્રમાળાના સેટો રૂા. ૧૩૫૫૨, ના શિલીકે છે તેમાંથી દર રૂપીયે ત્રણ આના મુજબ.

૧૦૨૮૯) ઉપલી બન્ને માળાઓનાં તથા બીજાં છુટાં પુસ્તકો તેમજ બૃહદ્ ગ્રંથમાળાનાં પુસ્તકો મળીને રૂા. ૨૫૭૨૨॥। નાં શીલીકે છે તેમાંથી ટકા ૪૦) લેખે.

૧૨૮૨૯

**૧૪૪૨૯**

**૩૨૪૧૪॥।≡ નક્કી કિંમત.**

કોષ્ટક ૧૧ મું.

# સં.૧૯૭૨ આખરે દેવું રહેલું તેની વિગત.

| | |
|---|---|
| ૧૨—૦—૦ | ગ્રંથમાળાના ૧૯૭૩ ના લવાજમ ખાતે |
| ૭—૦—૦ | ચરિત્રમાળાના ૧૯૭૩ ના લવાજમ ખાતે |
| ૫૨૨—૦—૦ | મહાભારતના અનામત ખાતે |
| ૫-૧૧—૬ | ધર્માદા ખાતે |
| ૧૩૨—૫—૬ | નવા મેળ ખાતે (આવતા વર્ષની શિલિકમાંથી વપરાયા તે) |
| ૨૪૩—૩—૬ | ધી ડાયમંડ જ્યુબિલિ પ્રિન્ટીંગ પ્રેસ—અમદાવાદ |
| ૧૩૫—૧—૯ | બાઇન્ડર યશવંતરાવ દોલતરાવ—અમદાવાદ |
| ૩—૦—૦ | ઝારોલા મિત્રમંડળ-ઝારોલા |
| ૨—૫—૦ | રામજી કલ્યાણજી—મદ્રાસ |
| ૫—૦—૦ | જેઠાલાલ બાપુલાલ—વિસનગર |
| ૦—૪—૦ | નવલરામ કેશવજી—કરાંચી |
| ૧૮—૪—૬ | પ્રાગજી ખંડુભાઇ—ફીનીક્ષ |
| ૨-૧૨—૦ | ગણપતરામ ડી. પુરોહિત ફીજીએવાળા |
| ૨-૧૨—૦ | ઇશ્વરલાલ સી. પુરોહિત નૈરોબીવાળા |
| ૨-૧૧—૦ | લલુ છના—ડરબાન |
| ૧૧—૯—૦ | ચિમનલાલ છોટાલાલ—હરર |
| ૦—૮—૦ | ભગવાનજી હરજીવન—અનાલાલાવા |
| ૭—૯—૦ | લલુ ગંગારામ—ડરબાન |
| ૧—૮—૦ | ઉસ્માન મુસા—લીડનબર્ગ |
| ૬-૧૪—૦ | કેશવલાલ—મોમ્બાસા |
| ૧—૬—૦ | ટ્રાંસવાલ આર્યસમાજ પુસ્તકાલય—જોહાનેસબર્ગ |

| | |
|---|---|
| ૫—૦—૦ | એમ. એ૫. મ્હેતા—કીજાએ |
| ૦—૧૫—૦ | ડાહ્યાભાઇ રણછોડ—મોમ્બાસા |
| ૧૧—૪—૦ | જન્મશંકર વિ. ઉપાધ્યાય—ટાંગા |
| ૮—૦—૦ | લીલાધર પી. વૈદ્ય— ,, |
| ૧—૧૨—૦ | ડી. એમ. વ્યાસ— ,, |
| ૫—૫—૬ | બી. એમ. પટેલ—પીટસ્મેરીટઝબર્ગ |
| ૫—૪—૦ | કાસમભાઇવલી—માડાગાસ્કર |
| ૧—૧૨—૦ | ભાઇલાલ વિ. પટેલ—ઝીંઝ |
| ૩૫—૦—૦ | નાનજી કાલિદાસ .. |

રૂ. ૧૧૯૮—૧—૩ કુલ.

આ પ્રમાણે સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલયનો સંવત ૧૯૭૨ સુધીનો હિસાબ તથા તેને લગતાં કોઠકો આ પુસ્તકના પૃષ્ઠ ૧૬૧ થી શરૂ થઇને અહિં પુરાં થાય છે.

---

## સહીઓઃ—

| | |
|---|---|
| તૈયાર કરનાર "વ્યવસ્થાપક" | વેણીશંકર વહાલજી પઢીયાર. |
| મંજુર કરનાર સ. સા. વ. મિત્રમંડળ ના સભાસદો. | ભિક્ષુ—અખંડાનંદ (મંત્રી.)<br>અમૃતલાલ સુંદરજી પઢીયાર.<br>રણછોડદાસ વરજીવનદાસ પેટલાદી. |

# પરિશિષ્ટ વિભાગ.



## પરિશિષ્ઠ ૧ લું-ગ્રંથસેવનનો મહિમા.



### સત્સંગમાહાત્મ્ય.



" जाड्यं धियो हरति सिञ्चति वाचि सत्यं ।
मानोन्नतिं दिशति पापमपाकरोति ॥
कीर्तिंच दिक्षु वितनोति तनोति लक्ष्मीम् ।
सत्संगतिः कथय किं न करोति पुंसाम् ॥ "

ભાવાર્થઃ—સત્સંગ બુદ્ધિની જડતાને ટાળે છે, વાણીમાં સત્યનું સિંચન કરે છે, માનમાં વધારો કરે છે, પાપને દૂર કરે છે, દિશાઓમાં કીર્તિ વિસ્તારે છે અને લક્ષ્મીનો વધારો કરે છે, કહો ત્યારે સત્સંગતિ પુરૂષનુ કયું શુભ નથી કરતી ?

× × × ×

" સહવાસથી જેમ માણસના ગુણની અને પ્રકૃતિની પરીક્ષા થાય છે, તેમ જે પુસ્તકોનો તેને શોખ હોય છે તે ઉપરથી પણ તેના વિષેનું અનુમાન થાય છે, માટે માણસે નિત્ય ઉત્તમજ સહવાસ રાખવો, પછી તે માણસોનો હોય, કે પુસ્તકોનો હોય. "

× × × ×

" જેમ આપણી આસપાસના પદાર્થોમાંથી શરીર પોષણ આકર્ષે છે, તેમ આસપાસના સંબંધોમાંથી મન પણ વિવિધ વૃત્તિઓનું અનુકરણ સહેજે કર્યા કરે છે. આમ થયા વિના રહેતુંજ નથી. ગમે તેમ અજાણતાં પણ સ્વાભાવિક રીતેજ આપણા સોબતીઓનાં ચાલ, વાણી, આચાર અને તેમની 'વિચારપદ્ધતિ સુદ્ધાંત પણ આપણી રીતભાતમાં પ્રવેશ પામ્યા વિના રહેતાં નથી. માણુસ અનુકરણ કરનારૂંજ પ્રાણી છે. અનુકરણ થાય છે તેની આપણુને ખબર રહેતી નથી. ઘણીવાર આપણે અનુકરણથી શીખેલી વાતોને આપણી પોતાનીજ બુદ્ધિએ શોધી કહાડી હોય એમ માની ખુશી થઇએ છીએ, પણ અનુકરણ બહુ ગુપ્ત રીતેજ ચાલ્યાં કરે છે. નબળામાં નબળાં માણુસ પણ પોતાના સહવાસમાં આવનારને કાંઇક અર્પણ કર્યા વિના રહેતાં નથી; તો સર્વંકશ* સબળ સ્વભાવ અને દ્રઢ મનોબલ તથા તીવ્ર બુદ્ધિવાળાનું તો કહેવુંજ શું ?"

× × × ×

" જુવાન મનુષ્યોએ સર્વદા પોતાના કરતાં વધારે ઉચ્ચ સંગ શોધવો; અને તેનુંજ અનુકરણ કરવા પ્રયત્ન કરવો. આપણા કરતાં વધારે બુદ્ધિમાન, ચારિત્રવાળાં, અને વધારે અનુભવી માણસના સંગથી આપણું મનોબળ વધે છે, અને આપણા લોહીમાં એક પ્રકારની સ્વાભાવિક પ્રેરણા તેમના જેવાં થવાની ઉઠી આવે છે. આપણે આપણા વિચારો તેમની બુદ્ધિથી સુધારી શકીએ છીએ, અને તેમનાં ડહાપણનાં એમ સભાગી થઇએ છીએ."

× × × ×

" સત્સમાગનું ફળ એવું છે કે કોઇ એક અનુકૂળ પ્રસંગે થયેલી સહજ સૂચના કે બોધનાં વચન માણસના આખા જીવિતને

* સર્વને કબજે કરી શકે તેવો.

ફેરવી નાખે છે. પ્રત્યેક ધર્માચાર્યના વૃતાંતમાં આપણે આવી વાતો નિરંતર સાંભળીએ છીએ. "

\+ \+ \+ \+

" સત્સંગથી આપણી કાર્યસાધન શક્તિમાં વધારો થાય છે. આપણા મનોનિશ્ચય સુદ્રઢ જડાય છે, આપણો પુરૂષાર્થ ઉચ્ચતાને પામે છે, આપણામાં ધર્મબુદ્ધિનો ઉદય થવાથી દયા, પ્રેમ, ઉદારતાનો માર્ગ જડે છે, ને આ લોકમાં સુખરૂપે રહી પરમ પદને પહોંચાય છે. છતાં જેને સત્સંગની અસર ન થાય તેનું દુર્ભાગ્ય !! ને તેનો સંગ ન શોધે તેનું તેથી પણ મોટું પાપ !! "

\+ \+ \+ \+

સત્સંગના મહિમા વિષે સ્વ. મ. ન. દ્વિવેદીના "ચારિત્ર" નામક ગ્રંથમાંથી અપાયલા આટલા ઉતારાઓ પછી માત્ર એટલુંજ જણાવવાનું કે એક જ્ઞાન-ચારિત્રસંપન્ન મનુષ્યને 'મનુષ્ય' કહેવા કરતાં 'દેવ' અથવા 'ઇશ્વિરી અંશ' જ કહેવો જોઇએ. આવા નરદેવોને 'પારસ 'ની ઉપમા આપતાં મહાત્મા 'પ્રીતમદાસજી' કહે છે કે,

" એક પારસથી પારસ બને, એક પારસથી હોય હેમ—
એવા જન હરિતણા. "

મતલબ કે ઉત્તમ પુરૂષોનો સહવાસ જેટલી પણ જિજ્ઞાસા અને સરલતાપૂર્વક તેમજ " **तद्विद्धि प्रणिपातेन परिप्रश्नेन सेवया** " એ ભગવદ્દવાક્યને અનુસરીને નમસ્કાર, પ્રશ્ન અને સેવાપૂર્વક કરાય તેટલો તે વિશેષ ઉપકારક થાય છે; અને અધિકાર પરત્વે 'પારસથી પારસ' અથવા 'પારસથી સુવર્ણ' જેવું પરિણામ આવે છેજ.

## ગ્રંથસેવન.

સત્સંગનો મહિમા આટલો બધો હોવા છતાં જગતમાં તેવા અસામાન્ય મનુષ્યો ઓછાં હોવાને લીધે તેમજ લોકોની પોતની

અનેક રોકાણો, પ્રમાદ વગેરેને લીધે પણુ તેમના સહવાસનો લાભ લોકોથી બહુજ થોડો લઈ શકાય છે. વળી દેવતાઇ પુરૂષોના જીવનકાળમાં તેમના સહવાસની આડે મનુષ્યોની પોતાની મંદ જિજ્ઞાસા, દોષકલ્પના ઇ૦ અંતરાયો પણુ નડતા હોઇને તેમનો ખરો મહિમા પણુ ઘણું કરીને તેમના વિદેહ પછીજ સમજી શકાતો હોવાથી તેમના જીવન-કવનનો લાભ લેવાને પણુ તેમની હયાતી પછીજ ઘણા મનુષ્યો આકર્ષાય છે; માટે આ લાભ પૂરો પાડવાનું કાર્ય પુસ્તકો વડેજ બજાવી શકાય છે.

આ પ્રમાણે અસામાન્ય જીવન-કવનવાળાં મનુષ્યોનાં સ્થૂલ શરીર ગત થવા પછી પણ તેમના ઉપકારક આચાર, અનુભવ તથા ઉપદેશના સંગ્રહરૂપ ગ્રંથ-પ્રતિમાઓ તો જગતનેમાટે જીવતીજ રહે છે; અને અધિકારી જનો તેના સહવાસદ્વારા તેમના પવિત્ર જ્ઞાન-ચારિત્રમય આત્માનું દર્શન તથા અવતરણુ સ્વહૃદયમાં મેળવ્યાજ કરે છે.

આ પ્રમાણે સદ્ગ્રંથરૂપી પ્રતિમાઓ તેના સેવકોના આચાર-વિચારની ઉન્નતિની બાબતમાં જે અસામાન્ય ઉપકારકતા ધરાવે છે, તેની તુલના રત્નજડિત સુવર્ણપ્રતિમાઓ સાથે પણુ થઇ શકે નહિં.

એ ઉપરાંત વળી આ ગ્રંથપ્રતિમાઓને મેળવવામાં, જાળવવામાં, વાપરવામાં તથા બીજાને આપવામાં જે અનેકગણી અનુકૂળતા રહી છે તે પણુ તેના માહાત્મ્યમાં ઘણો વધારો કરી મૂકે છે.

મહાત્માઓના ગ્રંથદેહોની ઉપકારકતામાં અસામાન્ય ઉમેરો કરનારો અને સર્વથી વધારે અગત્યનો મુદ્દો તો વળી એ છે કે તે દેહને એકમાંથી અનેક રૂપે બનાવવાની કળા માનવજાતિને પ્રાપ્ત થએલી છે; અને છાપખાનાઓની શોધે તે કળામાં બહોળો સુધારો વધારો કરીને એ દેહોને અત્યંત સરલ અને સુલભ બનાવ્યા છે! હવા અને પ્રકાશ વગર પૈસે મળતાં હોવાથીજ કોઇ અજ્ઞાન મનુષ્યો તેને હલકાં સમજી

તેનો લાભ ન લે તો તેઓ પોતાનેજ નુકશાન કરે છે, તેમ સદ્‌ગ્રંથો સસ્તા મળવાથી જેઓ તેનું મહત્વ ઓછું સમજીને તેનો લાભ ન લે તેઓ પણ પોતાનેજ નુકશાન કરે છે.

વળી મહાત્માઓના ચારિત્ર–મહિમાને પ્રસિદ્ધ કરીને તેમની સ્થૂળ પ્રતિમાઓ તરફ પૂજ્યભાવ ઉપજાવવામાં પણ સાહિત્યરૂપ સાધનજ વધારે કારગત થઇ પડે છે. રામકૃષ્ણાદિ અવતારી પુરૂષોની પ્રતિમાઓ તરફનો સદ્‌ભાવ રામાયણ ભારતાદિ ગ્રંથોએજ જાળવી રાખ્યો છે. શ્રીકૃષ્ણ ભગવાનને અવતાર કે મહાન પુરૂષ કે કોઇ પણ તરીકે ઓળખનારા તેમજ છેક નહિ ઓળખનારા એવા લક્ષાવધિ મનુષ્યો ઉપર તેમના અનેકવિધ અનુપમ માહાત્મ્યની જે સુંદર છાપ હાલના જમાનાની રીતે લખાયલા બંકિમકૃત કૃષ્ણચરિત્રે પાડી છે, તે આ બાબતના તાજા દાખલારૂપ ગણાય.

મહાત્માઓના જીવન્ત દેહોની અસર અનેકગણી હોવા છતાં આ વાત પણ તેટલીજ સત્ય છે કે જગતને તો તેમના ગ્રંથરૂપી ચિરંજીવ દેહો યાને શાબ્દિક પ્રતિમાઓજ વધારે કામ લાગી છે. વેદ, ઉપનિષદ્‌, ગીતા, દર્શન શાસ્ત્ર, બાયબલ, કુરાન અને અવસ્તા ઇ૦ મહાન ગ્રંથોને રચનારા દિવ્યાત્માઓના જીવન કવનનો લાભ તેમનાં જીવંત સ્થૂલ શરીરોદ્વારા જગતમાં જેટલા મનુષ્યોને અને જેટલો સમય મળી શક્યો હશે, તેના કરતાં તેમના ગ્રંથદેહોદ્વારા સેંકડોગણો સમય સુધી તથા લાખોગણાં મનુષ્યોને મળ્યો છે અને મળતો રહેશે.

સમય અને ઉપયોગની બાબતમાં પણ જનસહવાસની અપેક્ષાએ ગ્રંથસેવનમાં સેંકડોગણી અનુકૂળતા સ્પષ્ટજ છે. રાત્રે કે દિવસે, ખાસ અવકાશે કે કામધંધાની વચ્ચે મળી જતા અવકાશે, નિયમિતપણે કે અનિયમિતપણે જ્યારે પણ તેમાં ચિત્ત પરોવવામાં આવે ત્યારે તેનું દિવ્ય ગાન હૃદયમાં રેડાવું શરૂ થઇ જવાનુંજ. આ ગાનથી સમયનો

સદુપયોગ તથા સત્સંસ્કારોની વૃદ્ધિ મેળવવા ઉપરાંત આશ્વાસન, આનંદ, ઉત્સાહ અને ઉપદેશની અમૃતવર્ષામાં હૃદયને જેટલું પણ નવરાવવું અને તરબોળ કરવું હોય તેટલું કરી લ્યો !

કેટલાક એવું સમજનારા પણ પડ્યા છે કે 'પુસ્તકો વાંચવાં સાંભળવાં એ તો નવરાઓનુંજ કામ !' પરન્તુ ખરૂં જોતાં તો નવરાઓ અને ત્યાગીઓ કરતાં પ્રવૃત્તિમય જીવન ગાળનારાઓનેજ તેના સેવનની જરૂર વધારે છે. શ્રેષ્ઠજનો અને સ્થળોનો સહવાસ કરવાનું તેમજ એકાંતસેવન અને અભ્યાસ ઇ૦ અધિક ઉપકારક સાધનો સેવવાનું નવરાશવાળાઓમાટે વધારે શક્ય હોવાથી તેઓ તો ગ્રંથો વિના પણ ચલવી શકે.

મનુષ્ય પ્રાણીને માટે શેર અન્ન બસ છે; પરન્તુ એક વાર પેટ ભરીને જમી લેવાથી કાંઇ જીંદગી સુધીની તૃપ્તિ મળતી નથી, અને શરીરના ચાલુ ઘસારાને પુરવા માટે રોજ રોજ વખત થયો કે ક્ષુધા દેવીને આહુતિ આપવીજ પડે છે; તેમ હાલના પ્રવૃત્તિપ્રધાન જીવન–વ્યવહારમાં અનેકવિધ પ્રયાસ, સહવાસ અને વિક્ષેપાદિને પરિણામે માનવ–હૃદય ઉપર જે બોજો અને ઘસારો પહોંચે છે, તથા જે નિકૃષ્ટ કચરો જામે છે, તેને નિવૃત્ત કરવા માટે તથા સત્સંસ્કારોની વૃદ્ધિ કરવા માટે સત્સંગ રૂપી માનસિક ખોરાક પણ લીધાજ કરવો જોઇએ. પ્રવૃત્તિપરાયણ મનુષ્યોને એવા ઘસારા વગેરેનો સંભવ વધુ હોવાથી તેમણે તો ગમે તે પ્રકારે પણ દરરોજ થોડો ઘણો સમય સજ્જન-સંગમાં અથવા તો ગ્રંથસેવનમાં ગાળવોજ જોઇએ.

સત્સંગનું–એટલે કે સજ્જનોનું અને સદ્ગ્રંથોનું યોગ્ય સેવન થઇ શકે તો ઉપલા લાભો ઉપરાંત હૃદયબળ, તુલનાશક્તિ અને નિર્ણયશક્તિ પણ ખીલે છે. વળી થયેલા નિર્ણયને દૃઢ કરાવી આચારમાં મૂકાવવામાં પણ વાંચન–મનન ઓછું સહાયક થતું નથી. જ્ઞાન–ચારિત્રસંપન્ન

અસામાન્ય પુરૂષોના હૃદયને પણ તે ગમ્ય અગમ્ય ઉચ્ચ અવસ્થાઓના અવગાહન તરફ આકર્ષતું રહે છે. ઉચ્ચ કક્ષાના વાચકો, ભકતો, અને તત્વના નિશ્ચયવાળા મહાત્માઓનાં અંતઃકરણ આવી રીતે વાચનશ્રવણ માત્રથી પણ વખતો વખત ઉચ્ચ અવસ્થામાં આવી જવાના બનાવો તેવા દિવ્યાત્માઓના સહવાસીઓએ અનેકવાર જોયા જાણ્યા હોય છે. પ્રભુના મહિમાને લગતા કથન કે શ્રવણથી ભગવાન રામકૃષ્ણ પરમહંસને ભાવસમાધિ થઇ જતી.* સ્વામી રામતીર્થમાં પણ કોઈ કોઇ વાર તેને મળતો પ્રકાર જણાઇ આવતો.

ઉપર જણાવ્યું તેમ જ્ઞાનીઓ અને ભકતોમાટે જેમ જ્ઞાન અને ભક્તિનું પારમાર્થિક સાહિત્ય આનંદ અને ઉન્નતિપ્રદ નીવડે છે, તેમ વ્યવહારની ઇચ્છા અથવા પરાયણતાવાળાઓને માટે વ્યાવહારિક સાહિત્ય પણ તે તે વિષયની સિદ્ધિમાં તેટલુંજ ઉપકારક થઈ પડે છે.

ગ્રંથસેવનના પ્રતાપે સેવકને પોતાને જે લાભ થયો છે તેનું તે વર્ણન કરી શકે તેમ નથી. વળી ગ્રંથસહવાસના લાભવિષે માત્ર આ સંસ્થાના વાચકોને પૂછવામાં આવે તો તેટલામાંથી પણ ખાસ લાભ થયાના સેંકડો અને કંઇ ને કંઇ લાભ થયાના હજારો દાખલા જણાઇ આવે એમાં સંશય નથી.

આ પ્રમાણે સદ્ગ્રંથોના વાંચન-શ્રવણ-મનનમાં મનુષ્યોને સત્‌ સંસ્કારોથી પોષીને સન્માર્ગે દોરવાની જે સ્વાભાવિક અસર રહેલી છે, તે વાત હવે દલીલોથી સાબીત કરવા જેવી સંશયગ્રસ્ત નથી; પરન્તુ જગતના અસંખ્યાત મનુષ્યોના જાતિ-અનુભવથી સિદ્ધ થઇ ચૂકેલી

* વિવિધ ગ્રંથમાળાના હવે પછીના પુસ્તકમાં એજ મહાપુરૂષનું કથામૃત આવનારૂં હોઇને તેમાં ઉપર જણાવ્યા જેવી સમાધિના અનેક પ્રસંગોનાં વર્ણન સમાયલાં જણાશે.

છે. જગતમાં કોટ્યાવધિ પાઠકો આ અગાધ સાહિત્યસાગરમાં પોત-પોતાને ઇષ્ટ ભાસે તે તે વિષય–વિભાગોમાં વિચરીને પોતપોતાને મન-ગમતા ગ્રંથ–પારસોસાથે પોતપોતાનાં હૃદયોને ઘસી સદ્દગુણ–સુવર્ણમય બનાવતા થકા નિત્યના જીવનસંગ્રામનો થાક ઉતારીને મનોરંજકતાની મોજ અને જ્ઞાનસમીરનો યથેચ્છ આનંદ લૂંટતા હોય છે.

હકીકત આ પ્રમાણે હોવા છતાં અને હિંદ જેવા દુર્દશાવશ દેશનેમાટે તો અન્ય શિક્ષિત અને ધનવાન દેશો કરતાં પણ સારા વાંચનની જરૂર ઘણી વધારે હોવા છતાં, દિલગીરીની વાત એજ કે હજી આપણા લોકોમાં લખી વાંચી જાણનારાઓની સંખ્યાના પ્રમા-ણમાં વાચનનો શોખ બહુજ ઓછો છે.

હવે આ વિષયમાં અત્ર તરફથી વિશેષ નહિ લખતાં કેટલાક પ્રાચીન અર્વાચીન સદ્દગ્રંથોના ઉતારાઓજ અપાશે. વિવિધ તથા ચરિત્રમાળાનાં પૂઠાં પર આમાંનો થોડોક ભાગ અપાયલો છતાં તેવી પુષ્કળ વિગતોના એકત્ર સંગ્રહરૂપ આ પ્રકરણ વધારે ઉપયોગી જણાશે. આશા છે કે દરેક વાંચક બંધુ આ પ્રકરણ પોતાની આસપાસના બને તેટલા વધારે મનુષ્યોમાં વંચાય તેમ કરીને તેમની રૂચિ સારા વાંચન તરફ જગાડવા માટે પોતાથી બનતો યત્ન કરશે. આ પરોપકાર સહજે બને તેવો છતાં કેટલો અગત્યનો છે તે સુજ્ઞ વાચકોને સૂચવવું પડે તેમ નથી.

જનસમાજમાં હજી આ શોખ ન જાગ્યો હોય ત્યાં જાગ્રત થાય અને જાગ્યો હોય ત્યાં દ્રઢ અને વિસ્તૃત થાય તેટલા માટેજ મુખ્યત્વે આ પ્રકરણની યોજના હોવા છતાં આશા છે કે વાંચનના સેવન અને સસ્તાપણાના લાભો વિષે કાંઇ મતભેદ કે ભૂલભેદ હશે તે પણ તેના વાંચનથી નિવૃત્ત થશે.

" ब्रह्म सत्यं जगन्मिथ्या जीवो ब्रह्मैव नापरः "

એ શ્લોકાર્થથી શ્રેષ્ઠ જિજ્ઞાસુને સર્વ સારાંશ બોધનાર વેદાંત પણ સામાન્ય અધિકારી માટે "ગ્રંથસહવાસ"ની ઉપકારકતા યોગવાસિષ્ઠમાં નીચે પ્રમાણે ગાય છે. આ બોધન જો કે તે આધ્યાત્મિક ગ્રંથના સંબંધમાંજ છે; પરંતુ તે ઉપરથી અન્યવિષયક સદ્ગ્રંથોની ઉપકારકતા પણ તેના તેના અધિકારીઓમાટે સ્પષ્ટ થાય છે.

दीपे यथा विनिद्रस्य ज्वलिते सम्प्रवर्तते ॥
आलोकोऽनिच्छयाप्येवं निर्वाणमनया भवेत् ॥ ७ ॥

स्वयं ज्ञाता श्रुता वापि भ्रान्तिशान्त्यैकसौख्यदा ॥
आप्रेक्ष्य वर्णिता सद्यो यथा स्वर्गतरंगिणी ॥ ८ ॥

यथा रज्ज्वामहिभ्रान्तिर्विनश्यत्यवलोकनात् ॥
तथैतत्प्रेक्षणाच्छान्तिमेति संसारदुःखितः ॥ ९ ॥

लोभमोहादयो दोषास्तानवं यान्त्यलं शनैः ॥
धियो दिशः समासन्नशरदो मिहिका यथा ॥ १० ॥

मनः प्रसादमायाति शरदीव महत्सरः ॥
परं साम्यमुपादत्ते निर्मन्दर इवार्णवः ॥ १२ ॥

सा जीवन्मुक्तता तस्य शनैः परिणतिं गता ॥
शान्ताशेषविशेषस्य भवत्यविषयो गिराम् ॥ १९ ॥

सर्वार्थशीतला शुद्धा परमालोकदास्यधीः ॥
परं प्रकाशमायाति ज्योत्स्नेव शरदैन्दवी ॥ २० ॥

शाम्यन्ति शुद्धिमायान्ति सौम्यास्तिष्ठन्ति सून्नते ॥

अचंचले जले तृष्णाः शरदीवाभ्रमालिकाः ॥ २२ ॥
यत्किंचनकरी क्रूरा ग्राम्यता विनिवर्तते ॥
दीनानना पिशाचानां लीलेव दिवसागमे ॥ २३ ॥
यस्मिञ्छ्रुते मते ज्ञाते तपोध्यानजपादिकम् ॥
मोक्षप्राप्तौ नरस्येह न किंचिदुपयुज्यते ॥ ३५ ॥
एतच्छास्त्रघनाभ्यासात् पौनःपुन्येन वीक्षणात् ॥
पाण्डित्यं स्यादपूर्वं हि चित्तसंस्कारपूर्वकम् ॥ ३६ ॥
अहं जगदिति प्रौढो दृष्टृदृश्यपिशाचकः ॥
पिशाचोर्कोदयेनेव स्वयं श्याम्यत्ययत्नतः ॥ ३७ ॥

## ઉપલા શ્લોકોનો અનુવાદ નીચે પ્રમાણે છે.

જેમ, જાગેલા માણસની આગળ દીવો બળતો હોય તો તેની ઇચ્છા વિના પણ પ્રકાશ થાય છે; તેમ આ ગ્રંથનો અભ્યાસ કરનારને તેની ઇચ્છા વિના પણ મુક્તિ પ્રાપ્ત થાય છે, ૭

આ સંહિતા પોતાની મેળેજ અભ્યાસ કરીને જાણી હોય અથવા બીજાથી સાંભળી હોય તો ગંગાજીની પેઠે તરતજ સઘળા તાપોની શાંતિ કરીને પરમ સુખ આપે છે. ૮

જેમ રજ્જુ( દોરડી )નું અવલોકન કરવાથી તેમાં થએલી સર્પની ભ્રાન્તિ ટળી જાય છે, તેમ આ સંહિતાના અવલોકનથી સંસારનાં દુઃખો ટળી જાય છે. ૯

જેમ શરદૃઋતુ પ્રાપ્ત થતાં દિશાઓનાં મલિનપણાં ધીરે ધીરે સારી પેઠે ઓછાં થવા લાગે છે તેમ આ ગ્રંથનો વિચાર પ્રાપ્ત થતાં બુદ્ધિનો લોભ તથા મોહ આદિ દોષો ધીરે ધીરે સારી પેઠે ઓછા થવા લાગે છે. ૧૦

જેમ શરદ્ઋતુમાં મોટું તળાવ સ્વચ્છ થાય છે તેમ આ ગ્રંથના અભ્યાસથી મન સ્વચ્છ થાય છે, અને જેમ મંદરાચળ નીકળી ગયા પછી સમુદ્ર અત્યંત સ્થિર થઇ ગયો હતો, તેમ અત્યંત સ્થિર થઇ જાય છે. ૧૨

સઘળી કલ્પનાઓ શાંત થતાં ધીરે ધીરે પરિપાકને પામેલું, આ ગ્રંથને વિચારનારનું જીવન્મુક્તપણું એવું થાય છે કે જેનું વર્ણન કરી શકાતું નથી. ૧૯

સઘળી રીતે શીતળતાવાળી, શુદ્ધ અને ઉત્તમ પ્રકાશ આપનારી એ પુરુષની બુદ્ધિ શરદ્ઋતુની ચાંદનીની પેઠે અત્યંત ખીલી નીકળે છે. ૨૦

જેમ શરદ્ઋતુમાં જળની તૃષ્ણા વગરનાં વાદળાંઓ શાંત થાય છે, શુદ્ધ થાય છે, અને કદી પણ ચલાયમાન ન થાય એવા ઉંચા પર્વતમાં સ્થિતિ કરે છે; તેમ આ ગ્રંથના વિચારથી જડ પદાર્થોની તૃષ્ણા વગરના સૌમ્ય પુરુષો શાંત થાય છે, શુદ્ધ થાય છે, અને કદી પણ ચલાયમાન ન થાય એવા ઉંચા બ્રહ્મતત્વમાં સ્થિતિ કરે છે. ૨૨

જેમ ગમે તેવા ચાળાવાળી, ક્રૂર અને મુખને દીન કરનારી પિશાચોની લીલા, દિવસ ઉગે ત્યારે બંધ પડી જાય છે; તેમ ગમે તેવા ચાળાવાળી અને મુખને દીન કરનારી પામરતા આ ગ્રંથનો અભ્યાસ થાય ત્યારે બંધ પડી જાય છે. ૨૩

આ ગ્રંથ સાંભળવામાં, વિચારવામાં અને સમજવામાં આવે તો માણસને મોક્ષની પ્રાપ્તિમાં તપની, ધ્યાનની કે જપ આદિની કંઇ પણ અપેક્ષા રહેતી નથી. ૩૫.

આ શાસ્ત્રના દૃઢ અભ્યાસથી અને વારંવાર અવલોકનથી ચિત્તના સંસ્કારપૂર્વક અપૂર્વ પાંડિત્ય પ્રાપ્ત થાય છે. ૩૬

જેમ સૂર્યનો ઉદય થતાં યત્ન વગરજ પિશાચ પોતાની મેળે શાંત થાય છે, તેમ આ ગ્રંથનો અભ્યાસ થતાં 'હું અને જગત્' એવા પ્રકારનો દૃષ્ટા તથા દૃશ્યરૂપી પ્રબળ પિશાચ યત્ન વગર પોતાની મેળેજ શાંત થાય છે. ૩૭

—યોગવાસિષ્ઠ–મુમુક્ષુ પ્રકરણ સર્ગ ૧૮ માંથી.

× × × ×

" મહાત્માઓ મરતાજ નથી, એમનાં પુસ્તકોમાં એમનો આત્મા નિરંતર વિચરે છે. વ્યાસ, મનુ, યાજ્ઞવલ્ક્ય, શંકર, કાલિદાસ, ભવભૂતિ, અદ્યાપિ જીવતાજ છે. "

× × × ×

" આવા મહાત્માઓની મંડલીમાં ગરીબ અને દીનમાં દીન માણસ પણ પુરોભાગિતા રૂપ દોષને પાત્ર થયા વિના, સહજે દાખલ થઇ શકે છે, જેને જેને વાચનશક્તિ છે, તે સર્વ એ મંડળના ગુણાગારમાં દાખલ થાય છે. તમારે પ્રેમનો પ્રભાવ સમજી અસ્ખલિત વ્યવહાર માર્ગમાં વિચરતાં મોક્ષ પામવો છે ? વાલ્મીકિ તમને તે બતાવશે. તમારે શૃંગારામૃત પાન કરવું છે ? કાલિદાસ અને ભવભૂતિ તમને તેમાં રસબસ કરશે. પરમ અભેદ અનુભવી જીવિતનું સાર્થક્ય કરવું છે ? યાજ્ઞવલ્ક્ય, શંકર આદિ તમને તે બતાવશે. "

× × × ×

" માણસજ માણસના મનને આકર્ષે છે. માનુષ જીવિતના સંબંધનું જે કાંઇ હોય, મનુષ્યના જે જે અનુભવ, આનંદ, શોક, પરાક્રમ, ઇત્યાદિના પ્રસંગ હોય, તે ઉપરજ માણસનું મન બીજા કરતાં વધારે ખેંચાય છે. તેને તેમાંજ કાંઇક વિશેષ રમુજ પડે છે. એમ પ્રત્યેક માણસ થોડે ઘણે અંશે બીજાં માણસમાં મન રાખે છે. એટલે જેમ જેના મનનો વધારે પુસ્તકો દ્વારા વધારે માનુષ અનુભવના

પ્રસંગમાં પ્રચાર, અને તેથી વધારે મનુષ્યો સાથે તેના મનનો સંબંધ, તેમ તેના હૃદયની વધતી ઉદારતા, અને વધતો દયાભાવ, પ્રેમભાવ."

× × × ×

"એજ કારણથી જીવન ચરિત્રો વાંચવા ઉપર માણસને વધારે પ્રીતિ રહે છે. વાર્તા અને કથાની ચોપડીઓનાં આટલાં બધાં ઘરાક થાય છે તેનું કારણ પણ એજ છે. વાર્તાઓ તે કલ્પિત જીવન ચરિત છે. પ્રત્યક્ષ જીવનચરિતરૂપ નાટકો જોવામાં મનુષ્યોને જે આનંદ અને આકર્ષણ થાય છે, તે પણ આજ કારણથી."

\+ + + +

" જો યોગ્ય પુસ્તક યોગ્ય વાચકના હાથમાં ગયું તો કોઇ અલૌકિક ચમત્કાર એની મેળે પ્રકટ થઇ આવે છે. પુસ્તક ગતવિષયનું વાચકના હૃદયગત ગુપ્ત રસ, આવેશ કે ચાતુર્ય સાથે ઐક્ય થતાંજ, હૃદયગત ભંડારનું આવરણ તુટી જાય છે; અને અંદરનો ખજાનો એવો ઝળકી ઉઠે છે કે તેના માલિકને તેમ આખા જગતને આનંદ આપે છે. બુદ્ધિમાન્ માણસોને આવા અનુભવ પ્રતિક્ષણ થાય છે; ને હું નથી ધારતો કે કોઇ લેખક અથવા વિદ્વાનને પોતાના મનમાં કોઇ નવીન ગ્રંથનો કે નવીન તર્કનો સાકાર સંકલ્પ એકાદ તદનુરૂપ ગ્રંથ વાંચતાંજ ઉઠયો એવો અનુભવ ન હોય."

\+ + + +

" પુસ્તકની સોબતમાં જે અનંત લાભ છે, તેમના ચરણનો આશ્રય કરવાથી જે અગ્ર્ય એટલે ઉત્તમોત્તમ અને અમોઘ એટલે સિદ્ધ જ્ઞાન, વિવેક અને ચાતુર્ય પેદા થાય છે તે બધું તો એક બાજુ રહ્યું, પણ બીજા સહવાસો કરતાં પુસ્તકને અમથાં ઉથલાવી જવા જેટલો પણ પુસ્તકનો સહવાસ લાભકારી છે. બે અક્ષર આવડે તે તો પડયા જડે, પણ ઉલટું નઠારા વિચારમાંથી કે નઠારી સોબત-

માંથી ઉગરાય એ મહા લાભ છે. સમય નકામો, કે ભારે લાગે નહિ, અને ગમ્મત સાથે જ્ઞાનનો લાભ થાય."

+ + + +

"વિચાર વિચાર વચ્ચે જે આકર્ષણ છે તે વિચાર અને કાર્ય વચ્ચેના આકર્ષણ કરતાં વધારે મજબુત, સારૂપ્યવાળું, અને એકત્વરૂપ છે. જ્યોતથી જ્યોત પ્રકટે છે, તેમ વિચારથી વિચાર ખેંચાય છે."

+ + + +

"ઉત્તમ લેખકોના વિચારોનો નિરંતર સહવાસ રાખી તે પ્રમાણે વર્તન રાખવા યત્નવાન થવાથી ચારિત્ર ઘણું ઉન્નત, રસમય, તત્વમય, અને વિનીત નિપજે છે, એ વાત ઉપર સર્વદા લક્ષ રાખવું આવશ્યક છે."[1]

+ + + +

"સર ફિલિપ સિડની કહે છે કે, 'જે માણસો ઉમદા વિચારોની સોબતમાં રહે છે, તેઓ કદી પણ એકલા છે, એમ સમજવું નહિ.' રૂડા અને સત્ય વિચારો મોહમાયા અને લાલચના સમયમાં દયાના દૂત થઇ પડે છે, અને તેઓ આપણા આત્માને પવિત્ર રાખીને તેનું સંરક્ષણ કરે છે. વળી એવા વિચારોમાંજ કર્મ-બીજ પણ સંગુપ્ત રહેલાં હોય છે, કેમકે સારાં વચન પ્રાયશઃ રૂડાં કૃત્ય કરવાને આપણને હમેશાં પ્રેરે છે."

× × × ×

"પુસ્તકોમાં કાંઇ અમરત્વનો અંશ રહેલો હોય છે. મનુષ્ય-પ્રયત્નનાં અતિ સ્થાયીકાર્યોમાં પુસ્તકો વિશેષ સ્થાયી છે. કાળે કરીને દેરાં તથા દેવળનાં ખંડીએર થઇ જાય છે; તસ્વીરો અને બાવલાં

---

૧ અહીં સુધીના ઉતારા સ્વ. મ. ન. દ્વિવેદીએ સ્માઈલ્સના ગ્રંથના અનુકરણરૂપે રચેલા "ચારિત્ર" ગ્રંથમાંથી છે.

નાશ પામી જાય છે; પણ પુસ્તકો જીવતાં રહે છે. મહાન વિચારો કાળના ચારામાં આવતા નથી; તેઓ સેંકડો વર્ષ ઉપર તેમના ઉત્પન્ન કર્ત્તાના મગજની બહાર પુસ્તકનાં પાના ઉપર કોરાયા, તે વેળાએ તે જેવા તાજા હતા, તેવાજ તેઓ આજ તાજા છે. ગત કાળમાં તે પુરૂષોએ જે કહ્યું અને વિચાર્યું, તે આજ પણ છાપેલાં પૃષ્ઠ ઉપરથી તેવાજ તેજે પ્રકાશે છે. કાળની અસર માત્ર એટલીજ થાય છે કે, જે વિનાશકારક, ખરાબ કૃતિઓ (પુસ્તકો) હોય છે તે કાળની ચાળણી અને સુપડાંમાંથી ચળાઇને ઝડકાઇ જાય છે, કારણ કે સાહિત્ય-શાસ્ત્રમાં જે ખરે ખરૂં સારૂંજ હોય, તે વિના બીજું કાંઇ લાંબું આયુષ્ય ભોગવવા પામતું નથી. ”

× × × ×

“ પુસ્તકો આપણને સરસમાં સરસ પુરૂષોની મુલાકાત કરાવે છે. આ જગત ઉપર જે જે મહાત્માઓ થઈ ગયા છે, તેમની હજુરમાં એ પુસ્તકોના પ્રતાપવડે આપણે દાખલ થઇ શકીએ છીએ. તેમણે જે જે કહ્યું અને કર્યું હોય, તે સર્વે આપણે સાંભળીએ છીએ. જાણે તેઓ ખરેખાત જીવતા હોય, તેવી રીતે આપણે તેમને નજરેનજર જોઇએ છીએ; આપણે તેમના વિચારોના હિસ્સેદાર થઇએ છીએ; આપણે તેમની સાથે સહૃદય થઇએ છીએ; તેમની સાથે નાનાવિધ ભોગ ભોગવીએ છીએ; અને વળી તેમની સાથે શોકસંતાપમાં ઝુરીએ છીએ. તેમનો અનુભવ તે આપણો અનુભવ થાય છે, અને તેઓ જે બનાવો વખતે હાજર હોઇને તેમનું વર્ણન કરે છે, તે વેળાએ આપણે જાણે કાંઇક દરજ્જે તેમની સાથે કાર્યમાં ભાગ લેતા હોઇએ એમ આપણા મનમાં લાગે છે.

× × × ×

“ પુસ્તક એક જીવતો નાદ છે. પુસ્તક એ એક બુદ્ધિ-ચારિત્ર છે. તે જે કોઇ કાન દે, તેનાથી સંભળાય છે; અને તેથીજ આપણે

પ્રાચીન કાળના મહાત્માઓની સત્તામાં સદાકાળ વશવર્તી રહીએ છીએ."

× × × ×

"ગમતને માટે, જ્ઞાનને માટે, દિલાસાને માટે,–હર્ષમાં અને શોકમાં, સુખમાં અને દુઃખમાં આપણે હમેશાં પુસ્તકો ભણી દ્રષ્ટિ ફેરવીએ છીએ, અને તેમાં જે જે મહાત્માઓનાં ચૈતન્ય અને વિચાર–જીવન સંસ્કારાએલાં છે, તે ઉપર આપણું મન–મગજ અને નજર ઠરે છે."

× × × ×

"વાંસાની કરોડની તીવ્ર વેદનામાં રોબર્ટ હોલ પીડાતો હતો, તેવામાં તે દુઃખનું વિસ્મરણ અને સાંત્વન કરવાને તે ડાંટે વાંચતો. સિડની સ્મિથ પોતાની બુઝર્ગીમાં સુખ શાંતિ અને દિલાસો મેળવવાને એજ કવિનું કાવ્ય વાંચતો. સ્પાઇનોઝાનું નીતિશાસ્ત્ર એ ગેટેનો વહાલો ગ્રંથ હતો. એ ઉપરથી એના મનનું લક્ષણ પણ સમજી શકાય છે. ગેટે કહેતો કે એ ગ્રંથમાંથી મને જે સુખશાંતિ મળ્યાં છે, તેવાં બીજી કોઈ પણ ચોપડીમાંથી મળ્યાં નથી."

× × × ×

"અંગ્રેજી ધર્માસન ઉપર જે મહાન આચાર્યો વિરાજી ગયા છે, તેમાંનો જોન શાર્પ નામનો એક મહાપંડિત અને ઉત્તમ આચાર્ય જણાવે છે કે, "શેકસ્પીયર અને બાઇબલ એ બે પુસ્તકોના પ્રતાપે મને યોર્કના ધર્માધ્યક્ષની પદવી પ્રાપ્ત થઇ છે."

× × × ×

"વેસ્લીનુ પોતાનુંજ જીવન ઘણાએ વિચારશીલ વાંચનારાઓને વહાલું થઇ પડયું છે. સાઉથી કૃત વેસ્લીના જીવન ચરિત્રની પ્રસ્તાવનામાં કોલરિજ્જ કહે છે કે હું જેવામાં ફાટાં તુટાં પુસ્તકોની પલટણમાં મચ્યો રહેતો તેવામાં બીજી કોઇ પણ ચોપડી કરતાં મને વેસ્લીનું

જીવન વાંચવું બહુ ગમતું; વળી તે જણાવે છે કે, જ્યારે જ્યારે મંદવાડ કે સુસ્તી મારા અંગમાં ભરાતાં અને એકાદા જુનો દોસ્ત કે જેનો મને કદી કંટાળો ન આવે તેવાની સોબત ખોળવાની મને જરૂર પડતી, ત્યારે એ પુસ્તક અને રિચર્ડ બાકસ્ટરનું જીવન હું હાથમાં લેતો. વેસ્લીના જીવન-ચરિત્રના પ્રતાપથી મારા કેટલા બધા કલાક આત્મ-વિસ્મરણમાં-અહં-મમત્વના લયમાં હું કાઢી શક્યો છું; અને તે ગ્રંથ-જોડે મેં કેવી કેવી દલીલો કરી છે, તેને કેવા કેવા સવાલો પૂછ્યા છે, તેની સાથે કેવી કેવી તકરારો કરી છે; તેની સાથે વખતે કેવો ખીજાતો; વળી તેની માફ઼ પણ માગતો; પછી વળી તેને કાન દઇને હું સાંભળતો અને પોકારી ઉઠતો કે,–' ખરૂં ભાઈ ખરૂં, વાહ, કેવું ઉત્તમ;' વળી જ્યારે વિશેષ સુસ્તી કે આપદનો વખત આવી પડે ત્યારે હું તેને કરગરીને કહેતો કે, તું મારી સાથે વાતો કર્યા કર; કારણ કે હું કાન અને ધ્યાન દેતો, એટલે તેનો અવાજ હું સાભળી શકતો; અને જો કે મારાથી તો જવાબ દેવાતો નહિ, પણ તેથી મારા મનને દિલાસો મળતો."

\+ + + +

" ફ્રેડરિકની એક એવી કહેવત હતી કે, ' પુસ્તકો સાચા સુખનાં કંઈ જેવાં તેવાં સાધનો નથી.' તેની જઇફીમાં તે બોલતો કે, ' મારી છેલ્લામાં છેલ્લી-આખરની ધૂન અક્ષર-શાસ્ત્રી અથવા સાહિત્ય-શાસ્ત્રીને માટે રહી છે."

\+ + + +

"નેપોલિયનનું વાંચન-ક્ષેત્ર ઘણું વિશાળ હતું. તેણે હોમર, વર્જીલ અને ટાસો વાંચ્યા હતા; સઘળા દેશની નવલકથાઓ; સઘળા કાળના ઇતિહાસો; ગણિતશાસ્ત્ર, ન્યાયશાસ્ત્ર, અને ઇશ્વર-શાસ્ત્ર એ સઘળું તેણે જોયું હતું. વૉલ્ટેરના લખાણને તે ' ખાલી

ચણ્યો અને વાગે ઘણો," 'ઢમ ઢોલ અને માંહિ પોલ' એમ કહીને ધિક્કારતો. પણ હોમર અને ઓસિયનનાં વખાણ કરતાં તે કદી થાકતો નહિ."

\+ + + +

"ડયુક ઓફ વેલિંગ્ટન પણ ઝબરદસ્ત વાંચનાર હતો. તેનાં વહાલાં પુસ્તકો કલારેંડન, ધર્માધ્યક્ષ બટલર, સ્મિથનું પ્રજા-દ્રવ્ય, હ્યુમ, આર્ચડયૂક ચાર્લ્સ, લેસ્લી અને બાઈબલ હતાં. વળી તેને ફ્રેંચ તથા અંગ્રેજી જીવન-ઇતિહાસો ઉપર-તેમાં પણ વળી સવિશેષ સઘળી જાતનાં 'લોકોપયોગી જીવન-ચરિત્રો' ઉપર ભારે ભાવ હતો, મી. ગ્લીગ કહે છે કે, જ્યારે ડયૂક વોમેરમાં હતો, ત્યારે બાઇબલ, પ્રાર્થના-પોથી, ટેઇલરનું 'પાક-જીવન; પાક-મરણ' અને સીઝરની યુદ્ધ-ટીકાઓ, તેની પાસે હતાં. એ ગ્રંથોમાં તેણે જે જે નિશાનીઓ અને ચિહ્ન કરી મૂક્યાં હતાં, તે ઉપરથી તેણે તે કેટલાં વાપર્યા હશે, તેનો વિચાર કરતાં જણાય છે કે તેણે તે ઘણીવાર વાંચ્યાં અને વિચાર્યા હશે."

\+ + + +

"કોલરિજ કહે છે કે, બોલ્સનાં કાવ્ય-પુસ્તકોએ મારું મન ઘડવામાં ભારે અસર કરી છે. તે કહે છે કે, 'ગત-કાળની કૃતિઓ જુવાન માણસોને બીજીજ જાતના માણસોની કૃતિઓ હોય, એમ લાગે છે; પણ વર્તમાન કાળનાં પુસ્તકો તો તેને એવી તો સત્યવસ્તુ ભાસે છે કે; એક માણસને જેમ બીજા માણસ સાથે પ્રીતિ બંધાય છે, તેમ તેની સાથે તેને સાચી મિત્રતા સ્ફુરે છે. તેની સ્તુતિરૂપી પવન-લહેરથી આપણા આશા-અગ્નિને વા લાગવાથી તે સળગે છે. એવાં કાવ્યો જાણે માંસ-રુધિરવાળું સ્થૂલ શરીર ધારણ કરે છે."

\+ + + +

"અમુક ગ્રંથોના વાંચનથી અમુક પ્રકારના સાક્ષર ઉદ્યમ પાછળ મંડવાને માણસો જાગૃત થાય છે, એટલુંજ નહિ પણ દુનિયાદારીના ગંભીર કામકાજમાં અમુક ક્રિયા માર્ગ ઉપર પ્રવેશ કરવાને પણ તેઓ ઉશ્કેરાય છે."

× × ×

"ટોમસ હુડ કહે છે કે, નાની ઉમરમાં જેમને સંસાર સાગરમાં સહિસલામત લઇ જવાને માબાપનું ભોમીયા રૂપે સુખ નથી હોતું; તેમને અનીતિ કે બદફેલીના ખાડામાં ડૂબવાનો સંભવ બહુ હોય છે; તે ભયમાંથી વાંચન માટે મારૂં જે સ્વભાવિક વલણ હતું, અને બુદ્ધિના વિષયો પાછળ લાગવાની મારામાં જે મનોવૃત્તિ હતી, તેણે મને બચાવી લીધો. મારાં પુસ્તકોના પ્રભાવથી હું રમત ગમતના અખાડામાંથી, કૂતરાઓના શિકારના સહેલ સપાટામાંથી, તાડી દારૂના પીઠામાંથી અને ગાનતાનના દીવાનખાનામાંથી બચ્યો."

\+ × + +

"પુસ્તકો માણસની વૃદ્ધાવસ્થામાં જેમ ઉત્તમ પ્રકારના સોબતીઓ છે, તેમ તે યુવાવસ્થાના ઉત્તમ ઉત્તેજક પણ છે. જુવાન માણસના મન ઉપર જે પ્રથમ પુસ્તકની ઉંડી અસર થાય છે, તેથી તે જીંદગીમાં વારંવાર એક સ્મરણીય વસ્તુ થઈ પડે છે. તે તેના જુવાન હૃદયને જાગૃત કરી દે છે, તેના ઉત્સાહને ઉશ્કેરે છે. અને અણુચિંતવ્યા રસ્તા ઉપર તેના પ્રયત્નોને લાવીને તેનાં આચરણ ઉપર તે સ્થાયી અસર કરે છે."*

"ફ્રેન્ટ્ ટનેલકૃત વિદ્યાશાસ્ત્રના પંડિતની સ્તુતિનું પુસ્તક બુસૂએ નાનપણમાં વાંચવાથી તેનું મન પ્રથમ અભ્યાસ કરવા તરફ વળ્યું!

* અહીં સુધીના ઉતારા સ્માઇલ્સના ગ્રંથ ઉપરથી અનુવાદિત "સદ્વર્તન"માંથી લીધેલા છે.

'અનેક સૃષ્ટિઓ' એ નામનો ફ્રોન્ ટનેલનો બીજો ગ્રંથ લાલાંડને અમુક ઉદ્યમ પસંદ કરવામાં સહાયક થઇ પડ્યો. એ પુસ્તકને લાલાંડે અધિપતિ તરીકે પ્રસિદ્ધ કર્યું, ત્યારે તેની પ્રસ્તાવનામાં તેણે લખ્યું છે કે "મારીસોળ વર્ષની વયમાં એ ગ્રંથ મારા વાંચવામાં આવતાં તેણે પ્રથમ વાંચનથીજ મારા મનમાં જે અસામાન્ય ચાંચલ્ય ઉત્પન્ન કર્યું છે, તે હજીની ઘડી સુધી જેમનું તેમ કાયમ રહ્યું છે, તેને માટે હું ખુશીની સાથે એ પુસ્તકનો આભાર માનું છું."

"તેવીજ રીતે લાસિપીડના પિતાના પુસ્તક સંગ્રહમાં બફન કૃત કુદરતી તવારીખ હતી, તે વાંચવાથી લાસિપીડનું કુદરતી તવારીખનો અભ્યાસ કરવા તરફ મન દોડ્યું, અને તે આખો ગ્રંથ લગભગ તેને મોઢે થઇ ગયો ત્યાં સુધી તેણે તે ફરી ફરી વાંચ્યાજ કર્યો. ગેટેના માનસિક ઉદ્ભવના અણીના સમય ઉપર ગોલ્ડસ્મિથનો "વિકાર ઑફ વેકફીલ્ડ" વાંચવાથી તેના મન ઉપર ઘણી અસર થઇ; અને તેનાથીજ તેને ઘણી ઉત્તમ કેળવણી મળી, એમ તે કહેતો."

× × × ×

"કીટસ જ્યારે છોકરો હતો, ત્યારે વાંચવાથી તે કદી ધરાતો નહિ; તે સત્તર વર્ષનો થયો તેવામાં એક વેળા ફેરી કવીનનું કાવ્ય તેના વાંચવામાં આવ્યું તેથી તેની દૈવી બુદ્ધિનો અગ્નિ તેનામાં પ્રથમ પ્રજ્વલિત થયો. એજ કાવ્યની એક પ્રત કાઉલી કવિએ પોતાની માના ઓરડાની બારીમાં પડેલી દીઠી, તે વાંચવાથી તેને સ્ફુરણ સત્તા મળી, અને તે જણાવે છે કે, એ ગ્રંથનું અધ્યયન કરવાથી અને તેનાં વખાણ મારા મનમાં વસવાથી હું કૂદી મટયો મહું નહિ, એમ કવિતા કરવાના રસ્તા ઉપર ચઢી ગયો."

× × × ×

"બેન્હામ બાળક હતો, તે વેળાએ ટેલીમાકસ વાંચવાથી તેના મન ઉપર કેવી અસાધારણ અસર થઇ હતી, તેનું વર્ણન કરત તે કહે છે કે, 'એક બીજું પુસ્તક મારા હાથમાં મૂકવામાં આવ્યું. હું પરીઓની વાતો વાંચતો હતો તેના કરતાં એ પુસ્તક અધિક ઉચ્ચ લક્ષણવાળું હતું. હું તે વખતે છ સાત વર્ષની ઉમ્મરનો હતો, છતાં મેં મારી કલ્પનામાં એ ધીરવીર પુરૂષ સાથે મારા પંડને એવો તો એકમેક કરી દીધો હતો તથા એ પુરૂષ મને સદ્‌ગુણના એવા સંપૂર્ણ નમૂના રૂપે ભાસ્યો હતો કે હું સંસારસાગરમાં પડીને ગમે તે ધંધામાં ગુંથાયો હઇશ ત્યારે પણ મારા મનને હું ઘડીએ પળે પૂછ્યા કરતો કે હું ટેલીમાકસ કેમ ન થાઉં! મારાથી ટેલીમાકસ કેમ ન થવાય? એ સ્વપ્ન તરંગજ મારા સઘળા સદ્‌વર્તનનું બીજ અથવા પાયો જાણવો; અહીંથીજ મારો જન્મકાળ અને જન્મભૂમિ જાણવાં; અહીંથીજ મારી જીંદગીની કારકીર્દીનો આરંભ થયો. પરહિતવાદી મૂળતત્વોના પુસ્તકનો ઉષઃકાળ મને એ ગ્રંથમાંથીજ થયો છે એમ હું માનું છું."

* * * *

બીજાનું અનુકરણ કરવાનો મનુષ્યનો આટલો બધો સ્વભાવ છે તો પછી નાનપણથીજ ઇતિહાસ, ચરિત્ર ઇ૦ના વાંચનનો જો તેને શોખ લાગેલો હોય તો તેવો મનુષ્ય એકાદ વિખ્યાત પુરૂષ નિવડે એમાં શું સંશય?

* * * *

"મહાન પંડિત ઇરાસ્મસનો તો એટલે સુધી મત હતો કે, માણસને લુગડાંલત્તાંની જેટલી જરૂર નથી, તેટલી પુસ્તકોની છે. તે પોતે પણ જરૂરનાં પુસ્તકો ખરીદી લેતાં સુધી લુગડાં લેવાનું મુલતવી રાખતો. તેને સિસરોનાં પુસ્તકો સૌથી વહાલાં હતાં, અને તે જ્યારે જ્યારે વાંચતો ત્યારે ત્યારે "હું વધારે સારો થયો છું," એમ તેને લાગતું."

"સેંટ ઑગસ્ટીન જે આવો લફંગો અને હાથથી છટકેલો રંડીબાજ હતો, તે પોતાની બદીની જીંદગીમાંથી બહાર નીકળ્યો અને શોધન તથા અધ્યયનની રાહ પકડી, અને તેથી તે આરંભકાળની ખ્રિસ્તી ધર્મસ્થાપનાનો સર્વોપરી પિતા થઇ પડયો, તેના વાંચવામાં સિસિરોનું હોટન્સ્યસ આવવાથી આમ શરૂઆત થઇ હતી."

"સર વિલિયમ જોન્સ વરસમાં એકવાર સિસિરોનાં તમામ પુસ્તકો વાંચી જતો; એનું જીવન ચરિત્ર લખનાર લખે છે કે, સિસિરોનું જીવન એક મહાન્ નમુના રૂપે પોતાના અનુકરણ અર્થે સર વિલિયમ જોન્સ સતત્ પોતાની સન્મુખજ રાખતો."

* * * *

"મનુષ્યને જે અનુભવ મળે છે તે વાંચવાના અથવા લખવાના સાધનદ્વારા તે બીજાઓને આપી શકે છે. પશુ આદિ પ્રાણીઓમાં તે સાધન નથી. એકાદ ઢોર એક માર્ગે જતાં પડયું તો તે પોતે ફરી તે માર્ગે જશે નહિ, પરંતુ બીજા ઢોરોને તે માર્ગે ન જવા વિષે ચેતવણી આપવાનું તેની પાસે સાધન નથી."

* * * *

"ઉપલી વાત ધ્યાનપર લેવાથી સમજાશે કે મનુષ્યને મળેલું સર્વ જ્ઞાન પોતાનાજ અનુભવથી મળેલું નથી, એમ સહજ લક્ષમાં આવશે. જગતમાં દરેક મનુષ્યે માત્ર પોતાનાજ અનુભવથી મેળવ્યું હોય એવું જ્ઞાન ઘણુંજ થોડું છે. બીજાઓના અનુભવને જાણી લેવાની બુદ્ધિ જો મનુષ્યમાં ન હોત, તો મનુષ્ય પણ પશુ જેવુંજ હોત. પણ દૈવયોગે મનુષ્યમાં એ બુદ્ધિ છે અને તેથી કરીનેજ તે પ્રાણી માત્રપર રાજ્ય કરે છે. જેમ જેમ પરસ્પર અનુભવ આપવા લેવાનાં સાધનો વધતાં જાય છે તેમ તેમ મનુષ્યનું જ્ઞાન પણ વધતું જાય છે. એ સાધનો પૈકી ઉત્તમ સાધન "ભાષા" છે. જો 'ભાષા' ન હોત તો પરાનુભવજન્ય જ્ઞાન

તો માત્ર નેત્રાદિ ઇંદ્રિયોદ્વારાજ મળત; અને તે જ્ઞાન કેટલું સ્વલ્પ હોત તે જણાવવાની આવશ્યક્તા નથી. આ પ્રમાણે ભાષાથી પરસ્પરનું જ્ઞાન વધવા ઉપરાંત હજી પણ તે જ્ઞાનનો વિશેષ પ્રસાર કરવા માટે, 'લેખન-કળા' શોધી કહાડવામાં આવી. આ સાધન વળી 'ભાષા' કરતાં પણ વધુ ઉપયોગી થઇ પડયું. પરંતુ મષ્યની બુદ્ધિએ એટલાથીજ સંતોષ માન્યો નહિ, અને તેથીજ ત્રીજું સાધન "છાપવાની કળા"ના રૂપમાં ઉત્પન્ન થયું. આ કળાથી શાશા લાભ થયા છે તે દરેક મનુષ્યની આંખ આગળજ છે."

* * * *

"ખરેજ એક મહાન્ ગ્રંથ તો એક મહાન્ યુદ્ધ કરતાં પણ ઘણીવાર વધારે મોટી વસ્તુ છે. નવલવાર્તા જેવી કલ્પિત કથાઓએ પણ જન-મંડળ ઉપર પ્રસંગોપાત પારાવાર સત્તા ચલાવી છે વળી જુઓ કે ફ્રાન્સમાં રાબલે અને સ્પેનમાં સર્વાંટીસ થયા તેમણે હાસ્ય અને ચેષ્ટા વિના બીજાં હથિયાર વાપર્યાં નથી."

"આ સર્વ સાધનો પૈકી શ્રેષ્ઠ સા 'વાંચન' છે. 'વાંચન'થી જ્ઞાનની વૃદ્ધિ કેટલી બધી થઇ છે તેની જો કિંમત જાણવી હોય તો એક દિવસ આખા જગતનાં છાપખાનાં, તાર યંત્રો ટપાલ વગેરે બંધ થયાં છે એવી કલ્પના કરવી; એટલે તેને પરિણામે જે જે અનર્થ સંભવિત છે તેનું દર્શન થશે."

\+ \+ \+ \+

"લાખો કોશપર પડેલા, હજારો વર્ષપર થઇ ગએલા, લાખો જાતિમાં અવતરેલા અને સેંકડો ભાષાઓમાં લખી ગએલા વિદ્વાનોના વિચારોનું જ્ઞાન 'વાચન' શિવાય બીજે કયે માર્ગે પ્રાપ્ત થાત ? સ્વાનુભવથી? પરંતુ એક માણસનો અનુભવ તે કેટલો ! એક મહાન ગણિતવેત્તાની વાત એવી સાંભળવામા આવી છે કે તેણે ઘણાં વર્ષપર્યન્ત શ્રમ વેઠીને પોતાના બુદ્ધિબળે યંત્રશાસ્ત્રના અમુક નિયમ ઘડી કાઢયા;

પરંતુ પછીથી એકાદ પુસ્તકાલયમાં જઇ તે વિષયનાં પુસ્તકો વાંચતાં તેણે શું જોયું? તેના ઘડેલા સર્વ નિયમો વર્ષો થયાં છપાઇ પ્રસિદ્ધ થએલા! તે બિચારાને આથી કેટલું ખરાબ લાગ્યું હશે! સાર એટલોજ કે પ્રત્યેક મનુષ્ય જો પોતાનાજ અનુભવથી જ્ઞાન સંપાદન કરવા ઇચ્છા રાખે, તો ક્ષણે ક્ષણે તેની આવી રીતે કેટલી ફજેતી થાય!"

× × × ×

"પ્રાચીન કાળથી અદ્યાપિ પર્યંત શી શી શોધો થઇ, કેટકો કેટલા રાજ્ય ફેરફાર થયા, કેટલા કેટલા ધર્મમાર્ગો ઉત્પન્ન થયા અને ગયા, ભૂગોળમાં કેટલા કેટલા ફેરફાર થયા, સંસારમાં કેવી કેવી ભિન્ન જાતિના અને કેવી કેવી ભિન્ન પ્રકૃતિના મનુષ્યો આવી ગયા, આદિ જાણવાની જેને જેને ઇચ્છા હોય તેને વાચન શિવાય તે જાણવાનો બીજો કયો માર્ગ છે? અમારી સમજમાં તો બીજો નથી."

× × × ×

"હિંદુસ્તાન, રોમ, ગ્રીસ, મિસર અરબસ્તાન, ઇરાન, ચીન, વગેરે દેશો કે જેઓ પ્રાચીન સમયમાં ઉન્નતિના શિખરપર ચઢી ચૂકેલા હતા અને જેમણે મહાન યશની પ્રાપ્તિ કરેલી હતી, તે દેશો આજે કેવી દુર્દશામાં છે અને તેવી દુર્દશામાં તેઓ કયાં કારણોથી આવી પડયાછે, એ વગેરે જાણવા માટે વાચન શિવાય બીજું કયું સાધન છે? વળી આપણાપર રાજ્ય કરનાર અંગ્રેજો આજથી એક હજાર વર્ષપર કેવી સ્થિતિમાં હતા અને આજે આ દશાએ શી રીતે પહોંચ્યા, એ સમજવાને વાંચન શિવાય અન્ય કયું સાધન છે? જ્યોતિષ, રસાયન, યંત્ર, પદાર્થવિજ્ઞાન, તત્વજ્ઞાન, ખગોળ, ભૂગોળ, તર્ક, ગણિત, વનસ્પતિ, વૈદક, પ્રાણિવર્ણન, કાવ્ય સાહિત્ય, ધર્મ, આદિ વિષયોનું જ્ઞાન કેમ પ્રાપ્ત થયું અને તે પ્રાપ્ત કરવાનાં સાધનોમાં વાચન ન હોત તો તે જાણનારની સંખ્યા આજે પૃથ્વીપર કેટલી હોત?"

+ + + +

"જેમ ઉત્તમ વાદિત્રો આવડતવાળાના હાથથી વગાડવામાં આવતાં તે અનેક મનુષ્યોને નાના પ્રકારનો આનંદ આપનારાં થઇ પડે છે; તેમ ઉત્તમ વાંચન પણ–કળાનિપુણ મનુષ્યોને પોત પોતાની કળા પ્રમાણે આનંદ અને વધારામાં જ્ઞાન આપનારૂં થઇ પડે છે. એકાદ ઉત્તમ ગવૈયો જેમ પોતાનાં વીણા, સારંગી કે સીતાર વગેરેમાંથી ચહાય તે સ્વર કાઢી બ્રહ્માનંદમાં તલ્લીન થઇ જાય છે, તેમ ઉત્તમ વાંચનાર પણ એકાદ ઉત્તમ ગ્રંથમાંથી પોતાને માટે આનંદદાયક તેમજ જ્ઞાન-વર્ધક અવાજ કાઢી શકે છે."

"ચંદનને ઘસતાજ જઇએ તેમ તે અધિક સુગંધ આપે છે, તે પ્રમાણે ઉત્તમ ગ્રંથો પણ જેમ જેમ સમજી સમજીને વાંચવામાં આવે તેમ તેમ વધારે આનંદ આપતા જાય છે. ઉત્તમ ગ્રંથો સદાકાળ સૂર્યચંદ્રની પેઠે સર્વને સરખોજ પ્રકાશ આપે છે. હા! કોઇ હતભાગ્ય ઘુવડ જેવા પ્રાણીને માટે તો તે પ્રકાશ નકામો પણ થઇ પડતો હોય! પરંતુ પ્રકાશની ઇચ્છા રાખનાર અને તેનો ઉપયોગ કરી જાણનાર જનો તો તેને દેવરૂપજ માને છે."

× × × ×

"સિસેરોએ એક ઠેકાણે કહ્યું છે કે, લેખનકળા જો ન હોત, તો મૂળ આરંભમાં જે જગતની અવસ્થા હતી તેના કરતાં કાંઇપણ આગળ વધતજ નહિ."

× × × ×

"સાધારણ પુસ્તક વાંચ્યાથી પણ કેટલો આનંદ ઉપજે છે, તેના વિષે સરજોન હર્શલે એક મઝાની વાત કહી છે. એક ગામડામાં એક લુહાર પોતાની એરણ ઉપર બેસીને રિચર્ડસને લખેલી એક નવલકથા આસપાસ બેઠેલા માણસોને મોટેથી વાંચી સંભળાવતો હતો. તે નવલ-કથા ઘણી લાંબી હોવા છતાં સાંભળનારાઓ શાંતપણાથી સાંભ-

ળતા હતા. અન્તે તે નવલકથામાંના નાયક તથા નાયિકાની મુલાકાત થઇને જ્યારે લગ્ન થયાં, ત્યારે તે સાંભળનારાઓ જાણે તે બનાવ ખરેખરોજ બન્યો હોય તેમ એવા તો ઉત્સાહમાં આવી ગય કે તેમણે દોડતા જઇને દેવળ ઉઘાડયું અને મોટેથી ઘંટ વગાડયો!"

\+ + + +

"મેકોલેએ પોતાની કલમના જોર ઉપર ઘણી સંપત્તિ તથા બહુમાન મેળવેલું છે. તે છતાં બીજા ગ્રંથકારની કૃતિથી તેને જે આનંદ થતો હતો તેની આગળ તેના પોતાના ગ્રંથથી થનાર આનંદ કાંઇજ નહોતો. "સ્ટર્ન, ફિલ્ડિંગ, હેરેસ, બાલપોલ અને જોન્સનની સંગતથી તેને જેવું સમાધાન થતું હતું, તેવું લંડન શહેરના કોઇ પણ પુરૂષના સહવાસથી થતું નહોતું."

"ગિબને આવું કહ્યું છે કે–મને જો આખા હિંદુસ્તાનની સંપત્તિ કોઇ આપે તોપણ હું મારા વાંચનની હોંસ બીજા કોઇને આપનાર નથી."

× × ×

"જ્યાં ગ્રંથસંપત્તિ વિપુલ હોય છે, ત્યાંજ કયો ગ્રંથ વાંચવો અને કયો ન વાંચવો એવું શોધવું પડે છે. ગુજરાતી ભાષામાં એવો વિસ્તૃત ગ્રંથસંગ્રહ નથી."

\+ + × +

"આપણા લોકોને વાંચવાનો શોખ ઓછો છે. અને તેથી એક ગૃહસ્થમાં જેટલું બહુશ્રુત પણું હોવું જોઇએ તેટલું ઘણાખરા ગ્રહસ્થોમાં દીઠામાં આવતું નથી. આ અજ્ઞાનપણાનું પરિણામ જે થવાનું હતું તે આપણા લોકોપર થયું છેજ. નાનપણમાં જે કાંઇ ધર્મસંબંધી તથા બીજું અલ્પ ગૃહશિક્ષણ હમણાં મળે છે તથા પૂર્વે મળતું હતું; તેટલા શિક્ષણ ઉપરજ આખી ઉમ્મર સુધી તે નિભાવે છે. આવું એકદેશીય તથા તે પણ થોડું શિક્ષણ મેળવ્યાથી વૃથાભિમાન, ધર્મના

વહેમ, દુરાગ્રહ, આવા દુર્ગુણ વારંવાર અહીંના ગૃહસ્થ લોકોના બોલવામાં તથા વ્યવહારમાં જણાઇ આવે છે. "આપણું જે છે તેજ સારૂં છે' એવું અભિમાન રાખવું એ કેટલીક રીતે હિતકારીજ છે; પરંતુ બીજાનું ગમે તેટલું સારૂં હોય તો પણ તેનો અંગીકાર કરવો નહિ એતો બધા કરતાં ખોટું છે. 'બીજેથી કાંઇ શીખવાનુંજ નથી' એવો દુરાગ્રહ તો દેશોન્નતિની બાબતમાંજ નહિ પરંતુ વ્યક્તિઓના ઉત્કર્ષની બાબતમાં પણ ઘણોજ ઘાતક છે."

**पुराणमित्येव न साधु सर्वं न चापि सर्वं नवमित्यवद्यम् ॥**
**सन्तः परीक्ष्यान्तरद्भजन्ते मूढः परःप्रत्ययनेय बुद्धिः ॥**

અર્થાત્—જુનું સર્વે સારૂં અને નવું એટલું સર્વે નિંદ્ય એમ નથી. સજ્જન પુરૂષો તો પરીક્ષા કરીને બેમાંથી જે સારૂં હોય તેજ સેવે છે; બીજાની બુદ્ધિએ ચાલનારા મૂર્ખ છે.

"ઉપલી કાલિદાસની ઉક્તિ પ્રમાણે ખુલ્લા તથા ઉદાર મનથી તથા શોધક બુદ્ધિથી બધા વિષયની તરફ જોવું તથા બીજાના અભિપ્રાય ઉપરજ છેક ન રહેતાં પોતે સુવિચારથી તેનું મનન તથા ચિંતન કરીને પોતાનો અભિપ્રાય કાયમ કરવો એ કાંઇ આત્મોન્નતિનું નાનુસનું સાધન નથી. એ સાધન ગ્રંથવાંચનથી પ્રાપ્ત થાય છે તેમાં કંઇ પણ શક નથી."

× × × ×

"સોટી અગર ચપાટ માર્યા વગર, ગુસ્સાના કે કઠોર શબ્દો કહ્યા વગર અને કપડાં કે પૈસા લીધા વગર શિક્ષણ આપનારાં પુસ્તકો એજ આપણા સાચા શિક્ષકો છે. એ શિક્ષકોની પાસે તમે ગમે ત્યારે જશો તોપણ તે ઉંઘતા દેખાશે નહિ. શોધક વૃત્તિથી તમે તેમને પ્રશ્ન કરશો તો તેઓ કંઇ પણ વાત છુપાવી રાખશે નહિ. તેમનું કહેવું તમે સમજશો નહિ તોપણ તે કદી બબડવાના નથી. તમે કોઇ વાતમાં અજ્ઞાન હશે તો તે તમારી ઠેકડી કરશે નહિ. ખરેખર જ્ઞાનના ભંડાર-

રૂપ પુસ્તકશાળાજ બીજી બધી દોલત અને સંપત્તિ કરતાં વધારે કિમતી છે. જેને પ્રાપ્ત કરવાનું આપણે ઇચ્છીએ તેવી કોઇ પણ વસ્તુ પુસ્તકશાળાની સાથે સરખાવી શકાય તેવી નથી. તેટલા માટે જે માણસ સત્ય સુખ, જ્ઞાન, વિદ્યા અથવા પ્રમાણિકપણા માટે ઇચ્છા રાખનારો અને ઉત્સાહી ગણાવા માગતો હોય તેણે જરૂર પુસ્તકોનો શોખ રાખવોજ જોઇએ !"

× × × ×

"લીલા વનમાં ભૂખે મરનાર પશુમાં અને આટલાં આટલાં વાંચવાનાં સાધન છતાં જ્ઞાનહીન રહેનાર મનુષ્યમાં શું તફાવત ?"

+ × × ×

"જેમ તનના પોષણાર્થે અન્ન છે, તેમ મનના પોષણાર્થે જ્ઞાન છે. અન્નવિનાનું શરીર નિર્માલ્ય છે, તેમ જ્ઞાનવિનાનું મન પણ નિર્માલ્ય છે. એ જ્ઞાનને મેળવવાનું સર્વોપરિ સાધન વાંચન હોવાથી જે ઘરમાં સારા વાંચનને આપનારાં પુસ્તકો નથી, તે ઘર ઘર તરીકે ગણાવા કરતાં ઉપર જણાવ્યા જેવાં નિર્માલ્ય શરીર અને અને મનવાળાં જીવતાં મુડદાંઓને રહેવાની ઘોર તરીકે ગણાવાને વધારે લાયક છે."

× × × ×

"એક વિદ્વાન કહે છે કે વાંચવાની હોંશ છોડી દેવાના બદલામાં મને કોઇ આખા હિંદુસ્તાનની સંપત્તિ આપે તોપણ તેને કદિ હું છોડું નહિ."

સરજોન હર્શલે એક સ્થળે એવી મતલબનું લખ્યું છે કેઃ–

" સર્વ પૃથક્ પૃથક્ સંયોગોમાં મારી પાસે સુદૃઢ રીતે ઉભા રહે અને મારા સમસ્ત જીવનમાં મને સૌખ્ય અને આનંદના સારરૂપ નિવડે તથા જીવનનાં દુઃખો સામે ઢાલ રૂપ થઇ પડે; તથા સંયોગો ગમે તેટલા પ્રતિકૂળ હોય તોપણ જે તેમના પ્રતિ મને બેપરવા બનાવે;

એવી કોઇ વસ્તુ મેળવવાની ઇશ્વિર પ્રત્યે પ્રાર્થના કરવાનો પ્રસંગ આવે તો હું ગ્રંથાવલોકનની અભિરૂચિજ માગું"

\+ \+ \+ \+

"અદ્યાપિ પર્યંત થઇ ગએલા વિદ્વાનો પૈકી સેંકડે નવાણું વિદ્વાનો ગ્રંથો વાંચીને જ્ઞાન સંપાદન કરી વિદ્વાનોમાં ગણાયા છે. કેવળ સ્વબુદ્ધિબળથી વિદ્વાન થએલા ઘણાજ થોડા જાણમાં છે. જ્ઞાન સંપાદન કરવાને અમારી નજરમાં તો 'વાંચન' વિના બીજો સુલભ માર્ગેજ નથી."

\+ \+ \+ \+

"વાંચનથી પ્રાચીન કાળના અથવા અર્વાચીન કાળના મોટા મોટા વિદ્વાનો, કવિઓ, ઇતિહાસકારો, કથાકારો, શાસ્ત્રવેત્તાઓ, તત્વવેત્તાઓ વગેરે સાથે આપણને વાતચીત કરવાનો લાભ મળે છે, અને કાંઇ પણ કરવાથી જે લોકો આપણને દર્શન આપી શકતા નથી; તેમની સાથે સહેજસાજ ખર્ચમાં આપણે આપણા ઘરમાં બેસીને કલાકો સુધી વાત કરી શકીએ છીએ. ફક્ત વાંચતાં આવડવું જોઇએ."

\+ \+ \+ \+

"કોઇ નવું પુસ્તક વાંચવાથી જાણે કોઇ નવા મિત્ર સાથે આપણે ગાઢો સંબંધ બાંધીએ છીએ, અને તેનું મન આપણા મન કરતાં વધારે પક્વ અને વધારે ડહાપણવાળું હોવાથી આપણા જીવન ઇતિહાસમાં આપણે માટે એક અગત્યનો રસ્તો ઉઘડે છે. કોઈ કોઇ વેળાએ તો જાણે કે એથી આપણો નવો જન્મ થયો હોય એવું થઇ પડે છે."

\+ \+ \+ \+

"ધારો કે પૃથ્વી ઉપર આજ સુધીમાં જે ઘણા બુદ્ધિમાન અને મોટા પુરૂષો થઇ ગયા છે તેમની જોડે એકવાર કોઇ મનોરંજક વિષય ઉપર આપણને વાતચીત કરવાનો પ્રસંગ આવે તો આપણું કેટલું બધું

ભાગ્ય ! જો આપણી પાસે એક સારૂં પુસ્તક હોય તો એવોજ લાભ આપણને મળે છે."

"ગ્રંથસંગ્રહ એ કલ્પવૃક્ષ છે. તેની પાસે જે માગો તે મળશે. આજકાલ ગમે તેવાં પુસ્તકો થોડી મહેનતે વાંચવા મળે છે, એ મનુષ્યનું જેવું તેવું અહો ભાગ્ય નથી; અને તેટલા માટે આપણે ઈશ્વરનો ઘણો આભાર માનવો જોઇએ."

× × × ×

"પુસ્તકો આપણને તરૂણાવસ્થામાં સુમાર્ગ દેખાડે છે, વૃદ્ધાવસ્થામાં મનરંજન કરે છે અને એકલા ઉદાસીમાં હોઇએ તો તે આપણું સમાધાન કરે છે તથા આપણું જીવન આપણને નકામું લાગવા દેતાં નથી. તે આપણી ચિંતા દૂર કરે છે, ક્રોધાદિ વૃત્તિઓને વશીભૂત કરે છે, અને નિરાશાનો નાશ કરવામાં મદદ આપે છે."

"એ પ્રમાણે ઉત્તમ પુસ્તકો એ રૂડાં વચનો અને સુવર્ણમય વિચારોનો ભંડાર છે. તેમનું સ્મરણ રાખીને પોષવાથી તેઓ આપણા હમ્મેશના સોબતીઓ અને દિલાસો દેનાર થઈ પડે છે."

× × × ×

"કેળવાએલા દેશોમાં ગ્રંથસંગ્રહની કિંમત દ્રવ્યસંચય કરતાં વધુ માનવામાં આવે છે. ગ્લેડસ્ટન અથવા બિસ્માર્ક જેવા પ્રસિદ્ધ રાજદ્વારી પુરૂષોનો વૈભવ બતાવવાને માટે 'તેઓ પોતાની લાયબ્રેરીઓમાં બેસીને વાંચતા હોય અથવા વિચારનિમગ્ન થએલા હોય' એવી સ્થિતિમાં તેમનો ફોટો લઇને ત્યાંના પત્રકારો પ્રગટ કરે છે; પણ તેમના શરીરપર અમૂલ્ય વસ્ત્રાલંકારો બતાવીને પ્રદર્શિત કરતા નથી. આ પ્રમાણે ગ્રંથ સેવનમાં તેઓ ભૂષણ માને છે, ત્યારે આપણા લોકો ઘરેણાંમાં ભૂષણ માને છે!"

"સારૂં પુસ્તક એ ઉત્તમ મિત્ર ગણાય છે. તે ભૂતકાળમાં જેટલું

ઉપયોગી હોય છે તેટલુંજ વર્તમાન કાળમાં પણ ઉપયોગી માલૂમ પડે છે. વળી ભવિષ્ય કાળમાં પણ તે કદિ બદલાતું નથી. તે ઘણા ધૈર્ય-વાળો અને હસમુખો મિત્ર છે. આપણા ઉપર આફત કે દુ:ખ આવે તે વેળાએ આ પુસ્તકરૂપી મિત્ર પોતાનો વાંસો ફેરવી ચાલ્યો જતો નથી. જેમ જુવાનીમાં તે આપણને ગમત ને જ્ઞાન આપે છે; તેમ વૃદ્ધાવસ્થામાં તે ધૈર્ય અને દિલાસો દે છે.''*

\+ + + +

"એક જાણીતો કવિ કહે છે કે.—મને મનગમતી મોજ માણવા-રજા આપો તો પુસ્તકોરૂપ મારા ઉત્તમમાં ઉત્તમ સોબતીઓ જે જ-ગ્યામાં છે ત્યાંજ દોડી જવાનું હું પસંદ કરીશ. તે જગ્યા કે જે મારે મન એક ઉત્તમ ચોગાન છે, ત્યાં હરઘડી જઇને હું અસલના ડાહ્યા પુરૂષો તથા શાસ્ત્રવેત્તાઓ સાથે વાત કરી શકું છું. કેટલીક વાર ત્યાં હું રાજાઓ અને શહેનશાહો સાથે મસલત કરૂં છું. અને તેમના વિચારો કેવા છે તેનું મનન કરૂં છું. જો તેમણે અન્યાયથી જીતો મેળવી હોય તો તેમની ઝડતી લઉં છું; અને મારી કલ્પનાએ તેમને માટે અઘ-ટિત રીતે ઉભાં કરેલાં બ્હાવલાંને ભાગીને બેડાળ કરી નાખું છું."

"કહો ત્યારે શું ધનદોલતનું અનિશ્ચિત અને માયાવી સુખ મેળ-વવાની ઇચ્છા રાખી તે પાછળ રોકાઇ રહીને તેને ખાતર ગ્રંથસમા-ગમથી મળતા નિત્યના સંગાથી જ્ઞાનને અને સતત આનંદને મારે ગુમાવી દેવાં ?"

"ના એમ બનશે નહિ; ધનદોલતનો મોટો ઢગ એકઠો કરવાની કાળજી તમારે રાખવી હોય તો ભલે રાખો; પણ હું તો મારે જ્ઞાનનો ભંડારજ વધારવાની ઇચ્છા અને કાળજી રાખીશ."+

\+ + + +

* અહિં સુધીના ઉતારા "ગ્રંથ ચર્ચા"ના આધારે અપાયા છે,

\+ "જીંદગીનો ઉપયોગ"માંથી ભાવાર્થ

"દરેક કુટુંબમાં ઉત્તમ પુસ્તકોનો સંગ્રહ કરવો જોઇએ. તે નાના પ્રમાણમાં હશે તો ચિન્તા નહિ, પણ જુદા જુદા ઉત્તમ ઉત્તમ ગ્રંથકારોના સારા સારા ગ્રંથો તેમાં અવશ્ય હોવા જોઇએ, શક્તિના પ્રમાણમાં એ સંગ્રહ વધારતા જવું."

"શરીરના પોષણ માટે જેમ જુદા જુદા પ્રકારના ખોરાકની જરૂર છે, તેમજ મનના પોષણ માટેનો જ્ઞાનરૂપી ખોરાક પણ વિવિધ પ્રકારનો હોવો જોઇએ; અને તેથી તે જ્ઞાનને આપનારાં પુસ્તકો પણ વિવિધ વિષયનાં સંગ્રહ કરવાં જોઇએ. પદાર્થવિજ્ઞાન, કાવ્ય, નાટક, ઇતિહાસ, તત્વજ્ઞાન, સત્પુરૂષોનાં ચરિત્રો,બોધદાયક કથાઓ, પ્રવાસનાં વર્ણનો, નામાંકિત વક્તાઓનાં ભાષણો વગેરે સઘળા વિષયોના ગ્રંથોનો સંગ્રહ કરવો; અને વિશેષે કરીને દરેક રાષ્ટ્રમાંના ધર્મગ્રંથોનો ખાસ સંગ્રહ કરવો."

"એવા ગ્રંથો ઉત્તમ પ્રકારનું ધન છે અને તેમાં ઇશ્વિરી સત્યોનો ભંડાર છે; એ સારી રીતે ધ્યાનમાં રાખીને તેનું ઘણું જતન અને શ્રદ્ધાપૂર્વક પઠન કરવું."

"ગ્રંથોને વાચા નથી, છતાં મુશ્કેલીની વખતે તે કિંમતી સલાહ આપે છે; તેમજ તેમને હાથ નથી છતાં તે દુઃખી જનોનાં આંસુઓ લુછે છે."

"ઉત્તમ ગ્રંથો સમાન બીજો કોઇ શ્રેષ્ઠ સત્સમાગમ નથી. માણુસ જાતિને માટે એવા ગ્રંથો જેવો બીજો કોઇ વિશ્વાસપાત્ર અને શ્રેષ્ઠ ગુરૂ નથી."

( કેશવચંદ્રસેન કૃત "નવસંહિતા"ને આધારે. )

"મહા પ્રભાવશાળી લેખક પોતાની આત્મિકશક્તિ પુસ્તકમાં રેડે છે અને તેથી તે ત્વરાથી વેચાય છે. કારણ કે આવું પુસ્તક દરેક મનુષ્ય જાતે વાંચે છે અને પોતાના મિત્રો—સ્વજનોને વાંચવા ભલામણ કરે છે. ઇમર્સન કહે છે કેઃ—" સારૂં પુસ્તક જગતમાં ફરતુંજ

રહે છે. સારા સારા મનુષ્યોના હાથમાં તે જાય છે. અને તેઓ તેને આનંદથી વાંચીને પછી બીજા પોતાના સજાતીય વિચારના મનુષ્યો પાસે તેને લઈ જાય છે. આ પ્રમાણે અનેક ડાહ્યા અને ઉદાર પુરૂષોને તે પુસ્તક પોતા તરફ આકર્ષે છે; તેઓના ગુપ્ત વિચારોનું સમર્થન કરે છે અને તેઓની દિલસોજીથી જગતમાં તે પોતાની જાતને વધુ ને વધુ પ્રસિદ્ધિ આપે છે." (ગ્લૅડસ્ટન.)

\+ \+ \+ \+

"સોક્રેટીસનું તત્વજ્ઞાન સ્વર્ગલોકમાંથી નીચે આણેલું કહેવાય છે; તેજ પ્રમાણે હમણાંના કેટલાક ગ્રંથકારોએ ગરીબ લોકો સહેલાઇથી ખરીદી શકે એવાં પુસ્તકો પ્રસિદ્ધ કર્યાં છે, અને તેનો પુષ્કળ ઉપયોગ થાય છે; એ વાત નિર્વિવાદ અને બહુજ મહત્વની છે. હું નાનપણમાં વારંવાર દુકાનોમાં પુસ્તકો ખરીદવા જતો, ત્યારે એક ગરીબ માણસ સહેલાઇથી ખરીદી શકે એવું એક પણ પુસ્તક હું ત્યાં જોઇ શકતો નહોતો. એક ઉદાહરણ આપણે શેકસપીઅરના ગ્રંથનુંજ જોઇએ. મને યાદ છે કે મેં સર્વથી પ્રથમ એક કવિના ગ્રંથની જે પ્રત વેચાતી લીધી તેના મને ૨ પાઉન્ડ ૧૬ શિલિંગ આપવા પડ્યા, પરંતુ એ કરતાં પણ સારૂં એજ પુસ્તક હવે માત્ર ૩ શિલિંગમાંજ મળે છે! વળી જે પુસ્તકો પહેલાં મળતાંજ નહોતાં તે હવે જોઇએ એટલાં મળવા લાગ્યાં છે. × × × × આપણે જે જોઇએ છીએ તે એજ કે આપણા લોકોએ સારાં સારાં પુસ્તકો વાંચીને, પોતાની જાતની સ્થિતિ સુધારીને આપણા રાષ્ટને શ્રેષ્ઠ દરજ્જે ચઢાવવામાં સહાયતા કરવી." (ગ્લેડસ્ટન.)

× × × ×

"ગ્રંથો ગોઠવી રાખ્યા હોય એવી ઓરડીમાં ગયા પછી તમે તેને હાથ નહિ લગાડો તો તે ગ્રંથોજ માનસ વાણીથી તમને કહેશે કે

"અમારામાં પુષ્કળ જ્ઞાન ભર્યું છે તે લ્યો અને તેનો ઉપયોગ કરો એટલે તમારૂં કલ્યાણ થશે." શું આ માનસ વાણી ઓછી કિંમતી છે."

( ગ્લેડસ્ટન )

× × × ×

"ગ્લેડસ્ટનને ગ્રંથોનો ઘણો શોખ હતો. એમ કહેવાય છે કે, ગમે તે એક પુસ્તક તો હમેશાં તેની પાસે રહેતુંજ. તેમને મળવા જનાર–આવનાર કોઇ પણ માણસે તેમની પાસે પુસ્તક ન જોયું હોય એમ કદિ પણ બન્યું નથી. પાર્લામેન્ટમાં જવા પહેલાં થોડો સમય મળી ગયો તો તે સમયે તેઓ પુસ્તક વાંચતા જણાતા; એટલુંજ નહિ પરંતુ કોઈ માણસને તેમની સાથે વાત કરતાં કરતાં વચમાં કોઇ કારણસર ઉઠવું પડે તો તે પાછો આવે ત્યાં સુધીમાં વાંચવા માટે પણ તેમના ખીસામાં એકાદ નાની ચોપડી હમેશાં પડીજ રહેતી."

( જગવિખ્યાત પુરૂષો ભાગ ૩ જામાંથી )

+ + + +

"જે દેશમાં ઉત્તમ ગ્રંથકારો કે ઉત્તમ ગ્રંથો નથી, તે જીવતો નહિ, પરંતુ મરેલોજ દેશ ગણાય છે. ઉત્તમ ગ્રંથકારોના ઉત્તમ ગ્રંથો લોકોમાં ધર્મ, નીતિ, વ્યવહાર ચાતુર્ય, રાજકીય પ્રતિભા, શૌર્ય, ધૈર્ય તથા પરોપકાર વૃત્તિને વિસ્તારે છે. જેટલે દરજ્જે એ દૈવી ગુણોની સત્તા જામે તેટલે દરજ્જે દુનિયાને પીડારૂપ આસુરી ભાવની જડ નીકળી નાશ પામતી જાય; અને જ્યાં જ્યાં ઉત્તેજનના અભાવથી તેમજ અનુત્સાહથી યોગ્ય ગ્રંથકારો ઘટતા જાય, અને લોકોના હાથમાં તે તે જમાનામાં બંધ બેસતા યોગ્ય ગ્રંથો આવતા બંધ પડે, ત્યાં ત્યાં ઉપર વર્ણવેલા દૈવી ગુણોની સત્તા ઓછી થતી જાય અને અધર્મ, અનીતિ, વ્યવહારમાં મૂઢપણું, રાજકીય અજ્ઞાન, કાયરપણું, બીકણુપણું તથા અપકારવૃત્તિ ફેલાય, અને તેના પ્રભાવથી તે દેશ ગમે તેવડો

મોટો હોય તોપણ તે અંતે ગુલામીની સાંકળમાં બંધાય."

(ગુજરાતી ગ્રંથકારો અને ગ્રંથો.)

\+ + × +

"જેનાં પુણ્ય ઉદય થયાં હોય તેને સારાં પુસ્તકો વાંચવાનું સુઝે છે; જેનું નસીબ સુધારવાનું હોય તેનેજ વાંચવાનું સુઝે છે. જેની વિધાત્રી પાધરી હોય તેને વાંચવાનું મન થાય છે. જેના ગ્રહો સારા હોય તેને સારાં પુસ્તકો વાંચવાનું સુઝે છે. અને જેની ઉપર ભગવાનની કૃપા હોય તેને વાંચવાનું સુઝે છે. કારણકે વાંચન એટલે શું? તે વાત પ્રથમ જાણવી જોઇએ. એ માટે અસલના પવિત્ર ઋષિઓએ એમ કહેલું છે કે, જે વેદ છે—એટલે કે જ્ઞાન છે—તે પ્રભુના શ્વાસોચ્છ્વાસ છે. પુસ્તકો તે દેવો છે. પુસ્તકો તે મહાત્માઓની પ્રસાદી છે. પુસ્તકો તે વિદ્વાનો, પંડિતો તથા સંતો તરફથી મળેલો સીધો કિંમતી વારસો છે. પુસ્તકો તે જ્ઞાનનો ભંડાર છે. પુસ્તકો તે જુદા જુદા વિદ્વાનોની બુદ્ધિનું પ્રદર્શન છે. પુસ્તકો તે જુદા જુદા દેશને તથા કાળને એક સાંકળમાં જોડનારી કડી છે, પુસ્તકો તે તેના અધિકારીઓના હૃદયમાં ઉથલપાથલ કરનારૂં રસાયણ છે. પુસ્તકો તે નવી જીંદગી આપનાર ફિરેસ્તા છે. પુસ્તકો તે જીંદગીમાં અમૃત રેડનાર મહાન ગુરૂ છે. પુસ્તકો તે જીવાત્માના બલુનમાં ગ્યાસ ભરનાર યંત્ર છે. અને જગતમાં કોઇ પણ માણુસ કે કોઇ પણ વસ્તુ જે કાંઇ પણ આપી શકે તે સર્વ કરતાં વધારેમાં વધારે ને સારામાં સારૂં આપનાર પુસ્તક છે. માટે આપણે સૌએ સારાં પુસ્તકો વાંચવાનો લાભ લેવો જોઇએ. કારણ કે એમાંથી જીંદગી સુધરી શકે છે; એમાંથી આગળ વધી શકાય છે અને એમાંથી આત્માની શક્તિ તથા ઇશ્વરની કૃપા મેળવી શકાય છે. માટે જો જીંદગી સુધારવી હોય, દુનિયામાં ફતેહ મેળવવી હોય અને જીંદગીની સાર્થકતા કરવી હોય તો ઉંચી જાતના વિચારોથી ભરેલાં સારાં પુસ્તકો વાંચો." (સ્વર્ગનાં રત્નો)

× × × ×

"બંધુઓ ! સારાં પુસ્તકો એટલે શું ? એ તમે જાણો છો ? સારાં પુસ્તકોની કિંમત તમે સમજો છો ? ભાઇ, હજી આપણે એ નથી સમજતા. જો સમજતા હોઇએ તો આપણી હાલત આવી ન હોય. મને તો લાગે છે કે જ્ઞાન એ આકાશ છે, અને પુસ્તકો એ તેમાં શોભી રહેલા ચળકતા તારાઓ છે; જ્ઞાન એ સમુદ્ર છે, અને પુસ્તકો તે એ સમુદ્રનો લાભ લઇ શકાય તેવાં વહાણો છે; જ્ઞાન એ સૂર્ય છે, અને આપણા ઘરમાં આવી શકે એવો તેનો પ્રકાશ તે પુસ્તકો છે; જ્ઞાન એ સોનાની ખાણ છે, અને પુસ્તકો તે તેમાંથી બનાવેલા આપણને બંધ બેસતા થાય તેવા દાગીના છે; જ્ઞાન એ મ્હોટામાં મ્હોટી કિંમતી નોટો છે, અને પુસ્તકો તે આપણા રોજના ઉપયોગમાં આવી શકે એવા ચલણી સીક્કાઓ છે; જ્ઞાન વાયુ છે, અને પુસ્તકો તે એ વાયુને ખેંચી લાવી ઠંડક આપનાર પંખાઓ છે. જ્ઞાન એ અગ્નિ છે, અને પુસ્તકો તે એ અગ્નિથી પ્રકટાવેલા દીવા છે; જ્ઞાન એ પૃથ્વી છે, અને પુસ્તકો તે આપણને રહેવા લાયક મકાનો છે; જ્ઞાન તે અનાજનો ભંડાર છે, અને પુસ્તકો તે રોટલા છે. જ્ઞાન તે મેઘ છે, અને પુસ્તકો તે આપણા ઘરમાં રહી શકે તેવાં પાણી ભરેલાં માટલાં છે; અને જ્ઞાન તે સર્વશક્તિમાન પરમાત્મા છે, અને પુસ્તકો તે એનો રસ્તો દેખાડનાર પૂજનિય દેવો છે. આમ હોવાથી મને એમ લાગે છે કે સારાં પુસ્તકોનો ફેલાવો કરવો એ સૌથી મ્હોટાંમાં મ્હોટું પુણ્યનું કામ છે; એ સૌથી ઉત્તમમાં ઉત્તમ ધર્મ છે; એ સૌથી મ્હોટાંમાં મ્હોટી સેવા છે અને બીજાં ઘણી જાતનાં ઉધ્ધાંડો કરતાં એ સૌથી સાચામાં સાચો રસ્તો છે. માટે હું તો સૌ ભાઇઓને એજ વિનંતી કરૂં છું કે જેમ બને તેમ સારામાં સારાં પુસ્તકો સસ્તામાં સસ્તી કિંમતે વેચાય તેમ કરો." (સાચું સ્વર્ગ.)

× × × ×

"સત્ય એ તમારૂં ગૃહ છે, અને સતશાસ્ત્રો-સારા ગ્રંથો એ ત્યાં પહોંચાડનારા ભોમીયા છે."

\+ + + +

## જીવન ચરિત્રોનો મહિમા.

"મહાન્ પુરુષનાં જીવનચરિત્ર વાંચવાને માટે સઘળાઓ ઉત્સુક હોય છે. જેઓએ સંસારમાં આવીને ખાવાપીવા વગેરેમાંજ સમય ગુમાવ્યો નથી પરન્તુ ખરી રીતે જીવન ગાળ્યું છે; જેઓ તણખલાની પેઠે ભરતી ઓટમાં ન તણાતાં આ અનંતકાળરૂપી સમુદ્રની રેતીમાં પોતાનાં પગલાં રાખી ગયા છે; જેઓના આવ્યાથી જમીન હાલી હતી, ચારે બાજુએ ગડબડ મચી રહી હતી, અને જેઓના ગયાથી જગત્ હસ્યું અથવા રડયું હતું; તેવા મહાન્ અને લોકાંતર થયલા પુરુષોના જીવનની વાતો જાણવાને માટે સર્વને કુદરતી ઇચ્છા થાય છે. તેઓ નાનપણમાં કેવી રીતે રમતા હતા; તેઓ જુવાનીમાં પ્રવૃતિના તરંગમાં કેવી રીતે ગોથાં ખાતા હતા; પરિપક્વ પ્રૌઢાવસ્થા આવતાં તેઓ સમાજની નાટકશાળામાં કેવી રીતનું કામ કરતા હતા અને નાટકશાળાના પડદાની પછવાડે કેવી રીતે રહેતા હતા; એ સઘળી બાબતો સારી રીતે જાણવાની ઇચ્છા બાળક, વૃદ્ધ સર્વ કરે છે."

"ચરિત્ર સંગઠનની ઉપકરણ સામગ્રીનો આદર્શ આપવો એ જીવનચરિતનો મોટામાં મોટો અધિકાર છે. શિક્ષણનું મોટામાં મોટું લક્ષ ચરિત્ર સંગઠન છે. ચરિત્ર સંગઠનમાં મોટામાં મોટી મદદ મહાન્ પુરુષોનાં જીવન ચરિત્રો વાંચવાં એ છે. જીવનચરિત્રનું અનુશીલન કરવું એ શિક્ષણનું એક મોટામાં મોટું અંગ માનવું જોઇએ. એ કારણથી આજકાલ જીવનચરિત્રો વાંચવાની ઘણી જરૂર છે."

\+ + + +

"ગેટેએ કહ્યું છે કે 'જગતમાં કોઇ પણ મનુષ્ય એવો છેક નકામો નથી કે જેની પાસેથી શાણો માણસ કશુંજ શીખી શકે નહિ."

"સર વૉલ્ટર સ્કૉટ ભાડાની ગાડીમાં મુસાફરી કરતો ત્યારે પણ પોતાની પાસે બેઠેલાં મનુષ્યોની પાસેથી કાંઇ ને કાંઇ નવી વાતો જાણ્યા વિના અથવા તો તેમનામાં કાંઇ ને કાંઇ નવું લક્ષણ જોયા વિના રહેતો નહિ."

"જગ વિખ્યાત જોન્સન પંડિત એક વાર બોલ્યો હતો કે 'મહોલ્લામાં અગર ગમે ત્યાં ગમે તે મળો, પરંતુ તેનું જીવન જાણુવાનું અને તેની જીંદગીનો અનુભવ, તેનાં દુઃખ, તેની વિપત્તિઓ, તેના કામની સિદ્ધિ-અસિદ્ધિઓ જાણવાનું મને બહુજ ગમે છે.'"

"જ્યારે આમ છે તો પછી જે પુરૂષોએ જગતના ઇતિહાસમાં પોતાનું નામ અમ્મર કર્યું હોય અને સુધારાનો જે મોટો વારસો આપણે આજ ભોગવીએ છીએ તે વારસો આપણે માટે જેઓ ઉત્પન્ન કરી ગયા હોય, તેમનું જીવન જાણવું કેટલું બધું જરૂરનું છે? એવા મહાશયોને લગતું જે કાંઇ હોય-તેમની ટેવ, તેમની રીતભાત, તેમની રહેવાની પદ્ધતિ, તેમનો અંગત ઇતિહાસ, તેમની વાતચીત, તેમનાં નીતિ વચન, તેમના સદ્‌ગુણ અથવા મહત્તા; એ સર્વે હમ્મેશાં રસભર્યાં, બોધક, ઉત્તેજક અને અનુકરણીય હોય છે."

"નીતિ વિશારદ પંડિતો કહે છે કે, પૃથ્વીના મોટા મોટા પુરુષોનાં જીવન ચરિત્ર વાંચવાથી માણસ ધીમે ધીમે નીચ ભાવ છોડે છે અને લાયક માણસના સારા ગુણની ઉપર આસક્ત થાય છે. કવિઓ ઉપદેશ આપે છે કે જ્યારે મહાન્ પુરુષનાં જીવન ચરિત્રો ઉપર સ્થિર ચક્ષુ રાખીને જોવાય છે અને તેમના ચરિત્રનું ચિંતન કરાય છે; ત્યારે અવશ્ય સમજી શકાય છે કે, મહત્તાનો દરવાજો સર્વેને માટે ઉઘાડો છે."

× × ×

"જીવનચરિત્ર કોઇ મહાપુરુષનું હોય, તો તે સર્વને ઉત્સાહજનક થઇ પડે છે. એકાદ મહાપુરુષનું નામજ હૃદયમાં ભક્તિભાવનો ઉદય કરે છે. પૃથ્વીમાં સર્વત્ર મહાપુરુષનું સન્માન, આદર અને પૂજા થયેલી દીઠામાં આવે છે. સર્વત્ર જોવામાં આવે છે કે, " આ વાક્યતો અમુક મહાપુરુષનું છે; આ વાક્ય તો અમુક મહાપુરુષે માન્ય કરેલું છે; આ તો મહાપુરુષની વાત છે; આ તો અમુક મહાપુરુષના આચાર છે " આવું સાંભળતાં લોકોના મનમાં અતિશય સન્માનનો ઉદય થાય છે અને એટલા માટેજ મહાપુરુષોનાં જીવનચરિત્ર પણ વધારે પ્રીતિકર અને રૂચિકર થાયછે."

\+ \+ \+ ÷

"ઉત્તમ ચરિત્રો તેના વાંચકને બતાવી આપે છે કે એક સામાન્ય મનુષ્ય પણ પોતાનું જીવન કેટલી હદ સુધી ઉત્તમ બનાવી શકે તથા કેવાં ઉચ્ચ કાર્ય કરી શકે, અને જગતમાં કેટલી બધી સારી અસરો ફેલાવી શકે."

× × ×

(ચરિત્રોના વાંચનથી) "આપણું ચૈતન્ય સતેજ થાય છે. આપણી આશામાં જીવન આવે છે; આપણામાં નવું કૌવત, હિમ્મત અને શ્રદ્ધા આવે છે; આપણે આપણા ઉપર તેમજ બીજાઓ ઉપર શ્રદ્ધા રાખીએ છીએ; આપણામાં મહત્વાકાંક્ષા જાગે છે; આપણે રૂડાં કાર્યોમાં જોડાઇએ છીએ અને મોટાઓનાં કામોમાં તેમની સાથે હિસ્સેદાર થવાને ઉશ્કેરાઇએ છીએ. જીવનચરિત્રોના સહવાસમાં રહેવું અને જીવવું,અને તેમાંના દાખલાઓ જોઇને સ્ફુરણાયમાન થવું, તે ઉત્તમ આત્માઓના સમાગમમાં અને ઉત્તમ મંડળમાં સહવાસ કરવા બરાબર છે."

"મનુષ્ય-વર્તનને ઉચ્ચ સ્થિતિમાં લાવવાને મહાન્ અને રૂડા પુરુષોનાં જીવન ચરિત્રોએ જે અસર કરી છે તેનું જેટલું મૂલ્ય કરીએ

તેટલું થોડું છે. આઇઝાક ડિઝરાએલી કહે છે કે," ઉત્તમ મનુષ્ય-જીવન-ની સાથે સંયોગ રહેવો, એજ ઉત્તમ જીવનચરિત્ર જાણવું."

સત્પુરુષોનાં જીવન, તેમાં પણ દૈવી અંશથી સ્ફુરાયેલા નરોનાં જીવન વાંચવામાં આવે તો આપણા દુઃખનો બોજો બેમાલુમપણે ઓછો થયા વિના રહેતો નથી અને આપણે જાણે દુઃખમાંથી ઉંચકાઇને ઉંચે ચઢતા હોઇએ તેમ આપણને લાગે છે. એવા મહાત્માઓ શું કહી અને કરી ગયા છે તે જાણવાથી તેમના વિચાર અને કૃત્યોની નજીક આપણે બેમાલુમપણે જતા હોઇએ એમ લાગે છે."

"ઇતિહાસરૂપી ચરિત્રો વાંચીને સમજવાથી બહુ પ્રકારના લાભ થાય છે. પ્રથમ તો તે વાંચતાંજ વાંચનારને પોતાની વિદ્યા, બુદ્ધિ, શક્તિ, સ્થિતિ આદિના વધતા ઓછાપણાનો વિચાર ઉત્પન્ન થાય છે. અને વાંચનારમાં કિયા કિયા સદ્‌ગુણો તથા દુર્ગુણો છે તે પોતાની મેળે જ તેને જણાઇ શકે છે."

"ચરિત્ર એ એક પ્રકારનું દર્પણ છે. જેમ આરીસામાં મનુષ્ય પોતાની મુખાકૃતિમાં ખાંપણ જુએ છે, ત્યારે તે ખાંપણને કાઢી નાખવા અને કાંતિમાં વધારો કરવા માટે પ્રયત્ન કરે છે; તેમ ચરિત્ર રૂપી આરસીથી પોતાના સ્વભાવમાં વળગેલાં ભૂષણ દૂષણ-ગુણ દોષ-તેના જોવામાં આવે છે; અને તેમ થતાં દૂષણનો ક્ષય અને ભૂષણમાં વૃદ્ધિ કરવાને તે જાગૃત થાય છે. વળી જે કામ ઉપદેશ અથવા બોધ કરવાથી નથી બનતું, તે કામ જીવનચરિત્ર સહેલાઇથી પાર પાડી શકે છે. અતિ શ્રમ લઇ વિદ્યા ભણો, દેશાટણ કરો, સ્વદેશ હિતેચ્છુ થાઓ, પ્રેમ શૌર્ય દાખવો, એવા એવા ઉપદેશો મુખે અથવા પુસ્તક દ્વારાએ કરવાથી જેવી અને જેટલી અસર થાય છે તેના કરતાં એવા ગુણોથી અંકિત થઇ પ્રખ્યાતિમાં આવેલા મહાજનોના ચરિત્રો વાંચી સમજ-

વાથી અધિક અસર થાય છે. વાંચનારના સ્મરણ સ્થાનમાં તેની આબાદ ઉંડી છાપ પડે છે અને પછી તે તેને અનુસરીને ઉત્તેજીત થઇને બહાર પડે છે."

× × × ×

"પલુટાર્ક" નામનો એક અતિ પ્રખ્યાત ચરિત્ર લેખક થઇ ગયો છે. તેનો લખેલો તથા સર્વ જગતમાં પ્રીતિપાત્ર થયલો ગ્રંથ "મોટા માણુસોનાં ચરિત્રો" નામનો છે. તેમાં તેણે ગ્રીસ અને ઇટાલીમાં જે મોટા મોટા બનાવો થઇ ગયા છે તેમનાં વૃત્તાન્ત લખ્યાં છે. તેની પ્રસ્તાવનામાં તે લખે છે કે "મને આ લોકોના ઉજ્વલ ચારત્રનું મનન કરવાથી જે લાભ થયો છે, તે લાભ વર્ણવી શકાતો નથી. જ્યારે જ્યારે કંઇ અનુચિત કાર્ય કરવા ઉપર મારૂં મન વળે છે, અથવા સદાચરણના વિષયમાં ઉત્સાહ ઓછો થયલો જણાય છે, ત્યારે ત્યારે હું તેમનાં ચરિત્રો વાંચુ છું અને તેથી મને પુનઃ હુશિયારી આવે છે.'

\+ + + +

"ઇતિહાસ ચરિત્ર વગેરે લખવાનો ચાલ ન હોય તો પચાસ વર્ષમાં તેની યાદદાસ્ત પણ જતી રહે છે. પછી પછવાડેના લોકોમાં ઉત્સાહ કેવી રીતે ઉત્પન્ન કરવો? અને દેશની પ્રાચીન મોટાઇ કેમ કાયમ રાખવી? હોમર કવિએ આલિકિસનું પરાક્રમ વર્ણવ્યું ન હોત તો શીકંદર કેમ થાત? વ્યાસે પાંડવનું ચરિત્ર ગાયું ન હોત તો શિવાજી ઉત્પન્ન થઇને તેણે શત્રુની પાસેથી રાજશ્રી પાછી મેળવી હોત કે? શીકંદરનો ઇતિહાસ ન હોત તો સીઝર ક્યાં હોત?"અને તે ન હોત તો નિપોલિયન ક્યાં હોત? શિવાજીની કીર્તિ જો પછવાડે ન રહી હોત તો મરાઠાઓએ દિલ્લીના ઔરંગજેબને દાણા દાણ કરીને શું નસાડી મૂકયો હોત? મોટા બાજીરાવે દાભાડેનું બંડ બંધ

કરાવીને દિલ્હીના મુગલોની તથા હૈદરાબાદના નવાબની શું ખોડ ભાગી હોત? ચિમાજી આપ્પાએ ફરંગીઓને શું હરાવ્યા હોત? રાઘોબા ભદારી શત્રુને અટકની પાર શું નસાડી મૂકત? માધવરાવ આખા જગતને ભારી થનાર અંગ્રેજોને ભારી થયો હોત? અને તે હૈદરને વારંવાર હરાવી શક્યો હોત?"

"જીવનચરિત્રો અને ઇતિહાસના વાંચનથી મનુષ્ય જુવાનનો વૃદ્ધ બની જાય છે પણ ડોસાની પેઠે તેના વાળ સફેદ બની જતા નથી, કે નથી તેનાં ડાચાં બેસી જઇને ગાલ પર કરચલીઓ પડતી. તેનામાં વૃદ્ધ જેવું ડહાપણ આવે છે પણ અશક્તિ આવતી નથી."

\+ + + +

"માનવ જાતિના વર્તનને ઉચ્ચ સ્થિતિએ લાવવામાં રૂડાં મનુષ્યોનાં જીવન ચરિત્રોએ જે અસર નિપજાવી છે, તેનું મૂલ્ય જેટલું આંકીએ તેટલું થોડું છે."

\+ + + +

"ચરિત્રના એકાદ ઉત્તમ ગ્રંથ સાથે આપણો પરિચય થવો અર્થાત્ શ્રેષ્ઠ મનુષ્યોનાં જીવનચરિત્ર વાંચી તેમના દાખલાથી ઉત્તેજિત થવું, એ તેમના સાક્ષાત્ સમાગમમાં રહેવા તુલ્ય છે."

"આપણી ઉન્નતિની ઇમારતના પાયાનો પહેલો પથ્થર જાણે કે અજાણે એવા પરિચયના કોઇ એક શુભ મુહુર્તમાંજ ચણાય છે."

(અહિં સુધીના ઉતારા "જીવન ચરિત વિષે ચર્ચા" ને આધારે આપ્યા છે.)

\+ + + +

"ઉત્તમ જીવન ચરિતોની અસર એટલી બધી થાય છે કે આપણા દેશમાં પુરાણના મહાત્માઓ કે દેવતાઓનાં ચરિત્રનાં વર્ણનથી, કે રામકથાના રસથી, કે મહાભારતના સર્વરૂપ ઉપદેશથી, જેમ અનેક

મહાપુરૂષો અને સન્નારીઓનાં ચરિત્ર ઘડાયલાં છે, તેમ યુરોપ આદિ દેશોમાં પણ બાઇબલથી ઉતરતે દરજ્જે પ્લુટાર્કનો લખેલો જીવનચરિત્ર માલાનો ગ્રંથ અનેકાનેક ચરિત્રોના જીવનભૂત થઇ પડેલો છે."

(ચારિત્ર.)

\+ + + +

"સર્વ જીવનચરિત્રમાં રામકથા જેવું જીવન આપણા લોકને વધારે રૂચીકર બીજું એક પણ ચરિત્ર નથી. આપણાં પુરાણ આદિમાં અનેકાનેક ચરિત્રો ભરપુર છે; પરંતુ રામકથા જે વિશુદ્ધિ પ્રેરે છે, જે અદ્દભુત અને અલૌકીક તેમજ નિત્ય દ્રષ્ટિએ આવતા એવા પ્રસંગોનું વર્ણન કરી તેમાં જણાયલા રામના મહાત્મ્ય દ્વારા શુદ્ધ નિયમનો માર્ગ દર્શાવે છે અને એમ છેક પરમજ્ઞાન સુધીનો માર્ગ બોધે છે; તે કોઇ પણ ગ્રંથમાં સમગ્રરૂપે મળી આવવું સુલભ નથી."+ (ચારિત્ર)

* * * *

"કૃષ્ણનું જીવિત યથાર્થ સમજનારને યદ્યપિ તેવુંજ ઉત્તમ છે, તથાપિ તેની કહેલી ગીતા તો વળી એક અનંત જ્ઞાન અને નીતિનો આખા જગતમાં અપ્રતિમ નમૂનો છે. એમાં મહાત્માઓના આત્મા આપણી આગળ પ્રત્યક્ષ છે, અને નિરંતર આપણને સદ્દબોધ આપવાના પ્રસંગો લીધાં જાય છે."

(ચારિત્ર.)

* * * *

## ગ્રંથ સેવનનું વિશેષ સાર્થકય.

આગલા એક ઉતારામાં જણાવ્યું છે તેમ બીજા ઉતરતા સહવાસો કરતાં પુસ્તકને અમથાં ઉથલાવી જવા જેટલો પણ તેનો સહવાસ થાય તો તેથી કરીને નઠારા વિચારો અને નઠારી સોબતમાંથી

\+ આ ગ્રંથ આ સંસ્થા તરફથી છપાવો શરૂ થઇ ચુકયો છે. આવતા ૧૯૭૪ ના વર્ષમાં છપાઇ રહેથી બહાર પડશે.

ઉગરાય, સમય નકામો કે ભારે લાગે નાહ અને ગમ્મત સાથે જ્ઞાનનો પણ કંઇક લાભ મળે એ તો દેખીતું જ છે; પરંતુ રૂડા વાંચકોએ એટલેથીજ ન અટકવું જોઇએ. આ વિષયમાં એજ પુસ્તકમાં સ્વ. મ. ન. દ્વિવેદીએ ગ્રંથોના શોખ, સંગ્રહ સેવન અને સાર્થક્ય વિષે કરેલો ઉલ્લેખ પણ ધ્યાન દેવા યોગ્ય છે. તેઓ લખે છે કેઃ—

"પુસ્તકોનો સહવાસ જો યોગ્ય વિવેકથી રાખવામાં આવે તો લાભકારી છે; અનેક રીતે લાભકારી છે. પરિચય પરિચયમાં પણ ફેર છે. ઘણાકને એવો શોખ હોય છે કે પુસ્તકો રાખવાં એટલેજ બસ, પણ જો તે પુસ્તકો પોતાને અથવા પારકાંને ઉપયુક્ત ન થતાં હોય, તો તે શોખથી લાભ નથી. પરંતુ પ્રથમ તો આપણા દેશમાં પુસ્તકોનોજ ઓછો શોખ કોઇ ધરાવતું નથી; ત્યાં આવા શોખની વાત કયાં ?

* * * *

"પરંતુ જે કાંઇ થોડાએ શોખ છે તેને એવી રીતે કેળવવો કે પ્રત્યેક પુસ્તકમાંથી કાંઇને કાંઇ નવિનતા ગ્રહાય. પુસ્તકોના સહવાસનું સાર્થક પણ ત્યારેજ થયું કહેવાય. બાકી તો પુસ્તક વેચનારા પણ પુસ્તકના સહવાસે કયારનાએ મહા પંડિત કે મહાજ્ઞાની થયા હોત."

(ચારિત્ર.)

સારાંશકે પુસ્તકને અમથાં ઉથલાવી જવાથી પણ લાભ તો થાય છેજ; પરંતુ ઉત્તમ સાર્થક તો ત્યારેજ થયું ગણાય કે જ્યારે **પ્રત્યેક પુસ્તકમાંથી કાંઇને કાંઇ નવિનતા ગ્રહાય.** આ નવિનતા ત્યારેજ ગ્રહી શકાય કે જ્યારે વાંચનમાં આવતા ઉચ્ચ વિચારો અને વર્ત્તનોને પોતાના વિચાર અને વર્ત્તન સાથે સરખાવતા રહીને તેમાંથી યોગ્ય અને શકય લાગે તે તે વિચાર વર્તનને પોતાનાં બનાવવા મથાય. આવી સરખામણી અથવા તુલનાનું નામ 'મનન' અને એવા મંથનનું નામ 'નિદિધ્યાસન' કહી શકાય.

ખરૂં છે કે વાંચનમાં પ્રથમ પ્રવેશ તો ઘણું કરીને મનોરંજનના અથવા વખત સારી રીતે ગાળવાના હેતુથીજ થાય છે; અને અમુક સમય સુધી એવા ધોરણે વાંચન ચાલીને કેટલાક સામાન્ય સુસંસ્કારોથી હૃદય રંગાયા પછીજ ઉન્નતિના અંકુર ફુટે છે તથા મનન કરવાની ગતિ–મતિ ઉદ્‌ભવે છે. આમ છતાં અનુભવીઓની દોરવણી પણ આ બાબતમાં થોડી લાભદાયક થતી નથી. સુજ્ઞ વડીલોએ પોતાના આશ્રિતોની રૂચિ તથા હિતના વિચારપૂર્વક તેમને રૂડા વાંચન તરફ દોરવતા રહેવા સાથે તેઓ નુકસાનકારક વાંચનના ભોગ ન થઈ પડે એ વાતનું પણ ધ્યાન રાખવું જોઇએ; તેમ તેમના ખીલતા ઉત્સાહને " વાંચ્યું તેમાં શું વળ્યું ? " ઇત્યાદિ વચનોથી ઉતારી પાડીને તેઓ બોથડ–ગમાર જેવા ન રહી જાય તે પણ સંભાળવું જોઇએ. વળી નવા પ્રવેશક વાંચકને તેની પોતાની રૂચિ વિરૂદ્ધ એકદમ ઉચ્ચ અને ગંભીર વિષયો તરફ પણ ન દોરવો જોઇએ. દોરવણી ગમે તેટલી રૂડી હોય પરંતુ તે માત્ર રૂચિનેજ દોરવનારી હોવી જોઇએ; શરીરને નહિ. આવી બાબતોમાં વડીલ જો સલાહકારને બદલે આજ્ઞાકાર બને છે તો તેનું પરિણામ ભાગ્યેજ સારૂં આવે છે.

ઘણું કરીને વાંચનનો શોખ પ્રથમ તો વાર્તાઓ દ્વારાજ જાગીને તેના તરફજ વળેલો રહે છે. નવીન વાંચકને વાર્તાઓથી દૂર રાખવા જતાં ઉલટો હલકી વાર્તાઓ તરફ ઢળી પડવા સંભવ રહે છે; માટે તેમ કરવા કરતાં ઉચ્ચ કક્ષાની સાત્વિક વાર્તાઓ તરફ તેને વાળવો એજ સારી વાત છે. વાર્તા, નાટક, નિબંધ, પ્રહસન, કવિતા, જીવનચરિત્ર, ઇતિહાસ, પ્રવાસ એ તો માત્ર વાંચનના પ્રકારો છે. વાંચન એમાંના કોઇ પણ પ્રકારનું હોય, પરંતુ તે અધિકારને બંધ બેસતી ઉચ્ચતા તરફ પ્રેરનારૂં અને હલકી ભાવનાઓથી રહિત હોય તથા તેની યોજના અને ભાષા રસ પડે તેવી હોય, એજ મુખ્ય જોવાનું છે.

વાર્તાઓમાંથી જીવનચરિત્રો તરફ અને જીવનચરિત્રોમાંથી બોધપ્રદ ઐતિહાસિક પુસ્તકો તરફ, તે પછી ભૂગોળ-ખગોળ-પ્રાણિવિદ્યા-પદાર્થજ્ઞાન ઇ૦ વિષયોના ચિત્તાકર્ષક વર્ણનવાળાં અને વિચાર તથા ચારિત્ર્યના બળને ખીલવનારાં તેમજ ધર્મ તથા નીતિના રૂડા આચાર વિચાર અને રહસ્યોને દર્શાવનારાં પુસ્તકો તરફ દોરવાથી વાંચક રસપૂર્વક સંસ્કારી થતો ચાલે છે. ઉન્નતિપ્રદ વિચારો જો વાર્તા-કવિતા-નાટક પ્રવાસ-પ્રહસન કે જીવન ચરિત્રના આકારમાં ગુંથાયલા હોય અને તે પણ જો ઉપદેશના કરતાં આચરણરૂપે આલેખાયલા હોય તો તેની અસર માણસ સહેલાઇથી ઝીલી શકે છે.

ધર્મ અને નીતિના સંસ્કારો તો ખરૂં જોતાં માતાના ધાવણ સાથેજ મળવા જોઇએ, અને સંસ્કારી કુટુંબોમાં તેમ થતું પણ હોય છે; પરંતુ વર્તમાન ભારતમાં તેવું સદ્ભાગ્ય થોડાકોનેજ મળતું હોવાથી આશ્રિતોને પૂરૂં પડાતું વાંચન મહત્વાકાંક્ષાને જગાડવા સાથે સદ્ગુણપ્રદ ધર્મનીતિના મિશ્રણવાળું પણ હોવું જોઇએ. અર્થાત આશ્રિતોની મનોરંજકતા, ઉપરાંત તેમના ધાર્મિક જ્ઞાન અને ચારિત્ર શુદ્ધિ તરફ લક્ષ્ય રાખવાનું છે.

રૂડા વાંચકોએ પણ માત્ર શ્રવણ વાંચનમાંજ નહિ અટકી રહેતાં અથવા તો વાંચેલા સાંભળેલા ઉત્તમ આચાર વિચારોને આ કાનમાંથી પેલા કાનમાં નહિ કહાડી નાખતાં તે વિચારો ઉપર મનન તેમજ ગુણી અનુભવીઓ સાથે ચર્ચા કરતા રહીને પછી નિર્ણયના રૂપમાં તેને પોતાના બનાવી લેવા નો પ્રયત્ન કરવાનો હોય છે. આમ થાય તોજ પોતાના દોષ તથા ન્યૂનતાઓ દેખાઇ આવીને તેને દૂર કરવા તરફ તેમજ પોતાના સ્વાભાવિક ગુણ, આવડત અને બીજા સારા સંયોગો તરફ દ્રષ્ટિ જઇને તે સર્વેનો સદુપયોગ તથા ખીલવણી કરવામાં પ્રેરણા મદદ મળે છે. આવાં મનુષ્યો દિવસાનુદિવસ ઉચ્ચ જ્ઞાન-ચારિત્રનાં અધિકારી બનતાં ચાલે

છે અને એક વખત એ ! પણ આવે છે કે તેમનુ જ્ઞાન—ચારિત્ર્ય અન્ય અનેકોને માટે ઉપકારક અને આદર્શરૂપ થઇ પડે છે. આવાં મનુષ્યો પોતપોતાની રૂચિ અને અધિકારને અનુસરીને ધન—વિદ્યા—કળા—ધર્મ—અધિકાર—પરોપકાર—કર્મ—ભક્તિ, જ્ઞાન કે જે કોઇ વિષય તરફ વળે છે; તે વિષયમાં તેઓ પ્રમાણિક અને વિજયી નિવડે છે. સજ્જનસંગ અથવા સદ્ગ્રંથવાંચનનું એજ ઉત્તમ લક્ષ્ય, એજ મહાન ફળ એજ શ્રેષ્ઠ સાર્થક્ય છે.

કેટલાંક વડીલો એવાં વિચિત્ર હોય છે કે પુસ્તકો જાણે કોઇ ભૂત પલીત હોય તેમ ઘરમાં કોઇને વાંચતું જોવાનુંજ તેમને ગમતું નથી. જગતમાં કેવા કેવા સદ્ગ્રંથો પડયા છે અને તેના વાંચન—મનનના શું લાભ છે તે વાતનો તેમને ખ્યાલ સરખો નથી હોતો; અને ઘરમાં કોઇ પાસે પુસ્તક જોયું કે "હવે તો ચોપડીઓ વાંચવા શીખ્યા છે." ઇ૦ વચનોના ઘા મારવા તેઓ મંડી પડે છે. સંસારમાં કીટવત્ જન્મવું અને મરવું, એથી વધારે ગતિ મતિ જે વડીલોમાં પોતામાંજ ન હોય, તેમનું વડપણ હોવું એ પણ કોઇ પૂર્વનાં પાપનુંજ ફળ હોવાથી તેવું વડપણ ઉન્નતિની અનેક બાબતોમાં અંતરાયરૂપ થતું રહે એ સ્વાભાવિકજ છે; છતાં આતુર વાંચક એમાંથી પણ માર્ગ કરી લે છે.

પરંતુ બીજા હાથપર કેટલાક વાંચનારા પણ એવા હોય છે કે તેઓ વાંચન પાછળ ગાંડાતૂર બની જઇને પોતાનાં બીજાં વ્યાવહારિક કર્તવ્યોમાં ખામી લાવે છે; અને એવી રીતે બીજાઓને અભાવનું કારણ આપે છે. સારી બાબતોનો શોખ વધારે હોય તેટલું વધારે સારૂં છે; પણ તેથી કરીને વ્યવહાર, આરોગ્ય, વગેરે બાબતોમાં ખામી ન આવવી જોઇએ. કેટલીક વૃથા બાબતોમાં વખત ગળાતો અટકાવાય તો ગમે તેવી સ્થિતિવાળાને પણ શ્રવણ કે વાંચન ખાતે રાત્રિ દિવસમાં સારો જેવો સમય મળી શકે તેમ હોય છે.

# ધાર્મિક ગ્રંથો વાંચવાની આવશ્યકતા.

જગતમાં હજારે એકાદને બાદ કરતાં સર્વત્ર વ્યવહારનીજ ઇચ્છા અને પરાયણતા પ્રવર્તી રહેલી હોઇને વ્યવહાર પોતે પણ પરમાર્થનાજ પગથીઆ રૂપ હોવાથી ઘણાખરાઓનું વલણ વ્યાવહારિક સાહિત્ય તરફ વધુ રહે તે પણ સ્વાભાવિક છે; પરંતુ તેની સાથે આ વાત પણ ભૂલવા જેવી નથી કે જે જે વ્યવહાર શુદ્ધ–એટલે કે સ્વધર્માનુકૂળ છે, તેજ વ્યવહાર સત્ય ઉન્નતિના સોપાનરૂપ નિવડે છે; અને ધર્મથી પ્રતિકૂળ ( રાજસ તામસ ) વ્યવહાર તો મનુષ્યને અધોગતિમાંજ ઉતારે છે.*

આ પ્રમાણે હોવાથી વ્યાવહારિક સાહિત્ય પણ સાત્વિક કોટિનુંજ પસંદ કરવાની તથા વ્યવહારિક સાહિત્યની સાથે શુદ્ધ વ્યવહારને ધર્મરૂપે બોધન કરનારા ધાર્મિક સાહિત્યના સેવનની આવશ્યકતા પણ વ્યવહારપરાયણ મનુષ્યો માટે ખુલ્લીજ છે. ધર્મજ્ઞાન વિનાનું લુખ્ખું વ્યવહાર જ્ઞાન, આત્મા વિનાના શરીરની પેઠે અંદર અંદરમાંજ સડો ઉપજાવનારૂં થઇ પડે છે. આવું જ્ઞાન માનવ જીવનની અનંતતાને તથા મુખ્ય ઉદ્દેશને ભૂલાવી દઇને તેમજ નીતિ, સદાચાર અને કર્તવ્યના ભાવોને દબાવી દઇને માત્ર નશ્વર બાહ્ય વૈભવોનીપ્રાપ્તિ–રક્ષા તથા વિનાશની વિટંબણાઓમાંજ જીવનને ખોવરાવનારૂં નિવડે છે. નીતિથી બનો કે અનીતિથી, પણ હરકોઇપ્રકારે સ્વાર્થ સાધન કરવું, એજ એવા માણસોનું લક્ષ્ય બન્યું રહે છે.

જે મનુષ્ય, જે દેશ અથવા જે સમાજ આવી ધાર્મિક અધોગતિની દશાએ પહોંચે છે; તેણે ગમે તેટલાં વ્યાવહારિક જ્ઞાન અને

---

* ધર્મ એટલે સર્વની સાથે આભડછેટ કે માત્ર બાહ્યચિન્હ કે બાહ્યાચારનેજ ન સમજતાં ગીતા અને મનુસ્મૃતિ જેવા આર્ષ ગ્રંથોએ બોધેલા સુધર્મનેજ સમજવાનો છે.

સ્થૂળ વૈભવ મેળવ્યા હોય તો પણ તેથી તૃપ્તિ ન થતાં અગ્નિમાં ઘૃત હોમાય તેની પેઠે ઉલટી તેઓની પદાર્થતૃષ્ણા વધતીજ ચાલે છે.

સુખના સાધનરૂપ પદાર્થવિજ્ઞાન અત્યારે એ સ્થૂળ સત્તાસંપત્તિના લોભને લીધેજ પોતાને પેદા કરનારી પ્રજાઓની જાદવાસ્થળી જગાવી રહ્યું છે! મોટા મોટા પહાડો, મહાસાગરો અને આકાશપર પણ સત્તા જમાવી આપીને માનવ જાતિની સ્થૂળ સુખ સગવડના સેંકડો દરવાજા ઉઘાડી આપનારા સાયન્સના સુપુત્રો વરાળ, વિદ્યુત્ અને યંત્રોએ એ લોભનાજ કારણથી રૂઢ રાક્ષસોમાં ફેરવાઇ જઇને ઘોર ઘમસાણ વાળવા માંડયું છે!

આ પ્રમાણે સુખના સાધનને દુઃખનું સાધન, દેવોને રાક્ષસ, અને સ્વર્ગસ્થાનને નરકસ્થાન બનાવનાર માત્ર ધર્મ ઉપરનું વ્યવહારનું પ્રાધાન્યજ છે. માત્ર વ્યવહારની સિદ્ધિ અથવા રૂઢિ પુરતોજ—બહારથી બોલવા અને દેખાડવા પુરતોજ ધર્મ; બાકી સર્વાંશે નાસ્તિકતા, સ્થૂલાસક્તિ અને કુટિલતા

અલૌકિક નિત્ય જીવનના અજ્ઞાને અશાશ્વત ઐહિક જીવનની ખીલવણીમાંજ સર્વ કાંઇ બતાવી દીધું! મૃગજળમાંજ મહાસરોવરનું ભાન કરાવી દીધું! વળી હેતુ પણ પાણી પીને તૃષા છીપાવવાનોજ નહિ રહેતાં બાપોતી બનાવી લેવાનો થઇ પડયો! વળી પદાર્થ થોડા ને ઇચ્છુક બહોળા! ધર્મનું નામ ને અધર્મનું કામ! દેશોના દેશોજ જ્યારે આ રસ્તે ચડી જાય, ત્યારે ઇશ્વર યુદ્ધરૂપે પણ અવતરેજ; અને અધર્મની અયોગ્ય વૃદ્ધિને અંતરાયની ભીંતમાં ભટકાવેજ! અધર્મીઓને લીધે ધર્મીઓને પણ પુરાવુંજ પડે! ભગવાન શ્રીકૃષ્ણને પણ એજ કારણથી ભારત ભક્ષક ભારતીય યુદ્ધના અશ્વવાહક બનવું પડયું હતું. ભારતની શક્તિ અને લક્ષ્મીના અવતાર રૂપ પવિત્ર દેવી દ્રૌપદીની ભર સભામાં લાજ લુંટાતી રોકવા માટે જ્યારે ભીષ્મ, દ્રોણ

ઇ૦ જેવા જ્ઞાની, પરાક્રમી અને સત્તાધારી વૃદ્ધો પણ સત્યનો પક્ષ ન લઈ શક્યા; એટલુંજ નહિ પણ વાત લડાઇની નોબતે પહોંચી ત્યારે પણ "સર્વે કોઇ અર્થના દાસ છે, અર્થ કોઇનો દાસ નથી" આ અધર્મ્ય નીતિને મોઢામાં લાવીને અર્થ સંપન્ન દુર્યોધનનેજ પક્ષે રહ્યા; ત્યારે પછી "યથા રાજા તથા પ્રજા" એવું થતું અટકાવવા માટે અને અધર્મનો નાશ કરી ધર્મની રક્ષા કરવા માટે તે રાજાઓના રાજા વિશ્વનિયંતાને યુદ્ધ રૂપે અવતરવુંજ પડે.

જગતે ખમેલાં આવાં અનેક ભટકણ ભૂલાઇ જવાથી કે કોણ જાણે શા કારણથી પાછું હાલતું આ નવું ભટકણ જાગ્યું છે; અને પાછું બંદુકો અને તોપોની ઘોર ગર્જનામાં સંભળાવી રહ્યું છે કે **"ઓ માટીનાં ઇશ્કી પુતળાંઓ! તમારો એ ઇશ્ક અસ્થાને છે. એ ઇશ્કને—એ ચાર દિવસની ચાંદની તરફની આસક્તિઓને—સદાના સહાયક પારમાર્થિક ધર્મ ઉપર સ્વામિત્વ ન આપો, પણ વ્યવહારનેજ ધર્મનું સાધન રાખ્યા કરો. એજ કુદરતી છે અને કુદરતી છે તેજ ઉન્નતિપ્રદ છે."**

સ્વામી વિવેકાનંદજીએ યુરોપમાં વિચરવા સમયે ત્યાં ધર્મ જોયો ખરો, પણ વ્યવહારસિદ્ધિના રમકડા રૂપે જોયો; સાયન્સ અને વૈભવની વૃદ્ધિ જોઇ, પણ ઉંડાણમાં અધર્મના બીજરૂપ ઇર્ષ્યા, વિલાસિતા, અતિલોભ અને કુટિલતા જોયાં. આ વિલક્ષણ સંન્યાસીએ તેજ સમયથી ભવિષ્ય ભાખી રાખ્યું હતું કે એ દેશો જો એજ માર્ગે રહ્યા તો પચાસ વર્ષમાં તેઓ વિનાશના મુખમાં જઇ પડવાના!

દેશ તેમજ વિદેશનો જાતિ અનુભવ ધરાવનાર ભારતના મહાન પુત્રો વિવેકાનંદ અને રામતીર્થ ઉપલાંજ કારણથી કહે છે કે, હિંદને હાલ વ્યવહારનું પગથીયું પણ ચડવાનું હોવાથી યુરોપ અમેરિકાનાં કળા, વિજ્ઞાન, તેમજ કાર્યપરાયણતા, સમયસૂચકતા, નિયામ-

તપણું ૪૦ સદ્દગુણો ગ્રહણ કરવાની ઘણીજ જરૂરજ છે; પણ તેની સાથે પોતાના નિત્ય જીવનની સ્મૃતિ અને ઉન્નતિ આપનાર ઋષિ-મુનિ બોધિત સ્વધર્મને તો ખબરદાર ! તેમણે પ્રધાનપદેજ રાખ્યા કરવો. જો આમ ન કરતાં માત્ર બહારના વિવેક—વ્યવહાર અને વિલાસ પ્રિયતાનાંજ અંધ અનુકરણ કરાયાં, તો પાછી જોઇ લેવી અવગતિ !

વાંચનની બાબતમાં પણ એટલાજ માટે કહેવાનું કે:—

વાંચનની સાથે સાથે વિચાર અને આચાર તરફ પણ લક્ષ્ય આપતા રહેવું જોઇએ; વ્યવહારિક વાંચન પણ સાત્વિક કોટીનુંજ પસંદ કરવું જોઇએ; અને વ્યવહારની દરેક ક્રિયા, રૂઢિ, રિવાજ અને તમામ બાબત ઉપર સત્ય વિવેક અને ધર્મનું સ્વામિત્વ જરૂરી સમજીને પ્રત્યેક સજ્જને ગમે તેટલી વ્યવહારપરાયણતામાંથી પણ કેટલોક સમય ધાર્મિક સાહિત્ય અને સહવાસ પાછળ ગાળવો જોઇએ. સત્ય ધર્મ ઉપર વ્યવહારાસક્તિને સ્વામિત્વ ન અપાઇ જાય; જીવનનું સાધ્ય ભૂલાઇ જઇ સાધનમાંજ સાધ્યબુદ્ધિ ન થઇ જાય; તેટલા માટે જ આપણા પૂજ્ય મહર્ષિઓ નિત્ય પાઠનું અથવા સ્વાધ્યાયનું ધોરણ ઉપદેશી ગયા છે.

આ સંસ્થાની પસંદગીઓમાં પણ એજ કારણને લીધે ધાર્મિક સાહિત્ય તરફ વધુ લક્ષ્ય આપતું રહે છે. વર્તમાન દેશકાળનાં કપડાં-વાળા ધર્મ સાહિત્ય તરફ તેમજ ઉપકારક યોજનાવાળા વ્યવહારિક ગ્રંથો—ચરિત્ર, ઇતિહાસ, વાર્તા વગેરે—તરફ પણ યથાશક્ય લક્ષ અપાય છેજ.



# પરિશિષ્ટ બીજું—સંસ્થાની અસામાન્ય ખીલવણી—અર્ધ મૂલ્યે વાંચન.

આગળ જણાવ્યું તેમ સત્સંગ અને તેના એક સાદા-સુગમ પ્રકાર તરીકે "વાંચન"નો મહિમા ભારે હોવાથી અને એવા મહિમાવાન સાધનની જરૂર યુરોપ, અમેરિકા જેવા રૂષ્ટ પુષ્ટ દેશો કરતાં હિંદ જેવા દીન હીન દેશને માટે અનેક ગણી હોવાથીજ તેને સુલ્લભ બનાવવાનો આ પ્રાથમિક યત્ન શરૂ થયો હતો.

આ પ્રાથમિક યત્નને હવે જો સ્થાયી અને વ્યવહારિક જ બનાવવો હોય તો ક્યાં ક્યાં સાધનો અને સાધના વડે તેમ બની શકે તથા તેમ થતાં આ કાર્ય ખીલીને કેટલું બધું લોકોપકારક બની શકે; એ વિષેના વિચારો પહેલા ભાગનાં છેલ્લાં પ્રકરણોમાં જણાવાઇ ચૂક્યા; પરંતુ એ વિચારોમાં સસ્તાપણાનું પ્રમાણ, માત્ર "પડતર અને કરકસર" પુરતુંજ જણાવાયું છે.

એ ધોરણ—એટલું સસ્તાપણું—પણ દેશને માટે ઠીક ઉપકારક થયું છે અને થતું રહે તેમ છે; અને તેથીજ આગલા "સામાન્ય ખીલવણી" વાળા પ્રકરણમાં તેને બને તેટલું વધારે વિસ્તારવા સૂચવાયું છે; પરંતુ આવાં કાર્યોમાં વિસ્તાર ઉપરાંત ઉંડાણની પણ તેટલીજ જરૂર સમજવાની છે. દેશના ઉંડાણ ભાગ અથવા ઉત્પાદક શક્તિ રૂપ નિર્ધન વર્ગમાં રૂડું વાંચન વધુ પ્રવેશતું ચાલે એ પણ અત્યંત જરૂરનું છે. માત્ર પૈસાદારોનેજ પોષાય એવી કિંમત રહેવા કરતાં સામાન્યોને પોષાય એવી પડત કિંમત રાખવાનું જેમ વધારે આવશ્યક છે; તેવીજ રીતે એક ડગલું આગળ વધીને દેશના ગરીબોને

પોષાય એવી વધારે સસ્તી—નામ માત્રની—કિંમત રાખવાનું વળી એથી પણુ વધારે આવશ્યક અને ઉપકારક છે.

જે દેશના લોકોનો નેવું ટકા ભાગ રોજની માત્ર બે ત્રણુ પૈસાની આવક ઉપર અને દીન અજ્ઞાન દશામાં જીવન પુરૂં કરતો હોય, તેવા દેશમાં તો આવા મહત્વના સાધનને માત્ર કરકસર અને લાગત કિંમતની હદમાંજ નહિ રહેવા દેતાં ધનિકોની આર્થીક ઉદારતા એ પણુ તેમાં ભળવુંજ જોઇએ; અને ખોટ ખમીને પણુ રૂડા વાંચનને હજી ઘણું વધારે સસ્તું તથા ગરીબ પ્રાણ બનાવવું જોઈએ.

દેશમાં સદાવતો, ન્યાતવરાઓ અને એવા એવા અનેક માર્ગોમાં વિવેકરહિતપણે જે કરોડો અબજો ધન ખર્ચાયા કરે છે, તે કરતાં તે શાળા શિક્ષણુ પાછળ વપરાય એ જેમ બહુજ જરૂરનું છે; તેમ સોમાંના જે નેવું વિદ્યાર્થીઓ માત્ર લખવા વાંચવા જોગું શિક્ષણુ લઇનેજ સંસારની ઘરેડમાં ઘસડાઇ પડે છે, તથા ધર્મ અને વ્યવહારના સુદ્દામ શિક્ષણુથી એ નશીબ રહીને ઉપરચોટીયું જીવન ગાળે છે, તેમને માટે ગ્રંથ સાહિત્યને ખૂબ સુલભ અને પ્રચલિત બનાવવાની વાત વળી નિશાળોના શિક્ષણુ કરતાં પણુ વધારે મહત્વની છે. જેમ દીપક વિનાની આંખો વૃથા છે, તેમ વાંચન મનન વિનાનું અક્ષર જ્ઞાન પણુ નકામું છે; માટે દેશમાંના સુજ્ઞ પુણ્યાત્માઓએ આ બાબતમાં રહેલો સાચો અને મહત્વનો પરોપકાર સમજીને તે ખાતે પણુ સ્વધનનો બનતો વ્યય કરવો જોઇએ.

દેશમાંના જો થોડા પણુ સુજ્ઞ શ્રીમાનો ઉપલી વાત લક્ષ્ય પર લે, તો વાંચનની આ સંસ્થા તરફથી હાલ જે કિંમત રખાય છે તેના કરતાં અર્ધીજ કિંમતે તેઓ અપાવી શકે અને તેમ કરીને લાખો મનુષ્યોને તેનો ઉન્નતિપ્રદ લાભ લેતા બનાવી શકે એ નિસંશય છે.

એવા પ્રકારની કેટલીક પ્રાથમિક સુચનાઓ તે તે ખાતે જે ખોટ ખમવી પડે તેના અડસટ્ટા સાથે આ પ્રકરણમાં આપીશું.

## અર્ધ મૂલ્યે વિવિધ ગ્રંથમાળા.

વિવિધ ગ્રંથ માળાને હાલના કરતાં વધારે સસ્તી અને પ્રચલિત બનાવવાને લગતી યોજના નીચે પ્રમાણે છે.

આ માળાનું મૂલ્ય હાલ રૂ. ૨ ) છે, અને ગ્રાહક સંખ્યા સામાન્ય રીતે સાડાત્રણ હજારની રહ્યા કરે છે; પરંતુ જો તેના મૂલ્યમાં અર્ધો અર્ધ ઘટાડો કરાય તો ગ્રાહકોની સંખ્યા કમમાં કમ એથી ત્રણ ગણી ( દશ હજાર જેટલી ) તો તુરતમાંજ વધી જાય. આટલી સંખ્યા પાછળ દર વર્ષે દશ હજારનો જે ખાડો વેઠવો પડે, તે બે લાખનું ખોટ ફંડ યોજી તેના વ્યાજ વડે વેઠી શકાય.

એટલું ફંડ એકી રકમે નિકળી આવે કે પછી નાનાં નાનાં ટ્રસ્ટો રૂપે પણ આવે; પણ સંસ્થાનું યોગ્ય બંધારણ તથા લાયક કર્તા ધર્તાઓની યોજના થતાં આ સગવડ વહેલે મોડે દેશમાંથી નિકળી તો આવેજ. આ ગોઠવણ કડકે કડકે પણ નિચલી રીતે બની શકે.

આ માળાદ્વારા અપાતાં બે હજાર પૃષ્ઠોનાં સાત પુસ્તકો કલ્પીને દરેક પુસ્તક દીઠ ખોટ ફંડ ખાતે ત્રીશ હજારના સ્થાયી ફંડનું વ્યાજ ખર્ચવાની યોજના રાખવી. એ દરેક ફંડના નામથી દર વર્ષે વિવિધ ગ્રંથમાળાનું અકેક પુસ્તક છપાતું રહે, અને તે દરેક ગ્રંથના મુખ પૃષ્ઠ ઉપર એ ફંડ જેના તરફથી અથવા જેના સ્મારક તરીકે સોંપાયું હોય તેના નામનો યોગ્ય ઉલ્લેખ અપાતો રહે.

એ ત્રીશ હજારની રકમના એક, બે, ત્રણ, પાંચ, સાડાસાત, દશ અને પંદર હજાર સુધીના ટુકડા પણ યોજી શકાય, અને તેટલી તેટલી રકમનાં ફંડો અથવા વ્યાજ ખર્ચવાની શરતનાં ટ્રસ્ટો સ્વિકારી શકાય.

એવી દરેક રકમનું વ્યાજ બે, ત્રણ, ચાર, છ, દશ કે વીશ વર્ષે જ્યારે પણ એક પુસ્તકની ખોટ પુરી પડે તેટલું ભેગું થાય; ત્યારે તેની સહાયતા વડે અકકેક પુસ્તક ઉપર જણાવ્યું તેમ તે તે ફંડના નામ નિર્દેશ સાથે નિકળતું રહે.

વળી આ વાત પણ વહેલી કે મોડી અવશ્ય સંભવિત છે કે વિવિધમાળાનું મૂલ્ય એ પ્રમાણે અર્ધું બનતાં તેની ગ્રાહક સંખ્યા દશ હજાર કરતાં પણ વધી જાય અને તેટલી સંખ્યા પાછળની ખોટને વ્યાજની રકમ ન પહોંચી શકે. એનો ઉપાય એજ છે કે તેમ થાય ત્યારથી મૂલ્ય આઠ આનીને બદલે એકાદ બેઆની વધુ રાખવું, કે જેથી મૂલ્યના ઓછાપણાની ખોટ વ્યાજની આવક જેટલીજ આવી રહે. જેમકે ગ્રાહકોની સંખ્યા સાડા અગીયાર હજાર થાય તો કિંમત નવ આની, તેર હજાર થાય તો દશ આની, પંદર હજાર થાય તો અગીયાર આની અને વીશ હજાર થાય તો બાર આની કિંમત રાખી શકાય; અને તેથી પણ સંખ્યા વધવા પામે તો તે વધારાની સંખ્યા પાસેથી પુરેપુરૂં મૂલ્ય લેવાય.

દશ હજારની સંખ્યાને માટે મૂલ્ય અર્ધુંજ કાયમ રાખીને વધારાની સંખ્યાને માટે પુરેપુરૂં રાખવું એ પણ એક માર્ગ છે.

ઉપલી ગોઠવણથી જનસમાજને દર વર્ષે દશ હજાર રૂા. કિંમતમાં બચે એતો ખુલ્લીજ વાત છે; પરંતુ એથી અનેકગણા મહત્વનો લાભ તો એ છે કે હાલ આ માળાનાં પુસ્તકોનો લાભ સાડાત્રણ હજાર ઘરોમાં લેવાય છે તેને બદલે તે દશ હજાર ઘરોમાં—અને થોડાં વર્ષ પછી—વીશ હજાર કુટુંબોમાં લેવાવા માંડે.

ગ્લેડસ્ટન સારાં પુસ્તકોના સંબંધમાં વદે છે તેમ "મહાપ્રભાવ શાળી લેખક પોતાની આત્મશક્તિ સ્વરચિત પુસ્તકોમાં રેડતો હોવાથી તે ત્વરાથી વેચાય છે; કારણ કે આવું દરેક પુસ્તક મનુષ્યો જાતે વાંચે

છે અને પોતાના મિત્રો-સ્વજનોને વાંચવા ભલામણ કરે છે."

ઇમર્સન પણ આ વિષે કહે છે કેઃ-"સારૂં પુસ્તક જગતમાં ફરતુંજ રહે છે. સારા સારા મનુષ્યોના હાથમાં તે જાય છે, અને તેઓ તેને આનંદથી વાંચીને પછી બીજા પોતાના સજાતીય વિચારના મનુષ્યો પાસે તેને લઈ જાય છે. આ પ્રમાણે અનેક ડાહ્યા અને ઉદાર પુરૂષોને તે પુસ્તક પોતા તરફ આકર્ષે છે; તેઓના ગુપ્ત વિચારોનું સમર્થન કરે છે અને તેઓની દીલસોજીથી જગતમાં તે પોતાની જાતને વધુને વધુ પ્રસિદ્ધિ આપે છે."

મતલબ કે સારાં પુસ્તકો જ્યાં પણ જાય છે ત્યાં કાંઇ એકાદ માણસનાજ વાંચવામાં આવીને રહેતાં નથી. સગાં, કુટુંબીઓ, મિત્રો, પાડોશીઓ અને બીજાં અનેક માણસોના ઉપયોગમાં તે ફર્યાજ કરે છે. આવી રીતે એક માણસ પૈસા ખરચીને લેનારો વધે છે; તો તેની પાછળ કમમાં કમ બીજાં દશ માણસો મુફત વાંચનારાં પણ વધે છેજ. વળી તે પુસ્તક ઘરમાં મૂકાયા પછી વંશ વારસોને કામ લાગે તે લાભ તો જુદોજ.

ઉપલી ગણના પ્રમાણે હાલ આ માળાનું દરેક પુસ્તક ૩૫૦૦×૧૦=૩૫૦૦૦) પાંત્રીસ હજાર માણસોના ઉપયોગમાં આવતું હોય, તેને બદલે ઉપલી સસ્તાપણાની યોજના અમલમાં આવતાં તે બે લાખ માણસોના વાંચવામાં આવ્યા કરે.

આ પ્રમાણે ત્રીશ હજારના વ્યાજની સહાયથી દરવર્ષે એકેક રૂડું પુસ્તક નિકળ્યા કરીને બબે લાખ માણસોને ઉત્તમ સંસ્કારોનો સ્થાયી માનસિક ખોરાક પુરો પાડ્યા કરે, એ પરિણામ-એ પરોપકાર-એ લોક સેવા-શું સાધારણ છે? ઓછી આકર્ષક છે?

ત્રીસ હજારની રકમથી અન્નનું સદાવ્રત કહાડ્યું હોય તો તેના વ્યાજમાંથી પંદરેક માણસનું સ્થુળ પેટજ રોજ ભરી શકાય કે જે

આજ ભર્યું ને કાલે ખાલીનું ખાલી! વળી પાત્રનો વિવેક ન રહે (ઘણાં ખરાં સદાવ્રતોમાં નથીજ રહેતો) તો તેમનું જોઈને દેશમાં ભીખારીઓની અને હરામીઓની સંખ્યા વધતી ચાલે એ મહા પુણ્ય (!) તો જુદુંજ! આ વાતની સાથે ઉપલો બે લાખ માણસને મળનારો સદ્ સંસ્કારોના માનસિક સ્થાયી ભોજનનો લાભ અમારા ધનિક ધર્માત્માઓ હવે પણ સરખાવી શકશે?

ઉપર પ્રમાણે બે લાખના ફંડની જોગવાઈ થતાં હાલ વિવિધ ગ્રંથમાળા દ્વારા દરવર્ષે જે વીશથી પચીસ હજાર પુસ્તકો ફેલાતાં રહે છે; તેને બદલે સવાથી દોઢ લાખ પુસ્તકો નિકળ્યા કરે, અને આવી રીતે માત્ર વીશજ વર્ષ ચાલે તો તેટલા સમયમાં પણ પચીસથી ત્રીસ લાખ પુસ્તકો દેશમાં ફેલાઇ જાય અને પાછી મૂળ રકમ તો કાયમની કાયમ!

આવી એક સંગીન પરોપકારની બાબત માટે આર્થિક સગવડ ાનકળી આવવામાં શંકાને બદલે કુશળતા અને શ્રમજ જરૂરી છે; છતાં માની લઈએ કે કોઈ વ્યક્તિ માત્ર વીશ અને છેવટ દશ વર્ષ માટેજ—અને તે પણ મૂળ રકમનું વ્યાજજ—વ્યવસ્થાપકોને આપવાની ગોઠવણ કરવા માગે, તો તેવી ગોઠવણથી પણ ચલવી શકાય; એટલુંજ નહિ પણ એટલા સમયના સદ્કાર્યવડે જે શુભ વાતાવરણ ફેલાય તેને યોગે એથી અનેકગણી આર્થિક સગવડો આગળ જતાં નીકળી આવે.

વળી આ પ્રમાણે આ કાર્ય ખીલવા માંડતાં ગુજરાતમાં તેમજ અન્ય પ્રાંતોમાં અનેક વિદ્વાનો અને શ્રીમાનોને આવી આવી જુદી જુદી યોજનાઓ કરવાનું વલણ થાય અને દેશના હકમાં તેથી જે વિશેષ લાભ થાય, એ પણ જેવી તેવી વાત નથી.

કોઇને ઉપલી સુચના હસવા જેવી અને અશક્ય પણ લાગે તો નવાઇ નથી; પરંતુ ખંતીલા અને પ્રમાણિક કર્તાધર્તાઓ, પ્રતિષ્ઠિત

સભ્ય મંડળ, ઉત્તમ પસંદગીઓ, નિયમિત પ્રસિદ્ધિઓ અને રૂડી વ્યવસ્થા; એ વસ્તુઓ એવી છે કે તેથી કરીને કટકે કટકે પણ થોડાં ઘણાં વર્ષમાં એટલી રકમ ખેંચાઇ આવે; એટલુંજ નહિ પણ કોઇના પૈસા ઉત્તમ પરોપકારમાં વપરાવાને સૃજાયા હોય તો એકકી રકમે પણ બે લાખ ઠીકરીઓ નીકળી આવે, એ પણ અશક્ય નથી.

## ગીતાનું હજી પણ વધારે સસ્તાપણું અને બહોળો પ્રચાર.

પોતાના અતિ ભવ્ય જ્ઞાન પ્રકાશને લઇને ભારતવાસીઓના હૃદયમાં જે ગ્રંથનું નામ માત્ર પણ દિવ્ય ભાવને પ્રકટાવતું રહ્યું છે, તે ગ્રંથના પઠન પૂજન પ્રત્યે આજે પણ કરોડો આર્ય સંતાનોનો અસામાન્ય સદ્દભાવ હોય એમાં નવાઈ નથી.

## ગીતા એટલે ?

**ગીતા એટલે**—મનુષ્યના નાશવંત શરીરને જીવાત્માના કપડા સમાન, અને જન્મ મરણને જુનું કપડું બદલી નવું પહેરવા સમાન સમજાવીને તેમાં રહેનારા જીવાત્માને નિત્ય, શસ્ત્રથી ન છેદાય તેવો, અગ્નીથી ન બળે તેવો, પાણીથી ન ભીંજાય તેવો, વાયુથી ન શોષાય તેવો અને મૃત્યુથી ન મરે તેવો હોવાની ખાત્રી કરી આપનારૂં **અભય શાસ્ત્ર.**

**ગીતા એટલે**—પોત પોતાની પ્રકૃત્તિના ગુણ સ્વભાવને અનુસરતાં શુભ કર્મો, લાભાલાભ કે જયા જયની ફલાકાંક્ષા ન રાખતાં માત્ર કર્તવ્ય દ્રષ્ટિથી બજાવવામાં ખરો માનવ ધર્મ રહેલો **શીખવીને** સ્ત્રીઓ શુદ્રો તથા માનવ માત્રને માટે મોક્ષ પંથનો અધિકાર જાહેર કરનારો તેમજ પ્રત્યેક આતુર ઇચ્છાવાળાને **સત્ય-અટળ-સ્વરાજ્યનો નરંકુશ હક આપનારો ઇશ્વરી ઢંઢેરો.**

**ગીતા એટલે**—માનવ જીવનની નૌકાને આ ઉછળી રહેલા ભવ સમુદ્રનાં દુર્ઘટમાં દુર્ઘટ ખડકો વચ્ચેથી સહી સલામત પસાર કરાવીને સદા સર્વોત્તમ સુખ રૂપ એવા સ્વદેશમાં પહોંચાડનારૂં **હોકા યંત્ર.**

**ગીતા એટલે**—જીવન રથનાં વ્યવહાર પરમાર્થ રૂપ ચક્રો ( પૈડાં ) ને વિકટમાં વિકટ સ્થળોએ પણ ગતિ–ઉત્સાહ આપ્યા કરનારી અખૂટ **દેવતાઈ શક્તિ.**

**ગીતા એટલે**—વેદો રૂપી વિશાળ પહાડોનાં ઉચ્ચ અધ્યાત્મ શિખરો પર પૂર્ણ સ્વતંત્રતાએ વિહરીને જ્ઞાનનાં દીવ્ય ગર્જનોવડે જગતને મોહ નિંદ્રામાંથી જગાડવા મથી રહેલી **અનુપમ વિદ્યુત.**

**ગીતા એટલે**—ઉપનિષદ રૂપી ગૌમાતાઓનું ભગવાન શ્રીકૃષ્ણ જેવા અદ્ભૂત ભરવાડે દોહન કરેલું અને વ્યાસ જેવા સર્વ શ્રેષ્ઠ મહર્ષિએ મહાભારત રૂપ પાત્રમાં સંગ્રહિત કરેલું **સારામૃત.**

**ગીતા એટલે:**—લોકોના ત્રણ અથવા પંડીતોના છએ તાપને નિવૃત્ત કરી વ્યવહાર પરમાર્થના પંથોને ટુંકા તથા શીતળ બનાવનારી **અમૃતવર્ષા.**

**ગીતા એટલે:**—પાખંડી પ્રપંચીઓએ પાથરેલી ભ્રમજાળમાંથી મુક્ત કરીને સત્યના આકાશમાં વિહરાવનારૂં **વિમાન.**

**ગીતા એટલે:**—વહેમ અને ઉપલક્રિયા આચાર વિચારની ગલી કુચીઓમાંથી છોડાવીને સત્ય ધામની **સીધી સડક બતાવી દેનારો ભોમીયો.**

**ગીતા એટલે:**—દૂરથી સત્ય જેવા અને આનંદપ્રદ દેખાતા જુડા પદાર્થો તરફ જીવને અનેક જન્મોથી તરસાવી દોડાવી રહેલી પ્રપંચી અવિદ્યાને ઉડાવી દઈને મોક્ષ દ્વારની સરલ કુંચીઓ સીધે સીધી જીજ્ઞાસુનાજ હાથમાં સોંપી દેનારી **ભોળીભટાક બ્રહ્મવિદ્યા.**

**ગીતા એટલે:—બસ ગીતા ! ગીતાજ ! !**

આવા આવા અનેક વિધ મહિમા વાળી ગીતાનું ઇશ્વરી ગાન ભારત સંતાનોના હૃદય સ્થાન પર અધિકને અધિક અથડાઇને અજ્ઞાનને વધુને વધુ ખસેડતું રહે તેમ કરવું, એ પણ પુણ્યશાળી ઉદાર ધનવાનોને માટે પરોપકારનો એક અતિ આવશ્યક માર્ગ છે.

સરળ અર્થ સહિત ગીતાના ગુટકા કહાડવાનું કાર્ય આ સંસ્થા તરફથી શરૂ થયું, તે પછીથી અત્યાર સુધીનાં નવેક વર્ષમાં તેની પાંચ આવૃતિઓ અને ૭૨૦૦૦ હજાર પ્રત નિકળી ચુકી છે. (વચ્ચે વચ્ચે અછતનો અટકાવ ન નડયો હોત તો આટલા સમયમાં બીજી પણ બે એક આવૃત્તિઓ નિકળી ચુકી હોત ) આ ગુટકાઓનું મૂલ્ય જુદા જુદા પ્રકારનાં પૂઠાં બંધાવીને ખર્ચના પ્રમાણમાં બે, ત્રણ, ચાર અને આઠ આના સુધીનું રખાતું આવ્યું છે; પરંતુ ખોટ માટે યોગ્ય ફંડની સગવડ પૂર્વક તેના મૂલ્યમાં જો સારો જેવો ઘટાડો કરવામાં આવે, તો તેનો પ્રચાર હાલ દર વર્ષે દશેક હજાર પ્રતનો છે તે વધીને વીશથી પચીશ હજારની હદે પહોંચે, એમાં સંશય નથી. આટલી પ્રત હાલના કરતાં અર્ધા મુલ્યે આપવા પાછળ દર વર્ષે કમમાં કમ બે હજારની ખોટ ખમવી જોઇએ. એવીજ રીતે મરાઠી, હિંદી, બંગાળી અને અંગ્રેજી, એ પ્રત્યેક ભાષા માટે પણ કરવામાં આવે તો એકંદરે દર વર્ષે દશથી પંદર હજાર જેટલી ખોટ ખમવી પડે.

એજ પ્રમાણે માત્ર મુળ શ્લોકવાળા નાના મોટા અક્ષરના ગુટકાઓ ત્રણ ચાર પ્રકારના અને એકથી આઠ આના સુધીની પડતના છપાવીને અર્ધે મૂલ્યે અપાતા રહે, તો તેની ખપત પણ દર વર્ષે કમમાં કમ પચિક લાખ પ્રતની થયા કરે. આટલી પ્રતોમાં અર્ધ મૂલ્યની ખોટ ખાતે દર વર્ષે કમમાં કમ ૫૦ હજારની ખોટ ખમવી પડે.

આવી મોટા વિસ્તારની યોજનાને માટે છાપખાનું તથા મકાન

પણ જુદું જ યોજવું પડે અને તે ખાતે કમમાં કમ એક લાખની રકમ તથા આગળ પાછળ કાગળો, પુસ્તકો વગેરેનો જથો રહે તે ખાતે કમમાં કમ બે લાખની રકમ રોકાયા કરે.

એ સિવાય જ્ઞાનેશ્વરી, ચિદ્દ્ઘનાનંદી, મધુસુદની તેમજ બીજી પણ સંસ્કૃત પ્રાકૃત ટીકાઓ અને ભાષાંતરો કે જે જુદા જુદા મત સંપ્રદાયોમાં અતિ પ્રિય હોય તે પણ એજ રીતે પુરાં પડાતાં રહે અને તેની પાછળ પણ કમમાં કમ દર વર્ષે પચીસથી ત્રીસ હજારની ખોટ ખમવી પડે.

આ પ્રમાણે દરવર્ષે લગભગ નેવું હજાર જેટલી ખોટ ખમવા ખાતે અઢાર લાખ, તેમજ એ યોજનાને લગતા પ્રેસ, મકાન તથા બીજી રોકાણ ખાતે ત્રણ લાખ મળીને એકવીશ લાખ રૂ. નું સ્થાયી ફંડ યોજવું પડે.

જો યોગ્ય યત્નપૂર્વક ઉદારાત્માઓના લક્ષ્યપર આ યોજના લાવી શકાય, અને ખુદ ગીતાનોજ ઉપદેશ પાળીને "लाभा लाभौ जया जयौ" ની બાબત સર્વજ્ઞ સર્વ શક્તિમાન શ્રી હરિ ઉપર રાખીને બનતો યત્ન કરે જવાય, તો જે ભારત વર્ષમાં દરવર્ષે કરોડોજ નહિ પણ અબજોનો દાનપ્રવાહ વહયા કરે છે, તેમાંથી માત્ર એકજ વખત આટલો નાનો સરખો ઝરો ગીતા જેવા ધર્મ પુસ્તકની યોજનાને માટે વાળી શકાવો અશકય નથી. જો આ હકીકત અને ઉપકારકતા બરાબર સમજાવવામાં આવે તો એકજ માણુસ તેટલી રકમ કહાડી શકે, એવા કમમાંકમ પાંચસો કોટયાધિપતિ હિંદુઓ હજી પણ હિંદમાં પડેલા છે; તેમાંથી કોઇ નહિને કોઇનું પણ પુણ્ય જાગી ઉઠેજ. બસ, એક બાબતને પોતાનો ખાસ વિષય બનાવી લઇને નિસ્કામ ભાવે તથા મત પંથના આગ્રહથી દૂર રહીને તે પાછળી મંડી પડનાર સુશીલ નરદેવો નિકળવા જોઇએ.

વળી એક નહિ તો અનેક નાના મોટા ઉદારાત્માઓથી ટીપે ટીપે પણ આવાં લોકહિતાત્મક સરોવરો ભારતમાં હવે નજ ભરાય એવું નથી. ભલે બે, પાંચ, દશ કે પચીસ વર્ષે તે ભરાઈ રહે; પોતાના સમયમાં નહિ તો બીજાના કે ત્રીજાના સમયમાં પણ ભરાઈ રહે. બસ જરાક લોક પુણ્યનો ઉદય, જરાક પુરૂષાર્થની પ્રખરતા હોય તો પછી ખુદ "ગીતા"માં પોતામાંજ એટલું બધું હીર ભરેલું છે કે તેના અકકેક વાકય ઉપરથી આવાં અનેક કૂંડો ઓવારી નંખાય.

વળી બાવીસના પચીસ લાખ ભલે થવા જાય; પણ લાખેકના ખર્ચથી એક ખાસ "ગીતા મંદિર" ધર્મક્ષેત્ર એવા "કુરૂક્ષેત્ર"માં બંધાવાય. એમાં ગીતાની એકાદ હસ્ત લીખીત પ્રાચીન પ્રત પૂજા અર્થે પધરાવાઈને તેનો અખંડ પાઠ અથવા ત્રિકાળ પાઠ થયા કરે. માહ-ભારતનું યુદ્ધ જે દિવસે શરૂ થયું તે તીથીને "ગીતા" માતાની જયંતી ગણીને દેશમાં સર્વત્ર તે જયંતી પાળવા પળાવવાના વિચારો ફેલાવાય; ગીતા ભવનમાં એ તીથીએ દેશભરના ગીતાપ્રેમીઓનો ગીતાસમાજ ભરાય. બીજા એકાદ લાખનું વ્યાજ એ મેળાના અતિથીઓ માટે સુવા બેસવાના સ્થળ પ્રબંધ ખાતે ખર્ચાતું રહે. એ મેળો યુદ્ધના અઢારે અઢાર દીવસ રહે, અને મહાભારતના યુદ્ધનાં મેદાનોમાંજ સવાર સાંજ જુદી ભાષા બોલનારાઓની જુદી જુદી સભાઓ ભરાઇને તેમાં ગીતાના પ્રખર અભ્યાસીઓ તથા ગીતામય બની રહેલા નરો અને નારાયણો (આદર્શ જીજ્ઞાસુઓ અને મુક્તાત્માઓ—ગૃહસ્થો અને સંન્યા-સીઓ) ગીતાનો મહિમા, ગીતાનાં રહસ્યો તેમજ ગીતાને અનુસરીને વર્તાયાના ઐતિહાસિક પૌરાણીક તેમજ વર્તમાન જગતના અસામાન્ય બનાવોનાં આખ્યાનો પોતાની અમૃતમયી વાણી વડે કહી સંભળાવે; ગાયકો ગાઇ બતાવે; અને નટો—ભકતો ભજવી બતાવે. એકાદ લાખનું વ્યાજ આવી બાબતો પાછળ પણ ખર્ચાયા કરે.

ઉપલી યોજનાનું નામ પણ "ગીતા પ્રવર્તક" રહે; પ્રેસનું નામ "ગીતા મુદ્રણાલય" અને મંદીરનું નામ પણ "ગીતા ભવન" પડાય. ગીતા ભવનમાં ચારે તરફ ગીતાના અનુસરણનાં પ્રાચીન અર્વાચીન ચિત્રો તેમજ ગીતાના મુખ્ય મુખ્ય અથવા તો બધાજ શ્લોકો સુંદર કારીગરી સાથે કોતરાવી દેવાય. મેળાના અઢારે દિવસ ગીતા રત્નને પુરૂં પાડનાર મહાભારતમાંના જુદા જુદા બોધપ્રદ પ્રસંગો રોજરોજ માનવંતા વકતાઓ, દેશભકતો, કથાકારો, ગાયકો અને ભાટ ચારણો તરફથી ગવાતા રહે.

ધર્મના અને ધર્મગ્રંથોના પ્રચારની બાબતમાં અન્ય પ્રજાઓનો પુરૂષાર્થ હિંદના ધનિકો અને વિદ્વાનો માટે કેટલો બધો વિચારણીય છે!

સ્વધર્મને માટે તેઓ દેશ, વેષ, કુટુંબ, શોખ, સગવડ અને સંસારના અનેક સંબંધો અને આશાઓને બાજુ મૂકી દઇ સાદું જીવન ધારણ કરી દૂર દૂરના દેશોમાં ઉતરી પડીને જીંદગી સુધી કેવો પુરૂષાર્થ કર્યા જાય છે; એ વાત હિંદમાં તો પ્રત્યક્ષ જ છે.

હિંદ જેવા પરધર્મી મુલકમાં પણ પોતાના ધર્મ ગ્રંથના પ્રચાર પાછળ તેઓ કેટલો ખર્ચ અને યત્ન કરે છે! તેમની બ્રિટિશ એન્ડ ફોરેન સોસાઇટી કે જે દરવર્ષે એક કરોડ બાઇબલો દુનીયાના જુદા જુદા ભાગોમાં ફેલાવતી રહે છે, તેમાંની બેએક લાખ પ્રત તો માત્ર એકલા પશ્ચિમ હિંદમાંજ વહેંચાય છે!

એ ગ્રંથનાં ભાષાંતરો દુનીઆની સાડા ચારસો ભાષામાં છપાવવામાં આવ્યાં છે. તે પૈકી પોણોસો ભાષાંતરો તો એકલાં હિંદની ભાષાઓમાંજ છે!

દર વર્ષે એકેક કરોડ બાઇબલો છપાવવા અને ફેલાવવા પાછળ એ સંસ્થાને કેટલો બધો ખર્ચ થતો હશે? વળી એ સિવાય બીજી રીતનો પણ પુષ્કળ યત્ન અને ખર્ચ એવી જુદી જુદી અનેક સંસ્થા-

ઓ તરફથી થતો હોય છે; અને લાખો સ્ત્રી પુરૂષો સ્વધર્મના પ્રચાર ખાતે મુક્તિફોજ ૪૦ સંસ્થાઓમાં પોતાનાં જીવનો અર્પણ કરી દઇને તન તોડ કામ કરી રહ્યાં હોય છે. પાળે તેનોજ ધર્મ અને મારે તેનીજ તલવાર !

હિંદુ વિદ્વાનો, ધનિકો અને ધર્મગુરૂઓએ બીજે ધર્મ પ્રચાર કરવા માટે નહિ તો પોતાના ધર્મને હીણાતો તેમજ હિંદુ હૃદયોમાં ઉપલકીયો બનતો અટકે અને બન્યો હોય તે પાછો કંઇક ઉંડો ઉતરતો ચાલે તેટલા માટે પણ આવી આવી યોજનાઓરૂપે પુષ્કળ યત્ન કરવાની જરૂર છે.



# પરિશિષ્ટ ત્રીજું—ફરતાં પુસ્તકાલય.

"મફત પુસ્તકાલય એ એક જાતનું સાંસારિક દેવળ છે; જમાનાઓના મોટામાં મોટા અવાજો સાંભળવાનું મંદિર છે; સર્વ દેશોમાંથી ભેગા કરેલા ડહાપણનો ભંડાર છે અને જે તેનો યથાયોગ્ય ઉપયોગ કરે છે તેને તે વગર ખર્ચે ઉચ્ચ કેળવણી પુરી પાડે છે. જ્યાં સુધી આ સત્ય પિછાનાશે નહિ અને જ્યાં સુધી દરેક શહેર તથા ગામમાં મુફત પુસ્તકાલયો સ્થપાશે નહિ, ત્યાં સુધી આપણે કાંતો જંગલીજ ગણાવા જોઇએ; અને બહુ તો જંગલીપણાથી સહજજ આગળ વધેલા ગણાવા જોઇએ."

( રેવરંડ-ડબલ્યુ-જે. ડોસન. )

*  *  *  *  *

"કેટલાક લોકો અનાથોને અન્ન આપવાને સદાવ્રતો સ્થાપે છે, પણ અમે પુસ્તકશાળા સ્થપાવાનું પુણ્ય વધારે ગણીએ છીએ; કારણ કે અન્નવસ્ત્રાદિ સંપાદન કરવાનું મુખ્ય સાધન જ્ઞાન છે, માટે જ્ઞાનપ્રાપ્તિનું સાધન મનુષ્યની નજીક લાવવું એ અન્નદાન કરતાં ઘણુંજ શ્રેયસ્કર છે. કેમ કે અન્નથી તો માત્ર દેહનુંજ પોષણ થાય છે, પણ જ્ઞાનથી તો ખુદ અંતરાત્માનું પોષણ થાય છે. વળી અન્ન વિનાશી છે, અને જ્ઞાન અવિનાશી છે, આ કારણથી જ્ઞાનદાન ઇતર દાનથી અત્યંત શ્રેષ્ઠ છે. જ્ઞાનની પ્રાપ્તિ ઉત્તમ ગ્રંથો વડે થતી હોવાથી ગ્રંથદાન પણ જ્ઞાનદાનજ છે."

\+  \+  \+  \+

"આરોગ્ય, મનનું સમાધાન, વિશ્રાન્તિ તથા સુખ એ જોઇતાં હોય તો તે ગ્રંથમંદિરમાંથી મળે છે. ફક્ત તેની પાસે તેનો દરવાજો ઉઘાડવાની એક નાની ચાવી માત્ર હોવી જોઇએ."

*  *  *  *  *

"પુસ્તકાલય એ એક ઇન્દ્રભુવન છે અથવા પ્રત્યક્ષ આનંદમંદીર છે; અથવા ભવસાગરમાંના વાદળો તથા તોફાનમાંથી રક્ષણ કરનારૂં બંદર છે. રાજા તથા રંકને તે એક સરખું ઉપયોગી થઇ પડે છે."

વાંચનને વિશેષ સસ્તું બનાવવાના સંબંધમાં આગલા પ્રકરણમાં જણાવેલા અને બીજા યોગ્ય યત્નો થવા સાથે ફરતાં પુસ્તકાલયો દ્વારા વાંચનને મુફત પુરૂં પાડવું, એ પણ બહુ જરૂરની વાત છે. દેશની ગારબાઇ એટલી બધી વિસ્તરેલી તથા ઉંડી છે કે માત્ર નામની કિંમતે વાંચન અપાવા છતાં પણ વાંચનનો દરેક જીજ્ઞાસુ પૈસા ખરચીને તો ઇચ્છે તેટલાં પુસ્તકો મેળવી શકેજ નહિ.

આવા સંયોગોમાં વાંચનનો છુટથી ઉપયોગ થવા માટે સ્થાયી પુસ્તકાલયોનો પ્રચાર જેમ જરૂરનો છે, તેમ પેટીઓના રૂપમાં ફરતાં પુસ્તકાલયોનો પ્રચાર તેથી પણ વધારે જરૂરનો છે.

ગામડાંની નાની સરખી અને નવી સવી લાયબ્રેરીઓના હકમાં આ ફરતી લાયબ્રેરીઓ પુરવણીનું કામ સારે તેમ છે, અને જ્યાં નાનાં સરખાં પણ સ્થાયી પુસ્તકાલયો નહોય એવાં ઘણાંખરાં ગામો અને મહેલ્લાઓ માટે તો આ ફરતાં પુસ્તકાલયો પુરેપુરા આશીર્વાદ રૂપ થઇ પડે છે.

સ્થાયી પુસ્તકાલયોની બાબતમાં ગુજરાતના ગુપ્ત રત્નરૂપ શ્રીયુત અમીને દશેક વર્ષ પહેલાં એકલે હાથે અસામાન્ય પ્રયત્ન કરીને સેંકડો ગામોને પુસ્તકાલયોનો લાભ આપ્યો હતો. એ પછી વડોદરા નરેશે બહોળા ખર્ચેથી લાયબ્રેરીઓને લગતું એક ખાસ ખાતું કહાડીને તથા એક અમેરિકન અનુભવીના હાથ નીચે શ્રીયુત અમીનની નિમણુંક કરીને અને ગામ લોકો આપે તે કરતાં બમણી મદદ સરકાર તરફથી આપવાનું ધોરણ રાખીને પોતાની નાનાં મોટાં ગામોની પ્રજાને જે અસાધારણ લાભ આપ્યો છે તથા આપે છે, તે પણ સર્વ વિદિત છે. અંગ્રેજી તાબાની પ્રજાના નશીબમાં એવી રાજ્ય સહાય લખાય નહિ ત્યાં સુધી દેશમાંના ધનિકો સંસ્થાઓ તેમજ સમાજ સેવકોની ઉદારતા અને પરિશ્રમ ઉપરજ બધો આધાર છે.

ચારૂત્તર એજ્યુકેશન સોસાઇટી, ગુજરાત કેળવણી મંડળ, ભરૂચ કેળવણી મંડળ, હોમરૂલ લીગ વગેરે પ્રજાકિય સંસ્થાઓએ સ્થાયી પુસ્તકાલયો કઢાવવાની બાબતમાં ગામ લોકોના જેટલી અથવા વધુ સહાય પોતા તરફથી આપવાનું અમુક સંખ્યાનાં પુસ્તકાલયો માટે શરૂ કર્યું છે; તેમ ફરતી લાયબ્રેરીઓની બાબત પણ મુંબઇ, અમદાવાદમાં થોડીક ચાલુ થઇ છે; પરંતુ આવી બાબતો દેશવ્યાપી અને સંગીન ઉપકારક બની શકે તેટલા માટે તે બહોળા પાયા પર રચાય, અને એક ખાસ બાબત તરીકે તેની પાછળ આખો વખત મંડી રહેવામાં આવે તોજ જે પણ ગામ, સંસ્થા, મહોલ્લો કે કુટુંબ ઇચ્છે, તે દરેકને ફરતાં પુસ્તકાલયોની એક પેટી પછી બીજી, બીજી પછી ત્રીજી, એવી રીતે દેશમાંનાં તમામ સારાં સારાં પુસ્તકોનો લાભ સહેલાઇથી મળી શકે.

આ પ્રમાણે કિંમત ખર્ચવી પડયા વિનાજ દેશમાંનાં સારાં સારાં તમામ પુસ્તકોનો લાભ હરકોઇ લઇ શકે, એ જન સેવા કાંઇ જેવી તેવી નથી. યુરોપ અમેરિકાની પેઠે અહિં પણ આવાં કામો પાછળ લાખો અને કરોડોનાં દાન કરનારા નિકળી આવવા જોઇએ. દેશ દાઝવાળા સમાજ સેવકો અને પ્રજાકિય મંડળોએ આવી બાબતો મોટા પાયાપર ઉઠાવવી જોઇએ અને ધનિક વર્ગની ઉદારતાને આવા મહત્વના માર્ગો તરફ વાળવી જોઇએ.

ફરતાં પુસ્તકાલયોની બાબતમાં એકાદ સારા પાયાવાળી યોજના કરવાનું તેમજ તે ખાતે આખો વખત કાર્ય થયા કરવા માટે સ્વયં સેવક ૪૦ ની ગોઠવણ કરવાનું કોઇ સાધન સંપન્ન સંસ્થા અથવા ઉદારાત્મા તરફથી શરૂ કરવામાં આવે, તો નીચેની અથવા બીજી ઠીક પડે તેવી રીતે આ કાર્ય સારા પાયા પર બજાવી શકાય.

પ્રથમ તો પુષ્કળ પુસ્તકોમાંથી કાળજીપૂર્વક સારાં સારાં પુસ્તકો-ની પસંદગી કરવી, એમાં હિતાવહપણા સાથે મનોરંજકતા અને

વિવિધતા તરફ પણ દ્રષ્ટિ રાખવી. પ્રેમલા પ્રેમલીનાં ટાયલાંઓથી દૂર રહીને ચારિત્ર્યની ખીલવણીનો મુખ્ય ઉદ્દેશ જળવાય, વાંચવામાં રસ પડે, બુદ્ધિ અને હ્રદયનો વિકાસ થાય, જીવનવ્યવહારમાં ઉપયોગના અનેકવિધ વિષયોનું જ્ઞાન મળે, તેમજ જીંદગીનો ખરો ઉદ્દેશ સમજાઇ તેની સિદ્ધિ કરવાનો ઉત્સાહ પ્રકટે; એવા પ્રકારની સાત્વિક વાર્તાઓ, રૂડાં જીવનચરિત્રો, ઉદાર વિચારો અને બીજા ઉપકારક વિષયોનાંજ પુસ્તકો પસંદ થવાં જોઇએ. "દેશભાષા" (હિંદી)ના પ્રચાર માટે થોડાંક ઉત્તમ અને સરળ હિંદી પુસ્તકોને પણ સ્થાન આપવું જોઇએ.

ખાસ પસંદગી પાત્ર જણાય તે તે પુસ્તકો વિષે થોડી થોડી લીટીઓની નોંધ એવા ધોરણથી કરતા રહેવું કે જેથી તે પુસ્તક કેવા પ્રકારનું છે; તેનો જરૂરી ખ્યાલ અજાણ્યા માણસને પણ તે નોંધ વાંચતાંજ આવી શકે અને તે સમજી શકે કે આ પુસ્તક તેણે વાંચવા માટે પસંદ કરવું કે નહિ. આવી રીતે જેટલાં પુસ્તકો પસંદ થાય અને તેના માલિક પાસેથી લેવાની ગોઠવણ થાય; તેને લગતું એક સુચિપત્ર છપાવવું. એ સુચિપત્રમાં ઉપર જણાવેલી નોંધો તથા તે દરેક પુસ્તકનું મૂલ્ય, કદ, ગ્રંથકર્તાનું નામ વગેરે હકીકત વાંચકોની માહિતી માટે આપવી.

ફરતાં પુસ્તકાલયોનું કદ એવું રાખવું કે જેથી તેમાં ભરવાનાં પુસ્તકો સાથે તેનું વજન ચાલીસ રતલની અંદર રહે. જેથી માણસને તે પેટી ઉપાડ મૂક કરવી ફાવે અને કેટલીક વખત બને છે તેમ થોડા વધુ વજનને ખાતર પુરા વજનનું રેલચાર્જ ન ખર્ચવું પડે.

ઉપલા કદની દરેક પેટી પાછળ સરાસરી રૂ. ૪૦) આશરેનો ખર્ચ થશે. ત્રીસ* રૂપીયા પુસ્તકો પાછળ, પાંચ છ રૂપીયા પેટી પાછળ

* એ આંકડો સરાસરીનો છે. માત્ર સસ્તા સાહિત્યનાંજ પુસ્તકો મૂકવાનાં હોય તો તો વીસેકનાંજ માઈ શકે.

અને ચાર પાંચ રૂપીઆ પુસ્તકોના પૂંઠાં બગડે તુટે ત્યારે તે ફરીથી બંધાવવા ઇ૦ પાછળ ખર્ચાય.

કમમાં કમ એવાં અકેક પુસ્તકાલયનો ખર્ચ ઉઠાવી લેવાની વિનંતીઓ બહાર પાડવી, અને દરેક પુસ્તકાલય માટેનો ખર્ચ આપનારનું નામ ઠામ તે પુસ્તકાલયના બારણા ઉપર અથવા અંદર સ્પષ્ટ વંચાય તેવી રીતે રંગાનથી લખાવવું.

વળી ઉપર જણાવ્યા કરતાં અર્ધા કદની લાયબ્રેરીઓ (પેટીઓ) પણ કરાવવી. જેને માટે ખર્ચની રકમ વીસ અથવા પચીસની રાખવી.

પસંદ કરાયલા દરેક પુસ્તકની સો બસો પ્રત સામટીજ ખરીદવાનું રાખવાથી તેમજ લોક હિતાર્થેજ તે ખરીદાતી હોવાથી તે સારી જેવી કિફાયતથી મેળવી શકાશે. "પુસ્તક પસંદ કર્યું છે એટલે કયાં જશે?" એમ ધારીને જેઓ મૂઠ પકડી રાખે તેમને બાજુ મુકી દેવા.

પુસ્તકો ખરીદવામાં કિફાયત, છુટછાટ વગેરેથી જે કાંઇ બચાવ થાય; તેનો ઉપયોગ આ યોજનાના વ્યવસ્થા ખર્ચમાં કરવાનું રાખવું અને તૂટ પડેતો જાહેર પ્રજાની સહાય લેવી.

વખતો વખત નવાં પુસ્તકો નિકળતાં ચાલે તે જોતા રહેવું અને તેમાંથી પસંદગી પાત્ર ઠરે તેની ઉપર જણાવ્યા મુજબની નોંધ તથા સામટી ખરીદી કરતા રહેવું. નવી નોંધો તૈયાર થાય તેમ છપાવી સુચિપત્રમાં ઉમેરતા રહેવું.

યોજના ગોઠવાઇ, પુસ્તકો ઘણાંખરાં મેળવાઇ રહેથી જુદાં જુદાં વર્તમાન પત્રો તેમજ માસિકના અધિપતિઓને તે વિષેની બનતી માહિતી તેમજ સુચીપત્ર પહોંચાડીને તે બાબતમાં તેઓ યોગ્ય લેખોથી લોકોમાં માહિતી ફેલાવે તેવી વિનંતી કરવી.

જે જે પુસ્તકો સાદાં બંધાઇનાંજ મળી શકે તેને બનતાં સુધી પાકાં બંધાવીનેજ ઉપયોગમાં લેવાં.

વાંચવા મંગાવેલાં પુસ્તકોમાંથી જે પુસ્તકો વાંચનારને વેચાતાં રાખી લેવાં હોય તે રાખી શકે, તેમજ સંસ્થાના સુચિપત્રમાંનાં પુસ્તકો સંસ્થા પાસેથીજ ખરીદવા માગે તેઓ તેમ પણ કરી શકે એવી ગોઠવણ રાખવી.

પુસ્તકોની પસંદગી તેમજ ખરીદીની બાબતમાં કર્ત્તા ધર્ત્તા મનુષ્યે બહારની લાગવગ, ઓળખાણ કે શીંગડાં પુંછડાં ( હોદ્દા પદવી ) ની અયોગ્ય અસરમાં અથવા તો ટીકા ટંકોરની ટેંટંમાં ન લેવાઇ જવાય એવું મજબુત મન રાખવું જોઇએ; તોજ આવી યોજનાનો ખરો હેતુ પાર પડી શકે. માત્ર પુસ્તકની યોગ્યતા ઉપરજ પસંદગીનો આધાર રહેવો જોઇએ.

પુસ્તકો વાંચવા મંગાવવાની જે યાદીઓ આવે તેમાં વ્યવસ્થાપક જરૂરી વધ ઘટ કરી શકે. વાંચવા સારૂ ટપાલ રસ્તે અથવા રેલ્વે રસ્તે પુસ્તકો મંગાવવામાં આવે તેનો માર્ગ ખર્ચ બેઉ વખતનો મંગાવનારને માથે રહે. પુસ્તકો અમુક મુદ્દતમાં પાછાં મોકલવાનો નિયમ રહે.

આવાં પુસ્તકાલયોનો ઉપયોગ ગુજરાતનાં મોટાં શહેરોના સેંકડો અને હજારો મહોલ્લાઓ તથા પરાંઓમાં, તેમજ સ્કૂલો, સ્ટેશનો અને કોર્ટ કચેરીઓના સેંકડો સ્ટાફોમાં, હજારો ગામડાંઓમાં અને સંસ્કારી કુંટુંબોમાં એટલી બધી છુટથી લેવાય તેમ છે કે જેને માટે આવી પુષ્કળ પેટીઓની જરૂર પડે; પરંતુ પ્રથમ એક હજાર પુસ્તકાલયોની ધારણા રાખીને અનુભવ તથા યોગવાહી પ્રમાણે પાછળથી તેમાં ઉમેરો કરાતો રહે.

વિનંતિપત્રોથી, જાહેર ખબરોથી, લેખોથી તેમજ સદ્‌ગૃહસ્થો વગેરેને રૂબરૂમાં મળીને આવી એક હજાર લાયબ્રેરીઓ માટેનો ખર્ચ આપનારા એક હજાર માણસો મેળવવા; એ કોઇ પણ ઉત્સાહી કાર્યકર્ત્તાને માટે આ જમાનામાં અશક્ય નથી.

અનેક ગામવાળાઓ તેમજ વાંચનના ખાસ શોખવાળા સજ્જનો આવી એકેક લાયબ્રરીનો ખર્ચ આપવાને નિકળી આવશે; કેમકે એક પછી એક પેટી મંગાવતા રહેવાથી ત્રણસો ચારસો અથવા વધુની રકમનાં પુસ્તકોના વાંચનનો લાભ આ યોજનાની રૂએ નાણાં આપનાર પોતે પણ મેળવી શકે તેમ છે.

આવા દરેક પુસ્તકાલયમાં સરાસરી ૫૦ પુસ્તકો માય અને દરેક પુસ્તકાલય માત્ર પાંચ વર્ષજ પહોંચે, તથા દર વર્ષે તે ચારજ ઠેકાણે ફરે, અને દરેક પુસ્તકને પાંચજ માણસ વાંચે, એમ ગણીયે તો ૫૦ પુસ્તકો ૫ વર્ષમાં થઇને ૪૦૦૦ હજાર હાથે વંચાય.

કદાચ એથી પણ અર્ધુંજ પ્રમાણ ધારી લઇયે તો પણ તે ખાતે લાગનારા ૪૦ના ખર્ચ તરફ જોતાં એ ઉપકાર જેવો તેવો નથી.

આવી યોજના ખાતે એકેક પુસ્તકાલય માટે નાણાં ભેગાં કરવાનો માર્ગ બહુ લાંબો અને ધીરજનો હોઇને તે નાણાં કંઇક સારા જેવા પ્રમાણમાં ભેગાં ન થઇ રહે ત્યાં સુધી ઉપલા ધોરણે આ કાર્ય ચાલુ થવું મુસ્કેલ છે.

આવી યોજનાની શરૂઆત સત્વર અને સારા પ્રમાણમાં તો ત્યારેજ થઇ શકે, કે જ્યારે પ્રાથમિક ખર્ચ ખાતે એએક હજાર, અને હજાર લાયબ્રેરીઓ માટેનો આખો ખર્ચ એકી વખતે કરી શકનાર નિકળે.

આતો માત્ર પ્રાથમિક સુચનાજ છે. કામ કરવા કરાવવા ઇચ્છે તેણે વધુ વિચારો ગોઠવીને ઠીક લાગે તેમ કરવાનું છે.

આવીજ રીતે ગુજરાતી ઉપરાંત મરાઠી, હિંદી, બંગાળી, સંસ્કૃત તથા અંગ્રેજી ભાષાઓનાં પુસ્તકોનાં ફરતાં પુસ્તકાલયો પણ તેટલાંજ આવશ્યક અને ઉપકારક છે. ખરો કાર્યકર્તા બધુંજ કરી શકે છે.

જો કોઇ ધનવાનનું પુણ્ય જાગ્યું હોય અને આ બાબતની એક

ખાસ વિશાળ યોજના પાછળ દસ લાખની રકમ તે અલગ કહાડી શકે તો તે વડે તે નીચે મુજબ ગોઠવણો યોજી યોજાની શકે.

ગુજરાતી, મરાઠી, હિંદી, બંગાળી એ દરેક ભાષા દીઠ ફરતાં પુસ્તકાલયોનું એકેક મૂખ્ય કાર્યાલય દરેક ભાષાઓના મૂખ્ય સ્થળમાં રહે. અને તે સ્થળના કેટલાક ખાસ યોગ્ય તથા કાળજીવાળા માણુસોની તે ઉપર દેખરેખ રહે.

પુસ્તકોની પસંદગી, ખરીદી અને સંગ્રહનું તથા મંગાવવા મોકલવાનું કામ એ દરેક કાર્યાલયમાં રહે.

ઉપલી દરેક ભાષાદીઠ એકેક અનુભવી વિદ્વાનની ગોઠવણુ મુખ્ય સ્વયંસેવક તરીકે મેળવાય. સંસ્કૃત અને અંગ્રેજીનું કામ તેમનામાંના એક બે જણુ સંસ્કૃત જાણુતા હોય તેઓ ચલવી લે. અંગ્રેજીનું પણુ તેવી રીતે નભી શકે. એકેક સામાન્ય સ્વયંસેવક વ્યવસ્થાપક તરીકે રહે, તથા એકેક મજુર અને એકેક બબ્બે કારકુન દરેક કાર્યાલય દીઠ રહે. આ દરેક કાર્યાલયનો વાર્ષિક ખર્ચ મકાન ભાડા સાથે અઢીથી ત્રણુ હજારનો (ચાર સ્થળો માટે મળીને આઠથી દશ હજારનો) થાય. તે વ્યાજમાંથી નિકળી રહે તેટલા માટે બે એક લાખની રકમ અલગ રહેવી જોઇએ.

દોઢથી પોણુાબે લાખ રૂ. એ છએ ભાષાનાં સારાં સારાં પુસ્તકોની સો સો, બસો બસો, પ્રત ખરીદવા ખાતે ખર્ચવા પડે.

૩૦થી ૪૦ હજારની રકમ લાકડાની પેટીઓ પાંચથી છ હજાર તૈયાર કરાવવા પાછળ ખર્ચાય.

એ પછી દર વર્ષે નવાં નવાં પુસ્તકો નિકળતાં ચાલે તેની ખરીદી ખાતે ત્રીશેક હજારની રકમ ખર્ચાતી રહે, જે ખર્ચ વ્યાજમાંથી થઇ શકે તે માટે છ લાખની રકમ અલગ રહે.

---

# પરિશિષ્ટ ચોથું—લોકશિક્ષણ.

"ચારિત્રની એક મુઠ્ઠી વિદ્યાના એક મણની બરાબર છે."

* * * *

"બુદ્ધિમાનને લોકો વખાણે છે, પણ ચારિત્રમાનને તો સદા આધીન રહે છે."

* * * *

"કોઈ અશારે પુરાણ, છએ શાસ્ત્ર, ને બધાંએ ધર્મશાસ્ત્ર ભણી વિશેષમાં વળી મોહોટો એમ, એ. કે બી, એ. થયો હોય તો પણ પ્રામાણિક બુદ્ધિ, સદ્વર્તન, સત્યશીલતા, અને કર્ત્તવ્ય સંબંધે કોઈ હલકામાં હલકા ગામડીઆ કરતાં પણ ઉતરતી પંક્તિનો હોય.

* * * *

"ચાણક્ય મહાસમર્થ વિદ્વાન છતાં હજારનાં ગળાં કપાવતો."

* * * *

**મ. ન. દ્વિવેદીકૃત ચારિત્રમાંથી.**

"ઇતિહાસ જોવાથી વિદિત થાય છે કે, જે જે મહાન પુરૂષો આ સંસારમાં પોતાનો કીર્તિસ્થંભ ચણી ગયા છે તે પોતાનાં શુદ્ધ આચરણને લીધેજ ચણી ગયા છે."

* * * *

"યુરોપનો મહર્ષિ 'માર્ટીન લ્યૂથર' કહે છે કે;—"કોઇપણ દેશની ઉન્નતિ ત્યાંની ભૌતિક પેદાશ ઉપર, ત્યાંના સુદ્રઢ અને વિશાળ કોટ કિલ્લાઓપર, અથવા તો મહેલો અને હવેલીઓની શોભા ઉપર આધાર નથી રાખતી; પરંતુ તે દેશના સદાચારી મનુષ્યોપરજ આધાર રાખે છે."

* * * *

"એક સમયે ૧૪ મા લુઇ રાજાએ પોતાના મુખ્ય મંત્રીને પૂછ્યું હતું કે;—" હું આવા મોટા દેશનો રાજા થઇને પણ હાલેંડ જેવા ન્હાના

સરખા દેશને કેમ નથી જીતી શકતો ? આમાત્યે ઉત્તર આપ્યો કે;-
"મહારાજ ! વિજયનો આધાર વસ્તીની વિશેષતા ઉપર નથી, પરંતુ પ્રજાના સદાચરણ ઉપર છે."

× × × ×

"પ્રસિદ્ધ વક્તા શેરિડનના સંબંધમાં કહેવાય છે કે, જો તેની ચાલ ચલણ સારી હોત, તો તે સમસ્ત પૃથ્વીપર પોતાની સત્તા ફેલાવી શકયો હોત; પરંતુ સદાચરણના અભાવને જ લીધે તેનાં વ્યાખ્યાનોની અસર જનસમાજ પર પડતી નહિ."

× × × ×

ચારિત્રનો મહિમા અપાર છે. આલોક અને પરલોક—ભોગ અને મોક્ષની ખરી સિદ્ધિ એના ઉપરજ છે. ચારિત્રની અધોગતિ અને ઉન્નતિ એજ કોઇપણ દેશ અથવા પ્રજાની ચડતી પડતીનું મૂળ કારણ હોય છે. હિંદની રાજકીય, આર્થિક, સામાજીક અને બીજી અનેક વિધ અવદશાઓ એજ કારણને આભારી હોવાથી હાલની રાજકીય ચળવળ તેમજ શાળા શિક્ષણની પ્રવૃત્તિઓ સાથે સામાજીક કેળવણી યાને લોક શિક્ષણનો વિષય પણ ઘણુંજ લક્ષ આપવા જેવો છે. કોઇ એક ઉત્તમ આમ્રવૃક્ષ ઉપર એકાદ ઝેરી વેલો ચઢી જઇ વૃક્ષનાજ રસ કસ ને ચુસી ચુસીને તેના પ્રત્યેક ડાળ પાંખડે ફરી વળે; અને પોતાનાં ઝેરી પત્ર પુષ્પને તે ઝાડ ઉપર એટલાં બધાં ફેલાવી દે કે જેથી અસલી વૃક્ષનાં સર્વ અંગ ઢંકાઇ જઇને રૂપ ગુણમાં પણ નિસ્તેજ બની જાય; એના જેવીજ હિંદની દશા છે. ભારતરૂપી જગત પૂજ્ય વૃક્ષનાં ધર્મ રૂપી થડ અને શરીરબળ તથા મનોબળ રૂપી ડાળો ઉપર નિર્બળતા અથવા દુરૂપયોગનો ઝેરી વેલો ચઢી જઇને એવો તો વ્યાપ્ત થઇ ગયો કે ક્યાં તેનાં આખી દુનિયાને ચકિત કરનારાં ભૌતિક, આધ્યાત્મિક બળ વૈભવ અને ક્યાં તેની હાલની સર્વથી ખરાબ નિરક્ષરતા, નિર્બળતા, અને નિર્ધનતા ! એજ પ્રમાણે સુપ્રથાઓને ઠેકાણે કુપ્રથાઓ, સુસંપને

ઠેકાણે કુસંપ, આરોગ્યને ઠેકાણે વ્યાધિ, બ્રહ્મચર્યને ઠેકાણે બાળલગ્ન અથવા કુટેવ, બ્રાહ્મણને ઠેકાણે માગણીઆટ, સંન્યાસીને ઠેકાણે ડોળી, આચાર્યને ઠેકાણે દુરાચારી, સંતને ઠેકાણે ઠગ, સાત્વીક દાનને બદલે તામસિક દાન, કુલાંગનાઓને ઠેકાણે કુભારજાઓ, વીરને ઠેકાણે કાયર, ધર્મને ઠેકાણે વહેમ અને રૂઢીઓ, કર્મને ઠેકાણે આળસ, ભક્તિને ઠેકાણે છળ, જ્ઞાનને ઠેકાણે નિરક્ષરતા, ઇ. ઇ. સર્વ શાખાઓ અને ફળપત્રોનું ઉત્પત્તિસ્થાન માત્ર એ વિપરીત વેલોજ છે. ભારતવૃક્ષનાં ઉત્તમગળી વૈભવાદિ અસલી ફળ ફુલને આવરી–સુકવી–ભોંય ભેગાં કરનાર એ ઝેરી વેલોજ હતો–છે.

એ વેલો ગમે તેટલો ફાલવા ફૂલવા છતાં પણ તે ભારત વૃક્ષની મૂળ પ્રકૃતિરૂપ નહિ હોઇને માત્ર વિકૃતિ રૂપજ છે, અને તેથી કરીને તે પુરૂષાર્થ સાધ્ય પણ છેજ. દીર્ઘ કાળની જમાવટને લઇને દેશનો મોટો ભાગ હજી પણ એ વિકૃતિનેજ–એ વિકૃત વેલાની પત્ર શાખા રૂપે ઉદભવેલી કુવસ્તુઓનેજ–સુવસ્તુઓરૂપે, કુદશાઓનેજ સુદશા રૂપે, અવગુણોને ગુણરૂપે, દુઃખને સુખરૂપે, વસ્ત્રોને શરીરરૂપે અને શરીરને આત્મારૂપે માનીને તેની સાથેજ મડા ગાંઠ પાડી બેઠો છે; પરંતુ હવે જ્યારે દેશના થોડા પણ સુશિક્ષીતો અને ધનિકો એ વાત સમજતા થયા છે; અને સુવિવેક, સુકાર્ય તથા સુ ( સાત્વીક ) દાનનું થોડુંથોડું પણ ઐકય બનતું ચાલે છે; તો પછી સુદશા પણ સમીપજ છે. જે ઉદાર અને ચારિત્ર સંપન્ન આત્માઓ ભારતવૃક્ષનું કુદરતી ઉન્નત સ્વરૂપ સમજીને તે સ્વરૂપને પ્રાપ્ત કરવાના સુમાર્ગો તરફ પોતાની શ્રદ્ધા અને યત્નને વાળી ચૂકયા છે, તેઓ પોતાનાં જ્ઞાન–ચારિત્ર રૂપી અમોઘ અસ્ત્રોને સર્વત્ર ફેલાવે; એટલીજવાર એ અજ્ઞાન જન્ય દુર્બળતાના વેલાને દૂર થવામાં છે. એકવાર એનું દુરૂપયોગરૂપી થડ કપાયું, એટલે પછી ભારતવૃક્ષનાં મનોબળ અને શરીર બળ રૂપી ડાળ તથા અનેક

વિધ સુદશારૂપી ફળ ફૂલ આપોઆપજ ખીલી ઉઠવાનાં.

શાળાશિક્ષણ કે જેમાં પ્રાથમિકથી માંડીને કૉલેજના શિક્ષણ સુધીનો સમાવેશ થઇ જાય છે; તેની પદ્ધતિ ગમે તેવી છતાં પણ અનિવાર્ય ત્રિગુણાત્મકતાને લઇને કેટલોક લાભ તો આપીજ શકી છે; પરંતુ હવે જ્યારે શિક્ષણનો (તન-મનની ખીલવણી રૂપી) ખરો ઉદ્દેશ, તે ઉદ્દેશને પાર પાડવાની ખરી પદ્ધતિઓ, અને તેનાં અસામાન્ય પરિણામોનો વિષય દેશના પરમ શુભેચ્છકો ઉંડાણથી જાણી વિચારીને દર્શાવતા ચાલે છે; એટલુંજ નહિ પણ તે પદ્ધતિઓને ચાલુ કરવા કરાવવાને પણ તેઓ તૈયાર થયા છે; ત્યારે તો શિક્ષણની એ જુની ઘરેડ બાજુ પરજ મુકાવી જોઇએ. અઘોળ સાબુ દાણાની શેર પાણીવાળી કાંજી તો માણસ ખાટલાવશ હોય ત્યાં સુધીજ કામની. જ્યાં સાચી ભૂખ ઉઘડી અને હરવા ફરવાની શક્તિ આવી, એટલે તો પછી ખોરાક સામાન્ય શરીરવાળા કરતાં પણ વધારે પૌષ્ટિક-શેરે શેર ઘીનો શીરો-જ આપવો પડે. જાપાન અને જર્મનીને મંદવાડમાંથી ઉઠતાં વારમાંજ એ શીરાની સગવડ મળી ગઇ તે તેઓ વીસ ત્રીસ વર્ષમાં તડાતૂમ બની જગતને આશ્ચર્ય ચકિત કરી શકયા. હાલની સ્થિતિમાં પણ જો ભારતને તે આગલું કાંજી જેવુંજ શિક્ષણ અપાયા કરે, તો તો ઝેરી જવરમાંથા ઉઠેલો દેશ પાછો ક્ષયનેજ ખાટલે પડે—" હોલામાંથા નિકળીને ચૂલામાં " ના જેવીજ પાછી તેની દશા થઇ પડે.

ભારતના ગૌરવરૂપ ગાંધીજી એક વખત એક કૉલેજનાજ મકાનમાં બોલ્યા હતા કે; " મારૂં ચાલે તો આ કાલેજોને આજેજ દિવાસળી લગાવી દઉં." ગોખણપટ્ટીના ધોરણવાળી, પરભાષાના વાહનવાળી, ખરો ઉદ્દેશ સિદ્ધ કરવાને બદલે ઉલટાં તન મનને નિર્માલ્ય બનાવી દઇને દેશનાં ઉછરતાં સંતાનોને નોકરીના ખાડામાં ગબડાવી મૂકનારી પદ્ધતિને માટે એક દેશ ભક્તિથી છલકાતું હૃદય એવું બોલે એ સ્વા-

ભાવિકજ છે. એકવાર ના૦ લોર્ડ ચેમ્સફોર્ડ જેવા સરકારી વડાએ પણ આવી ખરાબીઓ ઉપર લંબાણુ વિવેચન કરતાં જે જણાવ્યું હતું, તે અંગ્રેજીનાં મોહિત મા બાપો માટે તેમજ ગાડરીયા પ્રચારકો માટે ઓછું બોધપ્રદ ન હતું. તેમના કથનો ભાવાર્થ આ પ્રમાણે હતો કે;–

"હાલ આપણે ઉચ્ચતર શિક્ષણમાં શિક્ષણના સાધન તરીકે અંગ્રેજી ભાષા ઉપર આધાર રાખીએ છીએ. નોકરી માટે અંગ્રેજી જ્ઞાન પરવાના જેવું છે, અને દેશી ભાષામાં તેવાં પાઠય પુસ્તકો પ્રાપ્ય નથી તેથીજ મુખ્યત્વે આ સ્થિતિ ટકી રહેલી છે; પરંતુ તેનું પરિણામ ખુલ્લું છે. આ ગૂઢ વિષયો પરદેશી ભાષામાં ગૃહણ કરવાની કોશિષ વિદ્યાર્થીઓ કરે છે, અને ઘણા દાખલાઓમાં તો એ ભાષાના મધ્યમસરના જ્ઞાનને લીધે તેમને તે વિષયોનાં પાઠય પુસ્તકો મોઢેજ કરવાં પડે છે. આવી ગોખણ પટ્ટીની વૃત્તિ આપણે વખોડીએ છીએ; પરંતુ મને વિદ્યાર્થીઓની એવી ખંતને માટે માન થાય છે. કારણ કે તેઓ જ્ઞાનની તૃષા છોડી ન દેતાં અપૂર્ણ રીતે સમજાયલાં આખાં પાનાં, રે આખી ચોપડી પણ મોઢે કરી જાય છે! અલબત કેળવણીનો આ કેવળ હાસ્યજનક નમુનો છે. આ વિષય સંબંધમાં એક આગેવાન હિંદી સાથે વાત કરવાની તક મને મળી હતી અને તેણે મને પોતાના અનુભવની વાત કરી હતી કે, જ્યારે ઇતિહાસનો વિષય તેને ઐચ્છિક વિષય તરીકે લેવાનો સમય આવ્યો ત્યારે, તે પોતે અંગ્રેજીનો સારો વિદ્યાર્થી હોવા છતાં તેને પોતાનું પાઠય પુસ્તક સમજવામાં પોતાનું અંગ્રેજી જ્ઞાન અધુરૂં લાગ્યું, ત્યારે તેણે એ આખી ચોપડીજ મોઢે કરવાનો નિશ્ચય કીધો. પરીક્ષા દરમીયાન તેને એક પ્રશ્ન પુછાયો અને તેનો ઉત્તર ચોક્કસ પાનામાં હોવાનું તે જાણતો હતો; પરંતુ તે પાનાના કીયા ચોક્કસ ભાગમાં તે ઉત્તર સમાયેલો હતો, તે વિષે અનિશ્ચિત હતો; જેથી તેણે ઉત્તર તરીકે એ આખું પાનુંજ ઘસડી કાઢયું! પરંતુ આથી

તેને ધાર્યા કરતાં ઘણાજ ઓછા માર્ક મળ્યા. પછી પરીક્ષક સાથે તે વિષે વિવાદ થતાં પરિક્ષકે તેને કહ્યું કે પ્રશ્ન તું યોગ્ય રીતે સમજ્યો ન હતો; અને તેં ઘણું અસંબદ્ધ લખી માર્યું હતું. મને લાગે છે કે આ પુરાવો આપણી હાલની પદ્ધતિની ખામીઓ દર્શાવે છે. હું તમને અને મને યુનિવર્સિટીની નિષ્પત્તિરૂપ પુરૂષ તરીકે આ પ્રશ્ન પુછું છું કે, જો આપણી કેળવણી પુરેપુરી રીતે એક પરદેશી ભાષા દ્વારાજ અપાતી હોય, તો તેનું આ કરતાં બીજી કેવી રીતનું ફળ આપણને મળવું જોઇએ? મને શક નથી કે આમ (ગોખણ પટ્ટીથી છોકરાઓ પાસ થાય છે તેમ) ન થયું હત, તો નિરાશાથી આ કોશિષ આપણે છોડી દીધી હત. આવી એક વાંકી ચુકી રીતીથી પોતાને શિરે આવેલી મુસ્કેલીઓ વટાવવાને આવો બહાદુરી ભર્યો પ્રયાસ કરનારાઓને માટે હું પ્રશંશામાં ગણી જાઉં છું. આનો ઉપાય આ બે દિશાઓમાંની એકમાં રહેલો મને દેખાય છે. આપણાથી બની શકે તેટલે અંશે દેશી ભાષામાં આપણે શિક્ષણ આપવું જોઇએ. અને **શિક્ષણના સાધનદ્વાર તરીકે અંગ્રેજીનો ઉપયોગ છેલ્લામાં છેલ્લી સંભવિત ક્ષણ પર્યંત મોકુફ રાખવો જોઇએ.**"

એક અન્ય ભાષણમાં પણ એ નામદારે જણાવ્યું હતું કે;—

"યુનિયર્સીટિનું શિક્ષણ પામેલા તરીકે હું મને પોતાને પ્રશ્ન કરૂં છું કે, જો પરભાષાના દ્વારાજ અમને સંપૂર્ણ શિક્ષણ આપવામાં આવ્યું હોત, તો અમે અમારા શિક્ષણમાં કેવું ફળ મેળવ્યું હોત?"

"હું મુસ્કેલીઓથી વાકેફ છું, માત્ર ગઇ કાલેજ એક કાયદાના અભ્યાસી વિદ્યાર્થીને મેં પુછ્યું કે, 'કાયદાના અભ્યાસમાં આટલાં જોખમો અને નિરાશાઓ રહેલી છે, છતાં શા માટે તું તેનો અભ્યાસ કરે છે? ત્યારે તેણે જવાબ આપ્યો કે 'ત્યારે મારે હવે બીજો કીયો વિષય લેવા જેવો છે?'"

"તેના જવાબ પર હું ચર્ચા કરવાનો નથી. જો કે એ વિચાર કરવાને કારણુ આપે છે, પણુ હું આટલું તો કહીશ કે કેળવાયલા વર્ગો માટે વકીલાત અને મહેતાગીરીના ધંધાને બદલે ધંધાનાં બીજાં દ્વારો ઉઘાડવાને અમારી શક્તિ પ્રમાણે સર્વ પ્રયત્નો કરવાની મારી સરકારની રાજનીત છે અને અંતરની મારી તેવી ઇચ્છા છે. જ્યાં-સુધી વિદ્યાર્થીઓ એમ ધારે છે કે, વકીલાત અને મહેતાગીરીનાજ માર્ગો ધંધા માટે ઉઘાડા છે, ત્યાં સુધી એ ધંધામાં ગીરદી, ભચ-ડાકચડી, અને તેને પરિણામે અનુત્તેજન, નિરાશા અને અસંતોષજ આપણને મળશે."

એક વિદેશી સરકારના વડાને પણુ આમ કહેવા કરવાની જરૂર લાગે; તે દર્શાવી આપે છે કે એ ઘરેડના ઉંડાણમાં તો કેટલી બધી ખરાબી હોવી જોઇએ. આજથી ત્રીસેક વર્ષ ઉપર પણુ આપણો બંગ સાહિત્ય સમ્રાટ—બંકિમ બાબુ એ વિષે લખે છે કે:—

× × ×

"અધુરી વિદ્યામાં ખાસ દોષ એ રહેલો છે કે મિથ્યા ધર્મની જડ તેમનામાંથી ઉખડી જાય છે; પરંતુ સત્ય ધર્મની જડ તેમનામાં સ્થપાતી નથી. સત્ય ધર્મની જડ સ્થપાવાને માટે વધારે (ધાર્મિક) નીયમોની આવશ્યક્તા છે."

× × × × ×

"તમે (હાલના ભણેલા પુરૂષો) અંગ્રેજી શીખ્યા છો; પરંતુ અંગ્રેજી ભણીને તમે શું વધારે ઉકાળ્યું છે? કોનાપર મહાન ઉપકાર કર્યો છે? હુંતો જોઉછું કે અંગ્રેજી શીખીને તમે કારકૂની કે બીજી કોઇ ક્ષુદ્ર ચાકરી કરવાનું શીખ્યા છો, મનુષ્યત્વ નહિ! સાંભળો, પહેલાના અને હાલના પુરૂષોમાં ભેદ શો છે? પહેલાંના પુરૂષો પરોપ-કારી હતા, જ્યારે તમે તો કેવળ પોતાનાપરજ ઉપકાર કરવાનું જાણો

છો. પહેલાંના પુરૂષો સત્યવાદી હતા, અને તમે તો કેવળ પ્રિયવાદી ( મીઠું બોલનારા ) જ છો. પહેલાંના પુરૂષો માત પિતાની ભક્તિ કરતા તેમ તમે પણ ભક્તિ તો કરો છો; પણ તે પત્નિની કે ઉપ પત્નિની જ! પહેલાંના લોક દેવતા અને બ્રાહ્મણોની પૂજા કરતા, તેને બદલે તમારા દેવતા ગોરી જાતી છે; અને તમારા બ્રાહ્મણો, સોની, દરજી વિગેરે થયા છે. પહેલાંના પુરૂષો પુતળાં પૂજક (મુર્તિપૂજક) હતા તો તમે બાટલી પૂજક* બન્યા છો."

એક અન્ય સુલેખક પણ ઠીકજ કહે છે;—

"સુધારક સમુદાય સામાજિક સંસ્થાઓદ્વારા શાળા શિક્ષણનો પ્રચાર દિનદિન વધારી રહ્યો છે; ખરૂં છે કે વિદ્યા (હાલની કેળવણી)થી બુદ્ધિનો વિકાસ થાય છે, તથાપિ × × × × સદવર્તન, કર્તવ્યમાં અનુરાગ અને પ્રમાણિકપણું એ ગુણો પણ મનુષ્યોને માટે એટલા બધા જરૂરી છે કે તેના વિના શુદ્ધ ચારિત્ર્ય બંધાઇ શકવું અસંભવિત છે."

× ×

"બુદ્ધિ મસ્તિષ્કની શક્તિ છે, અને સદગુણ હૃદયની શકિત છે. જ્યાં સુધી હૃદયને ઉચ્ચ શિક્ષણ નથી મળતું, ત્યાં સુધી બીજાં સર્વ પ્રકારનાં શિક્ષણો અધુરાં છે."

× × × ×

જાણીતા અમેરિકન મુસાફર સ્વામી સત્યદેવ "અમેરિકાના પ્રવાસ" માં સત્યજ લખે છે કે:—"આ જગતમાં આપણે આપણી લડાઇઓ જાતેજ લડતાં શીખવું જોઇએ. એમ કરવાથીજ શારીરિક, માનસિક અને આત્મિક બળ વધે છે. જે માણસો પોતાની લડાઇઓ બીજાની પાસે લડાવે છે, જેઓ પોતાનાં કામ અન્યના આધારે સિદ્ધ

---

* ગુજરાતમાં આ પૂજા સર્વત્ર નહિ તો અનેક ઠેકાણે તો પેઠી છેજ.

કરવા માગે છે, તેમના આત્મા બીરૂ અને માનસિક વ્યાધિઓથી ગ્રસિત થઇ જાય છે. આપણા વિદ્યાર્થીઓને આત્માવલંબનનો સિદ્ધાંત શીખવવામાં આવતો નથી. આ કારણથી આજે આપણી સમગ્ર જાતિ પોતાના પગ ઉપર ઉભી રહેવાને અશક્ત છે. આપણી દૈનિક આવશ્યકતાઓ પૂર્ણ કરવાને માટે સામાન બહારથી આવે છે! આપણે આપણાં કામ કરવાને માટે બીજાના મુખ તરફ જોઇએ છીએ! આપણામાં મનુષ્યત્વ રહ્યું નથી! સાધારણ કામ કરવાને માટે પણ આપણને બીજાઓની આજીજી કરવી પડે છે! આ સર્વ નિર્બલતાઓ આપણામાં આવી છે તેનું કારણ એજ છે કે આપણને પ્રારંભમાં આત્માવલંબનની શિક્ષા આપવામાં આવતી નથી. આથી જ્યારે કોઇ મુશ્કેલી આપણી સામે આવી પડે છે ત્યારે આપણને કાંઇ પણ સુઝ પડતી નથી. ”

જુની ધરેડની બાબતમાં એ શિવાય પણ વર્તમાનપત્રો વગેરે દ્વારા વર્ષોથી ચર્ચા ચાલતી આવી છે; છતાં જે માબાપો વગેરે હજી અજાણ હોય તેઓ મહાત્મા ગાંધીજીનું કેળવણી પરિષદના પ્રમુખ તરીકેનું ભાષણ વાંચશે તો ખાત્રી થયા વિના રહેશે નહિ.

આ વિષય આ પુસ્તકમાં મુદ્દાનો નહિ છતાં એટલાજ માટે અપાયો છે કે એ નુકસાનકારક—છતાં કાળે કરીને સૂતર પડી ગયેલી —ધરેડ પ્રમાણેની અંગ્રેજી સ્કૂલો અને હાઇસ્કૂલો હજી પણ નવી નવી નિકળ્યેજ જાય છે.

હવે જ્યારે દેવી બિસેંટ, મહાત્મા ગાંધી, પરમોત્સાહી જી. વૃ. દેશાઇ—પ્રમુખ ગોખલે સોસાઇટી—અમદાવાદ અને સ્વાર્થત્યાગી છો. બા. પુરાણી—ભરૂચ કેળવણી મંડળ વગેરે સુયોજકો તરફથી રાષ્ટ્રીય શિક્ષણ વિષયક ઉપકારક યોજનાઓ બહાર પડી છે અને તેને લગતી તૈયારીઓ પણ શરૂ થઇ ચૂકી છે; તો પછી એ નવી નવી સ્થાપ-

નાઓનું દેશોત્થાપન કાર્ય બંધજ પડવું જોઇએ; અને તેને બદલે સ્વ-પરના તન–મન–ધનનો વ્યય રાષ્ટ્રીય શિક્ષણની એવી રૂડી પદ્ધતિઓના શોધન, વર્દ્ધન અથવા અનુકરણ પાછળજ કરવો કરાવવો જોઇએ.

એ રાષ્ટ્રીય પદ્ધતિઓનો માર્ગ જો કે હાલ શરૂઆત જેવો, સરકારી સહાયની આશા વિનાનો, અનેક અગવડોવાળો, અને પેલા જન્મ ટીપવાળા કેદીની પેઠે* જુની ઘરેડમાં ટેવાઇ મોહાઇ ગયેલાં ઘણાં ખરાં માબાપો, શિક્ષકો, સ્થાપકો, ચાલકો તેમજ સહાયકોથી ઝટ સમજી પાળી શકાય તેવો નહિ હોવાથી, તથા એમાં જુની ઘરેડના જે તે શિક્ષકો જેમના તેમ કામ લાગી શકે તેવું પણ નહિ હોવાથી, એ માર્ગમાં ઉચ્ચ કક્ષાના સમાજ સેવકોની જાતિ સામેલગિરીની, તથા ખાસ આવડત અને ખંતવાળા શિક્ષકોની અને સમજુ ધનિકોની સહાયની પુરેપુરી આવશ્યકતા રહેશે.

શરૂના ઝરણા જેવી આ નવશિક્ષણની જ્ઞાનગંગા પોતામાં દેશોદયનાં અને સમાજ શોધનનાં જે રૂડાં બીજ ધરાવે છે, અને તે બીજોમાં વૃક્ષ ફળફુલ રૂપે ખીલી ઉઠવાની, એકમાંથી અનેક બનતા ચાલવાની અને માર્ગ મળ્યા પછી પોતાનાજ પ્રવાહ બળથી તે માર્ગને પહોળો કરી લેવાની જે અનંત શક્તિ રહેલી છે; તેને લીધે ભગીરથના જેવા પુરૂષાર્થી દેશભકતો એ પાતળી સરખી ધારાને પણ બધા પહાડ પત્થરો વચ્ચેથી માર્ગ અપાવવામાં બાકી રાખશે નહિ. એ ધારા જેમ જેમ આગળ વધતી જશે, તેમ એમાં બીજાં અસંખ્ય ઝરણાં અને નદીનાળાં ભળતાં જઇને એને સાગર સમાન

---

* આ જન્મકેદી ઘણાં વર્ષ સુધી કેદમાં રહી રહીને એવો તો ટેવાઇ ગયો હતો કે જ્યારે કોઇ કારણસર તેને છોડી દેવામાં આવ્યો ત્યારે તેને જવું ગમ્યું નહતું, અને જાણે પોતાનું ઘરજ છોડી દેવું પડતું હોય તેવા ભાવથી રડી પડયો હતો !

બનાવી દેશે. તત્કાળમાં એ કાર્ય જુની ઘરેડની ઉંડી ખાઇની અપેક્ષાએ ઝીણા ઝરણા જેટલું પણ ભલે હોય; પરંતુ એ ઝરણાનું અમૃત જળ પીને ટટાર બનનારાં ભારત સંતાનોમાંથી અનેક એવાં નિવડશે કે જેઓ પોતાનાં અસંખ્ય બાંધુઓને ખારા જળમાં ખવાઇ જતાં બચાવશે.

ભારતનાં જે તૃષાતુર તનુજો કાળાં થઇને મરૂ ભૂમિમાં ખોદી કઢાયલી એ ઉંડી ખાઇનું ખારૂં જળ પી પીને પોતાનો કાળ સમીપ લાવી રહ્યાં હોય, તેમણે પણ તેમ કરવાને બદલે ટીપું ટીપું પણ આ નવગંગાનાજ અમૃત જળનું પાન કરવું સારૂં છે; અને છેવટ સમૂળગુ તૃષાતૂર રહેવું પડે તો તે પણ ખારૂં પાણી પીને વહેલા મરવા કરતાં તો બહેતર છે.

ઓ ખારી ખાઇમાં જઇ ભળતાં તન–મન–ધનનાં ઝરણો ! તમે પણ જરાક સોચો, વિચારો; ગાંધી જેવા દેશદીપકની દલીલોનો પ્રકાશ એક વાર પણ હૃદય કપાટ ખોલીને અંતરમાં પેસવા દો; ખોટી કીર્તિ અને અયોગ્ય આજીવિકાથી દૂર રહો, અને ક્ષીર સાગરમાં જઇ ક્ષીર રૂપ બનવાને સૃજાયલું તમારૂં તન–મન–ધનનું મિષ્ઠ જળ હવે તો ખારા પાટમાં નજ ખુવો.

## લોક શિક્ષણના અન્ય રહી જતા વિભાગો.

એ તો શાળા શિક્ષણની વાત થઇ. થોડા પણ પુરૂષાર્થી દેશભક્તો એ દિશામાં જાગ્યા છે તો પ્રભુ સર્વ સારૂંજ કરશે; પરંતુ હાલના સંયોગોમાં તો એ શાળા શિક્ષણ પણ સમાજ શિક્ષણનો એક નાનો સરખોજ ભાગ છે. માટે સમાજ શિક્ષણના બાકીના ભાગો કે જે અનેક અને અનેકગણા વિશાળ છે, તેના તરફ પણ દેશના સેવકો, ધનિકો, સત્તાધારીઓ અને અગ્રેસરો વગેરેએ ધ્યાન અપાવાની પુરેપુરી જરૂર છે. એ ભાગો કયા ?

છોકરૂં નિશાળે જવા યોગ્ય થાય તે પહેલાંનું તેનું ગર્ભ શિક્ષણ અને ગૃહશિક્ષણ.

અક્ષરજ્ઞાન જેટલું પણ શિક્ષણ નહિ મેળવી શકનારા સેંકડે નેવું ટકા જેટલા માણસોને માટેનું; તેમજ અક્ષરજ્ઞાન મેળવનારામાંથી પણ દસમાંના નવ તો નહિ ભણવા જેટલુંજ ભણીને કામ ધંધે લાગી જાય છે, અને થોડુંઘણું ભણ્યા હોય તે છેકજ ભૂલી જાય છે, એવાઓ માટેનું ગૃહ ધર્મ, સમાજ ધર્મ, આરોગ્ય ધર્મ ૯૦ બાબતોનું સામાન્ય અને વિશેષ શિક્ષણ.

સમાજના અર્ધો અર્ધ અંગ રૂપ સ્ત્રી જાતિને લગતું સ્ત્રી ધર્મ, માતૃધર્મ, ગૃહધર્મ, સમાજ ધર્મ તથા દેશ ધર્મ વિષયક શિક્ષણ.

સમાજના પાંચમા ભાગ જેટલી પંચમ જાતિ (અંત્યજો) માટેનું પણ વિવિધ પ્રકારનું ઉન્નતિપ્રદ શિક્ષણ.

સમાજના પોણા ભાગ જેટલા ખેડુત વર્ગનું કૃષિ વિષયક, આરોગ્ય વિષયક અને સમાજમાંના તેમના દરજ્જા વિષયક શિક્ષણ.

લોક શિક્ષણના ઉપલા વિભાગો અત્યારે દેશની વસ્તીનો નવાણું ટકા ભાગ રોકે છે. અક્ષર જ્ઞાન, ચારિત્ર્ય જ્ઞાન અને પોત પોતાના કામ ધંધાના યોગ્ય જ્ઞાનને અભાવે એ ભાગો જે દશા ભોગવે છે, તેનો ખરો ખ્યાલ દરેક નગરવાસીને આવવો અશક્ય છે. કરોડો મૂર્ખ માતાઓ, પાજી પિતાઓ, મલીન બાળકો, અજ્ઞાન ખેડુતો, આળસુ બ્રાહ્મણો અને અસાધુ સાધુ–ફકીરોથી ઉભરાઇ રહેલા ભારતમાં એ વિભાગોના શિક્ષણ તરફ યોગ્ય ધ્યાન નહિ અપાય, ત્યાં સુધી બધી ભૂલજ ગણાશે; કે જે ભૂલનાં ફળ સ્વરાજ પ્રાપ્ત ચીન, ઇરાન, રૂશ વગેરે દેશો અત્યારે ભોગવી રહ્યા છે.

એ અવદશાઓ આપણાથીજ ઉદ્દભવેલી, આપણાથીજ પોષાયલી, અને આપણાથીજ ટકી રહેલી હોવાથી તેનો નાશ પણ આપણાજ હાથમાં છે. રાજ પ્રકરણી અને બીજી દરેક બાહ્ય ન્યૂનતાઓ પણ આ અંતર અવદશાઓના પાયા ઉપરજ રચાયલી તથા ટકી રહેલી

હોવાથી જો એ રેતીના પાયાને બેસવી શકાશે તો પછી તેના ઉપર ચણાયલા કોટ કાંગરાઓ તો આપો આપોજ ધબાય નમઃ થઇ જશે. **મૂલો નાસ્તિ કુતઃ શાખા ?**

આ દેશ વ્યાપી આંતર બાહ્ય અવદશાઓનું ટુંકું સ્વરૂપ "દેશનાં સંતાનોમાં જ્ઞાનની ક્ષતિથી ઉદ્દ્ભવેલી ધર્મની ક્ષતિ તથા અધર્મની વૃદ્ધિ" એજ છે. "ધર્મ" એટલે "દુર્દશામાંથી છોડાવી સુદશાને ધારણ કરાવનારૂં જ્ઞાન અને ચારિત્ર" ( સુવિચાર અને સદ્વ્યવહાર ) કે જેનું પરિણામ બળ બુદ્ધિની ખીલવણી દ્વારા મોક્ષમાં હોય છે; અને "અધર્મ" એટલે "નીચ દશામાં ગબડાવી પાડનારા વિપરીત વિચાર વ્યવહાર" કે જેનું પરિણામ બળ બુદ્ધિના નાશ અને દુરૂપયોગ દ્વારા દુઃખ અને પરાધિનતારૂપી બંધનોમાં હોય છે. બસ, એ ખરા ધર્મની ગ્લાનિ એજ—એ જ્ઞાન ચારિત્રના વિનાશેજ—એ બળ બુદ્ધિના દુરૂપયોગેજ—એ અવગુણો અને નિર્બળતાના માંહોમાંહેના ઘર્ષણેજ—ભારતરૂપી સર્વાંગ સુંદર બગીચામાં સર્વ અવદશાઓના મૂળરૂપ દાવાનલને પ્રકટાવ્યો હતો.

"ઇસ ઘરકો આગ લગ ગઇ ઘરકે ચિરાગ* સે"

આ આગમાં વળી હાલના શિક્ષણે અને અહિંના દેશકાળ માટે પ્રાતકુલ એવા કેટલાક અર્ધ દગ્ધ વિચારો અને અંધ અનુકરણોએ પણ ઠીક ઉમેરો કર્યો. દેશમાં ચારિત્ર્ય અને આરોગ્ય પોષક ઝાંખી પાંખી કોઇ કોઇ સુપ્રથાઓ ટકી રહી હતી, તેનો પણ એને લીધે ઉચ્છેદ થતો ચાલ્યો. બચપણની ખેલકૂદ, યુવાનીની રમતો, કસરતો, અખાડાઓ, રાસ, ગરબા વગેરે આનંદ સાથે વ્યાયામ અને આરોગ્ય આપનારી બાબતો; પાણી ખેંચવાની અને દળવાની કસરતી પ્રથાઓ; વ્યાસ બાપાઓની ( માણ ભટોની ) જોશીલી અને બોધપ્રદ દ્રષ્ટાંતો સાથેની કથાઓ; ભાટ ચારણોની રૂંવાં ઉભાં કરનારી વીરત્વ ભરી

* ચિરાગ=દીપક.

વાર્તાઓ; માતેલી ગાય ભેંસોના દૂધ દહીંનાં વાળુ; એ બધું જોત જોતામાં મટી ગયા જેવું થયું છે. ચારતારી બાર, એટલું ગણવામાં પદવીધરોને પણ કાગળ કલમથી ગુણાકાર કરવો પડે, એવી દશા બનતી ચાલે છે. સગાં વહાલાં, આડોશી પડોશી અને અતિથી-અભ્યાગતો પ્રત્યેના સત્કાર અને હેત ઉમળકા ઉડી ગયા છે.

અતિ ગરિબાઇ અને અજ્ઞાનને લઇને "પૈસો એજ પરમેશ્વર" અને તેને પ્રાપ્ત કરવાના છળમાંજ બધું બળ, અધર્મમાંજ ધર્મ અને સ્વાર્થમાંજ પુરૂષાર્થ મનાતું ચાલે છે; બાળકોની અર્ધી અર્ધ સંખ્યા ઉંમરે આવવા પહેલાંજ મરણ પામે છે; પાંચ કરોડ મનુષ્યોને પેટ પુરતું અન્ન પણ મળતું નથી; દુષ્કાળ, કોલેરા, પ્લેગ અને બીજા ગરીબાઇના વ્યાધિઓ ઉપરા ઉપરી ઉપડી આવીને લાખોનો ભોગ લીધાજ જાય છે; અને તેના પંજામાંથી બચવાના સાદા સીધા માર્ગ પણ પાળી શકવા જેટલું જ્ઞાન અને ધન લોકોમાં રહ્યું નથી; સોમાંથી નેવું સ્ત્રી પુરૂષ થોડાં કે ઘણાં રોગીષ્ટજ રહ્યા કરે છે; દેશના છ કરોડ સેવકો મળમૂત્ર ઉપાડવાનું અતિ જરૂરી કામ માત્ર જુઠ ટુકડા ખાઇને બજાવે તોપણ વિશેષમાં તેમને અસ્પર્શ્યતા અને તિરસ્કારનાં ઇનામ મળે છે, અને તેજ લોક જો હિંદુ મટીને મુસલમાન કે ખ્રીસ્તી બની જાય તો તેમને અડવા અમે તૈયાર હોઇએ છીએ; (ધન્ય ધર્માંધતા!) દેશના ખરા ઉત્પાદક વર્ગરૂપ એંશી ટકા જેટલા ખેડુતો દિવસે દિવસે દેવાદાર અને દુર્બળ બનતા જાય છે; કરોડો અને અબજોના ખર્ચે ચાલતાં અન્નક્ષેત્રો અને સદાવ્રતો પણ ખરા ભક્તો, દુઃખીયાઓ અને દેશ તથા ધર્મના સેવકોને અન્ન વસ્ત્રથી નચિંત બનાવવાને બદલે હરામખોરો અને પાખંડીઓને પોષવા વધારવાનું ઘોર કર્મ કર્યાજ જાય છે; અને દંપતિના, કુટુંબના, જ્ઞાતએન અને પડોશીઓના કજીયા કંકાસ દેશનાં કરોડો સંતાનોનાં લોહી ચૂસ્યાજ કરે છે.

બાઇઓ બ્હેનોને ગરબે રમતાં તો શું પણ છોકરાંના હાલા ગાતાં પણ નથી આવડતું! ક્યાંથી આવડે? જ્યાં માતા પિતા તરીકેની યોગ્યતા અને સમજણ આવવા પહેલાંજ માતા પિતા બની જવાતું હોય; અને સ્વામિ વિવેકાનંદ કહે છે તેમ જ્યાં તરતાં શીખવ્યા પહેલાંજ સ્ત્રી અને પ્રજારૂપી પત્થરો ગળે બાંધી દઇને આ દુસ્તર સંસારના ઉંડા પાણીમાં સ્વસંતાનોને ડુબાવી દેવાતાં હોય; ત્યાં પછી આવડત, શરીરબળ, મનોબળ એ બધું કાઢવું ક્યાંથી?

એટલા માટે જ્યાં સુધી જ્ઞાન ચારિત્રની આંતરિક અવદશાઓ ઉલટાઇને સુધર્મ એટલે કે શુભ જ્ઞાન–ચારિત્ર્ય ન પ્રવર્ત્તે, ત્યાં સુધી દેશની બાહ્ય ઉન્નતિ પણ ખરા રૂપમાં થવી–ટકવી દુર્લભજ છે. દીર્ઘ સમય અને ઉંડી અસરને લઇને એ અવદશાઓએ જનસમાજમાં સ્વાભાવિકતાનું, મજબુત ટેવોનું, બાપદાદાથી ચાલતી આવેલી રૂઢીઓનું, અને ડોશીશાસ્ત્ર વગેરેમાં તો ધર્મનું નામ પણ ધારણ કરી દીધું છે! વિવેક રૂપી અંતર ચક્ષુ તો એ અવદશાએ પ્રથમથીજ લઇ લીધાં હતાં, અને પાછળથી અક્ષર બોધનાં સાધન ચક્ષુઓ પણ મીંચાવી દીધાં!

માટે પાછાં જનવર્ગનાં તે વિવેક ચક્ષુ અને સાધન ચક્ષુ ઉઘડે તેમ કરવું–અર્થાત દુર્દશાવશ લોકોમાં તેમની અવદશાઓનું ભાન તથા શક્ય સુદશાઓનાં સ્વરૂપ અને ઉપાયોનું જ્ઞાન ફેલાવવું; એ વર્તમાન સમાજને માટે સર્વથી મોટું લોક શિક્ષણ છે. કેમકે સુદશાનું મૂળ જે સુચારિત્ર અથવા સદ્‌ગુણ અને સુપ્રથાઓ, તેનું બીજ એક માત્ર સુજ્ઞાન માને સદ્‌વિચારોજ છે. દેશ સંતાનોના હૃદયક્ષેત્રમાં એ બીજ બહુજ છુટથી વેરવાની× સર્વથી પહેલી જરૂર છે. જેઓ એમ કહેતા હોય કે

× એ બીજ નથીજ વેરાતાં એમ કહેવાનું નથી; પરંતુ જે ઉત્તમ પ્રકારો દ્વારા અને જેટલા પ્રમાણમાં તથા સ્ત્રીઓ, બાળકો, ગરીબો, અભણો અને ગામડાઓ પર્યંતના ઉંડાણમાં તે વેરાવાં જોઇએ તેના આગળ જે કાંઇ થાય છે તે નહિ જેવુંજ છે.

"આચરણ તો હોય નહિ ને પછી વાંચે સાભળે તેમાં શું વળે?" તેઓ "ઘોડાની આગળ ગાડી" રાખવા માગનાર જેવાજ છે. જ્ઞાન ગમે તો વ્યાવહારિક હોય કે પારમાર્થિક હોય, પરંતુ તે ચારિત્રનું રૂપ તો ત્યારેજ ધારણ કરી શકે છે કે જ્યારે તેને મનન અને પોષણ વડે દ્રઢ કરવામાં આવે. "तत् चिंतनं तत् कथनमन्योऽन्य तद् प्रबोधनम्" । ના રૂપમાં તેનો વારંવાર અને વિવિધ પ્રકારથી અભ્યાસ, એ તેના પોષણનો મુખ્ય માર્ગ છે.

વવાયલા બીજનું વૃક્ષ થઈને ફળફૂલ આવે ત્યાં સુધી ધીરજની પણ જરૂર રહે છે; પરંતુ હાલનો હરીફાઈનો યુગ માત્ર કુદરતપરજ બેશી રહેનારને આગળ આવવા દે તેવો નથી. આ યુગ તો પદાર્થ વિદ્યાનો—સાયન્સનો છે. એનો આશ્રય લેનારજ આ યુગમાં આગળ વધી શકે છે. વિજ્ઞ પુરૂષો પદાર્થ વિદ્યાના સદુપયોગથી જેમ બીજ અને ડાળીઓને વહેલાં ઉગાવી, ફળાવી, ફુલાવી શકે છે; તેમ બુદ્ધિમાન અને પુરૂષાર્થી દેશ સેવકોએ પણ દેશમાં સુજ્ઞાનનાં બીજ વેરતા ચાલવાં સાથે સાયન્સના બળથી એ બીજોને ચારિત્ર રૂપી થડના રૂપમાં અને સુખ સ્વાતંત્ર્યરૂપી ફળફૂલના રૂપમાં સત્વર લાવી દેવાનો યત્ન પુરે પુરો કરવો જોઇએ.

એને માટેનું સાયન્સ એજ છે કે,—તે જ્ઞાનના પ્રચાર, મનન, પુનરાવર્તન અને દ્રઢીકરણ માટે સંગીતના રસાયણનો, પરહિતના પરાયણનો, સુયોજનાની કળાનો, સ્વાશ્રયના બળનો, નિષ્કામ કર્મની નિષ્ઠાનો, ધર્મધ્યાનની ચેષ્ટાનો, સાંખ્યજ્ઞાનના યોગનો, સાદાઈના ભોગનો, જીવદયાના જંત્રનો, સમાજશોધનના મંત્રનો, વ્યવસ્થાના તંત્રનો, બંધારણના યંત્રનો, સત્યની વિદ્યુતનો, ભાવનાના ભૂતનો, પ્રેમના પ્રેતનો, ક્ષમાના ક્ષેત્રનો, ચારિત્રના ચાતુર્યનો, વાણીના માધુર્યનો, ભગવદ્ સેવાના ભેદનો, વ્યવહારના વેદનો, હિતના હાઉનો, બ્રહ્મચર્યના બાઉ(બાહુ)નો, સમાજસેવાની પ્રિયાનો, કુશળતાની ક્રિયાનો, ઉત્સાહના આવાહનનો,

પ્રમાદના વિસર્જનનો, ઇશકૃપાના આકર્ષણનો, સંઘશક્તિના પ્રકર્ષણનો, શ્રેયના સૂર્યનો, પ્રેમના પ્રકાશનો, ઉચ્ચતાના આકાશનો, દાનના દેવનો, સાહસના શિવનો, અર્થકામના ત્યાગનો, ધર્મમોક્ષના રાગનો, રોચકતાના રંગનો, ભયાનકતાના ભંગનો, ગાયનના ગણેશનો, વાદનના આવેશનો, અભિનયના સુરેશનો, મહેચ્છાના પ્રવેશનો, સદુપયોગના ભોગનો, વીરત્વના વેગનો, સમજુતની સરસ્વતિનો, સદુપયોગની મસ્તીનો, વિવેકના વિષ્ણુનો, હરિના લાલોની લક્ષ્મીનો, ભ્રમભેદનની શક્તિનો, આત્મશ્રદ્ધાની ભક્તિનો અને એવા એવા દેવતાઓ તેમજ દેવતાઇ પદાર્થોનો આશ્રય લેવાવો જોઇએ.

આવા આશ્રયની જેટલા પણ વધુ પ્રમાણમાં, વધુ વ્યક્તિઓથી અને વધુ સ્થળે આપ લે કરી શકાય, તેટલા પ્રમાણમાં ભારતની અનુપમ વાટિકામાં સુચારિત્રનાં અનેકવિધ સુવૃક્ષો વહેલાં વહેલાં ખીલીને ફાલી ફૂલી ઉઠે એમાં નવાઇ નથી.

સહાનુભૂતિ, સ્વાર્થત્યાગ અને સુચારિત્રના ઐક્યની પદવીઓને શોભાવનારા સ્વયંસેવકો એવી પદાર્થ વિદ્યાના એન્જીનીયર બનવા બહાર પડે એટલીજ એ અમોઘ પ્રયોગને ઢીલ સમજવાની છે. એન્જીનીયર નિકળ્યા એટલે એન્જીન અને ડબાઓ તો એમના ખીસ્સામાંજ છે. સુતાર, લુહાર, ગાર્ડ, પોર્ટર, કોલસા અને કોલસા બારનારાઓ પણ ભલા ભારતમાંથી મળીજ રહેશે—શીખવી વિનવીને પણ તૈયાર કરી લેવાશે.

સંગીતરૂપી રસાયણમાં સમાયલા ગાયન, વાદન અને અભિનયન રૂપી આબાદ એસીડોમાંથી એકેકનો સદુપયોગ પણ કેટલો બધો હૃદયસ્પર્શી અને તન મનના વિકારોને શાંત કરનારો નિવડે છે, તો પછી એ ત્રણે પદાર્થોનો સુયોગ થતાં અને તેમાં સત્ય, હિત તથા પ્રિયત્વનું ત્રિવિધામૃત ભળતાં એ સંગીત—રસાયણની અસર વિદ્યુત કરતાં પણ વધુ ચમત્કારિક નિવડે એમાં કહેવાનુંજ

એ સંગીત રસાયણનો સાવ ઓખો પાંખો—તો પણ નિર્દોષ ઉપયોગ કરીને મહાભારત અને રામાયણ વિગેરેની કથાઓ દ્વારા જન વર્ગમાં પ્રાચીન પુર્વજોના મહિમા સાથે સુચારિત્રના પાઠો પઢાવ્યા કરનારા સદાચારી વ્યાસ બાપાઓ અને માણ ભટો પણ અત્યારે ઉત્તેજનના અભાવે અને નિર્બળતાના પ્રભાવે ઘટતા જઈને ગમે તે પ્રકારે ઉદર પોષણ શોધી લે છે. ભારત ભક્ત બંકિમ બાબુ ઠીકજ લખે છે કે,—

" આપણા દેશમાં લોક શિક્ષાનો એક સુંદર ઉપાય છે. ને તે
" કથા વાંચવાની પ્રથા છે. જો કે આજકાલ એ પ્રથાનો પ્રચાર તદ્દન
" નાશ તો પામ્યો નથી, પણ તે દિનપ્રતિદિન ઘસાતો જાય છે. પહેલાં
" ગામે ગામે ને શહેરમાં સ્થળે સ્થળે કથા વાંચનારા વ્યાસો મસ્તકે
" ચંદન ચર્ચી, ગળામાં સુગંધી પુષ્પોની માળા ધારણ કરી, વ્યાસાસન
" પર બેસી, સીતાના સતિત્વની, અર્જુનના વીર ધર્મની, લક્ષ્મણના
" બંધુ પ્રેમની, ભીષ્મના ઈંદ્રિય જયની, રાક્ષસના પ્રેમ પ્રવાહની, દધી-
" ચિના આત્મસમર્પણની ને હરિશ્ચંદ્રની કઠોર પરિક્ષાની મધુર રાગે
" સુંદર વ્યાખ્યા કરતા; ને સામે બેસીને ખેડુતો, મજુરો, સ્ત્રીઓ ને
" નીચ જાતિના લોકો પણ સહેલાઈથી સત્શિક્ષા પામી સમજતા
" કે " ધર્મ નિત્ય છે, ધર્મ દેવ છે, પોતાનો સ્વાર્થ જેવો તે ન
" ઇચ્છવા યોગ્ય છે, આ જીવન પરમાર્થ માટે મળેલું છે, જગતની
" ઉત્પત્તિ સ્થિતિને સંહાર કરનાર ઇશ્વર છે, તે આપણાં પાપ પુણ્ય
" જાણે છે, પાપ માટે દંડે છે ને પુણ્યનો ખુબ લાભ આપે છે. અ-
" હિંસા પરમ ધર્મ છે, લોક હિત એ પરમ સત્કાર્ય છે." આવી આવી
" શિક્ષા દેનારા કથાકારો હવે કયાં છે ? જે કોઇ થોડા ઘણા દેખાય
" છે તે પણ પોતાનું કામ છોડી દેવા ચાહે છે. એ છોડી દે છે તેનું
" કારણ શું ? એ દોષ આજકાલના નવા અંગ્રેજી ભણનારાની અ-
" રુચિનો છે. તેઓ કથા વાંચનારને ધૂર્ત ને હરામખોર કહેતાં પણ

" અચકાતા નથી. તેઓ પ્રાચીન ઇતિહાસ પુરાણોની બધી વાતોને
" ગપ્પાં ધારીને તેના પર અશ્રદ્ધા પ્રકટ કરે છે. દક્ષયજ્ઞમાં શંકરને
" માટે પાર્વતીએ આત્મસમર્પણ કર્યું એ વાતમાં તે શો માલ છે!
" એમ કહી ચાલી નિકળે છે. તેઓ વ્હીસ્કી પીએ ને વારાંગનાના મુખથી
" " મેરા ભોલા સિપાહીયા મેં સાથ ચલુંગીરે–મેરા ભોલા " એવી
" એવી ચીજો સાંભળવામાં લાભ અને ઉપર જણાવ્યા જેવી લોક-
" શિક્ષા ફેલાવનારી કથાઓમાં હાનિ સમજે છે! આ અર્ધદગ્ધ યુવાનો
" આવા સ્વધર્મ ભ્રષ્ટને દુરાચારી થવાથી તેમના દોષને લીધેજ આ
" કથાની અતિ ઉપકારક પ્રથા ઉઠી જવાને હવે બહુ વિલંબ નથી.
" અંગ્રેજી શિક્ષાના પ્રભાવે ભારતવર્ષમાં ક્રમથી ચાલ્યો આવતો લોક-
" શિક્ષાનો આટલો ઉપાય પણ હવે લોપ થવાનો સંપૂર્ણ ભય છે.*"

વાંચક! ગુજરાતમાં પણ આજથી વીસ ત્રીસ વર્ષપર ઠામે ઠામ જે મહાન યાદશક્તિવાળા, તથા વાર્તાઓથી અને વીરત્વના હાવભાવોથી શ્રોતાઓમાં ગુણ અને જોશ ભરનારા વ્યાસદેવતાઓ હતા; તેમાંનું હવે ક્યાં અને કેટલું રહ્યું છે?

હવે દેશની અદ્‌ભુત દોલતરૂપ આ ભાટ ચારણો તરફ જુવો. પૂર્વજોના પ્રાચીન અને અર્વાચીન વીર્ય પરાક્રમને કાવ્યમાં, વાર્તાઓમાં, અને પોતાનાં ભાવપૂર્ણ હૃદયોમાં તેમજ વંશ પરંપરામાં સંગ્રહી રાખી તેના સદુપયોગ વડે રાજા પ્રજા સર્વના બળચારિત્ર પોષણ આપ્યા કરનારા; કાયરને શૂર અને મુરદાને સજીવ બનાવી દે એવી ગર્જનાથી દેશનાં આદર્શ નરનારીઓનાં વીરવિક્રમ સંભળાવીને શ્રોતાનાં હૃદયોમાં તેમના આર્ય પૂર્વજોનું લોહી તાજું રાખનારા; યુદ્ધાંગણમાં શૂરને સાટે સાથે રહીને વીર યોદ્ધાઓમાં પરાક્રમનો પાનો ચઢાવ્યા કરનારા, અને રાજ્યસિંહાસન સન્મુખ શ્રેષ્ટ સત્કાર પૂર્વક વિરાસનવાળી

* બંકિમ કૃત "લોકશિક્ષા."

બેસનારા આ બ્રહ્મભટ્ટો અને ચારણોને આજે ભાંડભવાયા અને માગણોના ભેગું બેસવાનું ! અને જેમ તેમ પેટ ભરવાનું ! ઉપયોગ અને કદરના અભાવે તેમનાં એ અદ્‌ભૂત બળબુદ્ધિ અને એ અતિ માનપ્રદ ધંધો એ સર્વ હવે કેવું ધળ બની ગયું છે ?

મહાત્માઓનાં ગુણ ગાન અને ભજન કિર્તનોને સારંગીના સુંદર સરોદ સહિત સંભળાવનારા ભરથરીઓ અને માગણ અતીતો પોતાની અજ્ઞાનતા અને સમાજની અવદશાને લીધે રખડી રઝળીને પણ પેટપુર અન્ન નથી મેળવી શકતા !

દેશની આશારૂપ સમાજ સેવકો, અગ્રેસરો અને ધનવાનો ! દેશનો સત્વર અને ખરો ઉદ્ધાર કરવો હોય તો શાળા અને પાઠશાળાઓ આ વર્ગો માટેની કાઢો. શુભ ચારિત્રવાળા તથા પોતાના ધંધાની સારી આવડત છતાં ગરીબાઇમાં ડુબી રહ્યા હોય એવા; અને ધનિક છતાં લોક સેવાની વૃત્તિ જેમનામાં ઉછળી રહી હોય એવા સુયોગ્ય વ્યાસ દેવતાઓને, ભાટ ચારણોને, તેમજ બજાણીઆઓ, ભરથરીઓ, અતીતો અને ગરોડાઓને તથા ઉચ્ચ કોમોમાંથી પણ સાદાઇ અને પરોપકાર વૃત્તિ સ્વીકારનારા સજ્જનોને સ્વયંસેવકો તરીકે મેળવીને યોગ્ય સત્કાર તથા ખાનપાનાદિની ગોઠવણ પૂર્વક શિક્ષકો નીમો. દેશહિતથી ઉછળી રહેલાં હૃદયો, લખાણો, ભાષણો, સભાઓ, પુસ્તકો, સંસ્થાઓ, સમારંભો વગેરેનો તેમને વારંવાર સુયોગ આપીને તે શિક્ષકોની આવડતમાં દેશકાળાનુકુલ આવશ્યકતાઓના રંગ પુરાય તેટલા પુરો; અને એવા ઉચ્ચકક્ષ સુદક્ષ શિક્ષકોના શિક્ષણ નિચે તે તે વર્ગનાં સંતાનોમાં તે તે કળા ખીલવાય તેટલી ખીલવો. ભરથરી તથા સાધુઓને વેશે બીખી ખાતા, જોશીને વેશે ઠગી ખાતા, બ્રાહ્મણ વેશે માગી ખાતા આ તમારા ભિખારીઓને અને અન્ય અનાથ, અંધ, ગરીબ, અપંગ આબાળવૃદ્ધોને ગાયન વાદનનું શિક્ષણ આપો. આવા શિક્ષણ સાથે એ સર્વને

સ્વમાન, સ્વાશ્રય, સદ્દવર્તન, સાદી જીંદગી, દેશ સેવા, ગીતાનો કર્મયોગ, ઇત્યાદિ મનુષ્યત્વનાં ખરાં સાધનોનો મહિમા અને સદ્દગુણોનું શિક્ષણ તથા નીતિ અનિતિ, ગુણ અવગુણ, કુપ્રથાઓ સુપ્રથાઓ, સામાન્ય અને વિશેષ ધર્મ, સ્વચ્છતા, આરોગ્ય વગેરે બાબતોની સચોટ માહિતી આપો. દેશની પ્રાચીન જાહોજલાલી, મધ્યકાલિન પરાક્રમો અને તેની સાથે વર્તમાન અનેક દુર્દશાઓનાં વર્ણનો, કારણો, સરખામણીઓ અને ઉપાયોની માહિતી તેમની બુદ્ધિમાં, હૃદયોમાં, વાણીમાં, વકતૃત્વમાં અને રગેરગમાં ઉતારી આપો. જગતના મુખ્ય દેશોના ઇતિહાસ, તેમની ચડતી પડતીઓનાં રહસ્ય, અને એવી એવી બીજી ઉપકારક બાબતોના જ્ઞાનથી તેમને તરબોળ બનાવી દો. દેશ વિદેશમાં વર્તમાન સમયે ચાલતા અસામાન્ય વિચારો, બનાવો, સભાઓ અને રૂઢી રિવાજોનાં રસભર્યાં વાંચન, કવન, શ્રવણ અને ચર્ચાઓ તેમને છુટથી કરવા દો. પોતપોતાના ધંધા• દ્વારા લોકોપકારક દ્રષ્ટાંતો, ભાવનાઓ અને ઉત્તેજનાઓને જન સમૂહમાં કેવી રીતે પ્રેરવાં તે તેમને શીખવો, અને પછી ખાનપાન ઇ૦ની બનતી યોજના પૂર્વક તેમને ગામેગામ અને મહેલ્લે મહેલ્લે ફરતા કરી દો. મોટા ખર્ચે ચલવાતી વર્તમાન ઉચ્ચ કેળવણીની ભભકદાર ભઠ્ઠીમાં ગળાઇ જઇને નોકરી અને વકીલાતનાં બીબાંમાં ઢળાઇ ચૂકેલા ગ્રેજ્યુએટો કરતાં, આવું તન મનનું ખરૂં શિક્ષણ પામેલા બારોટો અને વ્યાસો, ભરથરીઓ અને બજાણીઆઓ, બાવા અને બ્રાહ્મણો, અપંગો અને અનાથો, અંત્યજો અને ગરોડાઓ, તમને આદિથી અંત સુધી ઓછા ખર્ચાળુ અને વધારે મહેનતુ સમાજ સેવકો તરીકે નિવડેલા જણાશે.

હે દેશના અગ્રેસરો ! આ પ્રમાણે કરવાથી આ વ્યાસ નારાયણોના બુમ બરાડાઓમાં તમારા પ્રાચીન આર્યોના મહિમાની અને તમારી વર્તમાન દેશદશાની રાડ તથા તેના ઉપાયોની બળવાન બુમ તમે સંભળાવી

શકશો. આ ઓજસ્વી બ્રહ્મભટ્ટોની ઢંકાઇ રહેલી વીરવાણીને સામાન્ય પોષણથી પણ તમે જાગતી જ્યોત જેવી કરી દઇને જનવર્ગનાં હૃદયોમાં સમાજ શોધનના અમોઘ ભાવ ભરાવી શકશો. આ ભરથરી ભિક્ષુઓની તથા માગણીયાટ બાવા બ્રાહ્મણોની હજારો અને લાખોની સંખ્યા કે જેઓમાં નિરક્ષર મનુષ્યોને પણ હૃદયનું ઉચ્ચ શિક્ષણ આપી શકે તેવી શક્તિઓ ડોકીયાં કરી રહેલી છે તેમને દેશના બોજા-રૂપ મટાડીને ટેકારૂપ બનાવી શકશો. આ અજ્ઞાન અને ગરીબ ભિખારીઓને તમે ભિક્ષુને બદલે દાતાઓ બનાવી શકો તેમ છો. આ વંશપરંપરાથી "ભલાજી મેરી બાળકડી" ગાયા કરનારા અજાણી-આઓ પાસે તમે દરેક વિવાહમાં દેશ–દશાના અને દેશોન્નતિના નાદ ગજાવી શકો તેમ છો. આ "વિદ્યાર્થીના આશીર્વાદ" કરીને નિર્વાહ કરનારાં બ્રહ્મ સંતાનોને તમે દેશોન્નતિના ખરેખરા આશીર્વાદ વર્ષાવ-નારા બનાવી શકો તેમ છો. આ માતાની ચુંદડીઓ કઢાડનારા ઢગોનાં મ્હોંડાંઓમાંથી તમે ભારત માતાની એબ ઢાંકનારાં-ઉત્તમ વિચાર વસ્ત્રો કઢાવી શકો તેમ છો. આ ભીખ માગી ખાતા હાથપગ વિનાના હજારો અપંગોને લોકહિતના ગાયન વાદનમાં રોકીને લોકોના હાથ પગનાં વિદ્યુત રેડનારા બનાવી શકો તેમ છો. આ અપમાનથી પેટ ભરતા સેંકડો સુરદાસોને લોકોનાં બિડાયલાં વિવેક ચક્ષુઓને ખોલનારા બનાવી શકો તેમ છો. આ "અમે અનાથ અમને બચાવો" નાં ગીત ગાયા કરનારાં આ અનાથ બાળકો*નાં હૃદય ક્ષેત્રોમાં ઉચ્ચ

---

* અનાથો પાસે આવાં ગીત ગવરાવીને તેમજ વખતો વખત ભીખ માગવા મોકલીને જે વહિવટદારો ડહાપણ માનતા હોય તેઓ ભૂલે છે. સાહેબો! એ કામ તો જેઓ છતા સુખે દુઃખીયોને ખાતર ભીખ માગવાનું સ્વિકારે એવા સ્વયં સેવકોનું તેમજ ધનિકોનું છે. અનાથ બાળકો-દ્વારા એવી રીતે સ્થૂલ ધનને ખેંચવા જતાં તેમનાં કુમળાં હૃદયોમાં હલકટ ભાવનાઓ રૂપી ખરાબ કચરો પણ ભેગો ભેગો ખેંચાઈ આવે છે.

જીવન અને દેશ સેવાની વિદ્યુત ભરીને તેમને ભારતના નાથરૂપ બનાવી શકો તેમ છે.

શુભ વાંચન પણ સમાજ શિક્ષણનું એક અંગ હોઇને તે અંગ વધારે સુગમતા ભર્યું તથા પ્રચારને પાત્ર હોવા છતાં દેશના નવાણું ટકા જનવર્ગ માટે તો ઉપલાં અન્ય સાધનોની આવશ્યકતા જેટલી પણ કહીએ તેટલી ઓછી છે.

વળી ભણેલાઓ માટે પણ ગ્રંથરૂપી દીપકોનો વાંચન રૂપી ઉપયોગ માત્ર જ્ઞાનરૂપી પ્રકાશ મળવા પુરતોજ છે. જ્ઞાનના પ્રકાશથી અંધારૂં દૂર થઇને વ્યક્તિમાં, ગૃહમાં અને સમાજમાં પ્રવર્તી રહેલી માન્યતાઓ, દશાઓ અને પ્રથાઓની ઓળખાણ પડી શકે છે; પરંતુ તેમાંની ઉપકારક વસ્તુઓને વીણી સાફસૂફ કરીને વ્યવસ્થિત તથા વિશેષ ઉપયોગી બનાવવા સારૂ, તેમજ કૂડાકચરા જેવી નુકસાનકારક વસ્તુઓને દૂર કરીને બાળી મૂકવા સારૂ વિશેષ યત્ન પણ જરૂરનોજ છે.

---

તેમના સન્મુખ તો દેશની દશાની અને સેવાની પ્રેરક ભાવનાઓ અને આદર્શ સમાજ સેવકોજ રમ્યા કરવાં જોઇએ, અને તેટલા માટે ખાસ ઉચ્ચ વૃત્તિના સ્વયં સેવકોનેજ આશ્રમોના ઉપરી તરીકે મેળવવા જોઇએ. વળી વહિવટી સભામાં પણ એવી કક્ષાના નર દેવોનેજ માનનીય હોદ્દાઓ આપીને દરેક ધોરણ ઉચ્ચતા અને સાદાઇવાળું ગોઠવવું જોઇએ. સભાઓ આગળ "અમે અનાથ" ઈ૦ ભાવનાઓવાળાં ગીત નહિ ગવરાવતાં—

અમે સત્યના સિપાહી–દેશની ભલાઇ સારૂ જીવીએ.
ભારત માતની દુહાઇ, એજ હકે અન્ન જ્ઞાન ઇચ્છીએ.
તમો બેનોને ભાઇ ખરી રાખો સગાઈ તમથી સેવાઈ જગ સેવીએ.
ખરા ભાવને ભલાઇ રૂપી લોકની સાદાઇ રગે રગે લઇ રેલીએ.

એવાં એવાં ગીત તેમની પાસે ગવરાવવાં જોઈયે અને સંસ્થાનાં નામ પણ અનાથાશ્રમને બદલે "દેશ સેવાશ્રમ" "ભારત ભક્તાશ્રમ" "ભારત સુપુત્રાશ્રમ" કે એવાં કંઇક રાખવાં જોઇએ.

વાંચન શ્રવણની હેતુ પૂર્વક વારંવાર આવૃત્તિ કરવી, એ પણ પ્રાપ્ત જ્ઞાનને દ્રઢ અને ચારિત્ર રૂપે બનાવવાના યો ગાભ્યાસ રૂપજ છે; પરંતુ તેવો યત્ન કરીને શ્રવણવાંચનરૂપી દીપક વડેજ કૂડાકચરાને સળગાવી શકનારા વાંચકો થોડાજ હોય છે; માટે માનવ વૃત્તિમાં મનોરંજકતાની સાથે વિવિધ રીતે જ્ઞાનામૃતનું સિંચન વારંવાર કરનારાં અને જ્ઞાનરૂપી વૃક્ષને સત્વર ઉછેરી દ્રઢ બનાવીને તેને ચારિત્ર રૂપી ફળ વહેલાં આવે તેમ કરનારાં ઉપર જણાવેલાં સાધનો-એટલે કે જાહેર વાંચન, ગાયન, વાદન, અભિનય, ચિત્ર, ચર્ચા, કથા, વાર્તા વગેરેની આવશ્યકતા અભણ તેમજ ભણેલા સર્વ કોઇને માટે પુરેપુરી સમજવાની છે.

યોજકો, શિક્ષકો અને પ્રચારકો જેમ પણ બુદ્ધિમાન, ઉત્સાહી, અને ચારિત્રવાન હોય છે; તેમ આવાં સાધનો વિશેષ શ્રદ્ધા પાત્ર, આકર્ષક અને ઉપકારક નિવડી શકે છે; અને તેના તરફ ભણેલા ને અભણ, પુરૂષ ને સ્ત્રી, બાળક ને વૃદ્ધ, ધનિક ને નિર્ધન, સર્વ કોઇનું ધ્યાન આપોઆપજ ખેંચાઇને તેમનો ઇરાદો હોય કે ન હોય તો પણ તેનું શુભ પરિણામ ત્વરાથી, સીધે સીધું અને ખુદ હૃદય પ્રદેશ ઉપરજ થતું જાય છે. ઔષધ મુખદ્વારા અપાય અને પીચકારીથી લોહીદ્વારા અપાય, તેની અસરમાં જેટલો ફેર રહેલે છે; તેવોજ અનેકગણો લાભ આ સંગીતાદિ સાધનો દ્વારા સુવિચાર ફેલાવવામાં રહેલો છે. મુક્તિફોજના કાર્યમાં પણ એટલાજ માટે ગાયન વાદનની યોજના મોખરે રખાયલી છે.

એ પ્રમાણે હોવાથી એવી એવી આકર્ષક રીતીઓ દ્વારા લોકહિતના વિચારો ફેલાવવાની વિવિધયોજનાઓ વિચારવા, રચવા, નિભાવવા અને ફેલાવવા પાછળ પણ દેશના સમજુ ધનિકો અગ્રેસરો અને શિક્ષીતોએ પુષ્કળ ઉદારતા તથા પરિશ્રમ કરવાં ઘટે છે.

ઉચ્ચકક્ષાના સમાજ સેવકોને, ધનિક ધર્માત્માઓને, અને તેવા બનવાને સૃજાયલા ભાગ્યશાળી સજ્જનોને લોકહિતના અનેક વિચારો અને

યોજનાઓ આપોઆપજ આવ્યા કરતાં હોય છે. એવા પુરૂષો લોક શિક્ષણના ઉપર જણાવેલા વિભાગોનું કાર્ય આદરી બેસે તો ક્રમે ક્રમે દેશને એક એવુ વિશ્વવિદ્યાલય ઉભું કરી આપી શકે કે જેના દ્વારા વ્યાસો, પુરાણીઓ, બારોટો, ચારણો, ભરથરીઓ, બજાણીઆઓ, અપંગો, અનાથો અને હરદાસો વગેરેના રૂપમાં વર્ષો વર્ષ સેંકડો હુશિયાર અને ચારિત્રવાન સમાજ સેવકો પોતપોતાના ધંધાને લગતી, દેશકાળને અનુસરતી તાલીમ મેળવીને બહાર પડતા ચાલે અને ગામે ગામ તથા શહેરે શહેરને ઉન્નતિના આંદોલનથી ગજાવી મૂકે.

સ્વામી વિવેકાનંદ કહે છે કે:—" જ્યાં સુધી થોડી સંખ્યાનાં " માણસોનેજ અમુક રીતિ–રિવાજ દોષરૂપ લાગે છે અને પ્રજાનો મોટો " ભાગ એ દોષને બરાબર જોઇ શકતો નથી ત્યાં સુધી પ્રજાવર્ગ એક " પગલું પણ આગળ વધવાનો નથી. સઘળી પ્રજાની દૃષ્ટિએ એ " દોષ કેમ નથી પડતો અને સમગ્ર હિન્દુજાતિ સુધારાના ક્ષેત્રમાં " આગળ કેમ નથી વધતી ? પહેલાં તો સમગ્ર પ્રજાને યોગ્ય શિક્ષણ " આપો અને ઉદાર કેળવણીથી તેમનાં હૃદય સંસ્કારી કરો. તમે " જેને દોષ કે ગુણ તરીકે સમજો છો તે તેને પણ સ્પષ્ટ સમજાવો. " **વ્યવસ્થિત વ્યવહાર ચલાવનારી મોટી સંખ્યાની એક " સંસ્થા ઉભી કરો.** પ્રજાના હૃદયમાંથી એની મેળેજ સુધારણાનો " અવાજ ઉઠવા દો; એટલે પછી કાયદા, નિયમ અને સુધારો પોતાની " મેળેજ આગળ વધશે. પ્રથમ તો જે નવી શક્તિથી મંજુર થયા " પછીજ આચાર–વિચાર અથવા નિયમોનો પ્રચાર થાય છે તે " શક્તિનેજ પ્રકટ કરો અને ખિલવો."

× × × ×

"મારા બાલકો ! લાગણી દર્શાવો; ગરીબ, અજ્ઞાની, દબાઇ ગયેલા " એવાઓને માટે લાગણી રાખો ! જ્યાંસુધી લાગણી બતાવતાં બતાવતાં " તમારૂં હૃદય બંધ પડી જાય, મગજ બેશુદ્ધ બની જાય અને તમને

" જણાય કે હવે હું ગાંડો થઇ જઇશ, ત્યાં સુધી તમે તેઓપર લાગણી
" બતાવો ! આમ લાગણી બતાવતાં તમારી ઉપર કહેલી સ્થિતિ થાય,
" ત્યારે તમારો આત્મા પ્રભુના ચરણે મૂકો, એટલે તમારામાં અદ્ભુત
" શક્તિ, અતુલ કાર્યશક્તિ આવશે."

× × × ×

"જ્યાંસુધી તમે મિશનરીઓના પ્રયત્નો જોઇ રડયા કરશો અને
" તે માટે કંઇપણ કરવા શક્તિમાન થયા વગર કૂદકા માર્યા કરશો
" ત્યાંસુધી હું તમારા પ્રત્યે હાસ્યજ કરતો રહીશ કે તમે કોણ માત્ર છો !"

× × × × ×

" ગયા અર્ધા શતકમાં જે જે સુધારાની હિલચાલો કરવામાં
" આવી છે તેમાંનો મોટો ભાગ માત્ર બહારના ઠાઠમાઠ અને આડંબર
'પૂરતોજ છે. તેમાંનો દરેક સુધારો માત્ર પહેલી બે વર્ણ ( બ્રાહ્મણ
" તથા ક્ષત્રિય )નેજ સ્પર્શ કરે છે. બીજા વર્ણો સાથે તેને કશો
" સંબંધ નથી."

× × × ×

"દીન-દરિદ્ર લોકોની પાસે પ્રકાશ લાવો અને ધનવાન લોકોની
" પાસે એથી પણ વિશેષ પ્રકાશ લાવો. ગરીબ કરતાં ધનવાનને
" જ્ઞાનના પ્રકાશની વિશેષ જરૂર છે; કારણ કે તેમના હૃદયમાં વિશેષ
" અંધકાર હોય છે. અશિક્ષિત અજ્ઞાન મનુષ્યોને જ્ઞાનરૂપી પ્રકાશનાં
" લ્હાણાં આપો અને સુશિક્ષિત વિદ્વાન ગણાતા મનુષ્યોને માટે એથી
" પણ વિશેષ પ્રકાશ આપો; કારણ કે આજકાલના ભણેલા લોકોમાં
" વિદ્યા અને જ્ઞાનનું મિથ્યાભિમાન બહુ ભયંકરરૂપ ધારણ કરી બેઠું
" છે. આ પ્રમાણે જગતના સર્વ મનુષ્યોની સમીપ પ્રકાશ પહોંચાડો
" એટલે બાકીનું કામ પ્રભુ પોતેજ કરી લેશે. સ્વયંપ્રભુ કહી ગયા છે કેઃ—

" कर्मण्येवाधिकारस्ते फलेषु कदाचन "

# પરિશિષ્ટ પાંચમું—સમાજસેવા.

"હું ગરીબ દુ:ખી લોકોમાં ઇશ્વરને જોઇ શકું, અને તેમની પાસે "જઇ પ્રભુની પૂજારૂપે જે કંઇ સેવા કરી શકું, તે મારા પોતાનાજ "મોક્ષને માટે છે; એ મારા પોતાનાજ લાભનું કામ છે; એથી હું "કોઇનાપર ઉપકાર નથી કરતો કે કોઇનો ઉદ્ધાર કરતો નથી; ઉલટાં "ગરીબ અને દુ:ખી મનુષ્યોજ આપણા પોતાના ઉદ્ધારના "સાધનરૂપ છે!! રોગી, દુ:ખી, ગાંડા, કોઢીયા અથવા પાપીનું "રૂપ ધારીને પધારેલા પ્રભુની-એ બધા દુ:ખી લોકોની-સેવાદ્વારા ખુદ "પ્રભુનીજ આપણે પૂજા કરીએ છીએ. પરમાત્માનાં પ્રિય સંતાનોની-એ "સંતાનોરૂપે સ્વયં પરમાત્માની-તમારા ભાગ્યમાં સર્જ્યું હોય તો સ્ને-"હથી સેવા કરો" * * * * વિવેકાનંદ.

× × × ×

"જો સારી રીતે સેવા કરી શકશો તો તમારૂં જીવન સફળ થશે અને "તે પરમાત્માનો આશીર્વાદ મળશે કે જેમની પ્રબળ ઇચ્છાવડેજ આ "જગતનો સઘળો વ્યવહાર ચાલે છે." વિવેકાનંદ.

× × × ×

## યુરોપ અમેરિકામાં સમાજસેવા તરફ અપાતું ધ્યાન.

યૂરોપ અમેરીકામાં આવેલા સ્વરાજ્ય પ્રાપ્ત ધનવાન દેશો કે જ્યાંની સરકારો પણ લોકશિક્ષણના વિવિધ વિભાગો પાછળ બહુજ છુટથી ખર્ચ કરે છે, તથા જે દેશો હિંદુસ્થાન કરતાં બહુજ ઓછી જનસંખ્યાવાળા હોઇને ગરીબ તથા નિરક્ષર મનુષ્યોનું પ્રમાણ તો જ્યાં બહુજ થોડું છે; છતાં પણ તેમના સામાજીક હિતને સારૂ ત્યાંના ઉદારાત્માઓ તરફથી કેવી કેવી અને કેટલી બધી સંસ્થાઓ ચલાવવામાં આવે છે! અને તે પાછળ ત્યાંના સમાજ સેવકોના શ્રમનો તથા ધનિકોના ધનનો કેટલો બધો ભોગ અપાઇ રહ્યો છે!

ઈંગ્લાંડ, હિંદ અને દુનીઆના બીજા દેશોમાં લાખો માણસથી અને કરોડોના ખર્ચથી કામ કરી રહેલી મુક્તિ ફોજ તેમજ બાયબલ સોસાયટી જેવી સંસ્થાઓના કામકાજની વિગતો અનેકવાર વર્તમાનપત્રોમાં આપણે વાંચતાજ આવ્યા છીએ.

ઇંગ્લાંડ વગેરે દેશોમાં ચાલતી " બૉય સ્કાઉટસ "ની સંસ્થાઓ ત્યાંનાં બાળકોને બચપણથીજ સમાજ સેવાનાં નાનાં કામો સોંપીને તેમનામાં સદ્‌ગુણ તેમજ સેવાવૃત્તિ ખીલવવાનું કેવું મહત્વનું કામ બજાવે છે, તેને લગતી હકીકત હિંદી લેખ માળામાં વાંચેલી ઘણાકોને યાદજ હશે.

અમેરિકાના ઇલિનોઇઝ સંસ્થાનમાં જેટલા સ્ત્રીસમાજો છે તે સર્વની એક પ્રધાન સભા છે. એ સભાના ઉદ્દેશ આદિનું સંક્ષિપ્ત વર્ણન આપતાં " અમેરિકાના પ્રવાસ"માં સ્વામી સત્યદેવે લખ્યું છે કે:—

" (૧) એ સભાનો પ્રથમ ઉદ્દેશ શિક્ષણનો પ્રચાર કરવાનો "છે. સંસ્થાન તરફથી જે શાળાઓ ગામેગામ સ્થાપન કરવામાં "આવી છે તેને આ સભા સહાય કરે છે. તેમાંની પઠનપાઠન "વિધિની ઉન્નતિ કરવા પ્રત્યે લક્ષ આપે છે. જે લોકો નિર્ધનતાને "લીધે પોતાનાં સંતાનોના શિક્ષણને માટે થોડો ખર્ચ પણ કરી શકતા "નથી તેમને આ સભા સહાય કરે છે. જે ગામમાં સ્કૂલ હોય "પણ સારૂં પુસ્તકાલય ન હોય, તેમાં પુસ્તકાલય સ્થાપન કરવાનો "આ સભા પ્રયત્ન કરે છે. કસબાઓમાં આ સભા એવા સમાજો "સ્થાપન કરે છે કે જેના દ્વારા પ્રત્યેક માતાપિતા પોતાનાં બાળ- "કોના હિતનો વિચાર કરી શકે."

" ( ૨ ) બીજો ઉદ્દેશ દાન કરવાનો છે. દાનપાત્ર કોણ છે ? "તેની તપાસ આ સભા કરે છે, જે કોઇ દાન કરવા માગતું હોય "તે આ સભા પર રૂપીઆ મોકલી આપે છે અને આ સભા ઉચિત

"અને ઉપયોગી કામમાં તેનો વ્યય કરે છે. તે લોકો ભારતવાસી-
"ઓની પેઠે લાખો રૂપીઆ મંદિરો અને મસ્જીદોમાં ફેંકી દેતા નથી
"અથવા કોઇ પંડયા પૂજારીને કે ધર્માચાર્યને આપી દઇને **वृथा वृष्टिः**
"**समुद्रेषु** જેવું કરતા નથી."

"સભાના પ્રતિનિધિઓ વખતોવખત સંસ્થાનના કેદખાનાં,
"અનાથાલયો અને હવાલાતોમાં જાય છે અને ત્યાંની સ્થિતિ જુએ
"છે. તેઓ કેદીઓની સ્થિતિ સુધારવાનો પ્રયત્ન કરે છે. જો કેદી-
"ઓને માટે શાળાની જરૂર જણાય તો તેઓ શાળા ખોલવાનો
"પ્રબંધ કરે છે. કેદીઓનાં સગાંવહાલાં દાનપાત્ર જણાય તો આ
"સભા તેમને પણ સાહાય્ય કરે છે."

"કોઇને નોકરી વા ધંધા રોજગારની જરૂર હોય તો સભા
"તે તેને શોધી આપે છે, અને જ્યાં સુધી ધંધો ન મળે ત્યાં સુધી
"તેને રહેવાનો અને ખાવાપીવાનો પ્રબંધ કરી આપે છે."

"(૩) સભાનો ત્રીજો ઉદ્દેશ ગાંડા, આંધળા, બહેરા તથા
"નિર્ધન લોકોને માટે શાળા સ્થાપન કરવાનો છે. તેમના નિવાસને
"માટે સારાં હવાવાળાં મકાનો શહેરેશહેર બાંધવામાં આવેલાં છે.
"આ મકાનોમાં રહેનારાના સુખ માટે ઘણું ધ્યાન આપવામાં આવેલું
"હોય છે. ધારો કે કોઇ લંગડો હોય અને તે હાલીચાલી શકતો ન
"હોય, તો તેને માટે નાની નાની ગાડીઓ રાખેલી હોય છે.*

"(૪) આ સભાનો ચોથો ઉદ્દેશ સાહિત્યનો પ્રચાર કરવાનો
"છે. સભાની તરફથી વહેંચવાને માટે નાનાં નાનાં સચિત્ર પુસ્તકો

* "શિકાગો વિશ્વવિદ્યાલયની પાસે આવું એક મોટું મકાન છે, તેમાં લંગડા અને લૂલા માણસો રહે છે. તેમને માટે ગાડીઓ તૈયાર હોય છે. તે ગાડીઓ હાથવતી ચક્ર ફેરવવાથી ચાલે છે. આ પ્રકારે અમેરિકામાં લંગડા માણસોની જીંદગી સારી રીતે વ્યતીત થાય છે."

"છપાઇને બહાર પડે છે. આ પુસ્તકો મફત વહેંચવામાં આવે છે.
"સભાને આધીન જે જે સમાજો છે તે આ પુસ્તકો પ્રત્યેક બાળકના
"હાથમાં પહોંચાડવાનો પ્રયત્ન કરે છે. આવાં પુસ્તકોમાં વિશેષ
"કરીને રોચક પરંતુ શિક્ષાપ્રદ કથાઓ હોય છે."

"(૫) આ સભાનો પાંચમો ઉદ્દેશ કળાકૌશલ્યની ઉન્નતિ
"કરવાનો છે. સંસ્થાનમાં જ્યાં જ્યાં શિલ્પકળાની શાળાની જરૂર
"જણાય ત્યાં ત્યાં તે સ્થાપન કરવાને આ સભા યત્ન કરે છે. જે
"બાળક વા બાલિકાની પ્રવૃત્તિ કળાકૌશલ્ય તરફ હોય તેને ધનની
"સહાય કરી સભા તેનો ઉત્સાહ વૃદ્ધિંગત કરે છે."

"અમેરિકાની સ્ત્રીઓ આવાં આવાં કામ કરે છે. મેં કેવળ
"ઉદાહરણ તરિકે આ હકિકત આપી છે. જો આપ ત્યાંની સ્ત્રીઓનાં
"સર્વ કામો જુઓ તો ભારતની સ્ત્રીજાતિની અધોગતિનું સારી રીતે
"અનુમાન કરી શકો."

યૂરોપ અમેરિકા અને જાપાનમાં ચાલતી આવી આવી સામાજીક સંસ્થાઓ, તેમની સેવાઓ, અને તેની પાછળ ખર્ચાતા શ્રમ તથા ધનનું કોઇ વર્ણન લખવા બેસે તો પુસ્તકોનાં પુસ્તકો ભરાય તેમ છે.

એવા દેશોમાં ત્યાંની સરકારો તરફથી પણ વિવિધ પ્રકારના લોક શિક્ષણ તરફ કેટલું બધું લક્ષ અપાય છે! ઇંગ્લાંડમાં લડાઇના કટોકટીના વખતમાં પણ કેળવણી પાછળ કરોડોનો નવો ખર્ચ વધારવામાં આવેલો આપણે જાણીએ છીએ. આ બાબતનું બીલ રજુ કરતી વખતે ત્યાંના કેળવણી ખાતાના પ્રધાને જણાવ્યું હતું કે:—

"આપણે આપણા દેશના જવાન્યાઓની સાથે જે રીતે કામ
"લઇએ છીએ તે રીત એવી છે કે જે જોઇએ તેવી ઓલાદ ઉત્પન્ન
"કરી આપતી નથી."

"આપણા વચ્ચે પ્રમાણ કરતાં અતિ ઘણાં બીમાર બાળકો

"છે; આપણને હોવાં જોઇએ તે કરતાં વધુ લુલાં લંગડાં બાળ-
"કોનો નિભાવ આપણે કરવો પડે છે; અને વળી એવાં પણ હદથી
"જ્યાદાં બાળકો છે કે જેઓ તદ્દન અજ્ઞાન અને કોઇ પણ રી-
"તની કેળવણી વિનાની હાલતમાં રહેલાં છે. આ સઘળા ઉપરાંત
"વળી આપણા વચ્ચે એવાં ઘણાંક બાળકો છે કે જેઓને નિશા-
"ળની જીંદગી દરમ્યાન જો કે સારી રીતે મનની તેમજ નિતિની
"કેળવણી મળેલી હોય છે; છતાં પાછળથી તેઓ એવાં સુસ્ત બની
"જાય છે કે જેથી કરીને તેઓ તદ્દન અજ્ઞાનપણામાં અને એક
"જાતના જંગલીપણામાં જઇ પડે છે."

" આ સઘળાને અંતે આપણને એક ગંજાવર પ્રમાણમાં માણસ
"જાતની જીંદગીની અટકાવી શકાય એવી બરબાદી ભોગવવી પડે
"છે, અને આપણી હાલની ઓલાદ ઉપર જે એક ફરજ આવી પડે
"છે તે એ બરબાદી અટકાવવાની અને સોસાયટીને ફરી નવેસરથી
"રચવાની છે. પ્રજાના ઉપરભાવ તેમજ તેના લાભો અર્થે આ બાળકો
"તેમજ જવાન્યાઓ આવી રીતે તેઓના દેહને કચડી નાંખતાં અટકે
"તે સારૂ તેમજ તેમને લાભકારક કામે લગાડવા સારૂ સરકારે વચ્ચે
"પડવાની જરૂર છે."

" કેળવણીને લગતાં બીલથી આ રીતે ઘણા જવાન પુરૂષો
"અને સ્ત્રીઓને ઘસાઈ પીસાઇ જતાં અટકાવી શકાશે, તેઓના
"શારિરીક બળમાં સુધારો થશે, અને તે રીતે ભવિષ્યમાં ઉમરે
"પુગેલા પુરૂષોની રળી ખાવાની શક્તિમાં તથા આવકમાં પણ
"ઉમેરો થશે." દૈનિક "હિંદુસ્થાન" તા. ૨૬-૧૦-૧૭.

હિંદના હે ધનિકો, ધર્મ ગુરૂઓ, અગ્રેસરો, સમાજ સેવકો અને
સત્તાધારીઓ ! ઉપલી દરેક જરૂરીયાત, સહાનુભૂતિ અને પ્રયત્ન
અમેરિકા જેવા ધનવાન, બળવાન અને રાજા પ્રજાના એકજ ધર્મ-કર્મ

વાળા પ્રજાસત્તાક દેશો માટે પણ એટલાં બધ આવશ્યક સમજવામાં આવે છે; તો પછી તમારા આ અતિશય ગરીબ, નિરક્ષર, પરતંત્ર અને દુર્દશાવશ—છતાં આખા યૂરોપ ખંડના જેટલી વસ્તી ધરાવનારા—દેશની ઉન્નતિ અર્થે તો કેવા કેવા પ્રકારની યોજનાઓ થવી જોઇએ? સમાજના શિક્ષણ અને બીજી સેવાઓ અર્થે કેટલી બધી સંસ્થાઓ સ્થળે સ્થળે સ્થપાવી જોઇએ? કેટલા બધા બાહોશ અને મહેનતુ સમાજ સેવકો નિકળવા જોઇએ? પૈસાની ઉદારતા પણ કેટલી બધી થવી જોઇએ? છેક તામસિક અથવા રાજસિક રીતે ખર્ચાયે જતા કોટયાવધી ધનને ખરે માર્ગે વાળવા માટે કેટલો બધો યત્ન થવો જોઇએ?

## હિંદના શિક્ષિતો પ્રત્યે મહાન દેશભકતોના આદેશ.

હિંદના મહાન સન્યાસી સ્વામી વિવેકાનંદ હિંદના યુવકોમાં સેવાનો મંત્ર ફુંકતાં કહે છે કેઃ—

"હે * * યુવકો! મારી આશા તમારા ઉપર છે. તમે સમગ્ર
"ભારતીય પ્રજાનો પોકાર કાને ધરશો? આખી પ્રજા તમારી મદદ
"માટે પોકાર કરી રહી છે."

× × × ×

"ઉઠો, જાગૃત થાઓ; આયુષ્ય ઘણું ટુંકું છે. વકીલાત કરવા
"કરતાં, નકામા કલહ કરવા કરતાં વધારે મહત્વનાં કામ કરવાનાં
"પડયાં છે. તમારી સ્વજાતિના ભલાને માટે, આખી માનવજાતિની
"સેવા માટે, તમારી જીંદગીનું બળિદાન આપવું એજ ઉત્તમ સર્વથી
"શ્રેષ્ઠ છે. જીંદગીમાં શું છે? તમે હિંદુઓ છો. તમે તમારી મા-
"તાઓના દૂધમાંથી આત્મા અમર છે એ સત્ય ગ્રહણ કરતા આવ્યા
"છો. દેહના નાશની સાથે આત્માનો નાશ થતો નથી એ વાત

" તમારે—હિંદુને મન સહજ છે."

× × × ×

" આયુષ્ય ટુંકું છે; આત્મા અવિનાશી અને અનંત છે; અને
" મૃત્યુ થશે એ ચોક્કસ વાત છે, માટે તૈયાર થાઓ. એક ઉત્તમ
" આદર્શ લઇને તેમાં આખું જીવન હોમી દેવું એજ આપણો દૃઢ
" સંકલ્પ થાઓ. જે ભગવાન શ્રી કૃષ્ણ પોતાના ભક્તોના, સાધુ
" પુરૂષોના પરિત્રાણને માટે વારંવાર અવતીર્ણ થાય છે; તે આપણને
" આશીર્વાદ આપે અને તેની કૃપા વડે આપણા સર્વ મનોરથ સિદ્ધ
" થાઓ ! "

× × × ×

" તમે નવા જમાનાના, નવીન વ્રત ગ્રહણ કરનારા સંન્યાસીઓ
" થાઓ. સર્વસ્વનો ત્યાગ કરો, તમારી પોતાની મૂક્તિને પણ એ-
" કવાર ભૂલી જાઓ અને તમારા દેશ બાંધવોની વ્હારે જાઓ. તમે
" મોટી મોટી વાતો કરવામાં ઘણા કુશળ છો તો આ તમારી સમક્ષ
" જે વ્યાવહારિક વેદાંત મેં મૂક્યું છે તે ગ્રહણ કરવાને તમે તૈયાર
" છો ? તમારા આ ક્ષુદ્ર જીવનનું બલિદાન આપવા તૈયાર થાઓ. તમારે,
" મારે અને બીજા હજારો મનુષ્યોને કદાચ અન્નની પણ વિટંબણા
" વેઠવી પડે તો ફિકર નહિ; પરંતુ તેમ કરતાં પણ જો આપણે
" સ્વજાતિનું જીવન ટકાવી શકતા હોઇએ તો શી હરકત છે ? પ્રજા
" હિતની ખાતર હરેક પ્રકારની સુશીબત ઉઠાવવા તત્પર થાઓ.
" આપણી સમસ્ત પ્રજા ડુબી મરે છે; અસંખ્ય દેશ બાંધવોનો શાપ
" આપણા ઉપર પડેલો છે; જ્ઞાનનો અખૂટ ઝરો આપણી પાસે
" હોવા છતાં પણ આપણે જ્ઞાનની તરસથી પીડાતા આપણા અસંખ્ય
" બંધુઓને ગટરનું ગંદુજ પાણી પાઇએ છીએ ! આપણે પેટ ભરીને
" ખાઇએ છીએ છતાં પણ જે અસંખ્ય ગરીબ માણસો આપણી

" નજર આગળ અન્ન માટે ટળવળે છે તેમને આપણે લેશ માત્ર પણ
" સહાય આપતા નથી !"

× × × ×

" જેમને આપણે મોંએ કહીએ છીએ કે તમે અને અમે એક
" ઇશ્વરનાં સંતાન છીએ અને સૌ સરખા છીએ, છતાં વ્યવહારમાં
" એક તિલ માત્ર પણ આપણે તેમની સાથે સમાનતા રાખતા નથી;
" તે ગરીબ જીવોનો શાપ, તેમની ઉંડી હાય આપણા ઉપર છે, માટે
" ઉઠો, જાગૃત થાઓ, ગાજી ઉઠો, અને આ કલંકને ધોઇ નાખો.
" તમારી આ ક્ષુદ્ર જીંદગી એ યજ્ઞમાં હોમાઇ જાય તો શું થઇ ગયું ?
" પવિત્ર અને પાપી, સાધુ અને અસાધુ, શ્રીમંત અને કંગાલ અને
" સર્વને માટે મરણ તો નિર્માણ થએલુંજ છે."

× × × ×

" તમે હજાર સભાઓ સ્થાપો; વીસ હજાર રાજનૈતિક કલબો,
"એશોસિયનો ઉભાં કરો; તરેહ તરેહની સંસ્થાઓ ઉભી કરો; પણ જ્યાં
"સુધી તમારા હૃદયમાં તમારા પ્રત્યેક દેશ બાંધવ માટે સહાનુભૂતિ નહિ
"પ્રગટે અને જે પ્રેમ પોતાનામાં સર્વનો સમાવેશ કરે છે, જે હૃદય સર્વને
"માટે રડે છે, તેવા હૃદય અને પ્રેમની તમે પ્રાપ્તી નહિ કરો; ત્યાં સુધી
"એ બધાં ફોકટ છે. જ્યાં સુધી તમે ભગવાન બુદ્ધના પ્રેમપૂર્ણ, વિશાળ
"હૃદયનું હિંદુસ્તાનની પ્રજાને ફરીથી દર્શન નહિ કરાવો, જ્યાં સુધી
"તમે શ્રી કૃષ્ણના આદેશને વ્યવહારમાં પ રણુત નહિ કરો ત્યાં સુધી
"તમે ઉન્નતિની આશાજ રાખતા નહ. ભલે તમે યુરોપિયન લોકોનાં,
"તેમના સમાજનાં, તેમની સભાઓનાં અનુકરણ કર્યાજ કરો; પણ
"જ્યાં સુધી તેમના હૃદયના ભાવનું અનુકરણ નહિ કરો ત્યાં સુધી
"કશું વળવાનું નથી !"

× × ×

રાજર્ષિ ગોખલે હિંદના શિક્ષિત યુવકો પ્રત્યેના એક ભાષણમાં કહે છે કેઃ—

"સરકાર પ્રજા પાસેથી ઉપજ વેરો ફરજ્યાત લે છે તો "હિંદના યુવકોએ પોતે શા માટે તેવો કર પોતાની રાજીખુશીથી "સ્વદેશને ન આપવો ? આપણા દેશમાં દર સો માણસોમાંથી પાંચ "માણસોએ સ્વદેશના હિતના કાર્યમાં તનમનથી જોડાવું જોઇએ. "તેમણે સ્વદેશને માટે ઘરબાર, નાતજાત, સુખ, વૈભવ, સ્ત્રી, છોકરાં વિગેરે "ઐહિક સુખવાસનાઓનો ત્યાગ કરવો જોઇએ. × × × હું દરેક માણ- "સને આવું આત્મસમર્પણ કરવાનો આગ્રહ કરતો નથી; તો પણ દર "સો માણસોમાંથી સરાસરી પાંચ માણસોએ તો માતૃભૂમિ માટે "આત્મભોગ આપવો જોઇએ; × × × × હમણાં હમણાં આપણા દેશમાં "જયાં ત્યાં જાપાનની વાતો ચાલી રહી છે. આપણે જાપાને રૂશિયા "ઉપર મેળવેલા વિજયોના હેવાલો વાંચીએ છીએ, અને યુરોપિઅન "પ્રજા ઉપર એક એશિયાટિક પ્રજાના વિજયથી મગરૂર થઇએ છીએ. "પરંતુ હું પૂછુંછું કે આપણામાંથી જાપાનીઓ જે આત્મભોગ આપે "છે તેના સોમા ભાગનો આત્મભોગ આપવાને કેટલા તૈયાર છે ? "આપણા દેશની હાલની સ્થિતિમાં લડાઇઓમાં લોહી રેડવાનું તો "છે નહિ; આપણે આત્મભોગ કરવાનો છે તે ફક્ત પૈસાનો છે. જેની "વર્તમાન સ્થિતિ ખેદજનક છે અને જેનું નજીકનું ભવિષ્ય ઘણું "આશાજનક ગણાતું નથી એવો સમસ્ત પૃથ્વીમાં અત્યારે એક "આપણોજ દેશ છે; તેટલા માટે આપણા દેશના યુવકોએ પોતાની "માતૃભૂમિને માટે કોઇપણ દેશના યુવાન પુરૂષો કરતાં વિશેષ આત્મ- "ભોગ આપવાની જરૂર

પોતાના એક ભાષણમાં હિંદના ધનવાન યુવકો પ્રત્યે પણ તેઓ કહે છે કેઃ—"ખરેખર આપણા કેળવાયલા માણસોમાં એટલી

"તો પૂરતી સંખ્યા છે કે, જેમની પાસે પૂરતા પૈસા છે. આપણામાં "ઘણાક એવા છે કે જેમના ઉદ્યોગી બાપોએ તેમને માટે સારો પૈસો "એકઠો કર્યો છે અને તેથી તેમની સ્થિતિ સારી છે. ઘણા બાપોએ "પોતાની આખી જીંદગી સરકારી નોકરીમાં અથવા ધંધારોજગારમાં "ગુજારી છે અને પોતાના છોકરા માટે સારી દોલત મુકી છે. હવે "પોતાના બાપના પગલામાંજ પગલું મુકવું અને પોતાની પુત્ર તરી-"કેની ફરજ પરંપરા પ્રમાણેજ બજાવવી એવું કાંઇ કારણ નથી. "યુવકોએ એ વિચારવું ઘટે છે કે, જે કેળવણી તેમને મળે છે તેનો "સારી રીતે ઉપયોગ કેમ થાય અને જે દેશ તેમની સેવા માગે છે "તે દેશની સેવા સારી રીતે તેઓ કેમ કરી શકે."

"પૈસાવાળા યુવકોને હું આટલું કહીશ અને જ્યાં સુધી મારા "શ્વાસોશ્વાસ ચાલે છે ત્યાં સુધી કહ્યાં કહીશ કે જાઓ અને દેશનું "કાર્ય ઉપાડી લ્યો; જે અર્થમાં સાર્વજનિક સેવા મેં વર્ણવી તેવી "સેવા દેશને ખાતર ઉપાડી લ્યો; આપણા વિશાળ દેશ વિષે વિચાર "કરો; તેના ઉપર જે કાળજી રાખવામાં આવી છે તેના ઉપર વિચાર "કરો; આ દેશના મનુષ્યો જે સ્થિતિએ પહોંચી શકે તેમ છે તેના "ઉપર વિચાર કરો; અને અત્યાર સુધીમાં દેશને માટે જે કામો "થયાં છે તેનો વિચાર કરો. આ એક વિશાળ કામ છે; એ એક "વિશાળ પર્વત છે કે, જેને હલાવવાને ભારે બળની જરૂર છે. અને "આમ તેમ થોડા માણસો કામ કરે તેથી અથવા નવરાશના ગણ્યા-"ગાંઠયા કલાકોમાં મોટી સંખ્યા કામ કરે તેથી એક બળ પુરૂં પડશે "નહીં; તેટલા માટે સારી સ્થિતિના જુવાનીઆઓને માથે એક "મોટી અને વિશેષ જવાબદારી એ રહેલી છે કે જેવા ભક્તિભા-"વથી તેમને હાથે કામ કરાવવાનો દેશને હક્ક છે, તેવાજ ભક્તિભા-"વથી બહાર આવીને દેશનું કામ તેમણે ઉપાડી લેવું. જો તેઓ

"આ બધું કરે તો આપણા ભવિષ્યને માટે મને કાંઈ પણ સંદેહ "રહેતો નથી. આપણી જાતિ ઉપર, આપણી બુદ્ધિ ઉપર અને આ- "પણી શક્તિ ઉપર મને જોઇએ એટલો ભરોંસો છે. આપણી બુદ્ધિ "અને શક્તિ ઉપર તો મને પૂરતો ભરોંસો છે અને તેથી મને લાગે "છે કે મહાન ભાવી આપણે માટે સંચિત થએલું છે. મારી આજુ- "બાજુએ જે કાંઇ હું જોઉં છું તેનો પ્રયાસ તે તરફ એવી રીતે "વળેલો છે, જેથી આપણું આ ભાવી સાચું ઠરે અને તે મેળવ- "વાનો એકલો એક રસ્તો એ છે કે આ દેશના યુવકો પોતાની "જાતને વફાદાર થાય. જો તેઓ આમ કરશે તો બીજું સઘળું "પછીથી યોગ્ય અવસરે આવી મળશે. અને એવી રીતે કરવાથી "જે ફરજ આપણી છે તે આત્મમાનની લાગણીથી આપણે અદા "કરીશું, તેમજ હવે પછીની પ્રજા તરફ આપણી જે ફરજ છે, તે "પણ આપણે અદા કરીશું અને એવી રીતે આપણી ભૂમિ તરફ "પણ આપણી ફરજ આપણે અદા કરી કહેવાશે કે જે ભૂમિએ "આપણને જન્મ આપ્યો છે અને જેને આપણે બધા આટલી ઉત્કૃષ્ટ "રીતે ચાહીએ છીએ."

નિર્ધન યુવકોને ઉદ્દેશીને સ્વામી વિવેકાનંદ કહે છે કે,–

"તમે ધનવાન અને મોટા કહેવાતા લોકોનાં મોં સામે જોયા "ન કરો. જગતમાં જે મહત કાર્યો થયાં છે તે સઘળાં નિર્ધન "લોકોએજ કર્યા છે. હે નિર્ધન લોકો! તમે જાગૃત થાઓ. તમે "ધારો તે કાર્ય કરવા સમર્થ છો. તમારેજ બધું કરવાનું છે. તમે "નિર્ધન હશો તો પણ તમારે પગલે ચાલવા માટે ઘણા તૈયાર થશે, "દૃઢ થાઓ અને તે ઉપરાંત સંપૂર્ણ રીતે નિષ્કપટ થાઓ. તમારા "ઉજ્જવલ ભવિષ્યમાં શ્રદ્ધા રાખો. હિંદુસ્તાનનો ઉત્કર્ષ તમારેજ "કરવાનો છે. તમે આ વાત માનો યા ન માનો પણ તે જરૂર

" યાદ રાખજો. આ કાર્ય આજ કાલમાંજ થઈ જશે એવી ભ્રાંતિમાં
" પડતા નહિ; પણ એ વાત બનશે એતો ચોક્કસજ છે. જેટલી શ્રદ્ધા
" મને મારા દેહના—મારા પોતાના અસ્તિત્વમાં છે તેટલીજ શ્રદ્ધા આ
" પરિણામ ઉપર છે; તેથીજ હે યુવાનો ! મારૂં હૃદય તમારા તરફ
" આકર્ષાય છે. તમે નિર્ધન છો માટેજ હું તમારા ઉપર આધાર રાખું
" છું. તમારી પાસે કાંઇજ નથી તેથીજ તમે નિષ્કપટ થઇ શકશો
" અને નિષ્કપટ થવાથી તમે સર્વસ્વનો ત્યાગ કરતાં અચકાશો નહિ."

× × × ×

ગયે વર્ષે લખનૌમાં ભરાયલી હિંદી સાહિત્ય પરિષદના વિદ્વાન પ્રમુખે કહેલા શબ્દો સાહિત્ય પ્રેમીઓ માટે પણ મનનીય છે કે,—

" કદી આપ લોકોએ શુદ્ધ હૃદયથી આ બાબતનો વિચાર
"કર્યો છે કે માતા, માતૃભુમી અને માતૃભાષાનું આપ ઉપર કાંઇ
"રૂણ છે કે નહિ ? એક જનની આપને જન્મ આપે છે, એકની
"ગોદમાં રમી કુદી અને ખાઈ પી આપ પુષ્ટ થાઓ છો અને એક
"આપને આપના ભાવોને પ્રગટ કરવાની શકતી આપી આપનું
"સાંસારિક જીવન સુખમય બનાવે છે ! જેનો આપના ઉપર એટલો
"ઉપકાર છે, તેને માટે કાંઇ પણ કરવું એ શું તમારૂં પરમ કર્તવ્ય
"નથી ? પ્યારા ભાઇઓ, ઉઠો, આળસ છોડી દો, કમર કસો અને
"આપણી માતૃભાષાની સેવામાં તત્પર થઈ જાઓ. તમારી જાતને
"માતૃ રૂણથી મુક્ત કરો, સંસારમાં સપુત કહેવડાવો અને માતૃ
"સેવકોમાં તમારી છાપ મુકી જાઓ, પણ ધ્યાન રાખો કે એ વૃત
"સાધારણ નથી. એ વૃત પાર પાડવાનું કામ તરવારની ધાર ઉપર
"ચાલવા સમાન છે. ક્ષુદ્રાશય, દુર્બુદ્ધિ, દુરાગ્રહી, છિદ્રાન્વેષી, ઇર્ષાળુ
"લોક તમારી નિંદા કરશે, તમારી મશ્કરી કરશે, તમને બનાવશે
"પણ તમારો સરળ સિદ્ધાંત એ હોવો જોઇએ કે અમારી નીંદા

"થાઓ કે સ્તુતી, ચાહે આજે મૃત્યુ થાય કે અમે વરસો જીવીએ,
"ચાહે લક્ષ્મી આવે કે આખું જીવન દારિદ્રમાં જાય પણ અમે જે
"વ્રત ધારણ કર્યું છે તેમાં કદી પણ પાછા હઠશું નહિ; અને સ-
"ઘળું ગુમાવીને પણ કદી પશ્ચાતાપ કરીશું નહિ. ચુપચાપ તમારૂં
"વ્રત પુરૂં કરવાને ઉદ્યોગ કર્યા કરો. તમારા કર્તવ્યમાં દ્રઢ રહી,
"તમારો ધર્મ બજાવવામાં અગ્રેસર રહો અને વિશ્વાસથી માનજો કે
"તમને વિજય મળશે. તમારો ઉદ્યોગ સફળ થશે, અને અંતકાળમાં
"તમને એ સંતોષ મળશે કે જગનિયંતા જગદિશ્વરે આપને જે
"મનુષ્ય શરીર આપ્યું હતું તેનો ઉચિત ઉપયોગ કરવાને આપ સમર્થ
"થયા અને દેશમાતાની સેવા કરી આપે તેનું રૂણ અદા કર્યું છે."

જ્યાં સુધી આવાં રૂણ અને ફરજો અદા નહિ કરવામાં આવે; જ્યાં સુધી દેશ ભકતોના આવા અતિ મહત્વના આદેશોનું પુરતું પાલન નહિ કરવામાં આવે; જ્યાં સુધી દેશમાંનો નવાણું ટકા જન વર્ગ લગભગ અશિક્ષીત અને દુર્દશામાં ડુબેલો રહે અને જ્યાં સુધી ઉપર કહ્યું તેમ તેમના પ્રત્યે પુરેપુરો પરિશ્રમ અને સ્વાર્થ ત્યાગ કરવામાં ન આવે; ત્યાં સુધી કુદરત અથવા બાહ્ય સત્તા પાસેથી સાચી અને પૂર્ણ સ્વતંત્રતા મેળવવી અને નિભાવવી મુસ્કેલજ રહેશે.

## સ્વરાજ્યની રૂડી ચાવી.

સ્વરાજ્ય મળ્યા પછીથી લોકહિતનાં કામો કરવાનું વધુ ફાવે એ ખરૂં, પરંતુ હાલના સંયોગોમાં પણ જે કાંઇ બજાવી શકાય તેમ છે તેટલું તો બજાવવુંજ જોઇએને ! અન્ય પ્રજાઓને સ્વાતંત્ર્યની કિંમતમાં લાખોના પ્રાણ સુદ્ધાં ભોગમાં આપવા પડયા છે; તેને ઠેકાણે આપણે તો હજી માત્ર દ્રવ્ય અને વિદ્વત્તાનોજ ભોગ આપવાનો છે. ખરી દિશામાં તે ભોગ હજી કેટલો બધો ઓછો અપાય છે! જે થાય

છે તે પણ કાંઇજ ન થાય તેના કરતાં ઠીકજ છે; પરંતુ અસાધારણ ફળ તો અસાધારણ ત્યાગ અને શ્રમના બળમાંજ વસે છે. માટે જ્યાં સુધી લોકહિતની જુદી જુદી મુદ્દામ બાબતો તરફ અસાધારણ ધ્યાન ન અપાય અને જ્યાં સુધી તેની પાછળ પ્રસ્વેદના ધોધ સાથે ધનના ઓઘ ન વહી ઉઠે; ત્યાં સુધી બધીજ મોટી મોટી ઇચ્છાઓ "હરતે ફરતે રામ મિલે તો મેરકુંભી કહીયો" એના જેવીજ છે.

ધારીએકે બધું બળ એક તરફ વાપર્યા કરવાથી દેશની રાજકીય ઝુંસરી ગળે લઇ શકાઇ; પરંતુ જો સમાજરૂપી પેડાં સડેલાંજ રહી ગયાં તો રૂશ, ઇરાન, તુર્ક, અને ચીનની પેઠે આખા ગાડાનીજ દુર્દશા "હોલામાંથી નિકલીને ચૂલામાં" પડવા જેવી નહિ થાય!

માટે સાચી સત્તા પાસેથી સાચા સુખને આપનારૂં સ્વરાજ્ય ત્વરાથી મેળવવા અને ટકાવી રાખવા સારૂ, વધારે નહિ તો રાજ્યદ્વારી બાબતોના જેટલું ધ્યાન તો સામાજીક બાબતો તરફ—ઉન્નતિના અંતરંગ અને સત્ય સાધન રૂપ જ્ઞાન ચારિત્રની ખીલવણી તરફ—અપાવુંજ જોઇએ. અને એવી રીતે પ્રાપ્ત તન—મન—ધનને સદુપયોગ મધ્યમ અને ઉતરતા વર્ગોના હક્ક તથા આવશ્યકતાઓ પુરી પાડવા પાછળ કરી બતાવીને દર્શાવી અપાવું જોઇએ કે, આપણને મળી ચૂકેલા પદાર્થો અને સત્તા સામર્થ્ય ઉપર આપણે કેટલું સ્વરાજ્ય ચલવી શકીએ છીએ. સર્વજ્ઞ—સર્વશક્તિમાન કુદરત તો એજ રીતે મહેરબાન થઇ શકે છે; અને તે મહેરબાન થઇ એટલે જગતનાં ગમે તેવાં સત્તા સામર્થ્યો પણ બાધક ભાવ ત્યજી દઇને સાધક બની જવાનાં. ખરૂં અને સ્થાયી સ્વાતંત્ર્ય સત્વર મેળવવાની રૂડી ચાવી એજ છે.

જે પણ વ્યક્તિ અથવા દેશને એ જ્ઞાન ચારિત્ર રૂપી પાંખ વાળી અમોઘ ચાવી મેળવતાં અને વાપરતાં આવડે છે, તેમના સ્વરાજ્યની આડા વજ્ર જેવા દરવાજા હોય તોપણ તેને ભાગવા તોડવાની

જરૂર ન પડતાં સહેજે સહેજે ઉઘાડી શકાય છે; અને પછી તે દરવાજા તથા દરવાનો નિરોધને બદલે રક્ષણનું કામ આપે છે. જ્યાં સુધી એ ચાવી હાથમાં આવી ન હોય અને જ્યાં સુધી તેને બરાબર લાગુ કરી દેવામાં આવી ન હોય, ત્યાં સુધી કદાચ સ્થૂળ સત્તાની મહેરબાની થઈ તો પણ ના થયા જેવીજ નિવડે.

## દેશસેવા પાછળજ આખો વખત ગાળ-નારાઓની જરૂર.

દેશની એવા પ્રકારની અંતરંગ સેવાઓ જેટલી પણ અસાધારણ અને ઉપકારક છે, તેટલાજ પ્રમાણમાં તેની પાછળ યોગ્યતા, શ્રમ અને ધનની આવશ્યક્તા પણ અસાધારણ છે.

પોતાના ધંધા નોકરીમાંથી થોડો થોડો સમય પણ જેઓ લોક સેવા પાછળ ગાળી શકતા હોય તેઓ ધન્યવાદનેજ પાત્ર છે; પરંતુ તેવા સજ્જનો એવી ઉંડી આવશ્યકતાઓ અને તેના શ્રમસાધ્ય ઉપાયોને તેના ખરા રૂપમાં સત્વર શોધી તથા સાધી શકે એ મુસ્કેલ છે. માત્ર જન સેવાનેજ પોતાના જીવનનો મુખ્ય વિષય બનાવી શકનારા અને તેના વિચાર તથા કાર્ય પાછળ પોતાનું સર્વ બુદ્ધિ બળ સતત-પણે ખર્ચી શકનારા સ્વાર્થ ત્યાગી સ્વયંસેવકોને માટેજ એ બધું વિશેષ શકય અને સાધ્ય બની શકે છે.

એ કોટીના સમાજ સેવકોની જરૂર દર્શાવતાં મહાત્મા ગોખલે ઠીકજ કહે છે કે;—

"જે લોકોનો લગભગ બધોજ વખત પોતાના ધંધા પછવા-
"ડેજ રોકાયલો હોય છે તેમનેજ માત્ર જાહેર કામો સોંપી દેવાં
"એવું બીજે કોઈ ઠેકાણે બનતું નથી. જે કારખાનાનો માલીક એક
"એવા વહીવટ કરનારને નોકરીએ રાખે છે કે, જેનો બધો વખત

"પોતાના બાગની દેખરેખમાં જાય છે અને કારખાનામાં ફક્ત સાંજ-
"નાજ જઇને તે થોડા હુકમો આપે છે; તેવા માલીકને માટે તમે
"શો અભિપ્રાય બાંધશો ? અથવા એક પ્રેસનો મેનેજર જે આખો
"દિવસ કાંઇ બીજુંજ કામ કરે છે અને સાંજના ફક્ત છાપખા-
"નામાં આવે છે તેને માટે શો અભિપ્રાય બાંધશો ? એ કાંઈ
"ધંધો કર્યો ન કહેવાય. તેવીજ રીતે આપણા સાર્વજનિક જીવ-
"નને ધંધાનું રૂપ આપવું જોઇએ—આપણી જાહેર સેવાને પણ
"ધંધાનું રૂપ આપવું જોઇએ. જાહેર સેવાને તેની ખાતરજ ઉપાડી
"લેવાને યુવાનોએ બહાર પડવું જોઇએ અને તેના બદલામાં
"પોતાના હૃદયના સંતોષ કરતાં વધારે નહી. તથા બરાબર રીતે
"અને બાહોશીથી સેવા બજાવવા કરતાં ઓછો નહી, એવા બદ-
"લાની આશા રાખવી જોઇએ. હાલની સ્થિતિમાં આ મોટામાં
"મોટી જરૂરીઆત છે."

" પોતાની મુસ્કેલીઓ વચ્ચે પોતાથી બને એટલું જેઓ કરે છે
"તેમને હું અન્યાય આપવા માગતો નથી. એ આગળના જમાનાએ
"રસ્તો સાફ કરીને કિમતી કામ કર્યું છે. તેમણે પાયો નાંખ્યો છે અને
"તેનાપર આપણે ઇમારત ચણવાની છે. આ ઇમારત બાંધવાનું કામ
"તે આવતી પ્રજાનું કામ છે અને જ્યાં સુધી પોતાની ખાતરજ
"સાર્વજનિક જીવન ઉપાડી લેવાને યુવકો પૂરતી સંખ્યામાં બહાર
"આવે નહી ત્યાં સુધી ખરેખર આ કામ સંભવિત નથી."

જે સજ્જનો પોતાના પૈસાથીજ પોતાનો નિર્વાહ ચલવી લે એવા અને તેમ છતાં સમાજ સેવાની બાબતમાં એક સામાન્ય મનુષ્યના જેટલી કાળજી તથા શ્રમ દાખવી શકે એવા હોય, તેઓ તો અતિશયજ ધન્ય છે; પરંતુ અધિકાધિક લોભવૃત્તિ, એદીપણું અથવા તો એશીપણું, એ એવી વસ્તુઓ છે કે જે આર્થીક સગવડની સાથે સંતો-

થનો અને લોકસેવાની અસમાન્ય કાળજીનો યોગ કોઇકજ ઠેકાણે થવા દે છે;* અને ઘણે ભાગે તો ગરિબાઇનું સ્થાનજ ગરિબોની દશાનું જ્ઞાન, ઉપાય, સ્વાર્થત્યાગ, સાદાઇ અને સેવાવૃત્તિનું તાન પુરૂં પાડે છે.

ઉપર પ્રમાણે હોવાથી જે સુશિક્ષીત, ચારિત્રવાન અને કાર્યકુશળ સજ્જનો પોતપોતાની ધંધા નોકરીને લગતી સારી આવક તથા સુખ સગવડોનો ભોગ આપીને એવાં લોકસેવાનાં શ્રમપ્રાધાન્ય કામો તથા સાદા જીવનનો સ્વિકાર કરે, તેમના અન્નવસ્ત્રાદિની છેક સામાન્ય સગવડો તો દેશ તરફથી પુરી પડાવીજ જોઇએ; અને ગૃહસ્થાશ્રમી દેશ સેવકોએ પણ તે માર્ગ કશાજ સંકોચ વિના સ્વિકારવો જોઇએ. જો કોઇ આવા સંકોચને લીધેજ લોકસેવાનાં કાર્યો સ્વિકારી ન શકે, તો તે ભૂલ છે. સમાજ સેવાનું રહસ્યજ એ છે કે પોતાની અન્ન વસ્ત્રાદિની સ્થૂળ આવશ્યકતાઓ ઘટાડી દઇને તેનો ભાર નિરભિમાનપણે ગૃહસ્થ વર્ગ ઉપર મૂકી દેવો, અને સમાજના જ્ઞાન ચારિત્ર ઇ૦ ને લગતી અતિ મહત્વની બાબતો, કે જે લાખો કરોડો ખર્ચવા છતાં પણ માત્ર નાણાં વડે તો કરાવી શકાયજ નહિ; તેના રક્ષણ પોષણ તરફજ તેમણે પોતાનું સર્વ ધ્યાન લગાડવું. ગૃહસ્થાશ્રમી સમાજ સેવકને માટે ભિક્ષાન્ન એ નિષિદ્ધ હોવાથી તેણે પોતાનો સાદો ખર્ચ ખાસ ઠરાવના ધોરણથી મેળવવો એમાં જરા પણ ખોટું નથી.

પોતાના ધંધા નોકરીની સાથે ગૌણ ભાવે સમાજ સેવા બજાવનારા કોઇ કોઇ સજ્જનો ઉપલા ધોરણને "પરોપકારને નિર્વાહનું સાધન

---

* ઇંગ્લેન્ડ જેવા સ્વદેશાભિમાની દેશ માટે પણ ત્યાંના એક વખતના મુખ્ય મંત્રી મી૦ બાલફોરે વાનપ્રસ્થ થતી વખતે પોતાના ભાષણમાં બળાપો કર્યો હતો કે,–દેશસેવાની ખાસ લાયકાત અને આજીવિકાની નિરાંત ધરાવનારા અનેક માણસો દેશમાં હોવા છતાં તેઓ લોભને ખાતર ધંધા નોકરીમાં રોકાઈ રહ્યા કરે છે, એ વાત દેશના હકમાં ઠીક નથી.

બનાવવા જેવું" કહીને ઉતરતું માનતા હોય તેઓ પણ ભૂલજ કરે છે. બુદ્ધ, ખ્રીસ્ત, શંકર ઇ૦ જેવા મહાત્યાગી પેગમ્બરો અને અસાધારણ મહાત્માઓની વાત બાજુ રાખી આપણા આ યુગના મુખ્ય રાજર્ષિઓની વાતજ લઇએ. દાદાભાઇ, ગોખલે, ગાંધી અને બીજા અનેકો ગાંડા કે તેમણે હજારોની આવક અને સુખ સગવડો ભોગવવાનું મૂકી દઇને સર્વ ભાવે સેવાવ્રત સ્વિકાર્યાં! મી૦ લોઇડ જ્યૉર્જ અને એસ્કવીથ જેવા પુરૂષો ધંધાની લાખોની આવકને લાત મારીને વડાપ્રધાન તરીકેનું કામ માત્ર થોડા હજાર રૂપીઆના દરમાયા ઉપરજ ચલવે, એ તે સમાજ સેવાને માર્ગે નિર્વાહ મેળવ્યો ગણાય કે સ્વાર્થ ત્યાગ કર્યો ગણાય? સર ફિરોઝશાહ અને રાનડે જેવાના દાખલા દર્શાવી શકાય; પરંતુ તેઓ પણ ઉપલાઓના જેવો એકનિષ્ટ સેવા ધર્મ સ્વિકારી શકયા હોત તો શું શું અને કેટલું બધું બજાવી શકયા હોત, એ મુદ્દો ભૂલવા જેવો નથી. ઉપર જણાવ્યું તેમ મહાત્મા ગોખલે તો સ્પષ્ટજ કહે છે અને કરી બતાવે છે કે, "આપણી જાહેર સેવાને પણ ધંધાનું રૂપ આપવું જોઇએ." કારખાનામાં અથવા પ્રેસમાં થોડીવાર આવી હુકમ આપી જનારા ચાલકોનાં દ્રષ્ટાંત તેમણે એજ કારણથી આપ્યાં છે.

# પરિશિષ્ટ ૬ ઠું—સમાજ સેવક.



"આપણામાંના પ્રત્યેકે એમજ ધારવું જોઇએ કે દુનીઆના બીજા "સઘળા મનુષ્યો પોતાનું કર્તવ્ય કરી ચૂક્યા છે, અને જગતને સંપૂર્ણ "બનાવવા માટે માત્ર મારે કરવાનુંજ કામ બાકી રહેલું છે. આવું સમ- "જીને આપણે કર્તવ્યક્ષેત્રમાં ઉતરવાનું છે. આપણા પોતાના ઉપર આ "પ્રકારની મહાન જોખમદારી રહેલી છે એમ સમજવું જોઇએ."

× × × × ×

"તમારા પોતાને માટે બહુ મોટા વિચારો રાખો નહિ. છે તેના "કરતાં તમારી પોતાની અધિક કિંમત સમજો નહિ. સેવા કરવાનો "અધિકાર બીજા કોઇને ન મળ્યો અને તમને મળ્યો, તેને માટે તમને "પોતાને ભાગ્યશાળી સમજો."

× × × × ×

"આખી માનવજાતિનો ઇતિહાસ સાક્ષિ પૂરે છે કે જ્યારે જ્યારે "શક્તિ પ્રકટ થઈ છે ત્યારે ત્યારે તે સાધારણ પ્રજા વર્ગમાંથીજ ઉત્પન્ન થઈ "છે. જગતના તમામ પહેલા દરજ્જાના પ્રતિભાશાળી પુરૂષો સામાન્ય લો- "કોમાંથી પ્રકટ થયા છે. ઇતિહાસમાં જેવા પ્રસંગ એકવાર બન્યા હતા "તેવાજ બીજીવાર પણ બનશે."

× × × ×

"બીજું તો બધું પોતાની મેળે તૈયાર થશે; પરંતુ મજબૂત, વીર્ય- "વાન, તેજસ્વી, વિશ્વાસપાત્ર અને શ્રદ્ધાવાન મનુષ્યોની સર્વ પહેલાં "જરૂર છે. જો આવા એક સો મનુષ્યો તૈયાર થાય તો આખા જગતની "વિચાર ક્રાન્તિ કરવી એ તો સહજ વાત છે." વિવેકાનંદ.

× × × × ×

**"अमंत्रमक्षरं नास्ति नास्ति मूलमनौषधं ।**
**अयोग्य पुरुषो नास्ति योजकस्तत्र दुर्लभः ॥**

ભાવાર્થ:—જગતમાં મંત્ર વિનાનો કોઈ અક્ષર નથી, ઔષધ વિનાનું કોઇ મૂળ નથી, યોગ્યતા વિનાનું કોઇ મનુષ્ય નથી; પરંતુ દરેક મનુષ્ય અથવા પદાર્થને જ્યાં અને જેવી રીતે યોજવો જોઇએ ત્યાં તેવી રીતે યોજનાર યોજકજ દુર્લભ છે.

× × × ×

तत्वज्ञः सर्वभूतानां योगज्ञः सर्व कर्मणाम् ।
उपायज्ञो मनुष्याणां नरः पण्डित उच्यते ॥

મતલબ કે સર્વ પદાર્થોના તત્વને જાણનાર, સર્વ કર્મોના યોગને જાણનાર, અને મનુષ્યોનાં દુઃખોના ઉપાયોને જાણનાર પુરૂષજ પંડિત કહેવાય છે. "ઉદ્યોગપર્વ"

× × × ×

परोपदेशे पाण्डित्यं सर्वेषां सुकरं नृणाम् ।
धर्मे स्वीयमनुष्ठानं कस्यचित् सुमहात्मनः ॥

પરાયાને ઉપદેશ કરવામાં પંડિતાઈ દાખવવી એ તો સર્વને સ્હેલું છે; પરંતુ તે પ્રમાણે પોતાનું વર્તન રાખનાર તો કોઇ મહાત્માજ હોય છે.
હિતોપદેશ ૧૪૬.

* * * *

## અસામાન્ય અને સામાન્ય સમાજ સેવક.

કહેવત છે કે, "ભેંસની પાછળ ભેંસ બનવું જોઇએ." તેમ તન-મન-ધન અને આયુષ્યથી દીન હીન થઇ ગયેલા ભારતીય જનવર્ગ પાછળ પણ તન-મન અને આયુષ્યનો ભોગ આપવો જોઇએ.

"ત્યાગની ભાવના વગર તમે એક પણ કાર્ય કરી શકશો નહિ. "જો તમારે બીજાઓને મદદ કરવી હોય તો તમારી જાતને ભૂલી "જાઓ. ખ્રિસ્તી ધર્મના સૂત્ર મુજબ કહીએ તો તમે ઇશ્વર અને "શયતાનને એકી વખતે નહિ ભજી શકો." "વિવેકાનંદ."

વળી દેશ સેવાનાં કાર્યો કરવામાં મનોબળ તથા આરોગ્યની પણ પુરેપુરી જરૂર હોય છે. ખરી દિશામાં ખરો સ્વાર્થત્યાગ અને પુરૂષાર્થ થઇ શકવાનો આધાર પણ તેના ઉપરજ રહે છે.

"મારા બાલક! જેની મારે જરૂર છે તે લોખંડ જેવા સ્નાયુ, "અને પોલાદ જેવા જ્ઞાનતંતુઓની છે, કે જેની અંદર જે વસ્તુનું "વજ્ર બનેલું છે તે વસ્તુનું બનેલું મન પણ રહેલું હોય. બળ, પુરૂષત્વ, "ક્ષાત્રવીર્ય અને બ્રહ્મતેજ (હોય). "વિવેકાનંદ."

સંયમ, દીર્ઘદર્શિતા, આત્મશ્રદ્ધા, સુવ્યવસ્થા. સત્યપ્રિયતા, દ્રઢતા અને કર્તવ્યાનુરાગનું ગુણસપ્તક પણ મનોબળ અને આરોગ્યનું સારૂં પ્રમાણ ધરાવનારી હૃદય વીણામાંજ સારી રીતે વાગી શકે છે; કે જે વાગવું એક સમાજ સેવક અસામાન્ય છે કે સામાન્ય, તેનો ખ્યાલ પુરો પાડે છે. જે હૃદયવિણામાં એ ગુણસપ્તક જેટલી પણ એકતા, ઉચ્ચતા અને તલ્લીનતાથી વાગે છે; તેટલાજ પ્રમાણમાં જનસમાજનાં હૃદયોને તે સ્વ સન્મુખ બનાવી શકે છે; તેટલાજ પ્રમાણમાં આનંદ તથા ઉન્નતિનાં આંદોલનો તેમનામાં રેડી શકે છે; અને તેટલાજ પ્રમાણમાં કુદરતના સર્વાર્થ પ્રદ પ્રદેશને આંદોલીત કરીને તેમાંથી ઇષ્ટ વસ્તુસ્થિતિને આકર્ષી શકે છે. જે જે દેશરૂપી દેવળોમાં એવા ઉત્તમ વીણાધારીઓ અને તેમના અનુયાયીઓ અધિક સંખ્યામાં ઉદભવતા ચાલે છે; ત્યાંજ દેશોન્નતિનાં ગરવાં ગુંજનો ગાજી શકે છે અને ઉદયનો સૂર્ય પ્રકાશી શકે છે. સર્વત્ર સર્વ કાંઇ હોવા છતાં ભોગ અને મોક્ષનાં ખરાં સાધનોને તો એવા પ્રકાશમાન દેહો અને દેશોજ પોતા તરફ ખેંચી શકે છે.

હાલની શિક્ષણની સજાવટ, પરભાષાની પીડા, બાળલગ્નની બરબાદી અને બીજાં કારણોને લીધે કેટલાકોનાં મગજ, શરીર કે હૃદય એવાં તો નાજુક બની ગયાં હોય છે કે તેને નાજુક કહેવા કરતાં માળાં અથવા રોગીષ્ટજ ગણવાં ઠીક છે.

આ પ્રમાણે જેઓ તન મનનું વિત્ત ખોઇ બેઠા હોય, તેમને માટે સરકારી નોકરી કે એવાં બીજાં ઓછી અને યંત્રવત કામગીરી-વાળાં તથા ઠીક આવકવાળાં સાદાં સીધાં કામોજ ઠીક ગણાય. એવા સજ્જનોને સ્વલ્પ પુરસ્કારથી સ્વયં સેવકો બનાવીને તેમનું ધનનું વિત્ત પણ ઓછું કરાવવું; એ તો **ત્રિદોષો મૃત્યુ ભવેત** એના જેવુંજ થઇ પડે.

"હિંદ સેવક સમાજ" ઇ. જે સંસ્થાઓ પદવીધરોનેજ સ્વયં સેવક તરીકે લે છે; તેઓ પણ ઉપલાં કારણોને લીધે એક બે ડઝન ઉમેદવારોમાંથી એકાદનેજ પસંદ કરી શકે છે.

વળી સરકારી નોકરીની શાંત અને યંત્રવત પદ્ધતિમાં નિચલાં કે ઉપલાં અંગોની ગતિથી ગતિમાન રહેવાને ટેવાઇ ગએલા તથા આરામની જરૂરવાળા વૃદ્ધ પેન્શનરોના હાથમાં યુવકોને બરનાં કામ મૂકવાં; એ પણ તેમને "બોખે મોંઢે ચણા" ચવરાવવા જેવુંજ ગણાય. અપવાદરૂપ વ્યક્તિઓની વાત જુદી છે.

સદગત સ્વામી વિવેકાનંદ એટલા માટેજ દેશના યુવકોને કહે છે કેઃ—"પરાક્રમ કરવાનો સમય તમારામાં જુવાનીનું જોર ઉછાળા
"મારી રહ્યું હોય તેજ છે; નહિ કે તમે ઘરડા અને આખી જીંદગી
"ભરના કામના બોજાથી ઘસાઇ જાઓ ત્યારે. અત્યારે તમારામાં
"ઉત્સાહ છે, વીર્ય છે, ચેતન છે. કામ કરવાનો આજ અવસર છે.
"પ્રભુને ચરણે સુંઘાયલાં, કરમાયલાં અને કચરાયલાં પુષ્પો અર્પણ
"ન થાય; પણ તાજાં, ખીલેલાં સુગંધવાળાં અને કોઇએ પણ
"સ્પર્શ ન કર્યો હોય એવાં પુષ્પોજ અર્પણ કરવા યોગ્ય છે. આખી
"જીંદગી સુધી નોકરી ધંધો કરી કરીને ઘસાઈ ગયેલા નિર્વીર્ય
"પુરૂષો નહિ પણ યુવાન, બુદ્ધિવાન અને સશક્ત પુરૂષોજ હિંદ
"માતાની સેવામાં અર્પણ થઇ શકે અને તેમનોજ તે સ્વિકાર કરશે."

એમાં પણ "મનોબળ" એ તો સમાજ સેવકને માટે મોટામાં મોટું સાધન છે. શરીરબળ ઓછું હોય તો હજી ચાલે; પણ મનોબળ વિના તો બધુંજ બાદલું. આપણા ગાંધીજી અને માલવીયજી જેવા સુકલકડી અને તિલક, બિસેંટ, સુરેન્દ્ર, આયર ઇ. જેવા વૃદ્ધ ભારતીય નેતાઓ એના પ્રમાણુ રૂપ છે. રૃષ્ટપુષ્ટ બાંધો, ઉપરથી નિચે સુધી ભપકાદાર ઠાઠ, અને ઇશારાની સાથે લાખોનું આર્થિક સાધન એકઠું કરવા જેટલી આવડત કે આબરૂ ધરાવનારા સેંકડો નેતાઓ અને વક્તાઓની અપેક્ષાએ આવી વ્યક્તિઓ જે અસામાન્ય કાર્ય બજાવી શકે છે અને જે ચૈતન્ય રેડી શકે છે, તેનું મુખ્ય કારણ તેમનું "મનોબળ" જ છે.

સંયમ અને વિલાસીપણાનાં પરિણામ સમજાવતાં વિવેકાનંદજી કહે છે કે,—"ઇતિહાસમાં કંઇ પણ સત્ય હોય, વર્તમાન સ્થિતિનાં ચિહ્નો "અને લક્ષણો ઉપરથી ભવિષ્યનું અનુમાન કરવાની પદ્ધતિમાં કંઇ "પણ સત્ય હોય, તો ભવિષ્યમાં જણાશે કે જે પ્રજા થોડામાં થોડાં "સાધનથી પોતાનું જીવન ચલાવી શકે છે, અને પોતાની વાસનાઓ "તેમજ ઇચ્છાઓ ઉપર અંકુશ રાખી આત્મસંયમ પાળવાનો યત્ન "કરે છે, તેજ આખરે જીવનસંગ્રામમાં વિજય મેળવશે. જેઓ "વિષયસુખ, મોજ–મઝા અને ઇંદ્રિયોના વિલાસમાંજ સદા રચીપચી "રહ્યા છે, અને મૃગજળ જેવાં સુખોની પાછળ મોહાંધ બનીને "દોડાદોડી કરી રહ્યા છે; તેઓ ગમે તેવા બળવાન, તેજસ્વી અને "સાહસિક જણાતા હશે તોપણ પરિણામે નષ્ટ થશે."

માટેજ મનોબળની મૂર્તિરૂપ સંયમીજનો લોક સેવાનાં જે પણ કાર્યોમાં શ્રી ગણેશ રૂપે હોય છે, તે કાર્યો સફળ નિવડે છે. લોક પાપે તેમને નિષ્ફળતા કે કષ્ટ મળે તો તે પણ પરિણામે સફળતાની બ્હેન જેવાં અને હજારોના સુખના બીજ રૂપજ થઇ પડે છે.

જે કોઇ હૃદયક્ષેત્રમાં સર્વ પિતા શિવ ભગવાન તથા નિર્મળતા રૂપ પાર્વતી માતાની જ્ઞાન અને ચારિત્ર રૂપી સગુણ શક્તિઓ ઉદ્‌ભવીને સમાજ શિક્ષણનાં શુષ્કવત અંગોને પોષનારૂં સેવાવ્રત રૂપી રક્ત રગે રગમાં ઉછાળી રહી હોય, તેવા નરદેવજ લોકહિતનાં અસામાન્ય કાર્યોમાં એવા શ્રીગણેશ બની શકે છે; અને સામાન્ય લોક સેવકોના સમૂહરૂપી ગણોને સમાજ સેવાના ધર્મ ક્ષેત્રમાં યોજીને " ગણાધિપતિ " નામની સાર્થકતા કરી શકે છે. " યોગ્યતા અને સાધના " ની શક્તિ તો એવા ગણેશમાં પ્રથમથીજ હોય છે; જેથી કરીને રિદ્ધિ ( સાધન ) અને સિદ્ધિ ( સફળતા )ની દેવીઓએ તેમને એક પછી એક વરમાળ આરોપવીજ જોઇએ.

પરંતુ કહ્યું છે કે;—

**शैले शैले न माणिक्यं, मौक्तिकं न गजे गजे ।**
**साधवो नहि सवर्त्र, चंदनं न वने वने ॥***

તાત્પર્ય કે કાંઇ સર્વ કોઇથી એવા શ્રી ગણેશ—અસામાન્ય સમાજ સેવક—બની શકાતું નથી. ચારિત્ર બળની સાથે યોજક અને ચાલક તરીકેની અસાધારણ યોગ્યતા અને પ્રતિભા કાંઇ સર્વ કોઇને વરી શકતી નથી.

આમ છતાં સામાન્ય કક્ષાના સજ્જનોની પણ લોક સેવાનાં કાર્યોમાં થોડી જરૂર નથી હોતી. પ્રમાણિકપણાની સાથે સુવ્યવસ્થા, સહનશીલતા, નિયમિતપણું, સમયસૂચકતા, નમ્રતા વગેરે સદ્‌ગુણો સામાન્ય પ્રમાણમાં ધરાવનારા સજ્જનો વડેજ જગતનો ઘણો ખરો વહિવટ ચાલતો હોઇને સમાજ સેવાનાં કામો પણ તેમનીજ વ્યવસ્થા

---

* જેમ દરેક પત્થરમાંથી માણેક નિકળતું નથી; દરેક હાથીના ગાથામાંથી મોતી નિકળતું નથી; દરેક જંગલમાં ચંદનનાં ઝાડ હોતાં નથી; તેમ શ્રેષ્ઠ—પુરૂષો પણ સર્વત્ર હોતા નથી.

અને સહાયતાવડે ચલાવી શકાય છે. દેશહિતની યોજનાઓને રૂડી રીતે પાર પાડવામાં એવા બાહોશ મનુષ્યોજ હાથ પગ રૂપે હોય છે.

ઇંગ્લાંડ, અમેરિકા ઇત્યાદિ દેશોના વહીવટ ઉત્તમ અને સફળ હોવાનું અને તેઓ બીજા દેશોની પણ પુષ્કળ વ્યવસ્થા સંભાળી શકતા હોવાનું કારણ તે દેશના હાથ પગો રૂપે કાર્ય કરી રહેલા ત્યાંના હજારો અને લાખો પ્રમાણિક, મહેનતુ, તંદુરસ્ત અને હસતા ચહેરા, આનંદી સ્વભાવ તથા મજબુત બાંધા ધરાવનારા વહિવટી માણસોજ છે. વર્તમાન ભારતમાં આવા વ્યવસ્થાપકો અને કાર્ય વાહકોની તંગીને લીધેજ લોકહિતની અનેક બાબતો ઘોડાને બદલે કીડીના વેગમાં રહ્યા કરી છે, અને કેટલીક બાબતો તો અગ્રેસરોના મુખમાં પણ ન આવી શકતાં મનમાં ને મનમાંજ મરી જાય છે. અનેક કાર્યોને દોરવી શકે એવા માણસો આમ યોગ્ય સહાયકોને અભાવેજ માત્ર એકાદ કાર્યમાં રોકાઇ રહેતા હોય છે.

પોતાના ગૃહ કાર્યમાં કે માલકીના ધંધા રોજગારમાં કરકસર, કુશળતા, ચપળતા અને કર્તવ્યાનુરાગ રૂડી રીતે રાખી શકનારા; એટલુંજ નહિ પરંતુ તેવા કામ ધંધા આડે ભૂખ, તરસ, ટાઢ તડકો અને વ્યાધિનું ભાન પણ ભૂલી જનારા ભણેલા તેમ અભણ મનુષ્યો અહિં પણ થોડા નથી; પરંતુ એ ગુણો એટલાજ પ્રમાણમાં કોઈ શેઠની અથવા તો સાર્વજનિક કામગીરિમાં દાખવી શકનારા તો થોડાજ હોય છે. માત્ર તાત્કાલિક સ્વાર્થો તરફજ દ્રષ્ટિ અથવા તો "મુફત કા ચંદન ઘસ બે લાલીયા" એવી સમજણ પણ એમાં કારણ બને છે. એવા મનુષ્યો જો દીર્ઘ દર્શી હોય તો ખાનગી નોકરીમાં પણ અસાધારણ દીપી ઉઠીને કાળે કરીને ભાગીદાર સુદ્ધાં બની શકે છે. આવા મનુષ્યો જો કોઇ સાર્વજનિક કાર્યમાં જોડાય છે તો ત્યાં પણ ધીમે ધીમે મુખ્ય વ્યવસ્થાપક અથવા તો મંત્રી સુદ્ધાં બની

શકે છે; અને કાર્યમાં ખાસ વિશેષતા લાવીને " અસામાન્ય સમાજ સેવક" તરીકેની નામના પણ મેળવી શકે છે. સ્વાર્થના કામ ધંધાઓમાં બીજા અનેકોના સ્વાર્થ દ્વેષ નડતા હોવાથી અસામાન્ય કુશળતા હોય તોપણ સામાન્ય સફળતા મળવી મુશ્કેલ હોય છે; જ્યારે લોક સેવાનાં કાર્યોમાં અનેકોની સહાનુભૂતિ અને સહાય મેળવી શકાતી હોવાથી સામાન્ય મનુષ્ય પણ સર્વભાવથી કામ કરી જાણે તો અસામાન્ય સફળતા મેળવી શકે છે.

એક ખંતીલો વ્યવસ્થાપક અથવા સહાયક નવો સવો હોય તો પણ કાર્યથીજ કાર્યને શીખતો સમજતો ચાલીને અથવા ઉપરી અને અનુભવીઓના અનુભવ તથા સલાહ સુચનાઓનો લાભ લેતો રહીને કાર્યના દરેક નાનાથી મોટા અંગની પુરેપુરી માહિતી તથા આવડત મેળવી લે છે. કેમકે સામાન્ય કાર્ય બીજાઓથી લેવાનું હોય તોપણ જાતની માહિતી તથા આવડત વિના તે જોઇએ તેવું અને તેટલું લઇ શકાતું નથી. કોઇ કોઇવાર જરૂર આવી પડે તો કોઇ પણ કાર્ય પોતાની જાતે કરી લેવાને પણ તે તત્પર રહી શકે છે.

શિક્ષણની ખામી ભરેલી પદ્ધતિ અને ખોટી મોટાઈ પણ " અસાધારણ " નિવડે એવા અનેક યુવકોને સાધારણપણામાં પુરી રાખે છે. વડોદરાના રેસીડૅન્ટ સાહેબે પોતાના એક ભાષણમાં આ પ્રકારનાં બે ખરાં દ્રષ્ટાંત આપ્યાં હતાં. એ દ્રષ્ટાંતો પોતાના, પરાયા કે પરોપકારના કાર્યમાં "અસાધારણ" નિવડવા ઇચ્છનારે લક્ષ્યમાં રાખવા જેવાં છે.

" એક હોટેલ [ વીશી ] વાળો પોતાની મગજ શક્તિ, શા-
" રીરિક બળ અને અનુભવ સિવાય અન્ય કોઇ પણ પ્રકારની મુડી
" વિના હીંદુસ્થાનમાં આવી થોડાજ વખતપર આઠ લાખ રૂપીઆની
" પુંજી પોતાની પાછળ મૂકી ગુજરી ગયાનું હું જાણું છું. તેણે મને
" જણાવ્યું હતું કે-હું વીશીનો ધંધો હલકામાં હલકી પાયરીએથી

" શીખ્યો છું. મેં પ્રથમ વાસણો માંજવાથી પ્રારંભ કર્યો; પછીથી
" ભાણાં પીરસવા માટે રહ્યો; ત્યાર બાદ પાઠશાળામાં રસોયા તરીકે
" કામ કર્યું; એ પ્રમાણે વીશીની સર્વ શાખાઓમાં હું પ્રવીણ બન્યો.
" આ રીતે તે સઘળી બાબતોમાં માહીતગાર થઇ પોતાના તાબાના
" નોકરોનું કામ તપાસી થતું નુકશાન અટકાવી શકયો અને તેની
" વીશી હીંદુસ્થાનમાં સૌથી પ્રખ્યાત ગણાઇ છે.

હાલના વિલક્ષણ શિક્ષણવડે "સાહેબ" બની બેઠલા એક હિંદી યુવકનું દ્રષ્ટાંત પણ તેઓ આપે છે કે,—

" કેટલાક દિવસ ઉપર મારા સાંભળવામાં આવ્યું હતું કે એક
" હુન્નર કલાનો વિદ્યાર્થી પોતાના કામ કરવાના સ્થળે આંસુ પાડતો
" ઉભો રહ્યો હતો અને જ્યારે તેની અડચણ વિષે પ્રશ્ન કરવામાં
" આવ્યો ત્યારે તેના પ્રત્યુત્તરમાં જણાવવામાં આવ્યું કે મારે Spanner
" [ લોખંડનું એક વજનદાર હથીયાર ] ની જરૂર હોવાથી હું એક
" મજુરની રાહ જોઉ છું. જે વિદ્યાર્થીઓ હુન્નર ઉદ્યોગીક ધંધાઓ
" પસંદ કરે છે તેમણે ચોકસ ધ્યાનમાં રાખવું જોઇએ કે તે બધાનો
" કોઇપણ ભાગ તેમની પદ્ધીથી નીચે નથી અને યશસ્વી નીવડવા
" માટે પોતાને લાયક બનાવવાને તેઓ તે ધંધાના કોઇપણ હલકામાં
" હલકા કાર્યભારથી સજ્ઞાત હોવા જોઇએ. કોઇપણ વિષયપર તેઓ
" સર્વોપરી સત્તા ભોગવે તે પૂર્વે તેની સેવા કરવી અતિ જરૂરની છે."

"વડોદરા વર્તમાન" તા. ૮–૧–૧૭.

હકીકત આ પ્રમાણે હોવાથી કોઇ પણ કાર્ય કે અંગને નજીવું નહિ ગણતાં અનેક નાનાં અથવા સામાન્ય કાર્યો મળીને એક મોટું અથવા અસામાન્ય કાર્ય બનતું હોવાની ઉંડી સમજણ ખરા કર્તાની રગે રગમાં વ્યાપી રહેલી હોય છે. ઉદારતા અને કરકસરના એક બીજાથી વિરોધી જેવા દેખાતા ગુણો તેનામાં એવી રીતે

એક સાથે રહી શકે છે કે, જ્યાં જ્યારે અને જે ગુણ ઘટિત હોય છે ત્યાં તે દર્શાવી શકે છે. આ પ્રમાણે એક સામાન્ય મનુષ્ય પણ ધારે તો પોતાની ખંતના બળથી એક સારા વ્યવસ્થાપક અથવા સહાયકનું કાર્ય રૂડી રીતે બજાવી શકે છે અને પોતાથી ઉપલાં તેમજ નીચલાં અંગોને આનંદ, ઉત્સાહ તથા ગતિ આપનારો બની શકે છે. ઓછી ખંતવાળો વ્યવસ્થાપક માત્ર ઉપલાં કે નીચલાં અંગોની ગતિથીજ ગતિમાં રહી શકે છે; અને એદી મનુષ્યની તો વાતજ શી ? એ તો ઉલટો સર્વ અંગોની ગતિમાં પથરારૂપજ નિવડે છે.

એક ખરો વ્યવસ્થાપક વહિવટની દરેક અંતર બાહ્ય દશાથી તથા આવશ્યકતાથી વાકેફ રહીને દરેક બાબતમાં ક્યારે અને શું કરવા કરાવવા જેવું છે તે સર્વ સારી રીતે સમજી અને ધ્યાનમાં રાખી શકે છે. સાહેબશાઇ ખર્ચાળુ સગવડો અને પદ્ધતિઓથી તે દૂર રહે છે, તેમ " ખોદ્યો ડુંગર ને કહાડ્યો ઉંદર " એવી ભૂલ ભરેલી રીતોથી તેમજ છેવટે નુકશાનકારક થાય એવી કરકસરથી પણ તે દૂરજ રહે છે. વધુ શ્રમ કે ખર્ચ ન વેઠાવવા છતાં માણસો તેમજ બીજા સાધન સામર્થ્યોને યોગ્ય વખતે અને યોગ્ય જગ્યાએ યોજી શકવાની આવડતને લીધેજ એક કુશળ વ્યવસ્થાપક બીજા દશ સાહેબશાઈ વ્યવસ્થાપકો કરતાં વધારે ઉપકારક થઇ પડે છે; અને સમય તથા દ્રવ્યનો નહિ સમન્વય એવો વૃથાવ્યય સમજી તથા અટકાવીને પરિણામ વિશેષ સારૂં તથા સત્વર લાવી શકે છે. ખરી ખંત વિનાનો વ્યવસ્થાપક આવી આવી આવડતમાં મોળો હોય છે અને એદી વ્યવસ્થાપક તો ક્ષેત્ર, સહાયક, સગવડ અને ઉપરી વગેરે સાધન ગમે તેટલાં સારાં હોય તોપણ નકામો નિવડે છે.

જેમ કોઇએક યોગીને માયીક પદાર્થો સામાન્યપણામાં રોકી રાખે છે; તેજ પ્રમાણે અસામાન્ય ઉપકારક નિવડે એવા સમાજ સેવકને અને

ઉત્તમ વ્યવસ્થાપકોને પણ સામાન્યપણામાંજ રાખી મૂકનારાં અને સ્વકાર્યમાં એકતાન નહિ બનવા દેનારાં સામાન્ય આકર્ષણો મળ્યાજ કરે છે. જો તે તેને વશ થઇ ગયા કરે, તો નિષ્કામતા તથા કુશળતા ઇત્યાદિ ગુણો તેનામાં ગમે તેટલા હોય તો પણ પરિણામ તેના કાર્યનું સામાન્યજ રહે છે. કામ પરોપકારનું હોય એટલે ઓળખાણ પિછાણ અને વખાણનો ટોટો હોતો નથી; તેમજ અનેક નવરા તડાકી દાસો કોઇ વખત ગુરૂ બનવા, તો કોઇ વખત પોતાનો અક્કલનો ખજાનો દર્શાવવા, તો કોઇ વખત માત્ર વખતજ ગાળવા સારૂ તેની પાસે આવ્યા કરે છે. એ સિવાય જુદા જુદા પ્રકારની સભાઓ અને પાર્ટિઓનાં નિમંત્રણોમાં જવું આવવું, જુદી જુદી સત્તર જાતની સંસ્થાઓ સાથે સંબંધ બાંધવો અને જાળવવો, અનેક પ્રકારની સભાઓમાં ભાષણો આપવાં અને તૈયાર કરવાં, સ્ટેશન રસ્તે જતા આવતા સાહેબો સાથે સાહેબ સલામ કરવી, તેમજ બીજી પણ કેટલીક બાબતો અને આદતો એવી હોય છે, તથા શુભ કાર્ય સાથેના યોગને લઇને ઇધર ઉધરથી તે એટલી બધી અને એટલી સહેલાઇથી આવી મળે છે કે, એકાદ ખતિલો સમાજ સેવક પણ તેના આકર્ષણમાં ફસાયો તો અર્ધો અર્ધ ટકા બાતલ ! મોજીલી માનવ વૃત્તિ આવી બાબતોને અનિવાર્ય ફરજ, નિર્દોષ મોજ, માનસિક ખોરાક, વગેરેનું રૂપ આપી ભ્રમાવી દઇને નિર્દિષ્ટ કાર્યમાં ભાગ્યેજ ભલીવાર આવવા દે છે. કાર્યની તાલાવેલી અને તલ્લીનતા, કે જે પુરેપુરી પળાય કે ન પળાય તેના ઉપરજ પરિણામના તારતમ્યનો બધો આધાર રહેતો હોય છે; તેમાં તે વૃત્તિ ભલ ભલાને પણ નડતર રૂપ થયા કરે છે. વ્યાયામ, આરામ, હરફર, વિનોદ તથા જ્ઞાન વૃદ્ધિ આપનારૂં વાંચન વગેરે, બાબતો ગમે તેવા મજબૂત માણસો માટે પણ આવશ્યકજ છે; પરંતુ સમયના યોગ્ય વિભાગ પાડીને તે તે સમયે તેજ બાબતમાં તન્મય થવાની પદ્ધતિ

સર્વેથી સારી છે. કામ વખતે તો રામને પણ છેટા રખાય તોજ સફ-ળતાના શ્યામ સત્વર આવી મળે છે.

વિવેકાનંદજી ઠીકજ કહે છે કે,–

"આ ટુંકા જીવનમાં એક બીજાને ધન્યવાદ આપવામાં વખત "ગાળવા જેવું નથી. આપણું યુદ્ધ પૂરૂં થાય ત્યાર પછી આપણે એક "બીજાનાં કામની નોંધો તપાસી એકબીજાને જે ધન્યવાદ ઘટતા હશે "તે પેટ ભરીને આપીશું; પણ હમણાં તો મિથ્યાલાપ કરવાનો સમય "નથી. કાર્ય કરો, બસ કાર્યજ કર્યા કરો.

\+ + + + +

"મારી જીંદગી જગતનાં સ્તુતિગાન મેળવવામાં ગાળવા કરતાં "વધુ કિંમતી છે. આ સૌ મૂર્ખવાદને માટે મને બીલકુલ અવકાશ નથી."

\+ + + + +

"મારા પુત્રો ! કાર્ય કરવા ધસો, તેથીજ ખરો જુસ્સો તમા-"રામાં પ્રકટશે, વ્યવસ્થા કરવાની શક્તિનો આપણા સ્વભાવમાં તદન "અભાવ છે, પરંતુ તેને નવેસરથી લાવી પ્રકટાવવો ઘટે છે.

\+ + + + +

ભારતનું ભાવિ પ્રબળ હોવાથી પોતાનાજ મનોબળ અને ત્યાગ-વૃત્તિથી પ્રેરાઇને નવી નવી સેવાઓના કાર્યક્ષેત્રમાં ઝોકાવનારા ઉપર જણાવ્યા જેવા અસામાન્ય તેમજ સામાન્ય સમાજ સેવકો આ રત્ન પ્રસૂતા આર્ય ભૂમિમાંથી કોઇ કોઇ નિકળતાજ ચાલે છે અને હજી વધારેને વધારે નિકળતા ચાલીને લોકહિતની અનેક વિધ યોજનાઓ, સંસ્થાઓ તથા કાર્યોથી દેશને છાવી નાખશે. ભાર નથી કે ખરાં સિંહ સંતાન ધંધા નોકરીની બોડમાં વધુ વખત ઉંઘી શકે ! જાગૃતિનું ચેતન, ઉન્નતિનો પવન અને ભારતી દ્રૌપદીની દયામણી બૂમો હવે તેમને સ્વાર્થની સંકિર્ણ ભૂમિકામાંથી દેશ સેવાના વિશાળ પટ ઉપર ખેંચીજ લાવશે !!



# પરિશિષ્ટ ૭ મું—સાધનો.

## આપણે તે શું કરી શકીએ ?

**सोत्साहस्येह लोकेषु नकिंचिदपि दुष्करं ×**

× × × ×

**कार्यसिद्धि सत्वे भवति महतां नोपकरणे***

× × × ×

"જે મનુષ્યોનાં જીવન સ્વદેશાભિમાન, અચળ શ્રદ્ધા અને "સ્વાત્માર્પણથી વિભૂષિત થએલાં હોય; તેમને માટે જગતમાં એવું "કંઇજ નથી કે જે ન થઇ શકે. "ગોખલે"

× × × ×

સંઘાત, સહાય કે સાધનના વિચારથી પણ ઘણાકો અટકી રહે છે; પરંતુ ઘરથી બહાર ડોકું કહાડયા પહેલાં અને પોતાની એકલાની શક્તિમાં હોય તેટલું કરી બતાવ્યા પહેલાંજ એ વસ્તુઓ કયાંથી આવી મળે? સ્વાર્થ અને અકર્મણ્યતાની ગલી કુંચીઓ વટાવીને નિષ્કામ સેવાના રાજમાર્ગે ચઢાય તો બધુંજ આવી મળે. કેટલુંક તો ઠેઠ સુધીનું પણ મળી રહે.

નિર્ધનતાને માટે તો ઉલટો ઇશ્વરનો આભારજ માનવો જોઇએ, કેમકે તે સ્થિતિનો જાતિ અનુભવ ન હોય ત્યાં સુધી ગરીબાઇ સાથે અજ્ઞાનનો ભોગ બનેલા કરોડો બાંધવોની સહાયપાત્ર સ્થિતિ ભાગ્યેજ સમજી શકાય છે; અને તેમના પ્રત્યે ખરી લાગણી પણ ભાગ્યેજ ઉપજે

---

× ઉત્સાહી મનુષ્યને માટે આ જગતમાં કશુંજ દુષ્કર નથી.

* મહાન પુરૂષોના કાર્યની સિદ્ધિ તેમનામાં રહેલા સત્વવડે થાય છે; નહિ કે બાહ્યસાધનોવડે.

છે. સ્વામી વિવેકાનંદ ઠીકજ કહે છે કે,—

"મારા ભાઇઓ ! આપણે ગરીબ છીએ, આપણે (ધનની બાબતમાં)
" કંઇ વિસાતમાં નથી; પણ આપણા જેવાજ પ્રભુનાં કાર્ય કરવામાં
" હમેશાં સાધનભૂત થયા છે. પ્રભુ તમો સર્વને કૃતાર્થ કરો."

× × × ×

" તમે ગરીબ છો, માટેજ તમારાથી ( તન અને મનના ખરા
" બળપૂર્વક ) કાર્ય થવાની આશા રહે છે."

× × × ×

"હિંદની મુખ્ય આશાઓ ગરીબ પ્રજાવર્ગ ઉપરજ છે."

× × × ×

" આપણે નિર્ધન છીએ, આપણે અસહાય છીએ, એવા કાયરતા
" ભરેલા વિચારોને પોષતા નહિ. કોઈ પણ દિવસ કાર્ય કરનારા
" **માણસો નાણાંવડે ઉત્પન્ન થવા નથી, પણ કાર્ય કરનારા-**
" **ઓએજ નાણું ઉત્પન્ન કર્યું છે.** માણસે પોતાની શક્તિથી, ઉત્સા-
" હથી અને આત્મશ્રદ્ધાના બળથી આખા દેશના દેશ ઉત્પન્ન કર્યા છે."

× × ×

દેશ અને દુનીઆમાં એવાં પણ અનેક મહાન કૃત્યો થયાં છે અને થાય છે કે જેની સ્થાપના અને સફળતા એકેક વ્યક્તિનેજ આભારી હતી. આવી અસામાન્ય વ્યક્તિઓ તથા બીજા સામાન્ય દેશ-સેવકો વચ્ચે ફરક માત્ર જ્ઞાન અને ચારિત્રના પ્રમાણુનોજ હોય છે. અવતારો અને પેગંબરોની તથા આગલા સમયની વાતો બાજુ રાખી ચાલુ જમાના તરફ જોતાં પણ એમજ છે.

એક સાથે અગીયાર હજાર અનાથોને પાળી શકે એટલાં અના-થાશ્રમોનો સ્થાપક ડોકટર બરનાર્ડો પણ એકજ હતો. આખા ઇંગ્લાં-ડમાં કસરતી અખાડા સ્થાપનાર પહેલવાન સેંડો પણ એકજ હતો.

કરોડોની સંખ્યાવાળી નિગ્રો જાતિનો ઉદ્ધારક બુક્કર ટી વોશિંગ્ટન પણ એકજ હતો. ગુનેહગારો, અસ્પર્શ્યો વગેરે લાખો મનુષ્યોની ધાર્મિક અને સામાજીક સેવા બજાવી રહેલી મુક્તિફોજનો સ્થાપક જનરલ બુથ પણ એકજ હતો. ધર્મનાં ધતીંગ ખુલ્લાં પાડી દેશમાં સામાજીક ચૈતન્યને ફુંકનાર સ્વામી દયાનંદ પણ એકજ હતા. વિધર્મી અને વિદેશી લોકોને ભારતના અનુપમ વેદાન્તનું ભાન કરાવી ચકિત કરનાર સ્વામી વિવેકાનંદ તથા રામતીર્થ પણ એકેકજ હતા. દેશના શિક્ષિતોમાં દેશસેવાનો મંત્ર ફેલાવી અનેક સ્થળે ભારતસેવક સમાજનો ઝુંડો ફરકાવનાર તથા રાજા પ્રજા ઉભયનાં દિલ જીતી લેનાર મહાત્મા ગોખલે પણ એકજ હતા. દેશની રગેરગમાં સ્વરાજ્યનો પવન ફુંકનાર દેવી બિસેંટ પણ એકજ છે; અને ચંપારણ્યમાં સત્યાગ્રહના અજબ અમોઘાસ્ત્રના ચમત્કારવડે ભલા ભલાઓને પણ નમસ્કાર કરાવનાર, બાહ્ય અસ્ત્ર-શસ્ત્રથી રહિત ભારત સંતાનોને એ દિવ્ય બ્રહ્માસ્ત્રનું સર્વ વ્યાપીત્વ સમજાવીને તેમનામાં આત્મશ્રદ્ધા, ઉત્સાહ અને યત્નનાં આંદોલનો ફેલાવનાર, તથા સ્વભાષા, અંત્યજ વર્ગ વગેરેના અસામાન્ય પ્રશ્નને દ્રઢતાથી આગળ પાડનાર મહાત્મા ગાંધી પણ એકજ છે. અન્ય પણ અનેક દષ્ટાંત મળે. ભાવી ભારતમાં હજી એથી અનેકગણા ચૈતન્યવાળાં દ્રષ્ટાંત પણ અનેકગણાં લખાશે.

## આર્થિકસાધન.

સોમાં નેવું માણસના પરોપકારના વિચારો એજ કારણથી દબાઇ જાય છે કે **આર્થિક સાધન નહિ એટલે શું કરીએ?** પરંતુ કાર્ય કર્તા ઉત્તમ, યત્નવાન અને નિસ્વાર્થ હોય તો એ મુદ્દો કદી પણ અટકાવી શકે નહિ. *વળી ગમે તેવી તોપણ આ ભારત ભૂમિ છે. તેનાં

* આ વાત તો જગપ્રસિદ્ધ છે કે ધન કરતાં પણ "તનબળ" અને તેના કરતાં પણ "મનબળ" એ ચઢીયાતી વસ્તુ છે. એ બે બળ

સંતાનો ગમે તેવાં તોપણ મહર્ષિઓ, રાજર્ષિઓ અને અપાર પુણ્યશાળી મહાત્માઓનું લોહી પોતાની રગોમાં ધરાવે છે. વચલા અને વર્તમાન વિલક્ષણ સંયોગોની અસર તેમના ઉપર ગમે તેટલી થઇ હશે તોપણ તે મહાન પૂર્વજોના તુખમની તાસીર હજી તેમણે ગુમાવી નથી. પૂર્ણ પુરૂષોત્તમ કૃષ્ણ ભગવાન, મર્યાદા પુરૂષોત્તમ રામચંદ્ર, સર્વ ત્યાગી શુક, બુદ્ધ અને મહાવીર, ઇ૦ની ચર્ણરજ થોડી ઘણી પણ તેમનાપર હજી કાયમ છે. દયા, દાન, પરોપકાર, પરલોક, મોક્ષ ઇ. ની ધાર્મિક ભાવનાઓ ગમે તેવા રૂપમાં પણ હજી તેઓમાં કાયમજ છે. હજી પણ તેમના તરફથી થતા દાન પુણ્યનો વાર્ષિક સરવાળો અબજોનો થવા જાય છે. કોઇએ ઠીકજ લખ્યું છે કે, હિંદુ સંતાનો માત્ર એકજ વર્ષ તીર્થ યાત્રા કરવાનું મોકુફ રાખે, તો તેટલી બચતવડે વીસેક યુનિવર્સિટીઓ સ્થાપી શકાય.

હા, સેંકડો વર્ષના અંતર અજ્ઞાન અને બાહ્ય આપત્તિઓને યોગે ઘણાકો પાત્ર કુપાત્ર, હિતાહિત અને શુભાશુભનો વિવેક તથા પૂજ્ય મહર્ષિઓએ બોધેલાં સાત્વિક દાનોનો માર્ગ ભૂલી જઇને સ્વાર્થ સાધુઓએ સ્વહિતાર્થે સમજાવી રાખેલાં રાજસિક અને તામસિક દાનોને માર્ગેજ ચડી ગયેલા છે; પરંતુ સેવાની દિવ્ય ભાવનાથી પ્રેરાયલા

---

જેની પાસે ન હોય તે ગમે તો કોટ્યાધિપતિ કે રાજા હોય તોપણ નિર્માલ્ય છે. જેઓ ત્રણે વાતે નિર્બળ હોય, અથવા જેઓ પરોપકારને બહાને ધનોપાર્જનજ કરવા માગતા હોય, અથવા જેમને કશું પણ ન કરવા છતાં મોટી મોટી વાતો કરીનેજ બડેખાંમાં ખપવું હોય, એવાઓનેજ ઉપલું બહાનું દેખાડવાનું રહે છે. ખરો કાર્યકર્તા એ વિના અટકતોજ નથી. ગીની કે રૂપિયો જેની પાસે હોય તેને જો તેની મહત્તા જ્ઞાત હોય અથવા વટાવવાની તત્પરતા ન હોય તો ત્રાંબાનાણાની વાતો કરવા બેસી રહેવું પડેજ નહિ. ભારતમાં એવા લાખો મનુષ્યો છે કે જેઓ તનબળ ઠીક ધરાવે છે તેમજ મનોબળ પણ સહજે ખીલવી શકે તેમ છે, પણ યથાર્થ જ્ઞાનની રીતે એ વસ્તુઓનું મહત્વજ તેઓની જાણમાં હોતું નથી.

સજ્જનો ! આવો, આ મેદાન તમારાજ પ્રયાસની રાહ જુવે છે. ધર્મને ઠેકાણે ધતીંગ, વહેમ અને રૂઢીઓને વશ બની રહેલાં ભારત સંતાનોના હૃદય ક્ષેત્રનેજ અત્યારે તમારૂં ધર્મક્ષેત્ર–કુરૂક્ષેત્ર બનાવો; અને જ્ઞાન ચારિત્રરૂપી ધનુષ બાણુ ઉપર બરાબર કાબુ જમાવીને તેના અનુસંધાન-વડે એ રજસ તમસની રાક્ષસીઓને ભગાડી મૂકો; એટલે પછી તમને કશોજ ટોટો નથી. અવિવેકરૂપી રાક્ષસના પ્રભાવે અને દેશ, કાળ, પાત્ર ઈ. ની સમજણને અભાવે લોકોના દાન પુણ્યનો પ્રવાહ ગમે તેટલો અન્યથા વહી રહ્યો હશે; પરંતુ વિવેકજ્ઞાન રૂપી વિષ્ણુ, એ સર્વને ઉડાવી દેવાને સમર્થ છે. ભારત સંતાનોના હૃદય રૂપી ક્ષીરસાગરમાં હજી તો માત્ર કોઇ કોઇ સ્થળેજ એ વિષ્ણુ જાગી શકેલા હોઇને ઘણેખરે સ્થળે તો હજી તે સુષુપ્તિમાંજ છે. બસ તમારા ઘડી ઘંટા લઇને તૈયાર થઇ જાઓ; જ્ઞાનરૂપી દીપકથી તેમની આરતી ઉતારો; સત્યતા રૂપી શંખ, હિતસ્વીતારૂપી નગારાં અને પ્રિયતારૂપી ઘડી ઘંટાઓના અવાજ ખરા જોર શોરથી ગજાવો; એટલે વિવેકના વિષ્ણુ જાગી ઉઠશેજ. અજ્ઞાનરૂપી રાત્રી અને અંધશ્રદ્ધાના અંધકારને એ વિષ્ણુ જાગતાંની સાથેજ પલાયન થવું પડશે; અને પછી જુઓ કે વિષ્ણુ પત્નિ ( લક્ષ્મી )નો તથા બીજાં સાધનોનો કેવો વરસાદ વરસે છે!* બસ એક વિવેક વિષ્ણુનેજ જાગૃત કરો.

એ કાર્ય સેવાની રીતેજ વહેલું અને વધુ પ્રમાણમાં બજાવી શકાશે. મત પંથ અથવા ગુરૂપણાની રીતે નહિ.

\+ + + + +

---

* કોઇ કોઇ સજ્જનો કહેશે કે ત્યારે તમને પોતાનેજ આર્થિકસાધનની અગવડ નહોતી નડી? વાત તો ખરી, પરંતુ ઈશ્વર કૃપાથી પરિણામે એ અગવડજ વિશેષ સગવડની જડરૂપ નિવડી કે નહિ! અમૃતનું આસ્વાદન તે આંબાના ફળમાં હોઇ શકે; નહિ કે અંકુરમાં!

"દેશ બંધુઓને દોરવાનો પ્રયત્ન ન કરો, પણ તેમની સેવા
" કરવામાં પ્રવૃત્ત થાઓ. માણસોને દોરવાની પશુવત્ ઘેલછાથી આ
" સંસારના પ્રવાહમાં અનેક મ્હોટાં વહાણો પણ ડૂબી ગયાં છે, માટે
" ખાસ સાવધ થતાં શીખો."

\+ + + + +

"આપણે કોઇ સંપ્રદાયમાં પણ ભળવાનું નથી, આપણે તો
" દરેકની સાથે સહાનુભૂતિ દર્શાવી તેની સાથે રહીને કાર્ય કરવું
" આવશ્યક છે...કાર્ય કરો.-બસ કાર્યજ કર્યા કરો. સર્વપર પ્રેમદ્વારાજ
" જીત મેળવો."

વિવેકાનંદ.

## અયાચીપણે અથવા મુંગું કામ કરવું છે !

શું તમારી અયાચીપણે યા મુંગે મોઢે કાર્ય બજાવવાની ઇચ્છા છે ! જરા થોભો અને વિચાર કરો કે તમારૂં મિથ્યાભિમાન તો એમાં કારણરૂપ નથી ? તમે ભલે કોઇ સાધુ ફકીર હો, કે કોઇ ગરીબ અપ્રસિદ્ધ ગૃહસ્થાશ્રમી હો, તેની જરા પણ ચિંતા નથી; પણ ખાત્રી કરી જુઓ કે પૂર્ણ નિષ્કામતા વાળા છો કે નહિ ? વળી " પહેલાં પૈસા મળે તોજ કાંઇ પણ કરૂં " એવા છેકજ અર્થદાસ તો તમે નથી ? સાધરણ રીતે બીજાઓને માટે ભીખ માગવામાં શરમ, અધૈર્ય કે અસહનશીલતા ક્વચિત પણ નથી. મહંમદની પાસે પર્વત ન આવે તો મહંમદે પણ પર્વતની પાસે જવુંજ જોઇએ.

" મરૂં પણ માગું નહિ, અપને તન કે કાજ,
પરમારથ કે કારણે, માગત નાવે લાજ. "

માટે પરોપકારનાં કામોમાં સ્વપાત્રતા અને દેશકાળ ઇ૦ સમજ્યા વિના કોઇનું પણ આંધળું અનુકરણ કામનું નથી. માત્ર લંગોટ રૂપી

ધનવાળા મહા વિરક્ત ભર્તૃહરિને સાક્ષાત શિવ પાર્વતી પાસે પણ કશું માગવાની જરૂર ન જણાઈ; પરંતુ છેવટે તેમનું માન રાખવા સારૂ પણ સોયમાં દોરો પરોવી આપવાનું સોંપવું પડયું ! આ દંતકથા આપણે સાંભળીએ છીએ; પણ એવાઓની અંતર યોગ્યતા એટલી બધી હોય છે કે તે યોગ્યતામાંથી વહ્યા કરતા આધ્યાત્મિક પ્રવાહને લીધે કંઇ એક પ્રવૃત્તિ પરાયણ મહાન સેવકો પોતાનાં કાર્ય બજાવી રહ્યા હોય છે. અયાચી સુદામાજીને કૃષ્ણ જેવા પાસે પણ માગવા જવું નહોતું; પણ સ્ત્રી અને બાળકોના ટળવળાટે લાચાર થવું પડયું. વિદ્યારણ્ય સ્વામીને તોષવા સારૂ લક્ષ્મીમાતા રહી રહીને પણ આવ્યાં તો ખરાંજ, પણ તે કનક કાન્તાના ત્યાગી બની ચુકેલા યતિએ ગૃહસ્થાશ્રમીઓને ત્યાંજ વર્ષવા વિનવ્યું.

માટે પોતાની યોગ્યતા અને જગતની આવશ્યકતા ઇ૦નો વિચાર અવશ્ય કરવો; છતાં પણ જેમને કોઇ ખાસ કારણ કે અંતરાયજ હોય તેઓ અયાચીપણે કે મનસ્વીપણે પણ પુષ્કળ લોકસેવા કરી શકે છે. એવા સજ્જનને વિવેકાનંદના શબ્દોજ સુચવવાનું સુચવી દે છે કે:—

" નાની શરૂઆત થાય તો તેથી બીઓ નહિ; કારણકે મહાન
" વસ્તુઓ પછીથી આવે છે."

× × × × ×

" મારી ક્ષુદ્ર જીંદગીમાં પણ મેં અનુભવ્યું છે કે શુભ ઉદ્દેશો,
" હૃદયનિષ્ઠા અને અનંત પ્રેમ જગતને જીતી શકે છે. એકજ જીવમાં
" જો આ સદ્ગુણો હોય તો તે એકલો પણ કરોડો મિથ્યાડંબરીઓ
" અને પિશાચ માનવોની ગુપ્ત યોજનાઓનો ધ્વંસ કરી શકે છે."

× × × × +

" મારા પુત્ર ! દઢ આગ્રહી થા ! તને બીજા મદદ કરશે એવી
" કશી દરકાર કરતો નહિ. સર્વ મનુષ્યની મદદ કરતાં પરમેશ્વર અનં-

" તગણો મહાન નથી ? પવિત્ર મન, અને ઈશ્વરમાં શ્રદ્ધા રાખ.
" તેના પર સર્વદા આધાર રાખ; અને તેથી તને ખરો રસ્તો અવશ્ય
" મળશે. અને ત્યાં જવાને તારી આડે કોઇ પણ આવી શકે તેમ નથી."

પવિત્ર પુરૂષાર્થી આર્યસંતાન! આર્યત્વને અને કૃષ્ણ ભગવાનના આદેશને યાદ રાખીને અર્જુનની પેઠે યોગ ક્ષેમના અછોડા ખુદ તેજ પ્રભુને સોંપી દે અને નિઃશંક તથા સતત્ ભાવે પુરૂષાર્થ કરવા મંડી જા. તત્કાળમાં કદાચ તારી પાસે સાધન ટીટોડાની ચાંચ જેટલુંજ હશે અને કાર્ય દરિયો ઉલેચવા જેટલું મોટું હશે તો પણ ફિકર શી છે ? પુરૂષાર્થરૂપી પ્રભુમાં બધુંજ રહેલું છે. તનમનમાં જે શક્તિ છે તે પોતેજ લક્ષ્મી છે. કાર્યનો પાયો સત્ય, આવશ્યકતા અને નિષ્કામતા ઉપરજ ચણાયલો હશે; તો પછી ટીટોડાની પેઠે કર્મયોગી થઇને સર્વભાવે એ લક્ષ્મી–વિષ્ણુને સેવવા–સત્પુરૂષાર્થ કરવા–મંડી પડવું અને સોએ સો ટકા ખાત્રી રાખવી કે આગળ જતાં સત્યને આધીન એવી બીજી પણ અનેક ચાંચોને તથા તેની પાછળ અમોઘ ગારૂડી શક્તિઓને પણ એ કાર્યમાં ઉમેરાવુંજ પડશે; અને આખરે દુર્દશાના દરીઆએ હારીને, ઉન્નતિનાં પ્રિય ઇંડાં કહાડી આપવાંજ પડશે.

કર્મવીર ગાંધીનો જીવતો દાખલો લ્યો. આફ્રિકન ગોરી સરકાર વિરૂદ્ધ સત્યાગ્રહની લડત ઉઠાવીને પ્રથમ તેમાં પોતાની જાતને અને પોતાના દાખલા ઉપરથી કુટુંબને, મિત્રોને અને એમ વધતે વધતે ત્યાંના સેંકડો અને હજારો ભારતવાસીઓને તે રસ્તે દોરવ્યા; અને તેમને દોરવ્યા તે પાછળ હિંદુસ્થાનના અગ્રેસરો, પ્રજા અને ખુદ સરકાર પણ દોરવાઇ; તેની પાછળ છેવટે બ્રિટીશ રાજ્યસત્તાને પણ દોરવાવું પડ્યું અને તે સર્વના પ્રબળ અવાજે આફ્રિકન સંસ્થાનોની એકત્ર ગવર્નમેન્ટને પણ નમાવી !

ઉપર જે ટીટોડા વિષે જણાવ્યું છે, તેનું દ્રષ્ટાંત પણ પુરાણોમાં

એજ પ્રકારનું છે. સમુદ્ર જેવા મહાન શત્રુ પાસેથી પોતાનાં ઈંડાં પાછાં મેળવવાની લડત માટે બીજાઓએ તો તેને નિરુત્સાહજ કર્યો, અને લડતને માટે માત્ર પોતાની ચાંચજ હથિયારરૂપે રહી; પણ કુદરતના અટલ સિદ્ધાંત ઉપર શ્રદ્ધા રાખીને જ્યાં તે ચાંચનો ખરી એકતાનતાથી સતત ઉપયોગ કરવા માંડયો કે પછી ઉલટો અભિપ્રાય આપનારી સ્ત્રી તેમજ બીજાં સંબંધીઓનાં હૃદય પણ ઉપલકિયા બુદ્ધિની વાત બાજુ મૂકીને ઉછળી પડયાં ! આ સર્વની આ દશા જોઇને ટીટોડાની જાતિ અને તેની પાછળ પક્ષિની તમામ જાતિઓ પણ એજ લાગણીથી દોરાઇ; અને " આજ એનો વારો તો કાલ આપણો વારો " એવું ડહાપણ લાવીને સર્વ કોઇ સહાયક બન્યાં. છેવટે પક્ષિઓના રાજા ગરૂડ અને તેમની લાગવગ તથા પુરૂષાર્થથી સ્વયં વિષ્ણુ ભગવાનને પણ સત્યની બાજુમાં આવવું પડયું, અને ટીટોડાને તેનાં ઈંડાં પાછાં મળ્યાં. ગાંધીજીના દ્રષ્ટાંત પછી સેવક ધારે છે કે હવે ટીટોડાની કલ્પિત વાત કરતાં પણ વધુ પ્રમાણમાં આ ખરૂં દ્રષ્ટાંત બૈરાં છોકરાંઓમાં અને કથાવાર્તાઓમાં કહેવાતું રહે. રાષ્ટ્રીય શિક્ષકો આવી આવી તો સેંકડો વાતો શીખવી શકે. સમાજશિક્ષણ તે એનુંજ નામ.

માટે અંતર સામર્થ્યમાં શ્રદ્ધાવાન વીર ! ભલે, તું સાધનો માગવાને ન નિકળ. છતાં તું પોતેજ એક એવા જબ્બર સાધનરૂપ છે કે જેનો સર્વભાવે સદુપયોગ થતાં બાહ્યસાધનોએ પોતાની મેળેજ તારી પાસે આવીને હાજર થવું જોઇએ. બીજું બધું ભાન ભૂલીને પ્રાપ્ત તન મન વડે જેટલું પણ થાય તેટલું પુરૂષાર્થ ભલે મુંગે મોઢેજ કર્યો જા. સમજી રાખજે કે ઉત્તમ વિચાર અને તેનો અમલ કરવાનું બળ, એ સર્વ ઇશ્વર તરફથીજ આવે છે; અને તારૂં મન તન તો માત્ર તેને આવવા જવાના દ્વારરૂપજ છે. શરીરરૂપી ગૃહમાં આવેલી અંતઃકરણરૂપી કોટડીનું

આગલી બાજુનું અહંત્વ (દેહોહ') રૂપી દ્વાર જેટલું પણ બને તેટલું વધારે ખુલ્લું રાખતો જા; અને તેમાં દિવ્ય સ્ફુરણો—વિચારોના ઈશ્વરી પ્રકાશને જેટલો પણ પેસવા માગે તેટલો પેસવા દે. પાછલી બાજુનું મમત્વરૂપી દ્વાર પણ ખુલ્લું મૂકી દઇને જ્ઞાન ચારિત્રરૂપી પ્રકાશ તથા પવનને કાયિક, માનસિક અને વાચિક સુકર્મો રૂપે જેટલો પણ બહાર જગત તરફ વહે તેટલો વહેવા દે. સર્વ સાધન અને સિદ્ધિ એવી સાધનામાંજ રહેલી છે. મનની કોટડીમાં પુરાણા અજ્ઞાને પેદા કરી રાખેલો, આગળ પાછળના વિપરીત સંસ્કાર, પાપ, તાપ, ઇત્યાદિ કચરો જરા વધુ પ્રમાણમાં ઘુસી રહ્યો હશે; તો હાલ તુરત એ પ્રવાહનો પેસાર નિકાલ કદાચ થોડા પ્રમાણમાં થશે; પરંતુ બારણાં જો બરાબર ઉઘાડી શકાયાં હશે, તો એ પ્રવાહના આબાદ ઘર્ષણવડે એ સર્વ અકુદરતી પદાર્થો ઉખડી ઘસાઇને નિકળીજ જશે. તેમ થતાં એ નિર્મળ બનેલી અંતરગુહા દ્વારા આવ જાવ કરતો જ્ઞાન ચારિત્રનો પ્રવાહ વધારે ને વધારે નિર્મળ, વધારે ને વધારે બળવાન અને ઉચ્ચથી ઉચ્ચ જ્ઞાનચારિત્રનાં રત્નોને ધરાવનારો નિવડશે; અને તેના આવર જાવરનું તેમજ સમાવેશનું પ્રમાણ પણ વધતુંજ ચાલશે. તે એટલું બધું કે તેની કલ્પના પણ આવી શકે નહિ.

જગતમાં સ્થૂલ સત્તા સંપત્તિવાળાં પણ અનેક મનુષ્યો હોવા છતાં ઉત્તમ જ્ઞાન ચારિત્ર અને તેમાં રહેલાં મહા મોંઘાં ગુણ રત્નોની તો તેમને પણ ભૂખજ હોય છે, અને તેમના તરફ જે પણ વ્યક્તિદ્વારા તેનો પ્રવાહ વહી શકે છે, તે દ્વારને તેઓ સ્થૂલ સોના રૂપાથી અને હીરા માણેકથી મઢી કાઢવાને પણ તત્પર થાય છે.

આમ છતાં ઉચ્ચકક્ષ લોકસેવકનો મમત્વ રહિત બનેલો મનો-દેવતા ચિંતા, ભોગ, રોગ અને વિનાશના વમળને પ્રકટાવનાર એવા બાહ્યપદાર્થોને પોતાના અંતરગૃહમાં સ્થાન નહિ આપતાં જગતમાં

જેઓ પાપ તાપોથી દુઃખિત હોય એવાં પ્રાણીઓ પ્રત્યેજ તેનો યજ્ઞ-વિનિમય કરાવીને આનંદ લે છે.

**देवान्भावयतानेन ते देवा भावयंतु वः ।**
**परस्परं भावयंतः श्रेयः परमवाप्स्यथ ॥**
**इष्टान्भोगान्हि वो देवा दास्यंते यज्ञभाविता ॥***

ઉપલા ગીતાવાક્યમાં કહ્યા પ્રમાણે સંપત્તિવાન સજ્જનોના સ્થૂલ પદાર્થોની આહુતિ દીન અગ્ર પ્રાણીઓના અંતર દેવતાઓની સેવામાં અપાવવામાં આવતાં, તે દેવતાઓ પ્રસન્ન થઇને અંતરની જે આશિષ આપે છે; તેને લીધે યજ્ઞ કરનારાઓને તેમની કામના મુજબના ભોગ અથવા મોક્ષદાયક પદાર્થો પ્રાપ્ત થાય છે.

આવો પરસ્પરનો ઉન્નતિપ્રદ વિનિમય કરાવવા જેવી ઉત્તમ સાધના બીજી કઇ હોઇ શકે ? આ પ્રકાર સચ્ચિદાનંદ પદના અધિકારી બની ચૂકેલા મુક્તાત્માઓને માટે જેમ ઉત્થાન કાળની રમતરૂપ છે; તેમ તે પદની પ્રાપ્તિને ઇચ્છનારા જિજ્ઞાસુ જનોને માટે એક પ્રકારના સુગમ સાધનરૂપ છે; કે જેનું પરિણામ અપાર પુણ્યમાં, યશમાં, અંતઃકરણની શુદ્ધિમાં અને મોક્ષમાં પણ આવે છેજ.

જેઓ એ પ્રમાણે જગતના ચઢ ઉતર વર્ગો વચ્ચે તેમની સત્તા સંપત્તિનો પરસ્પરમાંજ પરભાર્યો વિનિમય ન કરાવી દેતાં વચ્ચે ગુરૂત્વ, શિષ્યત્વ, પુત્રત્વ, આચાર્યત્વ ઇ૦ બહાનાં નીચે સ્વચરણમાંજ લોકોના પદાર્થો સમર્પાવી દે છે; એટલે કે શિષ્યોની લક્ષ્મીરૂપ કન્યાઓને યોગ્ય સુપાત્ર વરો સાથે ન વરાવતાં, ગુરૂરૂપી દાદાઓજ પોતાની પૌત્રીઓને

---

* "આ યજ્ઞવડે તમે દેવોને સંતુષ્ટ કરો અને તે દેવો તમોને સંતોષ આપો. આ પ્રમાણે એક બીજાને સંતોષ આપતા રહેવાથી તમો પરમ કલ્યાણને પામશો. યજ્ઞથી સંતુષ્ટ થયેલા દેવો તમને મન વાંછિત ભોગો આપશે." ભગવદ્ગીતા અ૦ ૩. શ્લોક ૧૧-૧૨.

પરણી બેસે છે; તેમનું તો ભગવાનજ ભલું કરી શકશે ! જે નવા-સવા ધર્મગુરૂઓ માત્ર વ્યવસ્થાપકપણાની ભાવના રાખીને પણ એ પદાર્થો સંગ્રહતા ચાલે છે તેઓ પણ ધીમે ધીમે ફસાતા ચાલીને તે કચરાની આવક કરતાં જાવક ઘટાડતા જઇને વધારેલી શિલકના પોતેજ ધણી બની બેસે છે; અને તેઓ પોતે મુક્તાત્મા હોય તો તેમના પુત્રો કે શિષ્યો માલિક બની જાય છે. આવી માલિકીનું પરિણામ દેશમાંનાં ઘણાં ખરાં લક્ષાધિપતિ મઠ મંદિરોના ભેદુઓથી અજ્ઞાત નથી. માટે ગીતા કહે છે તેમ કૃતકૃત્ય મુક્તાત્માએ પણ લોકસંગ્રહ માટે યાને બીજાઓના આદર્શને માટે પણ ઉત્તમ ધોરણજ પાળવું જોઇએ.

**लोकसंग्रहमेवापि संपश्यन्कर्तुमर्हसि ।**
**यद्यदाचरति श्रेष्ठस्तत्तदेवेतरो जनः ॥**
**स यत्प्रमाणं कुरुते लोकस्तदनुवर्तते ॥**

કેમકે શ્રેષ્ઠ પુરૂષો જે જે પ્રમાણે આચરણ રાખે છે તેમનું જોઇને બીજાઓ પણ તેજ પ્રમાણે વર્તે છે. માટે ઉચ્ચકક્ષ મહાત્માઓ—પછી તેઓ ત્યાગી હોય, બ્રહ્મચારી હોય કે ગૃહસ્થી હોય; પરંતુ પોતાની નિર્લેપતાને લઇને બારોબારીયા વિનિમયને બદલે જો સંગ્રહ તરફ વળી જાય છે; પ્રેરક મટીને "વ્યવસ્થાપક" બની જાય છે;* તો પોતાની પછીનાઓને માટે તો એક જબરૂં લેપનજ તેઓ મૂકી જાય છે; કે જે લેપનમાં ખૂબા ખૂબ લપટાઇ ગયેલા શિષ્યો, પુત્રો અને મઠમંદિરો પાછળથી ધર્મને ઓથે અધર્મને ફેલાવનારાંજ થઇ પડે છે. નવા નવા મત પંથો, આચાર્ય, ઉપદેશકો ઇ૦ નિકળતા રહે છે; પરંતુ તેમાંના પણ

* સારા બંધારણવાળી સંસ્થાના "વ્યવસ્થાપક" યાને મુનિમપણા માટે આ કથન નથી, પરંતુ જે ગુરૂઓ, આચાર્યો કે ઉપદેશકો ઉપર વ્યવસ્થાની કે હિસાબની સ્પષ્ટ જુવાબદારી નથી તેમની આ વાત છે.

ઘણા ખરાઓ જાણે કે "લક્ષ્મી"જ તેમની ઉપાસ્યદેવી હોય, તેમ મંદિરો, મઠો, ક્ષેત્રો, સદાવ્રતો, સત્કાર, પૂજા, ખરડાઓ, વગેરે વગેરે નિમિત્તોદ્વારા વ્યવસ્થાપકપણાના નાતાથી પૈસો મેળવતા રહીને તથા થોડી થોડી અતિથિ સત્કાર ઇ૦ની નીક વહેતી રાખીને ધન વૈભવોની ટાંકીઓજ ભર્યા જાય છે. કરોડોની દોલત આજે એ પ્રમાણે અનેક સ્થળે એકઠી થઇને ધર્મને બદલે ધંધાઓમાં, મોજશોખમાં, સરકાર દરબાર અને વકીલોના વહેવારમાં અને કેટલેક ઠેકાણે તો દુરાચારમાં પણ વપરાતી રહે છે.

માટે પરોપકારના પ્રેમી ઉમેદવારોએ એવા પ્રકારથી સવેળાજ દૂર રહીને બાહ્ય સંપતિથી પોતાના મનથી તેમજ બહારથી પણ બહુજ નિર્લેપ રહ્યા કરવાની જરૂર છે.

એક ગામડામાં સોએક વર્ષ ઉપર એક મુક્ત મહાત્માની પાછળ સ્થપાયલું એક ધર્મસ્થાન એવી રીતે દશેક લાખ રૂપિયા ભેગા કરી શક્યું; પછી તે એક શરાફની મોટી પેઢી બની ગયું, અને ચોથી પેઢી સુધીમાંજ નિઃસંતાન અને ખેદાન મેદાન થઇ ગયું. આ દાખલાનો સેવક પૂરો જાણકાર છે. બાકી ગામેગામ ને શહેરેશહેર એવા દાખલા મળે તેમ છે. ઓ દેશ સેવાના ઉમેદવારો! જરા હળીમળીને ઘુમો. વિવેકના વિષ્ણુને જગાડવાને અને જુનામાં જુનાં હૃદય સ્થાનોને પણ દેશસેવાના અવાજોથી ગજાવવાને મેદાન પડો.

જે દેશમાં ઉત્તમ કક્ષાના તથા નીતિરીતી વાળા સંતો, ભક્તો, સમાજ સેવકો અને ગૃહસ્થો થોડા પણ હોય છે, તે દેશના જન વર્ગોમાં એક બીજા તરફના વિનિમયો ખૂબ વધતા ચાલે છે અને તેને પરિણામે તે દેશ જગતમાં એક સુંદર બગીચારૂપ બની રહે છે. ભારતને એવા ઉચ્ચકક્ષ ધર્મગુરૂઓ અને સમાજ સેવકોની અત્યારે પુષ્કળ જરૂર છે.

માટે હે મુગે મોઢે સમાજ સેવા કરવાના ઉમેદવાર ! હે સચ્ચિદાનંદમય મોક્ષ ફળના બીજ ! તારાં તન મન રૂપ સાધનો નિર્બળ લાગતાં હોય તોપણ સ્વપરનું ખરૂં હિત જો કર્મયોગના સીધા સાદા પંથદ્વારાજ સાધવું હોય, તો તારાં એવાં એવાં સાધનોને પણ ઉપર જણાવેલી ઉત્તમ નીતિપૂર્વક ભારતની આ ધર્મ ભૂમિની સેવામાં જોડવા દે, કે જેથી કરીને તેના અંતરમાં રહેલા અપાર સામર્થ્ય સંપન્ન અંતરાત્માનો અંકુર દિવ્ય ફળ ફુલવાળા વૃક્ષરૂપે બની શકે.

પરમાત્મ દેવના અપાર જ્ઞાન વૈભવના આવર જવર માટે આ પ્રમાણે હૃદય મંદિરને ખુલ્લાં રાખી શકનાર સમાજ સેવક કેટલું અને કેવું કેવું લોકહિત સાધી શકે, તેનુ વર્ણન થઇ શકતું નથી. અનેક મહાન પુરૂષોનાં જીવન કવન આ બાબતની સાક્ષી પૂરી રહ્યાં છે. એવો પુરૂષ એક ઉપયુક્ત વિષયને સર્વ ભાવે હાથ ધરીને પુરૂષાર્થને પંથે પળે છે તો પોતાની પાછળ બીજાં પણ અનેક મનુષ્યોને તે ખેંચી શકે છે; અને પરિણામે જનસમાજનું અતિ ઉંડુ અને બહોળું હિત સાધી શકે છે.

× × × ×

ज्ञानिना लोकयात्रार्थे सर्वत्र समदृष्टिना।
क्रियन्ते येन कर्माणि तेन लोकत्रयं जितम् ॥

એવો જ્ઞાનિ અને સર્વત્ર સમ દૃષ્ટિવાળો પુરૂષ કે જે લોકના હિતને માટેજ કાર્યો કરે છે, તેણે ત્રૈલોક્યને જીત્યું છે.

" મહાનિર્વાણ–૮–૬૫ "

એવા રૂડા સમાજસેવકોને માટે સ્વામી વિવેકાનંદજીની નીચલી ભાવના અને સૂચનાઓ મંત્રરૂપ છે.

" કાર્ય કરવા માટે મને સાધનોનો ખપ પડશે, પણ હું નિર્વીર્ય "પુરૂષોના હસ્તમાં મને મૂકવા માગતો નથી. તમારે તે બાબતની "ફિકર રાખવાની નથી. જે થોડું પણ તમારાથી બને તે કર્યા કરો. "મ્હારે તો પહેલેથી તે છેડા સુધી પંડેજ કાર્ય કરવાનું રહેશે."

× + × ×

" હું પ્રભુનો બાળક છું. મારી પાસે બીજાઓને આપવા માટે "જે સત્વ છે અને તે સત્વ જેણે મને આપ્યું છે, તેજ બીજા શૂરવી-"રમાં શૂરવીર અને સરસમાં સરસ કાર્ય કરનારાઓને મોકલી આપશે."

× × × ×

" જ્યારે બધું સારૂં બનવાનું હોય છે ત્યારે મૂર્ખ માણસો પણ "પોતાની પ્રશંસા સાંભળવા એકદમ ઉભા થઈ જાય છે, અને નિર્મા-" લ્ય પણ શૂરવીર બની જાય છે; પણ ખરા શૂરવીરો તો ત્યારે પણ "ચૂપકીથીજ પોતાનું કાર્ય કર્યે જાય છે. એવા કેટલાય બુધ્ધો મરી "જાય છે; તેની કંઇ ગણત્રી નથી !"

× × × ×

" અંગ્રેજ લોકો વર્તમાન પત્રોમાં ઝાઝું બોલી દેખાવ કરતા " નથી, પણ તેઓ મૌનપણે કાર્ય કર્યા કરે છે."

× × × × ×

એવી વૃત્તિવાળાએ હલકાઓની હલકાઇ અને બડાઓની અસુયા વગેરે ખમવાને પણ મજબૂત રહેવું જોઇએ. સ્વામી વિવેકાનંદ એવિષે જાતિ અનુભવ પૂર્વક શીખવે છે કેઃ—

" તમે હિંદીપત્રો વિષે અને તેઓની સ્વભાવિક ટીકા વિષે " જે કહો છો તે મ્હેં વાંચ્યું. ગુલામગીરીમાં રહેલી દરેક જાતમાં ઇર્ષા " એ મુખ્ય દુર્ગુણ છે, અને તે અદેખાઇથી તથા એકત્રતાના અભાવને " લઇનેજ એ ગુલામગીરી આવી છે, અને સ્થાયી રહેવાની છે. જ્યાં " સુધી હિંદની બહાર ન આવો ત્યાં સુધી આ મારાં વાક્યોની સત્યતા

"તમને પૂર્ણપણે સમજાશે નહિ. એક પ્રજા જેટલી વધુ નબળી અને "બાયલી બનેલી હોય છે, તેટલું આ પાપ તેનામાં વધુ દસ્યમાન થશે."

\+ × + +

"મારા બહાદુર પુત્રો ! તમે સર્વેએ મહાન્ કાર્યો કરવાને જન્મ "લીધો છે એવી ખાસ શ્રદ્ધા રાખો. નાનાં કુરકુરીઆંના ભસવાથી "તમે ભડકી જાઓ નહિ. બલ્કે આકાશમાંથી વજ્ર પડી તમારા "પર સખ્ત પ્રહારો કરે છતાં પણ ભય ન પામતાં ટટાર ઉભા રહી "કાર્યજ કર્યા કરો."

× × + ×

"અમુક આમ મારા વિષે કહે છે, એવું લખીને હવે વધારે "વાર મારૂં માથું ખાશો નહિ. મારા વિષે મૂર્ખ અમુક ચુકાદો આપે "છે તે સાંભળવાની હું રાહ જોતો નથી. તમે નાનાં બચ્ચાંઓ! "યાદ રાખો કે મહાન્ પરિણામો, મહાન્ ધૈર્યથી, મહાન્ સહનશીલ-"તાથી અને મહાન્ પ્રયત્નથીજ પ્રાપ્ત થાય છે."

× × × ×

"હૃદય વગરના અને ફક્ત બુદ્ધિપર ચાલનારા લેખકો તથા "કોઇ ન જાણે તેવા ઝેરવાળા લેખો માટે બીલકુલ પરવા રાખતા ના."

× × × ×

"જેઓ પોતે કાંઇ પણ કરી શકતા નથી અને મિથ્યા પ્રલાપ "કરવો હોય તો તૈયાર રહે છે, અને જેને માટે તેઓએ કંઇ કર્યું "નથી પણ જેણે તેમને માટે બની શકે તેટલું બધું કર્યું છે; તેને "તું આમ કર, તારે આમજ કરવું જોઇએ; એવા એવા આદેશ આપી "તેને પળાવવા માગે છે! આવી ઉપકારની કદર વગરની કૃતઘ્ની "દુનીયા છે."

\+ + × x

મહાત્મા ગાંધીજી જેવા દેશભક્તોને પણ કોઇ કોઇ તરફથી

અંત્યજોના અતિ મહત્વના પ્રશ્નની બાબતમાં કેવા હીણવામાં આવે છે ! જો કે હિણાય છે તો હિણનારા પોતેજ.*

પરંતુ આવું તેવું ગમે તેટલું થાય તો પણ વિવેકાનંદજી કહે છે તેમઃ—

"વર્તમાન સ્થિતિમાંથીજ આપણે કાર્ય કરી આગળ વધવાનું
"શક્ય છે. તે સિવાય બીજો રસ્તો નથી. દરેકને સારૂં શું ને ખોટું શું
"એ સમજાય છે ખરૂં; પણ જે મનુષ્ય ભૂલો, કપટ અને દુઃખથી પૂર્ણ,
"એવા સંસારના તરંગો સામે ધીરજ છોડયા વગર એક હાથથી
"**પોતાનાં આંસુ લુએ છે, અને બીજા હાથથી કંઇપણ થડકા**
"**વગર મુક્તિનો માર્ગ બતાવે છે, તેજ ખરો વીર છે.**"

× × × ×

"કાર્ય ચાલુ રાખો અને સહનશીલતા, પવિત્રતા, ધૈર્ય અને
"અક્રમપણું એજ સ્મરણમાં રાખ્યાં જાઓ...**જ્યાં સુધી તમે જાતે**
"**પવિત્ર રહો છો ત્યાં સુધી તમે કદી પણ નિષ્ફળ થશો**
"**નહિ.** જગજ્જનની તમને કદી વીલા મૂકશે નહિ, અને તમારાપર
"બધા આશીર્વાદો આવશે."

× × × ×

---

* સસ્તા સાહિત્યના કાર્ય વિરૂદ્ધ પણ શરૂથીજ કોઇ કોઇ વાર એવી હલકાઈનું પિશાચ જણાય છેજ ને ! એક વાર્તામાળાના માલિકમાં પણ દ્વેષભાવ જોવા અને દાખવવાનું ભૂત પેઠુંજ છેને ! થોડા સમય ઉપર ખાનગી નિંદામાંથી આગળ વધીને લખાણરૂપે પણ તે ભૂતે કેવો બળાપો કહાડયો હતો ! ભલે બાપુ ભલે, ચલગ્યે જાઓ તમારાં ધનુષ્ય બાણ ! એવી કૃતિઓના મૂળમાં રહેલાં સ્વાર્થ દ્વેષાદિ પોકળો ખુલ્લાં પાડવાનો ધંધો ન લઇ બેસતાં મુંગે મોંઢે તમારા ઘા ખમ્યા કરનારૂં આવું પ્રેત ફરી ફરીને ક્યાં મળવાનું હતું ! જો એ "બાણ શશશૃંગવત્ અને ચિકાર વંધ્યા પુત્રવત્" હોવાનું સમજાયુંજ હશે, તો પછી હરકત નથી.

સદ્‌ગત સુકવિ દલપતરામનું આ વિષયમાં એક સુંદર કવન છે કે;—

અંતરમાં ઈશ્વર ધરી, પ્રેમે કરી પ્રણામ;
શુભ ભાસે તે સર્વદા, કર તું તારૂં કામ.
સ્વભાવ જૂદા સર્વના, તે નહિ મળે તમામ;
કો સારૂં નરસું કહે, કર તું તારૂં કામ.
બહુ ધન ખરચી બાંધિયે, ધરણી ઉપર ધામ;
કોઇ ઊંચું નીચું કહે, કર તું તારૂં કામ.
ભલા કુવાને પણ ભલો, ગણે ન સઘળું ગામ;
કહે કો પહોળો સાંકડો, કર તું તારૂં કામ.
પ્રારંભ્યું પૂરૂં કરી, વળતી લે વિશ્રામ;
વચમાં વાત ન સાંભળીશ, કર તું તારૂં કામ.
કોઈ મુરબ્બી માનશે, ગણશે કોઇ ગુલામ;
હરખ શોક તેનો તજી, કર તું તારૂં કામ.
નિંદા સ્તુતિ નવ ગણો, કરો આપ શુભ કાજ;
કર્યાં જાય છે કામ નિજ, જેમ મેહ રવિરાજ.

માટે સમાજ સેવાના હે ઉમેદવાર! હે મિત્ર! મુંગા રહીને કે બોલતા રહીને, અંતરબળ ઉપર કે બહારની કળ ઉપર, તન વડે કે ધન વડે, જે પણ તને અનુકૂલ પડે તે પદાર્થ અને પ્રકારદ્વારા, પરંતુ ખરી નિષ્કામતા અને તન્મયતાપૂર્વક એકાદ ખાસ આવશ્યક અને ત્‍હારા ગુણ કર્મ સ્વભાવને અનુસરતું લોકસેવાનું કાર્ય સર્વભાવે કરી તો જો! જનસેવાના પવિત્ર પંથે એકવાર થોડું ઘણું પણ ચાલી તો જો! આદરી બેસે તો તું પણ ગાંધી કે ગોખલે, બર્નાર્ડો કે બુક્કર, દયાનંદ કે દાદાભાઇ, વિવેકાનંદ કે રામતીર્થ, બૂથ કે બિસેંટ, માલ-

ચીય કે મહેતા, સેંડો કે રામમૂર્તિ બની શકે તેમ છે. તું પણ તેમના જેવોજ શરીરધારી છે. અને વળી આર્યભૂમિનો સંતાન છે. તારા હૃદયમાં પણુ તેજ સવ પ્રેરક પરમાત્મા રમી રહયા છે અને તેજ દિવ્ય રક્ત દોડી રહ્યું છે. આજે પણુ કોઇ ખાસ ઇચ્છે તો તે અર્જુનનીજ પેઠે પોતાના ભોગ મોક્ષરૂપી અશ્વોના યોગક્ષેમરૂપી અછોડા તેજ પરમાત્માને પકડાવી દેવાને અને પ્રભુના ઘરના જય વિજયરૂપી પાર્ષદો બનવાને શક્તિમાન છે.

ચારિત્રશાળી આર્ય યુવકો ! ધારો તો એકેક જણ ભારતનાં હજારો અને લાખો ભૂખ્યાં તરસ્યાં બાળકોને જ્ઞાન ચારિત્રરૂપી અન્નજળથી તૃપ્ત કરી શકો તેમ છો, કે જે જ્ઞાન ચારિત્રમાં ભોગ અને મોક્ષનાં તમામ સ્થૂલ સૂક્ષ્મ સાધનોને ખેંચી લાવવાનું અમોઘ બળ રહેલું છે.

ભૂમિમાં જેમ જળ વ્યાપી રહ્યું છે તેમ પ્રત્યેક હૃદયમાં તે સર્વ વસ્તુ સ્થિતિઓના સાગરરૂપ પરમાત્મા વ્યાપી રહેલા છે. જ્યાં સુધી સ્વાર્થત્યાગ અને તલ્લીનતાની રસીઓથી વણાયેલું અતૂટ દોરડું હાથમાં લેવાયું નથી, અને જ્યાં સુધી તેને છેડે યત્નનું લંગર બાંધીને અંતર કૂપમાં ઘુમાવાયું નથી; ત્યાં સુધીજ ઘડા ગાગર અને લોટા લોટી રૂપી સાધનો તથા અનેકવિધ ભોગમોક્ષના પદાર્થો કે જે સેંકડો વર્ષથી સ્વાર્થ અને લોભના જળમાં જઇ પડેલા છે તે દૂર રહી શકે તેમ છે; ત્યાં સુધીજ દેશોદયના સર્વ વિચારો, ઉપાયો અને સાધનો જગતમાં હોવા છતાં નહિ હોવા સમાન છે; અને ત્યાં સુધીજ છતી સમીપતાએ દૂરત્વ તથા છતી સાધન સામગ્રીએ દુઃખ દારિદ્રય વેઠવાનાં છે.

પૈસાનું કેમ કરીશું ? બીજાં સાધનોનું કેમ કરીશું ? એ બધા કાક તૂલ્ય વિચારો વાઘ તૂલ્ય ત્યાં સુધીજ ભાસશે કે જ્યાં સુધી મનુષ્ય પોતે શ્રમ, સાદાઇ અને સ્વાર્થ ત્યાગની ત્રિપુટીને સ્વીકારી શક્યો નથી, અને જ્યાં સુધી ધારેલા વિષયના વિચારમાં તન્મય બની શક્યો નથી.

# પરિશિષ્ઠ ૮ મું–ધનિકો અને શિક્ષિતો પ્રત્યે બે બોલ.

" ખાય ખીલાય લુટાય દે, કરે લે અપના કામ "
" ચલતી બેરી રે જનો, કછુ ન આવે કામ. "

× × × ×

" ક્યા ખૂબ સૌદા નકદ હૈ, ઇસ હાથ દે ઉસ હાથ લે. "

× × × ×

ધન જેવી થડ ક્લાસની વસ્તુ પણ જો બનતા વિવેક અને સમજથી પરોપકારમાં વપરાય છે, તો તેથી સેવ્ય સેવક ઉભયનું સામ હિત સધાય છે; માટે જેમનાથી બને તેમણે નવાણુંના ધકામાંથી છુટીને થાય તેટલું " હાથે તે સાથે " કરી લેવું જોઇએ; અને ભારત વર્ષ જેવી ચોવીસ અવતારની ચર્ણરજ ધરાવતી પુણ્ય પવિત્ર ભૂમિમાં જન્મીને તેની દુર્દશાના સમયમાં પોતાનાં અશાશ્વત ( નાશવંત ) તન–મન–ધન વડે તેની બને તેટલી સેવા બજાવી શાશ્વત ( સાથે રહેનારા ) પુણ્યરૂપી મહાસુખપ્રદ ધનને મેળવાય તેટલુ મેળવી લેવું જોઇએ. જેમને સંપત્તિની સાથે સાથે તેના સદુપયોગની બુદ્ધિ પણ પ્રાપ્ત થએલી હોય, તેમનેજ ખરેખરા ભાગ્યશાળી સમજવા. દાન કરનાર દાન આપવાનું સ્થાન અને વિષય પોતાને ઠીક લાગે તે પસંદ કરે; પરંતુ તેની સાર્થકતા માટે અને દાતાના પોતાના કલ્યાણને માટે તેણે નિચલાં ભગવદ વાક્ય અવશ્ય સ્મરણમાં રાખવાં જોઇએ.

दातव्यमिति यद्दानं दीयतेऽनुपकारिणे ॥
देशे काले च पात्रे च तद्दानं सात्विकं विदुः ॥
यत्तु प्रत्युपकारार्थं फलमुद्दिश्य वा पुनः ॥
दीयते च परिक्लिष्टं तद्दानं राजसं स्मृतम् ॥
अदेशकाले यद्दानमपात्रेभ्यश्च दीयते ॥
असत्कृतमवज्ञातं तत्तामसमुदाहृतम ॥

ભગવદ્ગીતા અધ્યાય ૧૭ શ્લોક ૨૦–૨૧–૨૨.

ભાવાર્થઃ—"આપવું જોઇએ" એમ માનીને, યોગ્ય દેશ કાળ તથા પાત્રનો વિચાર કરીને, અને પોતા ઉપર ઉપકાર ન કરનારને જે દાન અપાય છે તે સાત્વિક કહેલું છે. બદલો મેળવવાના હેતુથી, ફળની ઇચ્છાથી અને ક્લેશ વેઠીને જે દાન અપાય છે તે દાનને રજોગુણી કહ્યું છે. અયોગ્ય દેશકાળમાં, અપાત્ર મનુષ્યોને, સત્કારરહિત તથા અવજ્ઞાપૂર્વક જે દાન અપાય છે તેને તામસિક દાન કહેલું છે.

આ ભગવદાજ્ઞાને ભૂલીને રાજસિક, તામસિક અથવા તો લપ કહાડવા જેવાં દાન કરવાથી તેનું ફળ પણ તેવુંજ મળે છે, અને કદાચ પૈસા ખર્ચીને પાપ વહોરવા બદલ પસ્તાવો પણ કરવો પડે છે. માટે ધર્મના નામથી ઠગાઇ અંજાઇને અધર્મને પોષવાથી તો દૂરજ રહેવું જોઇએ; અને દેશકાળ પાત્રાદિના વિચાર પૂર્વક સાત્વિક માર્ગેજ દરેકે પોતાની ઉદારતાને વાળવી જોઇએ.

વર્તમાન દેશ સેવક પ્રો૦ કર્વેનું કથન પણ બરાબર સમજી રાખવા જેવું છે કેઃ—

**"પૈસાથી સંસ્થાઓ સ્થાપન કરી શકાશે; પરંતુ પૈસાવડે કંઇ એ સંસ્થાઓને ચલાવનારાં નિસ્વાર્થ મનુષ્યો ઉત્પન્ન કરી શકાશે નહિ."**

જેમકે કન્યાદાન આપવામાં ગમે તેટલી નિઃસ્વાર્થતા અને પરોપકાર બુદ્ધિ હોય તોપણ પાત્રાપાત્રનો વિવેક ન રખાય તો કેટલીક વાર એજ કન્યાદાન શ્રાપ રૂપ અને નિકંદન કાઢનારૂં નિવડે છે; તેજ પ્રમાણે વિવેક વગરના ધન દાનનું પણ સમજવાનું છે.

લાખો રૂ. નાખીને એક સદાવ્રત તો સ્થાપી દીધું; પરંતુ દેશમાંનાં અનેક સદાવ્રતોની પેઠે આમાં પણ જો આળસુ અને પાખંડીઓનેજ પોષવાનું અને તેમ કરીને તેવાઓની પેદાશને વધારવાનુંજ કાર્ય ચલાવવામાં આવ્યું, તો પછી એ તે પુણ્યનું કામ થયું કે પાપનું? એજ પ્રમાણે ભેટ ધરાવનારાઓનાં ભોપાળાં, ચરણ ધોવરાવનારાઓનાં ચારિત્ર, દંડવત્ કરાવનારાઓની દાંડાઇ, લક્ષ્યાધિપતિ ધર્મસ્થાનોની લીલાઓ, અને કોટયાધિપતિ મઠ મંદિરોનાં કર્મ જાણવા છતાં પણ જેમને દાન પુણ્ય માટે અન્ય માર્ગજ ન સુઝે તેમને પણ શું કહેવું?

કર્મનું ફળ મળવામાં જો તેનું પરિણામ પણ કારણરૂપ થતું હોય તો પછી એવાં દાન પુણ્ય તેના દાતાઓને પાપનુંજ ફળ આપે એમાં શી નવાઇ

કહ્યું છે કેઃ—

अपूज्या यत्र पूज्यन्ते पूज्यानां च निरादरः।
त्रिणीतत्र प्रवर्तते दारिद्र्यं मरणं भयम् ॥

અર્થાત્—જ્યાં ન પૂજવા યોગ્યની પૂજા થાય છે અને પૂજ્યોનો નિરાદર થાય છે ત્યાં દારિદ્રય, મરણ અને ભયજ પ્રવર્તે છે.

ભારતમાં પણ એવું ઉંધાપણું હજારેક વર્ષથી શરૂ થયું ત્યારથીજ એવી દુર્દશા શરૂ થઇ છે, અને તે ઉંધાપણું જશે ત્યારેજ તેની છાયારૂપ દુર્દશા પણ જવાની છે.

ખરા પ્રભુ ભક્તો, ત્યાગીઓ, અનાથો, રોગીઓ દેશભક્તો,

અને અશક્ત અપંગોની સેવા થાય, એતો ખુદ પ્રભુનીજ સેવા છે; પરંતુ સશક્તો અને બીજા કામ કરી શકે તેવાઓને તો કામ ન આવડતું હોય તો શીખવવું જોઇએ અને કામ ન મળતું હોય તો મેળવી આપીને અથવા પૂરૂં પાડીને અને તેઓ ઠેકાણે પડી રહે ત્યાં સુધી કામ કરાવીનેજ ખોરાક પૂરો પાડનારાં ધર્મક્ષેત્રો અને અન્નક્ષત્રો નિકળવાં જોઇએ. આવી રીતે ધંધા વગરના અથવા આળસુ મનુષ્યોને એકાદ બે માસ રાખી કામ ધંધો શીખવીને જન્મારા સુધી સ્વાશ્રયે રળી ખાતા કરવા, એ શું જેવા તેવા પુણ્યની વાત છે? જ્યાં સુધી આવાં રૂડાં પુણ્યો નહિ પિછાણવામાં આવે ત્યાં સુધી ભિખારીઓની સંખ્યા દેશમાં ઘટવાને બદલે વધ્યાજ કરશે. કેમકે કોઇ પણ ખાસ ગુણ કે ઉપયોગ વિનાના સશક્ત ભિખારીઓ અને હરામખોરો તો તેમને જે પણ વેશમાં મુફત ખાવાનું મળશે તેવો વેશ લીધાજ કરશે. પ્રથમ તો એવા ઘણાકો ભુખ-દુઃખનામાર્યા યાત્રાળુ બને છે ને પછી સદાવ્રતોથી હરામનો ચસકો વધતે વધતે ભેખ ધારણ કરી લે છે.*

માટે દરરોજ એવા પચાસ કે સો નકામાઓને પોષવા પાછળ લાખોનાં મકાન અને હજારોનો ચાલુ ખર્ચ કરવા કરતાં તેટલાજ ખર્ચમાં દેશસેવા બજાવવાની ખાસ લાગણીવાળા દશવીશ સુશિક્ષિત સજ્જનોને ઘર ખર્ચથી નચિંત બનાવીને લોકસેવા કરવાની સુગમતા કરી અપાય તો તેમાં કેટલું બધું સાચું તથા વિશેષ પુણ્ય સમાએલું છે? હે ધાર્મિક ધનિકો! હે લક્ષ્મિમૈયાનાં લાડીલાં ભૂલકાંઓ! દેશને આવા સેંકડો ગૃહસ્થો અને સંન્યાસીઓ પુરા પાડનારાં પુણ્ય ક્ષેત્રો કહાડવાની અક્કલ હજી કયા અવતારે ધારણ કરશો?

ક્ષણિક સંપત્તિવડે શાશ્વત પુણ્ય મેળવવા મથી રહેલાં હે નાનાં

---

* હમણાં હમણાં ગૃહસ્થાશ્રમી ગરીબોને દાન આપવાનું વલણ વધતું જોઇને મુંબઈ વગેરેમાં કેટલાકો ખેડુત ઇ૦ ના વેશનો પણ ઉપયોગ કરે છે.

મોટાં આભલાંઓ ! હે સમુદ્રમાં વૃથા વૃષ્ટિ કરી રહેલાં સજળ વાદળાંઓ ! ભારતના જગસુંદર બગીચામાં અવદશાને યોગે ઉગી નિકળેલા બાવળોનેજ પોષવા પાછળ લાખોની નીકો વહેવરાવી રહેલા હે બાગમાનો ! આ જ્ઞાનામૃત વિના સૂકાઇ જતાં ભારતનાં દીનહીન સંતાનો રૂપી કરોડો સુવૃક્ષો અને લક્ષાવધિ ગૃહ વાટિકાઓ તરફ ધ્યાન આપવાની સમજણુ તમને ક્યારે પ્રાપ્ત થશે ?

કોઇ કોઇ પાસે એ સમજણુ જન્મથી પણુ હશે અને કોઇ કોઇ નવી મેળવીને પણુ સુપંથે દાન પુણ્ય કરતા હશે; પરંતુ જ્યાં તેત્રીશ કોટી દેવોનાં અસ્ત વ્યસ્ત દેવળોનો અને તેમની ભાવિ પ્રજાનો જીર્ણોદ્ધાર કરવાનો હોય, ત્યાં એવા કોઈ કોઇની ગણુના ઘઉંમાં કાંકરા જેટલી પણુ નજ કહેવાય.

માટે હે ધર્માત્મા ધનિકો ! તમારી દાનલક્ષ્મીરૂપી કન્યાને રૂડા જ્ઞાન ચારિત્રવાન દેશ સેવકો સાથેજ પરણાવો અને દેશકાળને અનુસરતી ખરી સેવા બજાવનારી સંસ્થાઓ તરફજ વળાવો. આ પ્રમાણે ઘર અને વરનો વિવેક રાખતાં શીખો તો દેશહિતનાં અનેક સુકાર્ય યોજનઈ–પોષાઇને તમારો વૈકુંઠવાસ થાય. જુઓ થોડાક તાજાજ દાખલા કેઃ--ભારતના સપુત શેઠ મૂળરાજ ખટાઉ વગેરેએ થોડાજ સમયપર સર જગદીશ બોઝની અને બીજી સંસ્થાઓ તરફ હાથ લંબાવીને કેવી દાન કુશળતા–કેવી વિવેક વૃત્તિ દર્શાવી ! અમદાવાદનો સત્યાગ્રહાશ્રમ બાંધવામાં ચાલીશ હજારની રકમ આપનાર એક પટેલનું તો હજી નામ પણુ જાહેરમાં આવ્યું નથી. બીજા પણુ અનેક દાખલા આપી શકાય. આમ ખરે રસ્તે દાન થાય તેનું નામજ દાન કહેવાય.

પ્રૉફેસર કર્વેનું ઉપર આપેલું કથન પણુ એજ રહસ્ય ધરાવે છે. જો એક પણુ સર જગદીશબોઝ દેશમાં પાક્યો, તો લાખ લાખના આપનારા પચ્ચાસ શ્રીમાનો પણુ તેને મળી રહેશે; પરંતુ પચ્ચાસ

લાખના ઢગલાવડે એવા એકાદ જગદીશને નહિ પકવી શકાય. રૂડાં કાર્યોમાં દ્રવ્યની ગમે તેટલી આવશ્યકતા હોઇ શકે; પરંતુ વધારે મુદ્દાનુ સાધન તો ઉત્તમ સમાજ સેવકો, યોજકો, અને વ્યવસ્થાપકો રૂપી નર દેવતાઓજ છે કે જેવા દેવતાઓ ન મળી આવે ત્યાં સુધી ધનના ગમે તેટલા ઢગ હોય તો પણ તે વૃથાજ થઇ પડે છે.

દિલ્હીના પાદશાહ શાહજહાનને તેના રાજ લોભી પુત્રે વૃદ્ધાવસ્થામાં કેદ નાંખ્યો હતો. પાદશાહને આ દુઃખમાં તેની પુત્રી જહાનઆરા આસ્વાસન રૂપ હતી. પિતાની આવી અવસ્થા જોઇને તે સપૂત પુત્રીએ પ્રતિજ્ઞા કરી હતી કેઃ–"હું મારૂં બધું આયુષ્ય પિતાની સેવામાંજ ગાળીશ."

પતિવ્રતા ગાંધારી જેમ અંધપતિ કરતાં અધિક સગવડ નહિ ભોગવવાના હેતુથી પોતાની આંખે પાટા બાંધી રાખતી, તેમ ઉપલી પ્રતિજ્ઞા કરીને જહાનઆરાએ પણ પોતાનો રાજવંશી પોષાક કાઢી નાખી ગરીબી કપડાં પહેર્યાં અને પોતાનાં લાખો કરોડોનાં મૂલ્યવાન જવાહીર તેણે અનાથ ગરીબોને મદદ કરવામાં આપી દીધાં. સુખ અને વૈભવની એક પણ વસ્તુ તેણે પાસે રહેવા દીધી નહિ, અને બહુજ ગરીબ માણસની પેઠે જીંદગી ગાળવા માંડી. તેણે એમજ માન્યું કે, "હું શાહજાદી નહિ, પણ એક વૃદ્ધ કેદીની કન્યા છું."

એ દેવીના મરણ સમયે તેનો ભાઇ પાદશાહ ઔરંગઝેબ તેની પાસે ગયો, ત્યારે દેવીએ તેના હાથમાં એક પત્ર આપ્યો; જેમાં તેણે લખ્યું હતું કેઃ–"મારી કબર ઉપર માદરપાટ સિવાય બીજું કાંઇ ઢાંકવું નહિ, કારણકે ગરીબની કબર ઉપર માદરપાટજ યોગ્ય છે. જેમ જીવતાં પણ પિતાની સાથે બહુજ ગરીબી હાલતમાં રહી છું, તેમ મૃત્યુ પછી પણ મારી કબર એક ગરીબની કબર જેવીજ હોય એમ મારી ઇચ્છા છે."

ભારતનાં હે વિદ્વાન અને ધનવાન પુત્ર પુત્રીઓ! એક વખતનો જગતભરનો શહેનશાહ આપણો પૂજ્ય ભારત પિતા પણ અત્યારે અજ્ઞાન અને દુઃખ દ્રારિદ્રના કેદખાનામાં રીબી રહ્યો છે; તો ચાલો આપણે પણ "જહાનઆરા"ના જ્ઞાન ચારિત્રનું ઉપલું જગ સુંદર ચિત્ર આપણા હૃદય અને આચારમાં ઉતારીએ અને ભારત પિતાની સેવામાં આપણાં નશ્વર તન મન ધનને સાર્થક કરીને અન્ય અનેક ભારતીય ભાઇ બ્હેનોને દાખલો આપીએ.

આ વિસ્તૃત અને કરોડોની જનસંખ્યા વાળા ભારત પિતાની સેવા માટે જન હિતનાં અનેક પ્રકારનાં કાર્ય અનેક ઠેકાણે થવાની અને તે બજાવવા સારૂ હજારો સ્વયંસેવકોની તથા અબજોના ધનની જરૂર પડશે; પરંતુ દેશનો પુણ્યોદયજ છે તો વિવેકાનંદ કહે છે તેમ ઇશ્વર ધૂળમાંથી પણ અનેક ધનિકો અને લોકસેવકો ઉપજાવી લેશે; માટે જેમને પણ તક દેખાય અને જેમનાથી પણ તેવી તકોનો લાભ લઇ શકાય તેમણે તે પૂર્ણ શોખથી લેવો જોઇએ; અને કર્ત્તાએ બધુંજ કરી મૂકેલું સમજીને નિમિત્ત બનાય તેમણે અહોભાગ્ય સમજવું જોઇએ. જુઓ, ભારતનો ભવ્ય ટેલીયો વીર વિવેકાનંદ અંતર ઉન્નતિની ઉચ્ચ શિલા ઉપર ઉભો ઉભો આજથી પચીસ વર્ષ પહેલાંના દીનહીન ભારતની આરપાર પોતાની આતુર યોગદ્રષ્ટિને ફેંકતો થકો તેના ભાવિ પ્રદેશમાં જે કાંઇ થતું તેને દેખાય છે, તે પોતાના બુલંદ અવાજવડે કહી સંભળાવીને સુચિત્ત ભારત સંતાનોને જગાવી રહ્યો છે કેઃ—

"**उत्तिष्ठत जागृत प्राप्य वरान्निबोधत** × × ઉઠો, ઉઠો,
"લાંબી રાત્રી પસાર થઇ ગઇ છે અને દિવસ આવે છે. સમુદ્રનું મોજું
"ઉછળ્યું છે તે હવે ભરતીનું રૂપ લે છે, ત્યારે તેના વેગ સામે પ્રતિરોધ
"કરવા કોઈ પણ શક્તિમાન થઇ શકશે નહિ. તે ભરતી તે મારા

"શિષ્યો, પ્રેમ છે—અરે પ્રેમ છે! શ્રદ્ધા છે—અરે શ્રદ્ધા છે! તો ભય
"ન રાખો. ભય તો મહાન પાપ છે."

× × × ×

"શ્રદ્ધા, દૃઢ શ્રદ્ધા રાખો કે પ્રભુની આજ્ઞા થઇ છે, ઇશ્વરી
"જુસ્સો આગળ વધ્યો છે. હિંદના સામાન્ય પ્રજાજનો અને ગરીબો
"સુખી થવાના છે. હર્ષિત થાઓ કે આધ્યાત્મિક જલવેગ ઉછળ્યો છે;
"તે જલ ભૂમિપર પસાર થાય છે અને કોઇ તેને અટકાવી શકતું
"નથી. પ્રમાણુમાં સીમા વગરતું આગળ ધસે છે અને સર્વને પોતામાં
"સમાવી દે છે એવું હું જોઉં છું. દરેક માણસ મોખરે આવે છે; દરેક
"સારૂં સારૂં તે વેગના બલમાં ઉમેરાતું જાય છે; દરેક બલ પોતાના
"માર્ગને સહેલો કરે છે અને તેનો યશ ઈશ્વરપર છે."

× × × ×

જગત પૂજ્ય મહર્ષિઓ અને સર્વજીત રાજર્ષિઓનાં સંતાન! હિંદની આશારૂપ શિક્ષીતો અને ધનિકો! હવે અગર મગરની આંટી ઘુંટીમાં કે વાચાળતાના વમળમાં અટવાઇ રહેવા જેવું નથી. ખ્યાલ કરો એ મહાત્માના શબ્દો તરફ અને તમારા દીન અજ્ઞ બંધુઓની દશા તરફ; તૈયાર થાઓ હિંદનાં ત્રીશ કોટી સંતાનોમાં જ્ઞાન ચારિત્રની લહાણી કરવા માટે; નિકળી પડો કર્મયોગના કુરૂક્ષેત્રમાં; તૂટી પડો એ અજ્ઞાન અને કુચારિત્રરૂપી શત્રુએ ઉપર; હોમી ધો તમારા સુખ, સ્વાર્થ, તન, મન અને ધનરૂપી પંચાગ્નની આહુતીઓને; હરીભરી બનાવો તમારા જ્ઞાનચારિત્રના અમૃત સિંચનથી આ અતિ સુષ્ક બની ગએલી ભારત વાટિકાને; રોપી જાઓ કિર્તિરૂપી અમ્મર ધ્વજને કે જેના આગળ ભારતની ભાવી પ્રજા નમન કરે અને તમારા પોતાના વંશજો પણ પેઢી દરપેઢી હજારો વર્ષ સુધી મગરૂરી અને ઉત્તેજના લઈ શકે કે અમે અમુકનાં સંતાન છીએ!

આપણા પ્રાચીન પૂર્વજો-મહર્ષિઓ અને રાજર્ષિઓ; તેમજ વર્તમાન ભારતના પૂર્વજો દાદાભાઇ-ગોખલે-દયાનંદ-વિવેકાનંદ વગેરે આપણી તરફ આતુરતાથી જોઇ રહ્યા છે અને પોતાનાં સ્વર્ગીય બળ બુદ્ધિની વૃષ્ટિ કરવા માટે એકી ટસે તાકી રહ્યા છે. ઉઠો તૈયાર થાઓ; તેમનાં આદેશ, આવેશ અને ઔદાર્ય વૃત્તને ઝીલવાને અને જીવનનું સાર્થક કરવાને !

મોક્ષેચ્છુ માટે પણ આ સમયમાં "સમાજ સેવા" જેવું સ્વાભાવિક અને ઉત્તમ બાહ્ય સાધન બીજું ભાગ્યેજ મળશે.

ધન્ય છે તે તન-મન-ધનને કે જે પવિત્ર ભારત વર્ષમાં ઉદભવીને તે પુણ્યભૂમિને જ્યારે અનેકવિધ સેવાઓની ઘણામાં ઘણી જરૂર છે, તેવે ખરે વખતે કામ લાગે છે !

હે પરમાત્મ દેવ ! હે અનાથોના નાથ ! હે બૂડતાના બેલી ! હે નોધારાના આધાર ! હે નિર્ધનોના ધન ! હે જ્ઞાનના સૂર્ય ! હે ચારિત્રના ચંદ્ર ! દેવપોઢી અગીયારસ (અગીયારમી સદી)ને ગયાને તો હવે બહુ દહાડા વિત્યા. ક્ષીરસાગરમાં ચાતુર્માસ તો પુરૂં થયું અને શરદનું સૌંદર્ય શરૂ થઇ ચૂક્યું. સાર્વજાનક દેવઉઠીઅગીયારસને વાર હોય તો હજીએ પોઢી રહો, પણ જાગવું તો ખરૂંજ ! કોઇ કોઇ ધનિકો અને શિક્ષતોના હૃદયમાં જાગ્યા પણ છોજ; પરંતુ ઘણામાં જાગો, અને આ તમારી અવતાર ભૂમિ તરફ સુતે સુતે પણ કોર ભરડો ! આપનું એક કૃપા કટાક્ષ પણ હજારો અને લાખો સુચિત્ત આર્ય પુત્ર પુત્રીઓમાં અપૂર્વ જાગૃતિ આણી મૂકશે. ભારતી દ્રૌપદિ આર્ત સ્વરે પુકારી રહી છે કે,—

"દીનન કે દીનાનાથ કરો કયું દેરી,"
"દુઃખ હરો દ્વારિકાંનાથ શરણુમેં તેરી."

ૐ

# समाप्त.

# ભારત ભક્તોની ભવ્ય વાણી.

## સ્વામી વિવેકાનંદ.

"હું અત્યાર સુધીમાં કાંઇ કરી શક્યો નથી, તમારેજ બધું "કરવાનું છે. જો હું આવતી કાલેજ ગુજરી જાઉં તો પણ મારૂં "કાર્ય પડી ભાગવાનું નથી. મને દૃઢ શ્રદ્ધા છે કે આપણા દેશના "સામાન્ય વર્ગમાંથી હજારો યુવકો નિકળી આવશે. તેઓ આવાજ "પ્રકારનું જીવનવ્રત લેશે અને મારી કલ્પનામાં ન આવે તેટલે સુધી "મારા કાર્યને ઉન્નત અને વિસ્તૃત કરશે. મને મારા દેશ ઉપર અને "ખાસ કરીને મારા દેશના યુવાન વર્ગ ઉપર પૂર્ણ શ્રદ્ધા છે."

× × × ×

"મારે જે જે કહેવાનું હતું તે બધું હું લખી શક્યો નથી, "પણ મારા બહાદુર પુત્રો! ભગવાન તમને બધું સમજવાની બુદ્ધિ "આપશે, ( અને ) તે તરફ મારા પુત્રો! પ્રયાણ કરો. પ્રભુનો "જય થાઓ."

× × × ×

"મારા જીવનનું સર્વસ્વ–કર્તવ્ય મેં એજ નિર્મિત કરેલું છે "કે એવું યંત્ર ગતિમાન્ કરવું કે જે દરેક વ્યક્તિને સૌ ઉમદા "વિચારો લઇ આવે, અને પછી તેનાપર દરેક સ્ત્રી અને પુરૂષ પોતાનું "ભવિષ્ય બાંધી લે. આપણા પૂર્વજોએ જીવનના અતિ મહત્વના પ્રશ્નો "કેવી રીતે સિદ્ધ કર્યા છે તેનું જ્ઞાન દરેકને આપવું, અને ખાસ "કરીને અત્યારે બીજાઓ શું કરે છે તે દરેકને દેખાડવું કે જેથી "તે પોતાના માટે શું માર્ગ લેવો તેનો નિશ્ચય કરી શકે."

× × × ×

" તમારાં સાંકડાં દરોમાંથી બહાર નિકળી બીજા લોકો તરફ
" જરા ડોળા ઉઘાડી જુઓ ! અન્ય પ્રજાઓ કેટલી ઝડપથી આગળ
" વધતી જાય છે ! મનુષ્યજાતિપર તમને પ્રેમ છે ? તમારી જન્મ-
" ભૂમિપર પ્રેમ છે ? જો તેમ હોય તો ચાલો, આપણે બધા જે જે
" વધારે ઉચ્ચ અને સારૂં છે તેને માટે જીવતોડ મહેનત કરીએ."

× × × ×

" શ્રદ્ધા-દયા, તીવ્ર શ્રદ્ધા અને ઉગ્ર દયા, તેને ખાતર જીંદગી
" કંઇ નથી, મરણ કંઇ નથી, ભૂખ વિસાતમાં નથી, ટાઢની અસર
" નથી. પ્રભુનો જય બોલી આગળ કૂચ કરો. પ્રભુ આપણો સરદાર
" છે. કોણ પડે છે તે તરફ દૃષ્ટિ ફેરવશો નહિ; આગળ વધો, બસ
" આગળ વધો. બંધુઓ ! તોજ આપણે આગળ વધ્યા કરીશું. એક
" પડશે તો બીજો તેના કામને હાથમાં લેતો જશે."

× × × ×

" જે ધનવાનો ગરીબોનો ઘાણ વાળી પૈસા મેળવી પોતાના
" ઠાઠમાઠવાળા પોષાકમાં આમ તેમ હરે ફરે છે; તેઓ જ્યાં સુધી
" ભૂખે મરતા અને જંગલી કરતાં જેમની સ્થિતિ કોઇ પણ રીતે
" ચઢીઆતી નથી એવા વીશ કરોડ માણસોને માટે કંઇ પણ કરતા
" નથી, ત્યાં સુધી તેમને હું દુષ્ટો ગણું છું."

× × × × ×

" જ્યાં સુધી કરોડો માણસો ભૂખ અને અજ્ઞાનમાં જીવન
" ગાળશે, ત્યાં સુધી જે માણસ તેઓના ખર્ચે ભણી કેળવાયેલો
" બન્યો હોવા છતાં તેમના તરફ થોડામાં થોડું પણ લક્ષ આપતો
" નથી, તેવા દરેક માણસને હું દ્રોહી ગણું છું."

× × × ×

" સત્યનો એક શબ્દ પણ કદી નષ્ટ થતો નથી. જમાનાના

"જમાના થયા તે કાદવ નીચે છૂપાયેલો રહે, છતાં પણ તે વહેલો
"કે મોડો સ્વતઃ બહાર પ્રગટવાનોજ. કેમકે સત્ય અવિનાશી છે,
"સદ્ગુણ અવિનાશી છે, પવિત્રતા અવિનાશી છે."

× × × ×

"કદાચ આપણે કોઈ ન જાણે તેમ, કોઇ દયા ન લાવે તેમ,
"કોઇ શોક ન કરે તેમ અને કાંઇ પણ સાધ્ય કર્યા વિના મરી
"જઇએ તે સંભવિત છે; પણ એક ઉમદા વિચાર છે તે કદી નષ્ટ
"થવાનો નથી. તે વહેલો કે મોડો અમલમાં આવવાનોજ."

## સર જગદીશચંદ્ર બોઝ.

"આપણે તો એવી જાતિનાં તથા એવા કુળનાં સન્તાનો
"છીએ કે જેણે મહાન કાર્યો અલ્પ સાધનોથી કર્યાં છે."

× × × ×

"સત્યાન્વેષીએ સ્વાનુભવથી જાણવું જોઇએ કે તેને પોતાને માટે
"નિરાંતનું જીવન નથી, પરંતુ સતત પ્રયાસ—અવિરત સંગ્રામ—એજ
"એનું ભાગ્ય છે. એણે તો લાભાલાભ તથા જયાજયને સમાન
"ગણીને પોતાના જીવિતનું બલિદાનજ આપવાનું છે."

× × × ×

"સ્વાર્થને માટે જ્ઞાનનો ઉપયોગ કરવાની અધમતામાંથી આપણે
"સર્વદા મુક્ત રહીએ, એમ આપણી રાષ્ટ્રીય સંસ્કૃતિનો આત્મા આપણી
"પાસેથી માગે છે."

× × × ×

"તેઓની (અસામાન્ય સમાજ સેવકોની) સંખ્યા અવશ્ય કરીને
"ન્હાનીજ રહેશે; તો પણ જે વસ્તુ મહત્વની છે તે તેમની સંખ્યા
"નહિ પણ તેમની "શક્તિ" છે."

× × × ×

"હું આ જગતમાં ખાલી હાથે આવ્યો છું અને તેવાજ ખાલી
" હાથે પાછો જનાર છું; માટે તેના વચગાળામાં જો કાંઇ પણ
" સંગીનકાર્ય સિદ્ધ થઈ શકે તો તે ખરેખર એક સદ્ભાગ્યજ છે."

× × × ×

## ગોપાલ કૃષ્ણ ગોખલે.

"હમણા આપણે આપણા દેશને માટે અનેક દિશામાં અહર્નિશ
" પ્રયત્ન કરવા જોઇએ. ઉજ્વળ દેશભક્તિથી પ્રેરાઇને જો આપણે
" આપણા દેશને સર્વાંગ સુંદર બનાવવાનો યત્ન કરીશું તો હમણાની
" લજામણી સ્થિતિ ઝાઝા દિવસ ટકી શકશે નહિ એ સ્પષ્ટ છે.
" આજે જ્યાં પણ નજર ફેંકીએ ત્યાં કામના ડુંગર પડેલા છે. તેને
" ખસેડવાને માટે હજારો સુશિક્ષિતોએ પોતાની જાત અર્પણ કરવી
" જોઇએ. આપણા ઉપર પ્રચંડ જવાબદારી રહેલી છે એમ સમજીને
" તેમને સ્ફુરણ થવું જોઇએ. જે ક્ષણ દેશકાર્ય સિવાય ઇતર ઉદ્યોગમાં
" જાય તે ફોગટ ગઈ છે એવી મનમાં તાલાવેલી લાગવી જોઇએ.
" જેનું ચિત્ત દેશમય થઇ ગયું છે તેને ઇશ્વર માતૃભૂમિનો ઉદ્ધારક
" બનાવ્યા સિવાય રહેશે નહિ."

# ગ્રાહકો પ્રત્યે ખાસ વિનતિ અને માહિતી.

## ૧—આવતું પુસ્તક વી. પી. થી મોકલાશે.

વિવિધગ્રંથમાળાનું સં. ૧૯૭૪ નું પહેલું પુસ્તક "રામકૃષ્ણ કથામૃત" છપાઇ રહેવા આવ્યું છે, અને તે આ પુસ્તક મોકલાયા બાદ એકાદ બે અઠવાડીઆમાંજ વી. પી. થી રવાના થવા માંડશે; માટે જેમને નીચલા પૈકીનું કાંઇ પણ લખવું હોય તેમણે તે તુરતમાંજ લખી મોકલવા તસ્દી લેવી.

૧. નવા વર્ષથી ગ્રાહક ન રહેવું હોય.
૨. ઠેકાણામાં ફેરફાર કરાવવાનો હોય.
૩. વર્ગ બદલવો હોય.

## ૨—લવાજમ અને કદ જેનું તેજ રહેશે.

કાગળ, પૂંઠાં વગેરેના ભાવ હવે એટલા બધા વધી ગયા છે કે જો તેના પ્રમાણમાં લવાજમ વધારવું પડે તો દરેક ગ્રાહકને દોઢેક રૂ. વધુ આપવો પડે; પરંતુ લોકો જ્યારે બીજી દરેક પ્રકારની સખત મોંઘવારીમાં સપડાયલા છે અને દરેક પત્ર, માસિક, માળા, વગેરે સર્વને મોંઘુ બનવું પડ્યું છે; તેવા સમયમાં આ સસ્તાપણાના ઉદ્દેશવાળી સંસ્થાએ પોતાનું ચાલે ત્યાં સુધી કોઈપણ રીતે ચલાવી લઇને લવાજમ કે કદમાં ફેરફાર ન કરવો; એવી ધારણા હોવાથી લડાઈ શરૂ થઈ ત્યારથી અત્યાર સુધી જેનું તેજ ધોરણ ચાલુ રખાતું આવ્યું છે.

ચાલુ વર્ષમાં તો લવાજમ વધારવુંજ પડ્યું હોત; પરંતુ મહાભારત તેમજ રાજસ્થાનના અકેક ભાગ માટેના કાગળોનો બદલો કરી લઇ આ કામમાં વાપરવાનું સૂઝવાથી અને છુટતા કાગળોની મોંઘારત કર-

કસરથી તેમજ જરૂર પડે તો ખાડો ખમી નિભાવી લેવાનું ઠરવાથી લવાજમ જેનું તેજ ચાલુ રાખવામાં આવ્યું છે.

આ પ્રમાણે કાગળોની સગવડ કરવામાં આ વખતે કેટલુંક સાહસ પણ ખેડવું પડયું છે; પરંતુ તેમ છતાં પણ તે સમયે જોઇતી જાતના કાગળો પુરતા નહિ મળવાથી કેટલાક રફ કાગળો પણ લેવા પડયા છે. આ કારણથી ગયા વર્ષની પેઠે આ વર્ષમાં પણ એકાદ બે પુસ્તક રફ કાગળ ઉપરજ કહાડવાં પડશે.

આ પ્રમાણે આખી દુનીઆની મોંઘારત વચ્ચે વિવિધગ્રંથમાળા જેમની તેમ ચાલુ રહે એ કોઇ કોઇ મનુષ્યોથી ખમી શકાતું નથી અને તેથી તેઓ એક યા બીજી રીતે ગમે તેમ બળાપો કહાડે છે; પરંતુ વર્તમાન દેશદશામાં તો એવું તેવું થોડું ઘણું ચાલ્યાંજ કરવાનું, માટે તેના તરફ આ સ્થળે વધુ ધ્યાન આપવાની જરૂર નથી.

### ૩—ચાલુ ૧૯૭૩ નાં પુસ્તકોનો પૃષ્ઠમેળ.

| અંક. | પુસ્તકનું નામ. | પૃષ્ઠ. |
|---|---|---|
| ૭૩થી ૭૪ | સ્વામી વિવેકાનંદ-ભાગ ૩ જો. | ૩૩૬ |
| ૭૫—૭૬ | અમેરિકાનો પ્રવાસ. | ૩૨૦ |
| ૭૭થી ૭૯ | સ્વામી વિવેકાનંદ-ભાગ ૪ થો. | ૪૩૨ |
| ૮૦થી ૮૨ | બંકિમ નિબંધમાળા | ૫૮૦ |
| ૮૩—૮૪ | ઉત્પત્તિ સ્થિતિ અને ભવિષ્ય. | ૪૬૬ |
| | | કુલ ૨૧૩૪ |

એમાં બે ચિત્ર બદલની સંખ્યા, તેમજ ગયા વર્ષની આ વર્ષમાં ગણી લેવાની પૃષ્ઠ સંખ્યા ઉમેરતાં કુલ સંખ્યા ૨૨૦૦ પૃષ્ઠ ઉપરાંત થશે.

### ૪—ચાલુ વર્ષમાં સોથી બસો પૃષ્ઠ ઓછાં આવશે.

ઉપલી વધારાની પૃષ્ઠ સંખ્યા બદલ ચાલુ ૧૯૭૪ ના વર્ષમાં સોથી બસો પૃષ્ઠ ઓછાં આવે તો આ નવા વર્ષથીજ જેઓ ગ્રાહક થાય

તેમણે પણ જુના ગ્રાહકોની પેઠેજ તે ઘટાડો ચલવી લેવો પડશે. અર્થાત્ નવા ૧૯૭૪ વર્ષમાં જુના તેમજ નવા ગ્રાહકોને ૧૮૦૦ કે ૧૯૦૦ પૃષ્ઠજ મળશે.

## ૫—સંવત ૧૯૭૪ નાં પુસ્તકો.

૧૯૭૪ માં નીચલામાંથી બની આવશે તે તે પુસ્તકો નીકળશે. રામકૃષ્ણ કથામૃત, ઉપનિષદ્‌નો ઉપદેશ, અમેરિકાનો પ્રવાસ ભાગ ૨ જો, બંકિમ કૃત ધર્મતત્ત્વ, સામાજીક વાર્તાઓ, સત્ય નિબંધાવલી, સર રવિંદ્રનાથ ટાગોર કૃત એકાદ પુસ્તક, અખાની વાણી ભાગ ૨ જો, અર્વાચીન શાસ્ત્ર અને શાસ્ત્રીય વિચાર, સોનેરી વચનો, વિવેકાનંદના સદુપદેશ. વળી નવીન પસંદગી જારી રહી તેમાંથી પણ કહાડવાની છૂટ રહેશે.

## ૬–હવે પછીથી નવા વર્ષના પહેલા પુસ્તકને બદલે પુરા થતા વર્ષનું છેલ્લું પુસ્તકજ વી. પી. થતું રહેશે.

દર વર્ષે અગાઉથીજ ચેતવણી અપાતી રહી છે કે જેમને નવા વર્ષથી ગ્રાહક ન રહેવું હોય તેમણે પ્રથમથીજ લખી જણાવવું કે જેથી કરીને વેલ્યુપેબલ પાછું વળતાં તેની પાછળ પોસ્ટેજ અને વ્યવસ્થા ખર્ચ મળીને જે ચાર પાંચ આનાનું નુકશાન થાય છે તે ન થાય. અનેક સજ્જનો સવેળાથીજ એ પ્રમાણે લખી જણાવવાની કાળજી રાખે છે; પરંતુ ઘણાકો તેમ નહિ કરતા હોવાથી દર વર્ષે પાંચસો સાતસો વી. પી. પાછાં વળે છે, અને તેમની બેકાળજીનું પરિણામ નાહક સંસ્થાને ભોગવવું પડે છે.

આ પ્રમાણે હકીકત હોવાથી હવેથી દર વર્ષે એવો નિયમ રહેશે કે પુરા થતા વર્ષનું છેલ્લું પુસ્તકજ અગાઉથી ખબર આપીને વી. પી. કરી મોકલાશે. જેઓ તે વી. પી. પાછું વાળશે તેઓ તે પુસ્તક ગુમાવશે અને પોતાની બેકાળજીનું ફળ પોતેજ ભોગવશે. આ પ્રમાણે ગુમાવેલું પુસ્તક કિંમત ખર્ચવા સિવાય તેમને મળી શકશે નહિ. પછી તે ગમે તેટલી કિંમતનું હો.

## ૭—આફ્રિકાનાં ગ્રાહકોને ખાસ સૂચના.

આફ્રિકા અથવા બીજે જ્યાં વી. પી. જઇ શકતાં નથી અને પોસ્ટલ ઓર્ડરથીજ લવાજમ મોકલાતું રહે છે, તેઓ પ્રત્યે આગલા પુસ્તકમાં જે સુચનાઓ અપાઇ છે, તે ઉપરાંત વિશેષ સુચવવાનું કે ત્યાંથી મોકલાતા પોસ્ટલ ઓર્ડરોમાંથી રૂપીએ એક આનો હવે અહિં કાપી લેવાતો હોવાથી તેટલા પ્રમાણમાં તેમણે વધારે રકમનોજ ઑાર્ડર મોકલવો. વિવિધ ગ્રંથમાળાનું લવાજમ વધારાના પોસ્ટેજ સાથે આ વર્ષથી તેમણે સાદાં પૂઠાંનું સાડાત્રણ શિલિંગ અને પાકાં પૂઠાં સાથે સાડાપાંચ શિલિંગ સમજવું.

## ૮—પુસ્તકો ગેરવલ્લે જવા વિષે.

કોઇનું કોઇ પુસ્તક રસ્તામાં ગેરવલ્લે જાય તેને માટે આ સંસ્થા જુવાબદાર નહિ હોઇને પૂછનારને માત્ર પુસ્તક રવાના થયાની તારીખજ અહિંથી લખી મોકલાશે. જે તારીખ સાથે તેમણે પોષ્ટ ખાતા ઉપર અરજી કરવી જોઇએ, અને નકારમાં ઉત્તર મળે તો તે ઉત્તર આ સંસ્થા ઉપર મોકલી આપવો જોઇએ કે જેથી તે ખાતે પોષ્ટખાતામાં વધુ તજવીજ કરવાનું અને પુસ્તક પાછું મળતાં ગ્રાહક ઉપર મોકલી આપવાનું બની આવે.

ઘણું કરીને સાર્વજનિક લાયબ્રેરીઓ તરફથી આવી ફરિઆદો વધુ આવે છે. પુસ્તક આવે કે પોષ્ટમેનના હાથમાંથી કે પાછળથી ઉડાવી જવાના અથવા બીજી રીતે ગેરવલ્લે જવાના સંભવો આવે સ્થળે વધુ હોય છે, અને પછી "પુસ્તક તમે મોકલ્યુંજ નથી" એમ કહીને રોબભેર માગણી કરવામાં આવે છે. માટે સવિનય જણાવવાનું કે, ગેરવલ્લેની જુવાબદારી જેમણે આ ખાતા ઉપરજ રાખવી હોય તેમણે લવાજમનું વી. પી. સ્વીકારવા પછી તુરતમાંજ રજીષ્ટરના ખર્ચ બદલ બાર આનાનો જુદો મનીઓર્ડર દર વર્ષે મોકલવા મહેરબાની કરવી.

## ૯—મનીઓર્ડરને બદલે. વી. પી.ની રીતજ વધુ સારી છે.

લાયબ્રેરીઓએ તેમજ નવા ગ્રાહક થવા ઇચ્છનારા સજ્જનોએ તેમજ ચાલુ ગ્રાહકોએ મનીઓર્ડરથી લવાજમ મોકલવા કરતાં વી. પી. ની રીતેજ પુસ્તક મંગાવીને લવાજમ ભરવું એ વધારે સગવડ તથા સલામતિ ભર્યું છે. મ. ઓ. ખર્ચ પણ બંનેમાં સરખોજ છે.

## ૧૦—લવાજમની પાવતી.

પુસ્તક વી. પી. થી મોકલતાં તેના ઉપર શિરનામાની બાજુમાં જે બીલ છાપેલું હોય છે તેજ લવાજમ ભરવાના દાખલા રૂપ છે. છતાં જેમને જુદોજ દાખલો અથવા બેવડા બીલની જરૂર હશે તેઓ અર્ધા આનાની ટીકીટ મોકલીને તે મેળવી શકશે.

**પોસ્ટેજ જુદું**—દરેક વર્ષની પેઠે સં. ૧૯૭૩ના વર્ષના સેટનું પોસ્ટેજ પણ હવેથી જુદું લેવાશે. જેઓ આ પુસ્તક પહોંચ્યા પછીથી આઠ દિવસ સુધીમાં એ સેટ મંગાવશે તેમને માટે તે માફ રહેશે.

## ૧૧—મહાભારતનાં આદિ અને સભાપર્વ.

આ પુસ્તકના પૃષ્ઠ ૭૩ મામાં આદિ અને સભાપર્વ સં. ૧૯૭૩ ના વર્ષમાં બહાર પડવા જણાવેલું છતાં, અને તે હકીકત લખાયાને એક વર્ષ થઇ જવા છતાં લડાઇ હજી નહિ મટવાથી તેમજ કાગળોના ભાવ વધુને વધુ સખ્ત થતા ચાલવાથી એ પુસ્તક લગભગ છપાઈ ચુકેલું હોવા છતાં હજી બહાર પાડી શકાયું નથી.

કાગળોની મોંઘારત લડાઇ મટયા પછી પણ કેટલેક અંશે કાયમ રહી જશે એતો નક્કીજ છે; પરંતુ તે કેટલી રહેશે અને તેને લીધે મહાભારતના આખા ગ્રંથ ઉપર વધારાનો કેટલો ખર્ચ ચ્હડશે, તેનું કશુંજ અનુમાન હાલ થઇ શકે તેમ નથી. આથી કરીને તે ખર્ચનો કેવી રીતે તોડ કહાડવો તે પણ વિચારવું ફાવે તેમ નથી. આ ખર્ચનો બીજો કોઇ રસ્તો કહાડવો નજ ફાવે તો છેવટે મૂલ્યમાં પણ વધારો

કરવોજ પડે; પરંતુ તે બાબત પહેલા ભાગની સાથેજ નક્કી થઇ જવાની જરૂર હોવાથી અને ઉપર જણાવ્યું તેમ હાલ તેમાંનું કશુંજ નક્કી થઇ શકે તેમ નહિ હોવાથી, આ ભાગ બહાર પાડવાનું કાર્ય લડાઇ મટીને કાગળના ભાવ ઠર પડતાં સુધી મુલતવી રાખવાની ફરજ પડે છે. વન તથા વિરાટ પર્વ પણ એ બાબતનો ઉકેલ આવ્યા પછી અને જોઇતા કાગળો મેળવી શકાયા પછીજ છપાવી શકાશે.

જેમને આ ઢીલ પસંદ ન હોઇને મહાભારતના ગ્રાહકમાંથી નિકળી જવું હશે, તેઓ સંસ્થા તરફથી મળેલી પાવતી કે દાખલો પાછો આપીને અનામત વાળો રૂ. ૧) પાછો મેળવી શકશે. શાંતિપર્વ તેમને આઠ આને ઓછે મળ્યું હશે તે બદલ કશુંજ કપાત કરાશે નહિ.

## ૧૨—મહાભારતનાં વધુ ગ્રાહક નોંધવાનું પણ હાલ બંધજ રહેશે.

ઉપર પ્રમાણે હકીકત હોવાથી આદિ તથા સભા પર્વ બહાર પડતાં સુધી આખા મહાભારતનાં વધુ ગ્રાહકો નોંધવાનું બંધ કરવામાં આવ્યું છે. વળી શાંતિપર્વની રદ્દ કાગળની રૂ. ૨) વાળી આવૃત્તિજ હવે શીલક છે, માટે જોઇએ તેમણે તેજ મંગાવવી. સારા કાગળ વાળી આવૃત્તિ તો હવે પછી જ્યારે આખા મહાભારતમાં ક્રમ આવતાં શાંતિ-પર્વ ફરીથી છપાશે, ત્યારેજ મળી શકશે.

## ૧૩—સ્વામીરામતીર્થ ભાગ ૧ થી ૫ ની નવી આવૃત્તિ.

આ પુસ્તકની નવી આવૃત્તિ તૈયાર થઇ છે, અને એ પછીના ૬-૭-૮-૯ ભાગો તથા સ્વામી વિવેકાનંદના ચાર ભાગ અને ટુંકી વાર્તાઓના ત્રણ ભાગ પણ બહોળી માગણીને લીધે વિવિધમાળાના સેટો-માંથી છુટા પાડીને છુટક વેચવા ગોઠવણ થઇ છે. જે વિષે આ પછીના પૃષ્ઠોમાં અપાયલી જાહેરાત તરફ ખાસ ધ્યાન ખેંચવામાં આવે છે.



વિવિધમાળાનાં નીચલાં પુસ્તકો પણ વિશેષ માગણીને લીધે સેટોમાંથી કહાડીને છુટકની છાપેલી કિંમતે આપવાનું ઠરાવ્યું છે. દરેકનું કદ રોયલ ૧૬ પેજી છે.

# વિવેકાનંદના સદુપદેશ-ભાગ ૧થી ૪.

ચાર પુસ્તકમાં બાંધેલા છે. કુલ પૃષ્ઠ સંખ્યા ૧૫૨૫, મૂલ્ય સાદાં પૂઠાં સાથે રૂ. ૨૫ પાકાં પૂઠાં સાથે રૂ. ૩। પો. ०ન્ન અને ०॥.

# ટુંકી વાર્તાઓ--ભાગ ૨—૩—૪.

આ ત્રણે પુસ્તક જુદાં જુદાં બાંધેલાં છે.

આ વાર્તાઓ સાંસારિક હોઇને દરેક સ્ત્રી-પુરૂષ માટે અત્યંત બોધપ્રદ છે. ઘરમાં, સગાંમાં અને જ્ઞાતિમાં ચાલતા કલેશ કંકાસો, અણબનાવો, ખરાબ રૂઢીઓ વગેરેના સંબંધમાં આ વાર્તાઓ સચોટ અસરકારક છે.

કુલ પૃષ્ઠ સંખ્યા ૯૨૫ છે. મૂલ્ય ત્રણે ભાગનું સાદાં પૂઠાં સાથે રૂ. ૧॥ અને પાકા પૂઠાં સાથે રૂ. ૨॥૫ છે; પરંતુ રૂ. ૧ાન્ન અને પાકાં પૂઠાં સાથે રૂ. ૨) લેવાશે. પોસ્ટેજ ०ા૫

પ્રતો વધુ નહિ હોવાથી આ પુસ્તકો પણ મંગાવવા છતાં ન આવે ત્યારે ખલાસ થએલાં સમજવાં, અને ઉત્તરની રાહ જોવી નહિ.

# બંકિમ નિબંધ માળા.

બંગાળાના સાહિત્ય સમ્રાટ તરીકે ગણાઇ ચૂકેલા મહાન લેખક બંકિમચંદ્ર ચેટરજીના હાસ્યપ્રદ, બોધપ્રદ તેમજ ગંભીર, એવા પુષ્કળ લેખોનો આ ગ્રંથમાં સંગ્રહ છે. રોયલ ૧૬ પેજી પૃષ્ઠ ૫૮०, ૨૬ કાગળ, મૂલ્ય ०॥ાન્ન પાકું પૂઠું રૂ. ૧.

**સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય-મુંબઈ નં. ૨ અને અમદાવાદ.**

# મહાત્માઓનાં સુવર્ણવાક્ય.

"સત્ય" અથવા તો જગતનાં "સુખ-ચેન" એ બેમાંથી ગમે તે પસંદ કરવાની તક ઈશ્વર દરેક અંતઃકરણને આપે છે. એમાંથી ગમે તે એકજ તમે લઇ શકશો-બન્ને એક સાથે તમને કદી મળવાનાં નથી.

× × × × ×

હવેલીઓમાં રહેનારાં ઘણાં માણસો અસંતોષ અને મદથી પૂછે છે કે જીંદગી આવી બોજારૂપ અને કંટાળાભરી કેમ છે? જ્યારે બીજી તરફ એવા પુષ્કળ માણસો છે કે જેઓ ગરીબમાં ગરીબ અને ઝુંપડીઓમાં રહેતા છતાં પણ ઈશ્વરનો અખૂટ પ્રેમ અનુભવે છે અને માની લે છે કે ઈશ્વર કૃપાથી આપણે નવેનિધ અને અષ્ટમહાસિદ્ધ છે.

× × × × ×

પોતાના હૃદયના વિકાર ધોયા વિના બીજાનું ભલું કરવા દોડનારો માણસ, કાદવવાળા પોતાના હાથવડે બીજાનું મ્હોં લુંછવા જનારના જેવો છે.

× × × × ×

**यस्यास्ति सद्ग्रन्थ विमर्शभाग्यं किं तस्यशुष्कैश्चपला विनोदैः** અર્થાત્ જેના ભાગ્યમાં સારા સારા ગ્રંથો વાંચવા-વિચારવાના હોય છે, તેને ચંચળ લક્ષ્મીના શુષ્ક વિનોદ શી ગણતરીમાં છે?